## આ પુસ્તક નીચેને સ્થળેથી મળી શકશે.

૧. મોહનલાલ જેશીંગભાઇ એન્ડ બ્રધર્સ,
બનારસી કાપડના વેપારી. માણેકચોક **અમદાવાદ.**

૨ ડો અનંતરાય વિશ્વનાથ દવે, **મુંદ્રા (કચ્છ.)**

૩. પટણી બ્રધર્સની કું. કેમીસ્ટ એન્ડ ડ્રગીસ્ટ.
મંગળદાસ રોડ પ્રિન્સેસ સ્ટ્રીટ, **મુંબઇ.**

૪ મુખ્યાજી જમનાદાસ નાનજી
નવનીતરાયની હવેલી ઘાટકોપર. **મુંબઇ.**

૫ સી પી દોશી એન્ડ કો
૯ પી ઓ બોકસ ૧૩૪ બંદર રોડ. **કરાંચી.**

૬ મોહનલાલ જેશીંગભાઇ એન્ડ બ્રધર્સ.
બનારસી કાપડના વેપારી ચોક **બનારસ.**

# અર્પણ.

પરમ પૂજ્ય

સ્વામીશ્રી નિત્યાનન્દજી મહારાજના

ચરણ કમલે.

नित्यानन्द परमसुखद
केवल ज्ञानमूर्ति
द्वन्द्वातीत गगनसदृश
तत्त्वमस्यादि लक्ष्य
एक नित्य विमलमचल
सर्वधी साक्षीभूत
भावातीत त्रिगुणरहित
सद्गुरु त्वां नमामि



છેલ્લી અવસ્થામાં સ્વામીજીએ કહેલો શ્લોક.

किं करोमि. क्व गच्छामि.
किं गृह्णामि त्यजामि किम् ।
आत्मना पूरितं सर्वं
महाकल्पाम्बुना यथा ॥

અર્થ :-

જેવી રીતે મહાકલ્પને
વખતે વિશ્વ સમસ્ત
જળમય થઇ જાય છે
તેવી રીતે આત્માથીજ
આ બધું વ્યાપ્ત હોવાથી
શું કરવાનું રહે છે?
ક્યાં જવાનું રહે છે?
શું ગ્રહણ કરવાનું
કે
શું તજવાનું રહે છે?

## પહેલી આવૃતિની

# પ્રસ્તાવના



यो ब्रह्माण विदधाति पूर्व.
यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।
त ऽह देवमात्मबुद्धिप्रकाश.
मुमुक्षुर्वै शरणमह प्रपद्ये ॥

આત્મજ્ઞાનના ઘણા પુસ્તકો છપાયા છે અને છપાશે તેમજ મહાત્માઓના જીવન ચરિત્રો પણ ઘણા છપાયા છે અને છપાશે તેમા આ પુસ્તકથી ઉમેરો થાય છે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવુ અને તેમા નિષ્ઠા થવી એ કામ એકદમ સહેલુ નથી જેટલા પ્રમાણમા અનાત્મા તરફ રાગદ્વેષ રહે છે તેટલા પ્રમાણમા મુશ્કેલી રહે છે તે મુશ્કેલી દૂર કરવાના સાધન અધિકારી પ્રમાણે અને વખત પ્રમાણે જુદા જુદા હોય છે

હિદુસ્થાનમા તત્વજ્ઞાનનુ સાહિત્ય પ્રાચીન કાળથી એટલુ બધુ ખેડાઈ ગયુ છે કે પ્રસ્થાનત્રયીમા એટલે ગીતા ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રમા હિદુ ધર્મનો મુખ્ય ઉપદેશ સમાઈ ગયેલ છે ૧૦૮ [illegible] ઉપરાત [illegible] બ્રહ્મસૂત્ર [illegible]

કરી શકે નહિ પણ એ જુના પ્રમાણુભૂત શાસ્ત્રો ઉપર નવી નવી ટીકાઓ થયા કરે છે અને થશે.

પણ સાયન્સમાં એટલે ભૌતિક શાસ્ત્રમાં નવી નવી શોધ થતી જાય છે, તેની અસરથી કેળવણી ફરતી જાય છે અને આર્યોના સંસ્કારમાં બીજી પ્રજાના સંસ્કારની ભેળસેળ થતી જાય છે તેથી આત્મજ્ઞાન માટે નવી મુશ્કેલીઓ ઉભી થાય છે. તે નવી મુશ્કેલીઓ નવી રીતે દૂર કરવાના નવા સાધન બતાવનાર નવા મહાત્માઓની જગતને જરૂર છે અને રહેશે

હાલના સમાજ જીવનમાં એક માણસ પાસે એક વખતે ઘણી ફરજો ભેગી થાય છે અને તેમાંથી કેમ નીકળવુ એ તેને સુઝતું નથી તેથી ભૂતકાળના શાસ્ત્રોના ઉપદેશનો સારો ભાગ વર્તમાનકાળના સંજોગોમા લોકો બરાબર પાળી શકે, તેવી રીતે લોકોની પાસે મુકવો અને લોકોને સમજાવવો તેમાં વિદ્વાનોની અને મહાપુરુષોની બુદ્ધિની કસોટી છે

માણસના જીવનમાં મુખ્ય મુશ્કેલી મન, પ્રાણ અને શરીરના સ્વભાવની છે. કેટલીક ખોટી માન્યતાને લઇને એટલે અજ્ઞાનને લઇને ઘણા માણસોના મનમાં ઘણા સંકલ્પો આવે છે, તેમના પ્રાણ વચલી ઉમરમાં મનને બહુ ચંચળ કરે છે અને મોટી ઉંમરે શરીરને બહુ અશકત કરે છે.

એક વખત એક ૪૫ વર્ષના કુવારા અગ્રેજ અમલદારને મે પૂછ્યુ કે “ તમે આટલી ઉમર સુધી કેમ પરણ્યા

નથી ? ત્યારે તેમણે જવાબ આપ્યો કે “ I am already a fool myself, if I marrry, there will be two fools in my house” એટલે કે “ એક તો હુ પોતે મૂર્ખ છુ અને જો હુ પરણુ તો મારા ઘરમા બે મુર્ખ ભેગા થાય ”

આવી મુશ્કેલી ગ્રહસ્થાશ્રમમા ન આવે તેટલા માટે પ્રાચીન કાળથી હિન્દુ સસારમા વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ ગોઠવેલી છે તે ક્રમ પ્રમાણે જો જીવન ગાળવામા આવે તો બ્રહ્મચર્ય અવસ્થામાજ કોઇ આ મનિષ્ઠ ગુરુ પાસે જ્ઞાન લેવા જવું પડે અને તે વખતે ગુરુ પાસે શાસ્ત્રનો અભ્યાસ કરતા તે માણસમાથી કેટલુક મૂર્ખપણ નીકળી જાય છે જીદગીની શરૂઆતમા જો મૂર્ખપણુ નીકળી જાય તો આખી જીદગીના તેનો જે લાભ મળે તે જેવો તેવો નથી

શકાતા નથી, ધરતીકંપ, દુકાળ, લડાઇઓ અને જળ પ્રલય વિગેરે આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક દુઃખો ઉપર સમાજનું જોર ચાલતું નથી.

બધા દુઃખોની આત્યંતિક નિવૃતિ કરવી હોય તો જન્મ મરણથી છૂટવાની જરૂર છે અને તેને માટે આત્મ જ્ઞાનની જરૂર છે.

વળી, જેનામાં આત્મજ્ઞાન હોય તેમનું જીવન ચરિત્ર સાધારણ લોકોના ચારિત્રથી વિલક્ષણ હોય છે. તે સમાજ કે સઘના ઘડેલા નિયમ પ્રમાણે હોતું નથી પણ શાસ્ત્રોના નિયમ પ્રમાણે અને આત્મજ્ઞાની પુરુષોના અનુભવ પ્રમાણે હોય છે આત્મજ્ઞાની પુરુષો જ્યારે સમાજ ઉપર દયા કરે છે ત્યારે તેઓ પોતાનો આત્મા આપે છે અને સામા માણસનો આત્મા જાગ્રત કરી, પૂર્ણ બનાવી, તેને ત્રિવિધ તાપથી મુક્ત કરે છે.

અંગ્રેજી કેળવણીમાં ઘણેભાગે જાગ્રત અવસ્થાના સુખ દુઃખનો વિચાર થાય છે. હિંદુઓના ધર્મશાસ્ત્રોમાં જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા એ ચાર અવસ્થાનો વિચાર થાય છે અને તેમાં એમ સમજાવેલ છે કે જાગ્રત અવસ્થાનું માણસનુ સુખ એ સ્વપ્ન અવસ્થાના સુખ જેવું છે.

આપણે જે પ્રકારનુ સુખ ભોગવવાની ઇચ્છા કરીએ છીએ તે પ્રકારની જવાબદારી તે વખતેજ ઉત્પન્ન થાય છે અને જે પ્રકારની ફરજ બજાવીએ છીએ તે પ્રકારનું સુખ મળે છે તેથી સુખની દિશા તરફ બરાબર ધ્યાન રાખવું જોઇએ

મહાભારતમાં શાંતિપર્વમાં કહેલ છે કે —

यच्च काम सुखं लोके यच्च दिव्य महत सुखम ।
तृष्णाक्षयसुखस्यैते. नार्हन्ति षोडशीं कलाम ॥

આ લોકના કામોની તૃપ્તિનું જે સુખ છે અને સ્વર્ગ લોકના કામોની તૃપ્તિનું જે દિવ્ય અને મોટું સુખ છે તે બન્ને સુખ, કામોની તૃષ્ણાને (કામનાને) તજી દેવાથી થતા સુખની સોળમી કળા જેટલું પણ ગણાવાને લાયક નથી

બધા ધાર્મીક પુસ્તકોમાં શરૂઆતમાંજ આ બાબત ખાસ ભાર મૂકીને સમજાવવામાં આવે છે

આ ઉપરથી એટલું ચોક્કસ થઈ શકે છે કે જેઓને સંસારનું સુખ ગમે છે તેઓ આત્મજ્ઞાનને માટે લાયક નથી જેમને આત્મજ્ઞાનનો માર્ગ લેવો હોય તેમને સંસારના સુખ ઉપર અભાવ આવવો જોઈએ તે કાયમ રહેવો જોઈએ અને જેમને સંસારનું સુખ ગમતું હોય તેમનો ત્યાગ પણ કરવો ન જોઈએ આ બાબત ઘણાએ સાંભળેલી હોય છે પણ બહુ થોડાને સમજણી હોય છે અને તેથી પણ થોડા વર્તનમાં લાવી શકે છે, કારણ કે આ સિદ્ધાંત પ્રમાણે જીવન ગાળવામાં બે ત્રણ [illegible] બાબત ઉભી થાય છે અને તેમાંથી કેમ નીકળવું તે સૂઝતું નથી તોપણ નીચેના ત્રણ ઉપાય કેટલેક અંશે કામ આવી શકે તેમ છે —

૨ જ્યારે બે ત્રણ ફરજ એકજ વખતે ઉત્પન્ન થાય ત્યારે જે માણસ પોતે પ્રથમથી રહેતો હોય અને પોતાના જીવન માટે કેટલીક અગવડ ભોગવવાની ટેવ પાડી હોય તો તેને ખરો રસ્તો મળી આવે છે. જે માણસને દરેક બાબતમા બધી જાતની સગવડ જોઇએ છે તે માણસની ફરજો વધતી જાય છે, તેના ચિત્તમાં વિક્ષેપ વધે છે અને બે ફરજ એક વખત ઉત્પન્ન થાય ત્યારે શું કરવુ તે તેને સુઝતું નથી

૩ જ્યારે બે ત્રણ ફરજ એક વખતે ઉત્પન્ન થાય ત્યારે તેવા સંજોગોમાં શાસ્ત્રો શો ઉપદેશ આપે છે અને જ્ઞાની પુરુષોએ તેવા સંજોગોમા કેવા માર્ગ લીધા હોય છે તેનો વિચાર કરવો જોઇએ.

જો ઉપર જણાવેલ ઉપાય લેવામાં નહિ આવે તો જ્યારે બે ફરજ એકજ વખતે ઉત્પન્ન થશે ત્યારે ઉંચી ફરજ મુકીને હલકી ફરજ સ્વીકારવાનુ મન થઇ જશે કારણકે સંસારમા મનને હલકા સુખની ટેવ પડી ગઇ હોય છે. જ્યારે આવી સ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે એમ સમજવું કે સેવા કરનારના પૂન્ય કરતાં જેની સેવા થાય છે તેના પૂન્યનુ જોર વધારે પ્રમાણમાં હોય છે

મહાત્માઓ સમાજને આત્માના સુખનો માર્ગ બતાવે છે તેમની સમાજની ભાવનામા માત્ર પોતાનો દેશ નહિ પણ આખી મનુષ્ય જાતિ, બીજા પ્રાણીઓ અને વનસ્પતિ અને પંચ મહાભૂતોનો પણ સમાવેશ થાય છે. મહાત્માઓ

કોઇને ઉદ્વેગ પમાડતા નથી અને કોઇથી ઉદ્વેગ પામતા નથી, તેઓ આખા જગતને ચાહે છે અને આખુ જગત તેમને ચાહે છે તેઓ જ્યારે પોતાનાથી ઓછી બુદ્ધિવાળાની અને નાના માણસોની સેવા કરે છે ત્યારે વ્યવહારિક લાભ એ ગૌણપણે રહે છે અને આગળ કહ્યુ તેમ પારમાર્થીક લાભ મુખ્ય રહે છે તેથી તેમના જીવન ચરિત્રો વાંચવાથી સંસારના સુખનો માર્ગ મળતો નથી પણ નિત્યસુખનો માર્ગ મળે છે અને અજ્ઞાન દૂર થાય છે

આ દ્રષ્ટિએ જોતા સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજનુ જીવન ચરિત્ર અને તેમનો ઉપદેશ તત્વજ્ઞાનના જીજ્ઞાસુઓને બહુ ઉપયોગી છે તેમનુ શરીર હયાત હતુ ત્યારે કાંઇક ઉપદેશ ગ્રંથરૂપે લખી આપવા માટે જ્યારે તેમને વિનતિ કરવામા આવતી હતી ત્યારે પોતે એમ જવાબ આપતા કે " આપણા શ્રી શંકરાચાર્ય જેવા મહાપુરુષો ઘણા ગ્રંથો લખી ગયા છે, તેમનાથી વધારે કાંઇ કહેવાનુ રહેતુ નથી, વળી મારી વૃત્તિ ઘણો વખત બહિર્મુખ રહેતી નથી તેથી ગ્રંથાદિ લખવા જેટલી વ્યુત્થાન દશા ઉત્પન્ન થતી નથી."

મગજમાં ઘણી વાતો ભરેલી હોય છે અને આત્મજ્ઞાનના ખરા ગ્રાહક બહુ થોડા હોય છે, તેથી આત્મજ્ઞાનના ભાષણોથી લોકો ઉપર બહુ અસર થતી નથી પણ આ કામ દુકાનદારી જેવું છે જેને આત્મજ્ઞાન થયુ હોય તેણે એક જગ્યાએ બેસી રહેવું અથવા બીજે ગામ જવું હોય તો ત્યાં પણ આશ્રમની માફક એક જગ્યાએ રહેવું જોઇએ જેને જરૂર હશે તે ત્યાં જ્ઞાન લેવા આવશે અને જ્યારે લેવા આવશે ત્યારે થોડોક સંસાર ભૂલીને આવશે; તેથી તે જીજ્ઞાસુએ ખાલી કરેલ જગ્યામાં તેના અધિકાર પ્રમાણે કાંઇક જ્ઞાન લઇને જશે"

સ્વામીજી એમ પણ બોલતા હતા કે.—

"પહેલા દાતા મે ભયા, હરિકું સોંપ્યા શીશ;
પીછે દાતા હરિ ભયા, કહાં કરૂ બક્ષીસ"

એક વખત સ્વામીજીએ નીચે પ્રમાણે એક દ્રષ્ટાંત આપ્યો હતો :—

"કોઇ એક સાધુ હતા, તેની પાસે તેના શિષ્યો રજા લેવા ગયા અને કહ્યું કે "મહારાજ અમારા ઉપર દયા રાખજો અને અમને યાદ કરજો" ગુરુએ જવાબ આપ્યો કે "અમારા પાપ જાગ્યા હશે તો પ્રભુને યાદ કરવાનુ છોડીને તમને યાદ કરશું"

સિદ્ધાંતમાં, સ્વામી શ્રી નિત્યાનન્દજી પણ કોઇના ક્ષેમ કુશળ પૂછતા નહિ અને કોઇની વ્યવહારની વાતોમાં ભળતા નહિ પણ જો આત્મજ્ઞાનની વાતો થતી હોય તો

બહુજ આનંદથી તેમા ભળી જતા હતા અને જીજ્ઞાસુઓનો આત્મા જાગ્રત કરી દેતા હતા

પીહડીઆના કેટલાક પટેલોને સ્વામીજી પાસેથી કોઇ સારો ગ્રંથ સાંભળવાની ઇચ્છા થઇ હતી તેઓને આખો દિવસ ખેતરમા કામ કરવુ પડતુ હતું તેથી તેમને માટે ખાસ રાત્રીના વખત લઇને સ્વામીજીએ તેમને ‘વિચાર સાગર’, ‘શંકરાનંદી ગીતા’ વિગેરે સંભળાવ્યા હતા

સ્વામીજી કહેતા કે બધુ બ્રહ્મરૂપ છે તેથી જેને બીજુ દેખાય છે તેણે પોતાની ભુલ કાઢવાની છે તે માટે શાસ્ત્રો અને ગુરૂઓ માણસોને વા વાર સાવધ કરી ગયા છે આ બાબતમા સ્વામીજીએ નીચે પ્રમાણે એક દ્રષ્ટાંત એક વખત આપ્યો હતો —

થઇ ગયા. તેમણે છેવટ સુધી વરરાજાનો પોષાક ઉતાર્યો નહોતો પણ મન ભગવાનમાં જોડી દીધું હતું ”

આ રજબ સાહેબ એક મહાન સંત થઇ ગયા છે તેમની રચેલી એક સાખી કે જે સ્વામીજી કોઇ કોઇ વાર બોલતા હતા તે આશ્રમમાથી (ફાટેલા કાગળના કકડા ઉપર) મળી આવેલ છે તેમા લખેલુ છે કે—

‘ રજબ જાકી ચાલસો,
દિલ ન દુઃખાયા જાય,
ઇહાં ખલક ખિજમત કરે,
ઉતવે ખુશી ખુદાય

સ્વામીજીની નિષ્ઠા આત્મામા એવી દૃઢ થઇ ગઇ હતી કે ઉપર જણાવ્યુ તેમ તેમણે કોઇ ખાસ પુસ્તક લખેલ નથી પણ છૂટી છૂટી નોધ તેમણે પોતાના ઉપયોગ માટે કરેલ છે. વળી તેમના ભક્તોને તેમણે આપેલ ઉપદેશની થોડીક નોધ તેમના ભક્તો તરફથી મળી શકી છે તે ઉપરથી આ પુસ્તક તૈયાર કરવામાં આવેલ છે. તેમા સ્વામીજીના વ્યવહારિક જીવનનો અને પારમાર્થીક જીવનનો ઘણો ભાગ સમાઇ જાય છે.

સ્વામીજીએ કાઠીઆવાડમા ઘણા વર્ષ રહીને ગુજરાતી ભાષાનો સારો પરિચય કરી લીધો હતો છતા કોઇ વખતે બોલવામાં હિંદી અને ગુજરાતી ભાષાનુ મિશ્રણ રહેતું, અને ગુજરાતી ભાષામાં હાથના લખેલા અક્ષરો વાચવામા તેમને થોડીક મુશ્કેલી પડતી હતી.

લાઠી અને આસોદર તરફના સ્વામીજીના કેટલાક ભક્તોએ “દ્વિજદાસ” ના નામથી રચાએલા કેટલાક ભજનો આ પુસ્તકમા છાપવા માટે મોકલ્યા હતા તેમનુ કહેવુ એવુ છે કે આ ભજનો સ્વામી શ્રી નિત્યાનન્દજીના પોતાના રચેલા છે પણ રાજકોટના અને બીજા સ્થળોના સ્વામીજીના ભક્તો કહે છે કે “તેઓના ઘણા વર્ષના પરિચયમા પણ સ્વામીજીએ આ વાત કોઈ દિવસ તેઓને કરેલ નથી” તેથી આ બાબત કાંઈક શંકાવાળી થવાથી અને આ પુસ્તકનુ કદ ધાર્યા કરતા વધી જવાથી “દ્વિજદાસ” ના ભજનો આ પુસ્તકમા દાખલ કરેલ નથી બીજી આવૃત્તિમા જરૂર લાગશે તો તે દાખલ કરી શકશે

આ પુસ્તકમા જ્ઞાન ઉત્પન્ન થવાના સાધનો માત્ર આવશે એટલુજ નહિ પણ જ્ઞાનના નિર્ણય થવાને માટેના સાધનો વધારે પ્રમાણમા મળી આવશે તેથી આ પુસ્તક જીજ્ઞાસુઓને તેમજ જ્ઞાની પુરૂષોને પણ ઉપયોગી છે આ કોઈ નવુ શાસ્ત્ર નથી પણ પ્રમાણ ભૂત શાસ્ત્રો દ્વારા આત્મ સાક્ષાત્કાર માટે અને આત્મ નિર્ણય માટે સ્વામી શ્રી નિત્યાનન્દજીએ જે જે સાધનો કહ્યાં તેના સ્વરૂપ જાણવાની આ તેમની ટુંક ગીતા છે

અને તેથી જુદી જુદી યોનિઓમા ભટકે છે. વળી, કોઇ કોઇ જગ્યાએ એવું લખેલુ જોવામા આવે છે કે જીવ સ્વભાવથીજ શુદ્ધ છે, તે જન્મતો નથી અને મરતો પણ નથી. આ બન્ને વાત અધિકારીની અપેક્ષાએ સાચી છે. જે જીવને દેહનું અભિમાન હોય તે દેહના ધર્મ (એટલે જન્મ મરણ) પોતાના માને છે, તેથી તેને જુદા જુદા લોકમાં ભટકવાનુ રહે છે પણ જેને હમેશા અથવા ઘણો વખત એમ લાગ્યા કરે છે કે દેહના ધર્મ (જન્મ મરણ) પ્રાણના ધર્મ (ભુખ તરસ વિગેરે) અને મનના ધર્મ (સુખ દુઃખ વિગેરે) એ મારા નથી અને હુ તેનાથી નિત્ય અસગ છું, અને એ જ્ઞાનમાં નિષ્ઠા બધાય છે તેને જન્મ મરણ નથી. વેદાંતમા પહેલી દશાને જીવનો વાચ્યાર્થ કહે છે, બીજી દશાને જીવનો લક્ષ્યાર્થ કહે છે, માટે શાસ્ત્રોમાં અને આ પુસ્તકમાં જે બાબત જે અપેક્ષાથી કહેવામાં આવેલ હોય તે તે અપેક્ષાથી સમજી લેવી જોઇએ

ભક્તિ માર્ગની દ્રષ્ટિએ જોતાં ભગવાન ઉપર પરમ પ્રેમ એ ' ત્વંપદ ' લક્ષ્યાર્થ ઉપરનો પ્રેમ છે અને તે પ્રેમ માટે જીવનો શરણભાવ એ ત્વંપદ વાચ્યાર્થનો ત્યાગ છે.

નિષ્કામ કર્મમાર્ગમાં, કર્મની શરૂઆતમા અને કર્મને છેડે નિષ્કામ ભાવ રાખવાની જરૂર માનેલી છે, તેનાથી અહકાર દૂર થાય છે અને તે વેદાંતની દ્રષ્ટિએ ત્વપદ વાચ્યાર્થનો ત્યાગ છે. તે પછી સમભાવ ઉત્પન્ન થાય છે અને તે વેદાંતની દ્રષ્ટીએ ત્વંપદ અને તત્પદનો લક્ષ્યાર્થ છે.

આ પુસ્તકમાં જે પદરમું પ્રકરણ છે તે સ્વામી શ્રી પ્રકાશાનન્દજીએ તૈયાર કરાવી મોકલી આપેલ છે તેથી સ્વામીશ્રી નિત્યાનન્દજી અને સ્વામીશ્રી પ્રકાશાનન્દજીના ભક્તોને તેમની વાણી વાચવાનો લાભ આ પુસ્તકમાંથી મળી શકશે.

સ્વામીશ્રી પ્રકાશાનન્દજીએ તેમના લખાણમાં (એટલે પદરમા પ્રકરણમાં) કોઈ કોઈ જગ્યાએ કાચા વૈરાગ્યવાળા ઉપર સખત ટીકા કરેલ છે તે ટીકાની દૃષ્ટિથી કરેલ છે એમ સમજવાનું નથી પણ આત્મ સાક્ષાત્કારના માર્ગના જીજ્ઞાસુઓ પોતાના સાધનમાં કાચા ન રહે તે ઉદ્દેશથી તેમણે લખેલ છે. તીવ્ર વૈરાગ્ય વગર શ્રવણગુણ મળતું નથી અને તેથી આત્મ સાક્ષાત્કાર માટે જરૂર પડતો ત્યાગ કરવાના જીજ્ઞાસુઓ કોઈ બહાના આગળ ધરી ન લે તે માટે તેમણે વારંવાર ચેતવણી આપેલ છે. સ્વામીશ્રી નિત્યાનન્દજી પણ કહેતા કે --

પ્રકરણનુ ગુજરાતી ભાષાંતર જામનગરના મહામહોપાધ્યાય શાસ્ત્રીજી હાથીભાઇએ સ્વામીની સેવા તરીકે કરી આપેલ છે. ગીતા કરતાં પણ મ્હોટા પુસ્તકનુ સારૂં ભાષાંતર ટુંકી મુદતમા કરી આપવા માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે વળી આ પુસ્તક છપાવ્યા પહેલાં તેનો ઘણો ભાગ શાસ્ત્રીજી હાથીભાઇએ વાંચીને યોગ્ય સુધારા કરી આપેલ છે

વેદાતતીર્થ માયાપ્રસાદજીએ સ્વામીશ્રી નિત્યાનન્દજીના જીવન સબધમા બોધ મળે તેવા ત્રણ ચાર પાના લખી મોકલેલ છે દુધરેજના બ્રહ્મીભૂત મહતશ્રી રઘુવીરદાસજી કે જે સ્વામીશ્રી નિત્યાનન્દજીને ગુરુ માનતા હતા તેમની સાથે વેદાતતીર્થ માયાપ્રસાદજી પહેલીવાર સ્વામીજીના દર્શન માટે પીઠડીએ આવ્યા હતા અને તે પછી યાત્રાઓમાં સ્વામીજીની સાથે રહ્યા હતા તેઓશ્રી કહે છે કે યાત્રામા પણ સ્વામીજી સવારે સૌના પહેલાં ઉઠી પોતાનુ ધ્યાન વિગેરે નિત્યકર્મ બરાબર કરતા અને કોઇ સ્વામીજીને પૂછે કે “ આટલા વહેલા ઉઠી બેઠા બેઠા આપ શુ કરો છો ત્યારે સ્વામીજી જવાબ આપતા કે “ એ તો ટેવ પડી ગઇ છે ”

વળી રાજકોટના વિદ્વાન પુરુષ સ ધ ભા અને ધર્મરત્ન ગુલાબરાયભાઇએ સ્વામીજીના જીવન ચરિત્ર સબધમા કેટલીક હકીકત આપેલ છે અને “ વેદાંત સિદ્ધાંત ” નામનુ આ પુસ્તકનુ બારમુ પ્રકરણ લખી મોકલેલ છે

પ્રકરણનું ગુજરાતી ભાષાંતર જામનગરના મહામહોપાધ્યાય શાસ્ત્રીજી હાથીભાઇએ સ્વામીની સેવા તરીકે કરી આપેલ છે. ગીતા કરતાં પણ મ્હોટા પુસ્તકનુ સારૂં ભાષાંતર ટુંકી મુદતમા કરી આપવા માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે વળી આ પુસ્તક છપાવ્યા પહેલાં તેનો ઘણો ભાગ શાસ્ત્રીજી હાથીભાઇએ વાંચીને યોગ્ય સુધારા કરી આપેલ છે

વેદાંતતીર્થ માયાપ્રસાદજીએ સ્વામીશ્રી નિત્યાનન્દજીના જીવન સબંધમાં બોધ મળે તેવા ત્રણ ચાર પાના લખી મોકલેલ છે દુધરેજના બ્રહ્મીભૂત મહંતશ્રી રઘુવીરદાસજી કે જે સ્વામીશ્રી નિત્યાનન્દજીને ગુરુ માનતા હતા તેમની સાથે વેદાંતતીર્થ માયાપ્રસાદજી પહેલીવાર સ્વામીજીના દર્શન માટે પીહંડીએ આવ્યા હતા અને તે પછી યાત્રાઓમાં સ્વામીજીની સાથે રહ્યા હતા તેઓશ્રી કહે છે કે યાત્રામા પણ સ્વામીજી સવારે સૌના પહેલા ઉઠી પોતાનુ ધ્યાન વિગેરે નિત્યકર્મ બરાબર કરતા અને કોઇ સ્વામીજીને પૂછે કે “ આટલા વહેલા ઉઠી બેઠા બેઠા આપ શુ કરો છો ત્યારે સ્વામીજી જવાબ આપતા કે “ એ તો ટેવ પડી ગઇ છે ”

વળી રાજકોટના વિદ્વાન પુરુષ સ. ધ ભા. અને ધર્મરત્ન ગુલાબરાયભાઇએ સ્વામીજીના જીવન ચરિત્ર સબધમાં કેટલીક હકીકત આપેલ છે અને “ વેદાંત સિદ્ધાંત ” નામનુ આ પુસ્તકનુ બારસું પ્રકરણ લખી મોકલેલ છે

ઉતારેલા છે, આવા પુરૂષોની વાણી એ વેદના વાકય જેવી પ્રમાણભૂત હોય છે."

સ્વામી શ્રી નિત્યાનન્દજી વિદેહ મુક્ત થયા ત્યારે બે ત્રણ સારા સન્યાસીઓએ પણ એમ કહ્યુ હતું કે "સંન્યાસીઓના મુગટરૂપ એક સંન્યાસી આ જગતમાથી અદ્રશ્ય થયા છે"

સ્વામીશ્રી નિત્યાનન્દજીના નિકટ સબધમાં આવેલ સ્વામીશ્રી શકરાનન્દજીની પ્રેરણાથી કાશી નિવાસી સ્વામીશ્રી રામાનન્દજીએ આ પ્રસ્તાવનાની પાછળ આપેલ 'પ્રશસ્તિ' લખી મોકલેલ છે તેમજ આ પુસ્તક છાપવા આપ્યા પહેલાં સ્વામીશ્રી રામાનન્દજીએ વ્યાકરણની દ્રષ્ટિથી કેટલાક શ્લોકો સુધારી આપેલ છે

વળી સ્વામીશ્રી નિત્યાનન્દજીના ઉપદેશની થોડીક નોંધ સ્વામીશ્રી શકરાનન્દજીની પાસે છે તેમાંથી કેટલાક શ્લોકો, અને 'પરા પૂજા' મળેલ છે તે શ્લોકો તેરમા પ્રકરણમા [illegible] કરેલ છે અને 'પરા પૂજા' પરિશિષ્ટ ૫ મા મુકેલ છે

બારમુ પ્રકરણ "નિગમાગમવાક્ય રત્નાવલિ"નુ છે તેમા [illegible] સારા પુસ્તકોનો સાર છે તે સ્વામીશ્રી નિત્યાનન્દજીને બહુ પસન્દ હતું અને તેમના શરીરની [illegible] બાદ તેમના પુસ્તકોના બડલમાંથી જીર્ણ સ્થિતિમા [illegible] આવેલ છે વળી તપાસ કરતા હાલ તે કોઇ જગ્યાએ [illegible] નથી તેથી સ્વામીજીના ભક્તોની ખાસ ઇચ્છાથી [illegible] બારમા પ્રકરણરૂપે તે દાખલ કરેલ છે * આ

[illegible] આ પ્રકરણનુ ૧૭ મુ વચન છે

ઉતારેલા છે, આવા પુરૂષોની વાણી એ વેદના વાકય જેવી પ્રમાણભૂત હોય છે."

સ્વામી શ્રી નિત્યાનન્દજી વિદેહ મુક્ત થયા ત્યારે બે ત્રણ સારા સન્યાસીઓએ પણ એમ કહ્યુ હતું કે "સંન્યાસીઓના મુગટરૂપ એક સન્યાસી આ જગતમાંથી અદ્રષ્ય થયા છે"

સ્વામીશ્રી નિત્યાનન્દજીના નિકટ સબધમા આવેલ સ્વામીશ્રી શકરાનન્દજીની પ્રેરણાથી કાશી નિવાસી સ્વામીશ્રી રામાનન્દજીએ આ પ્રસ્તાવનાની પાછળ આપેલ "પ્રશસ્તિ' લખી મોકલેલ છે તેમજ આ પુસ્તક છાપવા આપ્યા પહેલાં સ્વામીશ્રી રામાનન્દજીએ વ્યાકરણની દ્રષ્ટિથી કેટલાક શ્લોકો સુધારી આપેલ છે

વળી સ્વામીશ્રી નિત્યાનન્દજીના ઉપદેશની થોડીક નોધ સ્વામીશ્રી શકરાનન્દજીની પાસે છે તેમાથી કેટલાક શ્લોકો, અને 'પરા પૂજા' મળેલ છે તે શ્લોકો તેરમા પ્રકરણમા દાખલ કરેલ છે અને 'પરા પૂજા' પરિશિષ્ટ ૫ મા મુકેલ છે

સોળમું પ્રકરણ "નિગમાગમવાક્ય રત્નાવલિ"નુ છે તેમાં ૨૫ સારા પુસ્તકોનો સાર છે તે સ્વામીશ્રી નિત્યાનન્દજીને બહુ પસદ હતું અને તેમના શરીરની હયાતિ બાદ તેમના પુસ્તકોના બડલમાથી જીર્ણ સ્થિતિમા મળી આવેલ છે વળી તપાસ કરતાં હાલ તે કોઇ જગ્યાએ મળી શકતું નથી. તેથી સ્વામીજીના ભક્તોની ખાસ ઇચ્છાથી આ પુસ્તકમાં સોળમા પ્રકરણરૂપે તે દાખલ કરેલ છે * આ

---

* બીજી આવૃતિમા આ પ્રકરણ ૧૭ મુ થયેલ છે

પ્રકરણનું ગુજરાતી ભાષાંતર જામનગરના મહામહોપાધ્યાય શાસ્ત્રીજી હાથીભાઇએ સ્વામીની સેવા તરીકે કરી આપેલ છે. ગીતા કરતા પણ મ્હોટા પુસ્તકનુ સારૂ ભાષાંતર ટુંકી મુદતમા કરી આપવા માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે વળી આ પુસ્તક છપાવ્યા પહેલાં તેનો ઘણો ભાગ શાસ્ત્રીજી હાથીભાઇએ વાચીને યોગ્ય સુધારા કરી આપેલ છે

વેદાતતીર્થ માયાપ્રસાદજીએ સ્વામીશ્રી નિત્યાનન્દજીના જીવન સબધમા બોધ મળે તેવા ત્રણ ચાર પાના લખી મોકલેલ છે દુધરેજના બ્રહ્મીભૂત મહતશ્રી રઘુવીરદાસજી કે જે સ્વામીશ્રી નિત્યાનન્દજીને ગુરુ માનતા હતા તેમની સાથે વેદાતતીર્થ માયાપ્રસાદજી પહેલીવાર સ્વામીજીના દર્શન માટે પીઠડીએ આવ્યા હતા અને તે પછી યાત્રાઓમાં સ્વામીજીની સાથે રહ્યા હતા તેઓશ્રી કહે છે કે યાત્રામા પણ સ્વામીજી સવારે સૌના પહેલા ઉઠી પોતાનુ ધ્યાન વિગેરે નિત્યકર્મ બરાબર કરતા અને કોઇ સ્વામીજીને પૂછે કે " આટલા વહેલા ઉઠી બેઠા બેઠા આપ શુ કરો છો ત્યારે સ્વામીજી જવાબ આપતા કે " એ તો ટેવ પડી ગઇ છે "

વળી રાજકોટના વિદ્વાન પુરુષ સ ધ ભા અને ધર્મરત્ન ગુલાબરાયભાઇએ સ્વામીજીના જીવન ચરિત્ર સબધમા કેટલીક હકીકત આપેલ છે અને " વેદાત સિદ્ધાંત " નામનુ આ પુસ્તકનુ બારમુ પ્રકરણ લખી મોકલેલ છે

એટલુંજ નહિ પણ આ પુસ્તક છપાયા પહેલાં તેનો ઘણો ભાગ પોતે જાતે તપાસી તેમાં યોગ્ય સુધારા વધારા સુચવ્યા હતા

છાપખાનાને માટે આ પુસ્તક સારા અક્ષરે પહેલીવાર લખી આપવામાં રાજકોટમાં નદવાણા બોર્ડીંગના હાઉસ માસ્તર વજેશંકરભાઇએ સારી મદદ કરેલ છે

આ પુસ્તક પુરૂં લખાઇ ગયા પછી તેને છપાવી પ્રસિદ્ધ કરવાની જરૂર પડી. તે માટે જેતપુરના નામદાર દરબાર સાહેબ શ્રી મુળુવાળા સાહેબ કે જેમણે સ્વામીજીની સેવા ખરા દીલથી લગભગ ૧૯ વર્ષ કરી છે તેમની પાસે આ પુસ્તક છપાવવાના ખર્ચની વાત મુકતા તેઓશ્રીએ ખુશીથી બધુ ખર્ચ ઉપાડી લીધેલ છે અને તેથી આ પુસ્તક (પહેલી આવૃત્તિ) જીજ્ઞાસુઓને વીના મુલ્યે તેમની પાસેથી મળી શકશે * તે માટે તેઓશ્રીને ધન્યવાદ ઘટે છે અને સ્વામીજીના અમર આત્મા તરફથી તેઓશ્રીના કલ્યાણ માટે આશીર્વાદ મળે એવી અમારી પ્રાર્થના છે

જામનગરના મહાનુભાવ મહંત શ્રી રામપ્રસાદજીને સ્વામી શ્રી નિત્યાનન્દજી ઉપર ઘણો પૂજ્યભાવ હતો તેમણે એક વખતે ના દરબાર સાહેબને સ્વામીજીની બાબતમાં કહ્યુ હતું કે " આ રત્ન સાચવવા જેવું છે છતાં કોઇ કારણથી આપનાથી ન સચવાય તો અમને આપજો, અમે

* પહેલી આવૃત્તિ ખપી જવાથી હવે મળી શકે તેમ નથી

તેમની યોગ્ય સેવા કરશું." પણ નામદાર દરબાર સાહેબનો ભાવ પૂર્ણ હતો તેથી તેમણે આ રત્નને ૧૯ વર્ષ સુધી સારી સ્થિતિમાં સાચવી રાખ્યુ અને અનેક જીજ્ઞાસુઓને સ્વામીજીના જ્ઞાનનો લાભ લેવાની સગવડ કરી આપી તે માટે પ્રભુએ તેમને બે પુત્ર રૂપે બદલો આપેલ છે, જેતપુરનુ રાજ્ય આપેલ છે અને હજુપણ તેમના ભાવ પ્રમાણે પ્રભુ તેમને લાભ આપશે. એક ભક્તે ગાયુ છે કે –
'કોઈનો ભાર ન રાખે મુરારી, આપે વ્યાજ સીખે ગર્થ વાળી, સુદામાજીના તાંદુલ લીધા, તેના મહેલ કનકનારે કીધા" વિગેરે

આ પુસ્તક માટે સ્વામીજીના ભક્તો રા રા પુરૂષોતમ રવજીભાઇએ તથા રા રા. વલ્લભજી રતનજી ભટ્ટે વખતો વખત ઘટતી સુચનાઓ આપીને આ પુસ્તક તૈયાર કરવામા અને હકીકતો મેળવવામાં પોતાનો બીજો વ્યવસાય છોડીને શારીરીક મહેનત લઇને પણ કેટલુક ઉપયોગી કામ ઉપાડી લીધુ હતું તેથી આ પુસ્તકનુ કામ જોઇએ તેટલુ સરળતાથી આગળ વધતું હતું

તે ઉપરાત છાપખાનાના માલિકે, મેનેજરે અને તેમની નીચેના માણસોએ ઘણી મહેનત લઇને, કેટલીકવાર રાત્રે જાગીને પણ, આ પુસ્તકનુ કામ વગર વિલબે, માત્ર ત્રણ મહિનામાં પુરૂ કરી આપેલ છે સ્વામીજીના જીવનચરિત્રનુ કામ હાથમાં લીધા પછી, આ પ્રેસને મળતુ કામ ઘણુ વધી ગયુ છે એ પણ સ્વામીજીના નામનો પ્રતાપ છે

ઉપરના સર્વ સજ્જનોએ જે જે વખતે જે જે મદદ આપેલ છે તે માટે તેમનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. તેમની મદદ વગર આવું મ્હોટુ કામ કોઇરીતે પૂર્ણ થઇ શકે તેમ નહોતું પણ સૌથી વધારે મદદ કે જેને માટે ખાસ લખવાની જરૂર જણાય છે તે એ છે કે આ કામમાં ભગવાનનો અનુગ્રહ, સ્વામીજીના અમર આત્મા તરફથી વારવાર મળતી પ્રેરણાઓ અને વાચનારાઓના પુન્ય એ મુખ્ય કારણ છે લેખક તો માત્ર નિમીત્ત રૂપે થયેલ છે, તેનાથી આવું મ્હોટુ કામ થઇ શકે તેમ નહોતું, સૂર્યના ગુણ લખવામાં પતગીયુ કેટલો પ્રયત્ન કરી શકે?

આ પુસ્તક લખતી વખતે ઘણીવાર સ્વપ્નામા બ્રહ્મીભૂત મહાનુભાવ પરમ પૂજ્ય સ્વામીશ્રી નિત્યાનન્દજી મહારાજે દર્શન આપ્યા હતા અને કેટલોક સત્સગનો લાભ પણ તે વખતે આપ્યો હતો. થોડા દીવસ પહેલાં એક ભક્તને સ્વામીજીએ સ્વપ્નામાં કહ્યુ કે "થોડી દેર પહેલા મેં મહાન અશકુ ધારણ કર ગયા"

સ્વામીજીનુ શરીર હયાત હતું ત્યારે પણ છેલ્લા ત્રણ વર્ષમાં તેમના તરફથી મને ઘણો પારમાર્થીક લાભ મળેલ છે. ત્રણ વર્ષ પહેલાં જ્યારે હું પહેલીવાર સ્વામીજીના દર્શન માટે પીઠડીઆ ગયો ત્યારે સવારના ૯ા વાગ્યાનો વખત હતો પોતે બહારથી ફરી આવીને આશ્રમમાં પ્રવેશ કરતા હતા હું તેમની પાછળ આશ્રમમા દાખલ થયો, તેમને પ્રણામ કરી તેમની પાસે બેઠો અને કહ્યુ કે

"સ્વામીશ્રી પ્રકાશાનન્દજી પાસેથી આપના વખાણ સાંભળીને આપના સત્સગ માટે આવેલ છુ" તે વખતે નીચે પ્રમાણે થોડી વાતચીત થઇ હતી

સ્વામીજી—કાંઇ શાસ્ત્રનો અભ્યાસ કરેલ છે?

ઉત્તર—સ્વામીશ્રી વામદેવતીર્થ પાસે ઘાટકુપરમાં પ્રસ્થાનત્રયનો અભ્યાસ કર્યો છે અને તેમની પાસેથી વિવેક ચુડામણિ, પચદશી, નૈષ્કર્મ્યસિદ્ધિ વિગેરે કેટલાક પ્રકરણ ગ્રંથો પણ શ્રવણ કર્યા છે

સ્વામીજી—ત્યારે તમને હવે કાંઇ સમજાવવાનુ રહેતું નથી.

ઉત્તર—આપના અનુભવની વાણી સાભળવાની ઇચ્છા છે

સ્વામીજી—જીવ તો કલ્પિત છે ને !

ઉત્તર—જી હા

આટલો જવાબ આપતા મારા પહેલાના અભ્યાસના ઘણા સારા સસ્કારો તાજા થઇ ગયા

બીજીવાર જ્યારે હુ સ્વામીજીના દર્શન માટે પીઠડીઆ ગયો ત્યારે પોતે શરૂઆતમા કહ્યુ કે "મીટ જાનેકા હૈ", ત્રીજીવાર મળ્યો ત્યારે પોતે કહ્યુ "ચૈતન્ય કોરા કડાક છે તેમા જરાપણ પોલ ચાલે તેમ નથી", ચોથીવાર મળ્યો ત્યારે કહ્યુ કે "ભિન્ન સતા નથી," વિગેરે વિગેરે તેમના તરફથી મને વારવાર આત્મજ્ઞાનની આવી ઉંચી

વાતો સાંભળવાનું મહાભાગ્ય પ્રાપ્ત થયુ હતું તે માટે તેમના ઉપકારનો બદલો ભાષાથી અથવા બીજી કોઈરીતે વાળી શકાય તેમ નથી પણ તેમના ચરણે ફૂલની પાખડી પણ ધરી શકાય તો ચિત્તને સંતોષ થાય, વળી આવા બ્રહ્મનિષ્ઠ મહાત્માના ગુણના વર્ણનમાં વાણીની સાર્થકતા થાય, શરીર પણ એ ભગવત સ્વરૂપની સેવામા લાગી પવિત્ર થાય અને તેમનો જે બોધ છૂટક છૂટક જગ્યાએ અપ્રસિદ્ધ સ્થિતિમાં પડયો હતો તે એકત્ર થાય તો તેમનુ સ્મરણ રાખી, બીજાઓને અને મને આનંદ લેવાનુ સાધન મળે એવા હેતુથી આ પુસ્તક યથાશક્તિ તેયાર કરેલ છે અને તે પરમ પૂજ્ય સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજના ચરણ કમળમા ધરી વિરામ પામુ છુ.

સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજ તેમના શરીરની હયાતિમા કેટલાક ભક્તોના ગુરૂ હતા. હવે શરીરનુ બંધન છૂટી જતાં તેઓશ્રી જગતના ગુરુ થયા છે તે જગતમાં રહેલા સર્વ પ્રાણી માત્રનું કલ્યાણ કરે એવી અંતરની ભાવના સાથે પ્રાર્થના કરી આ પ્રસ્તાવના સમાપ્ત કરૂ છુ.

રાજકોટ,
તા ૧-૧૧-૧૯૩૫.

મો. જે



## બીજી આવૃતિની

# પ્રસ્તાવના



ईशावास्यमिदञ्सर्वं यत्किंच जगत्यां जगत् ।
तेन त्यक्तेन भूञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् ॥



ગુજરાતની પુણ્યવતી જન્મભૂમિનાં અમર સતાનો સમક્ષ ઇશ્વર કૃપાથી "નિત્ય પ્રસાદ"ની આ બીજી આવૃતિ રજુ કરવાનો અવકાશ મળ્યો છે

તત્ત્વજ્ઞાનના પુસ્તકો વાચવાથી માણસમા ડહાપણ વધે છે, સમતા અને સયમ આવે છે અને એ લાભ જગતની બધી મિલ્કત કરતાં અધિક છે. જેમ સમુદ્રના જ્ઞાન વગર અને ખગોળ વિદ્યા જાણ્યા વગર સમુદ્રમા વહાણ હાકવુ એ એક પ્રકારનુ મુર્ખપણુ છે તેમ આત્માને જાણ્યા વગર સારૂ જીવન ગાળવાની ઇચ્છા રાખવી એ તેટલુજ નિરર્થક છે

આ જગતમાં જન્મી જેમને એવી ખાત્રી થઇ હશે કે "જગતના સર્વ વ્યવહારિક લાભ કરતાં સત્ય વસ્તુનુ જ્ઞાન થવુ, તેનો અનુભવ થવો" એજ પરમ લાભ છે એવા ઉત્તમ અધિકારીને કુદરતી રીતે એવી બુદ્ધિ પ્રાપ્ત થાય છે કે જેથી આવા પુસ્તકો વાંચવામાં અને સમજવામા મુશ્કેલી પડતી નથી પણ કોઇ જીજ્ઞાસુને કોઇ બાબત તરત ન સમજાય તો તેથી ન કટાળતા તેજ વિષય એકથી વધારે વખત વાચવાથી સ્પષ્ટ થઇ જશે.

પરમ પૂજ્ય સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજની વાણી સરળ હતી પણ તેમાં અર્થની ગભીરતા ઘણી હતી તેથી આવા પુસ્તકો ધીરજથી વાચવા જોઇએ કોઇ વાર્તાનુ પુસ્તક હોય તો તેની વસ્તુ ઉપર એકદમ દોડી શકાય પણ તત્ત્વજ્ઞાનના આવા પુસ્તકોમા ગભીર બાબતોનો ગંભીરપણે વિચાર કરવામાં આવ્યો હોય છે તેથી વાંચનારને કોઇ કોઇ જગ્યાએ મહેનત પડશે પણ જેટલી મહેનત પડશે તેથી અધિક લાભ તો જરૂર થવાનો, કારણકે ભગવાને શ્રીમુખે ગીતામા કહેલ છે કે સત્ય થોડુ સમજાય તોપણ તે મહાન ભયમાથી બચાવે છે

વળી આવી બાબતો સમજવા માટે જેવી બુદ્ધિની જરૂર છે તે પ્રાપ્ત કરવા માટે તત્ત્વજ્ઞાન ઉપર જેટલા પ્રેમની અને જેટલી જીજ્ઞાસાની જરૂર છે તે ઉત્પન્ન કરવા જોઇએ. જ્યારે ઉચી વાતો ન સમજાય ત્યારે તે વાતો ખોટી છે એમ માનવાનુ નથી પણ તે સમજવા માટે જુદા પ્રકારની બુદ્ધિની જરૂર રહે છે

વળી, આત્મ સાક્ષાત્કારના માર્ગમા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂની જરૂર છે જે ગુરૂએ આત્માનો અનુભવ લીધો હોય, જે પ્રાણી માત્રને આત્મા રૂપે જોતા હોય અને જેમની વાણીમાં આત્માનો અનુભવ ઝળકી નિકળતો હોય, તેમની સેવા કરીને, તેમને પ્રસન્ન કરીને જે જ્ઞાન લેવાય તેનાથી શિષ્યનુ કલ્યાણ થાય છે.

તેથી સેવાનુ રહસ્ય પણ જાણવાની જરૂર છે ખરી સેવા તેજ કહેવાય કે જયા માણસ પોતાના કરતા વધારે સદ્‌ગુણ જેમનામાં હોય તેમની સેવા કરે છે પણ વર્તમાન કાળમાં સમાજ સેવાના સપ્રદાયના જોરને લઇ, કેટલાક માણસો પોતાનાથી ઓછી બુદ્ધિવાળાની સેવા કરી તેમના તરફથી મળતા વખાણથી પોતાને વિદ્વાન માને છે. આવી સેવા તે સેવા નથી પણ દયા છે, અને જે બીજા ઉપર દયા કરે તે દયાળુ કહેવાય છે, પણ તેને સેવક કહી શકાય નહિ આવી સ્થિતિમાં સેવાની દીશા ફરી જાય છે જ્ઞાની પુરૂષોની સેવા કરવાથી સેવા કરનારમાં જ્ઞાન વધે છે અને જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે આત્મભાવે સેવા થાય છે અને જયારે આત્મભાવે સેવા થાય ત્યારે સેવાનો વખત અને વ્યવહારીક કામનો વખત જુદો રહી શકતો નથી તેની સેવા એ નિત્ય સેવા બની રહે છે સેવા કરવામા માત્ર કર્મનુ ફળ ભગવાનને અર્પણ કરવાથી કૃતાર્થતા થતી નથી પણ કર્તાપણુ અર્પણ કરવુ જોઇએ તે અર્પણ કરતાં અહકાર દૂર થાય છે, તે સુધારાનો સુધારો છે અને સુધારાનો અત છે

વળી, આત્માર્થી માણસમાં કાયમ ઉત્સાહ રહેવો જોઇએ ગમે તેવા વિઘ્ન આવે તોપણ નિરાશ થવુ જોઇએ નહિ એમ સમજવુ જોઇએ કે મનુષ્ય જીદગી એ એક પ્રકારનુ યુદ્ધ છે તે યુદ્ધમા પોતાના સ્વભાવને જીતવાનો છે. કોઇ વખતે તેમા હાર મળે તેથી દબાઇ જવાનુ નથી. તે હાર સ્વપ્નામા થતી હારની માફક ક્ષણિક રહે છે

કારણકે બધા દોષને જીતનાર આત્મા તો હમેશાં જાગ્રત અને સૌને નિત્ય પ્રાપ્ત છે આવી આત્મ-ભાવનાને બ્રહ્માસ્ત્ર અથવા રામબાણ કહે છે.

આવા સાધનથી આત્માનો આનંદ અભિવ્યક્ત થશે. જેમ જેમ તે મળશે તેમ તેમ તેની વધારે ઇચ્છા થશે. થોડો અનુભવ મળ્યા પછી આ આનંદ સમાધિ દશામાં રહે છે એટલુજ નહિ પણ વ્યુત્થાન દશામાં પણ તેની અસર રહે છે.

તેથી આવો દિવ્ય આનંદ બરાબર સ્થિર થાય તેટલા માટે એકાંત સેવન બહુ ઉપયોગી છે. કોઇપણ રીતે, કોઇપણ નિમીતથી હમેશા બને તેટલો વખત એકાંતમાં પોતાનો સ્વભાવ નિરીક્ષણ કરવાની ટેવ રાખવી જોઇએ. સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજને પણ એકાંત બહુ પ્રિય હતી.

એક વખત તેઓ શ્રી આંસોદરથી રાત્રે નીકળી જલાલપુર પાસે માંડવા ગામે પધાર્યા અને એકાંત માટે ગામની પૂર્વ દીશાએ લાલજી રાજા ભગતની વાડીએ આસન કર્યું, પણ સત્સંગની અનુકુળતા માટે ગામના સેવકો સ્વામીજીને વિનતી કરી ગામમાં પધરાવી લાવ્યા અને તેમને માટે રામજી મંદિરમાં મેડી ઉપર રહેવાની વ્યવસ્થા કરી. દીવસના ચારથી છ વાગ્યા સુધી સત્સંગનો વખત રાખ્યો હતો, તે વખતે સ્વામીજી મેડીનુ બારણું ખોલતા અને મુમુક્ષુ જનોને જ્ઞાનનો લાભ આપતા હતા.

પરતુ એક ભગત સ્વામીજી પાસે અનિયમીત વખતે આવીને મેડીનો દરવાજો ખખડાવી "સ્વામીજી, દ્વાર ખોલો" એમ બોલતો." સ્વામીજીએ આ માણસને ઘણુ સમજાવ્યું કે ચાર બજ્યા પછીજ સૌ સત્સગ માટે આવે છે, તેમની સાથે આવવું, પણ તેણે સ્વામીજીનુ કહેવુ માન્યુ નહિ, એટલે એક દીવસે સ્વામીજી વહેલા ઉઠી, શૌચ, સ્નાન કરવા જગલમા ગયા અને ત્યાંથી બીજે ગામ ચાલ્યા ગયા. ખરા સાધુઓને એકાત બહુ ગમે છે કારણકે એકાંતમા આત્મભાવનુ રક્ષણ થાય છે, તેમની સગવડતા સાચવીને બીજાઓએ તેમની પાસેથી જ્ઞાન લેવુ જોઇએ

અસગભાવ વગર સર્વોત્મભાવ આવતો નથી તેથી સામાન્ય કોટીના માણસોમાં ભળવું જોઇએ નહિ વહેલા મોડા દેહભાવે સૌને જુદા પડવાનુ છે અને તેથી મનુષ્ય જીવનના ટુકા સમયમા ખાસ જરૂર કરતાં વધારે સબધ વધારવા જોઇએ નહિ અને ખાસ જરૂર સીવાય પ્રવૃતિઓ પણ વધારવી નહિ સ્વામીશ્રી નિત્યાનદજી મહારાજના જીવન ચરિત્રમા આ પુસ્તકમા ઘણે સ્થળે બતાવેલ તે પ્રમાણે પ્રભુ પરાયણ જીવન ગાળવાથી અજ્ઞાન દૂર થાય છે અને સર્વત્ર સદા પ્રભુનાજ દર્શન થાય છે.

તેનો અર્થ એ છે કે બ્રહ્મજ્ઞાનીની દ્રષ્ટિમાં બધુ બ્રહ્મરૂપ દેખાય છે, પણ માયામા રહેલ માણસોને ઘણીવાર એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે જો બધુ બ્રહ્મરૂપ હોય તો અજ્ઞાન

ક્યાંથી આવ્યુ? અને શી રીતે અને કોણે ઉત્પન્ન કર્યું? આ પ્રશ્ન કેટલાક વિદ્વાન પુરુષોની બુદ્ધિને પણ ગોટાળામાં નાખે છે

હાલના હિંદી પ્રધાન લોર્ડ ઝેટલાંડ ૨૦ વર્ષ પહેલા બગાળાના ગવર્નર હતા તેના દિલમાં આ પ્રશ્ન ઉત્પન્ન થયો હતો તેણે ગીતા, ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રનો અભ્યાસ કર્યો હતો પણ જગતમાં અજ્ઞાન ક્યાંથી આવ્યુ એ વાત તેને સમજાતી નહોતી તેથી તેણે એક વખતે બગાળામા શાસ્ત્રીઓ અને પંડીતોની એક સભા ભેગી કરી હતી, અને આ પ્રશ્ન તે સભા પાસે મુકયો હતો તે પડીતોએ જે જવાબ આપ્યા તે ઉપરથી જે સાર નિકળ્યો તે પ્રશ્ન અને ઉત્તરના રૂપમાં નીચે આપેલ છેઃ—

ગવર્નર—જો બધુ બ્રહ્મરૂપ છે તો અજ્ઞાન અથવા માયા ક્યાંથા આવ્યા?

પડિત—અજ્ઞાન ઉત્પન્ન થયુ નથી તે અનાદિ છે તેને આદિ (શરૂઆત) નથી.

ગવર્નર—જો અજ્ઞાનને આદિ (શરૂઆત) ન હોય તો તે નિત્ય હોય અને જે નિત્ય હોય તેનો અત આવે નહિ અને તેથી મોક્ષ મળે નહિ.

પડિત—મેં એમ કહ્યું છે કે અજ્ઞાનને આદિ (શરૂઆત) નથી પણ મેં એમ નથી કહ્યુ કે અજ્ઞાનને અત નથી.

ગવર્નર—એવી કોઇ વસ્તુ હોઇ શકે કે જેને આદિ (શરૂઆત) ન હોય પણ જેનો અંત હોય?

પંડિત—તે બની શકે છે એક ઘડાનું દ્રષ્ટાંત લ્યો ઘડાની ઉત્પતિ પહેલાં ઘડાનો અભાવ હતો.* ઘડાની ઉત્પતિ થઇ ત્યારે તે અભાવનો નાશ થયો

ગવર્નર—તે વાત સાચી છે

પંડિત—અને તે અભાવને આદિ નહોતી

ગવર્નર—તે પણ વાત સાચી છે

પંડિત—તે ઉપરથી સાબીત થાય છે કે બધી ઉત્પન્ન થએલ વસ્તુને આદિ નથી પણ અંત છે

ગવર્નર—આ વાત સમજાય તેવી છે પણ જો બ્રહ્મ જ સર્વત્ર સર્વદા હોય તો અજ્ઞાનને માટે જગ્યા કેમ મળે ?

પંડિત—અજ્ઞાન સત્ય નથી તેમ અસત્ય પણ નથી

ગવર્નર—એ વાત મને સમજાતી નથી

પંડિત—જે વસ્તુનો નાશ થઇ શકે તે વસ્તુ હોવી જોઇએ એમ તમે માનો છો ?

ગવર્નર—હા

પંડિત—જ્ઞાનથી અજ્ઞાન નાશ પામે છે તે વાત સાચી છે ?

ગવર્નર—જરૂર

પંડિત—તેથી સાબીત થાય છે કે અજ્ઞાન છે અને જ્ઞાનથી તેનો નાશ થાય છે

---

* આ બાબતને હિંદુ શાસ્ત્રમાં "પ્રાગભાવ" કહે છે અને પશ્ચિમના નવા સાયન્સમાં system of reference કહે છે.

ગવર્નર—આ બાબત સમજાય તેવી છે. અજ્ઞાન છે તે વિષે મને શકા નથી જે વસ્તુ ન હોય તેનો વિચાર પણ આવી શકે નહિ, માટે જે વસ્તુનો વિચાર આવી શકે તે હોવીજ જોઇએ

પંડિત—તે વાત સાચી નથી આપણા મનમાં જે વસ્તુના વિચાર થઇ શકે તે વસ્તુ હોવી જોઇએ એ નિયમ નથી જેમકે સસલાના શીંગડા અને વાઝણીનો પુત્ર

ગવર્નર—અજ્ઞાન છે તે બાબતમાં આપણે બન્ને એક મત છીએ અને બ્રહ્મ પણ સર્વત્ર સર્વદા છે તેથી અજ્ઞાન અને બ્રહ્મ એક હોવા જોઇએ

પડિત—તે વાત સાચી નથી તેમ હોય તો અજ્ઞાનનો નાશ થાય ત્યારે બ્રહ્મનો પણ નાશ થાય, પણ તેમ બનતું નથી; ઉલટું, ખરી રીતે જોઇએ તો બ્રહ્મના જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય છે.

ગવર્નર—આ વાત બરાબર સમજાતી નથી

પંડિત—તમે ઝાંઝવાના જળ જોયા છે ?

ગવર્નર—હા, મે તે જોયાં છે અને જે પાણી દૂરથી સાચુ લાગતુ હતું તે નજીક જતાં ખોટુ માલુમ પડ્યુ હતું.

પડિત—અને ઝાંઝવાનુ જળ દેખાતુ હતુ તે વાત પણ સાચી હતી ?

ગવર્નર—હા.

પંડિત—અને જ્યારે તમને લાગ્યું કે ત્યાં માત્ર રણ હતું ત્યારે જળનો નાશ થયો. રણમા જે દેખાવ હતો તે રણના જ્ઞાનથી જતો રહ્યો

ગવર્નર—તે વાત સાચી છે.

પડિત—અને ઝાઝવાના જળથી રણ (જમીન)ને કાંઇ અસર થઇ હતી

ગવર્નર—ના

પડિત—તેજ પ્રમાણે સમજવું કે અજ્ઞાન છે, તેને બ્રહ્મનો આધાર છે, છતા બ્રહ્મના જ્ઞાનથી તે નાશ પામે છે અને છતા અજ્ઞાનના નાશથી બ્રહ્મને કાંઇ થતુ નથી

ગવર્નર—પણ ઝાઝવાના જળનુ અસ્તિત્વ નથી તેમ અજ્ઞાનનુ પણ અસ્તિત્વ હોવુ ન જોઇએ

પડિત—તમે આગળ કબુલ કરેલ છે કે અજ્ઞાન છે અને હવે કબુલ કરો છો કે અજ્ઞાન નથી તેથી મે જે પહેલા તમને કહ્યુ હતુ કે અજ્ઞાન છે અને નથી એ વાત સાચી છે અજ્ઞાન અથવા માયા અનિર્વચનીય છે

આ જવાબથી ગવર્નર સાહેબનુ મન ચકડોળે ચડયુ તે પડિત તેની મુઝવણ સમજી ગયા તેમણે ગવર્નર સાહેબને એક બાજુ લઇ જઇને ધીરેથી કહ્યુ કે “આ જ્ઞાન મહાત્માઓનેજ મળે છે જેઓ સસારથી વિરક્ત

થઇ, તપ કરી, એકાગ્રતાથી આત્મચિંતન કરે છે તેઓજ દેશ કાળ અને ઇચ્છાના બંધનથી છુટી શકે છે, જેઓના હૃદયમાં અનેક જાતની વાસના હોય અને મનમાં અનેક જાતના સંકલ્પ હોય તેમને આ જ્ઞાન પ્રાપ્ત થતુ નથી

ગવર્નર સાહેબે કહ્યુ "હિંદુસ્થાનના પ્રાચીન રૂપી મુનીઓને ધન્ય છે કે જેઓ વાણી અને મનથી જાણી ન શકાય એવા અગમ્ય પ્રદેશની માહિતી આપી શક્યા છે. પરમાત્મા સાથે વાતો કરી શક્યા છે અને મનુષ્ય જીવનનુ મોટામાં મોટુ સુખ મેળવી શક્યા છે"

ઉપરના સંવાદમા કેટલાકને નવી જાતની ભાષા જોવામાં આવશે અજ્ઞાન દશામાં જે અર્થમા જે શબ્દો વાપરવામા આવે છે તે શબ્દો જ્ઞાન દશામા મળતા નવા અર્થ માટે કામ આવી શકતા નથી તેથી જ્ઞાની પુરુષો તે દશા સમજાય તેવા શબ્દો વાપરે છે માટે તત્ત્વના જીજ્ઞાસુએ જ્ઞાનની ભાષા સમજવાની ટેવ પાડવી જોઇએ.

ગુજરાતના એક સાધુ કવિ "શ્રી સાગર" એક કાવ્યમા લખે છે કે:—

"આગ લગી! 'જુનાગઢ' જલતા! તામે 'પંખી' બચાયા!
"નવાનગર 'કે અસલ' રાજમે, 'નજીવાબાદ' બસાયા."

આ બે લીટીનો અર્થ તત્ત્વ દૃષ્ટિએ એવો થાય છે કે "તત્ત્વ જ્ઞાનની ખરી જીજ્ઞાસા જ્યારે લાગી ત્યારે જુના સંસ્કારરૂપી જુનાગઢ બળવા લાગ્યું, તે આગમાંથી આત્મા રૂપી પંખીને બચાવી લીધુ, પછી નવી દ્રષ્ટિથી દેખાતા

નવા જગતરૂપી નવાનગરના અસલ રાજ્યમાં, "નજીવાબાદ" એટલે મુક્ત દશા વસાવી. આ પ્રમાણે જ્ઞાની પુરૂષોની વાણી સમજવાની ટેવ પાડવી જોઇએ

આગળ કહ્યુ તેમ સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજની ભાષા સરળ હતી છતા તેમા અર્થનુ ગભીરપણુ હતું. જેઓ તેમનો "નજીબાબાદ" નજરે જોવાને ભાગ્યશાળી થયા છે તેઓને હજુ પણ તે આખ આગળ તરવરે છે તેમનુ જીવન પ્રાચીન કાળના રૂષી મુનિઓના જેવુ હતું

સ્વામીજી પોતાની પાસે આવતા ભક્તોના જ્ઞાનની કસોટી કરતા અને જ્યારે કોઇ ભક્ત પાસેથી સાચો ઉત્તર મળતો ત્યારે પોતે એમ કહેતા કે "એજ સત્ય છે, એમા નિષ્ઠા રાખો, બેધડક નિશ્ચય હોના ચાહીએ," એક વખત એક ભક્તે સ્વામીજીને પૂછ્યુ કે "અત્યારે જે કાંઇ જગત રૂપે દેખાય છે તેમા અને જ્યારે જગતની ઉત્પતિ થઇ તેમા કાઇ ફેર છે ખરો કે નહિ? ત્યારે સ્વામીજીએ જવાબ આપ્યો કે કાઇ ફેર નથી, સદા એકજ વસ્તુ છે"

બીજે એક પ્રસગે સ્વામીજીએ કહ્યુ હતું કે "બ્રહ્મજ જગત રૂપે દેખાય છે, વાસ્તવિક રીતે બીજુ છેજ નહિ ચોકશીને ત્યા જઇએ તો સોનાની બધી ચીજો બતાવે છે અને કહે છે ક 'જુઓ, આ વીંટી છે, આ કડાં છે, વિગેરે પણ આપણે તેને કહીએ કે આ વીટીમાથી અમે સોનુ લઇ લઇએ અને તમારી વીંટી તમે લઇ લ્યો તો તમને શુ મળે? કાઇજ નહિ, સોનુજ કડા, વીંટી વિગેરે રૂપે

ભાસતું હતુ, વાસ્તવિક રીતે એનુંજ હતું તેમ સિદ્ધાંતમાં બ્રહ્મજ છે, જગત ત્રણે કાળમા નથી. જગત થયુજ નથી, દેખાવ એ ભ્રમ છે–શુક્તિ રજત વત્ વળી. જે ભૂત અને ભવિષ્યમાં હોય તેજ વર્તમાનમા હોઇ શકે, ભૂત ભવિષ્યમાં જે નથી તે વર્તમાનમાં દેખાય તો ખોટું છે આ ચીજ અમુક વખત પહેલા ન હતી, અમુક વખત પછી ગોતી નહિ જડે તો અત્યારે ક્યાંથી આવી પડી? માટે કાંઇ છેજ નહિ, મિથ્યા છે”

એક વખત એક સન્યાસી સ્વામીજી પાસે આવ્યા અને વાતચીતમાં સ્વામીજીને કહ્યું કે “મે તો બધું જાણી લીધુ છે, મારે હવે કાંઇ જાણવાનુ બાકી રહેલ નથી” સ્વામીજીને ખબર હતી કે તેનુ જ્ઞાન પૂર્ણ નથી પણ કોઇની ટીકા કરવાનો તેમનો સ્વભાવ નહોતો તેથી સ્વામીજીએ કહ્યુ “બહુ સારૂં, તમારા ઉપર ઇશ્વરની મહાન કૃપા લાગે છે, હુંતો આટલા વર્ષ સુધી જ્ઞાન માટે મહેનત કરૂં છુ તોપણ બહુ થોડુ સમજી શક્યો છુ”

બીજે એક પ્રસંગે એક સન્યાસી સ્વામીજી પાસે આવ્યા હતા અને તે બીજા કોઇ સન્યાસીના ખોટા ચારિત્ર માટે સ્વામીજી પાસે નિંદા કરવા લાગ્યા એટલે સ્વામીજીએ કહ્યુ કે “કોઇ સાધુની નિંદા કરવાથી તેનામાં સુધારો થતો નથી પણ જો આપણે તેની સાથે અનુકુળ સબંધ હોય તો તેને સન્માર્ગે વાળવાનો પ્રયત્ન કરવો અને તે છતાં જો તે વળે તેમ ન હોય તો તેના કલ્યાણ માટે ઇશ્વર પાસે પ્રાર્થના કરવી.”

જ્ઞાની પુરૂષો પાસેથી જ્ઞાનની આવી વાતો સાંભળવાનો લાભ મળે છે તમે કોઇ સાચા જ્ઞાની પુરુષ પાસે થોડો વખત બેસશો અને તેમની થોડી વાત સાભળશો તો તમારા વિચારમા કાઇક પણ સારૂ પરિવર્તન થયા વગર રહેશે નહિ અને તમારા જીવનમા મહત્તા જણાવા લાગશે મૂર્ખ માણસના ગુરુ થવા કરતા ડાહ્યા માણસના શિષ્ય થવામા વધારે લાભ છે જ્યારે ડાહ્યા માણસોનો સગ ન મળે ત્યારે તેમના જીવન અને ઉપદેશ સબધી પુસ્તકો વાચવાથી પણ વાચનારના જીવનમા કેટલોક સારો ફેરફાર થાય છે હવે છાપખાનાની કળાને લઇને ઘણા સારા પુસ્તકો સસ્તા મળે છે અને એવા થોડા પુસ્તકોમાં થોડું ખર્ચ કરતા અને તે વાંચતા આપણે સારા મહાત્માઓના સગમા જાણેકે બેઠા હોઇએ તેવું લાગે છે.

માણસ જન્મે છે ત્યારથી ઘણા સામાન્ય માણસોની માફક જગતને જોતા શીખે છે, મોટી ઉમરે ન્યુસપેપરો-માથી જ્ઞાન લે છે પણ ન્યુસપેપરો માત્ર એક દિવસનુ અલ્પ જીવન તેના અધિપતિની દ્રષ્ટિ પ્રમાણે બતાવે છે તે સામાન્ય જ્ઞાન છે, તે તત્ત્વજ્ઞાન નથી તત્ત્વજ્ઞાન માણસને એમ કહે છે કે "પહેલા તું તને જાણ અને પછી જગતને જાણવાનો પ્રયત્ન કર" જ્યાસુધી માણસ પોતે પોતાને ઓળખતો નથી ત્યાસુધી જગત વિષે તેનુ જ્ઞાન સાચુ થઇ શકતુ નથી

જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારે મનમા ઘણો ફેરફાર થવા લાગે છે અને સાચા સકલ્પો ઉત્પન્ન થાય છે

જ્યારે સ્વામીજી ખડખડમા બીરાજતા હતા ત્યારે બહાર ગામથી એક ભક્ત તેમના દર્શન કરવા માટે આવ્યા હતા. તેમને સ્વામીજીએ કહ્યુ કે "હવે આ (પોતાના) શરીરને થોડા વખતમા ગભીર માંદગી આવવાની છે તે ભક્તે પૂછ્યુ "તેવી માંદગી ક્યારે આવવાનો સભવ છે? સ્વામીજીએ કહ્યુ" આવતી શિવરાત્રી ઉપર અથવા હુતાશની ઉપર ગભીર માદગી આવશે માટે તે પહેલા મળવુ હોય તો પીઠડીએ આવીને મળી જજો" આ જવાબ આપ્યા પછી, સાત મહિને એટલે બરાબર શિવરાત્રી પહેલા થોડા દીવસે સ્વામીજીને "પ્રોટેસ્ટ"નો રોગ લાગુ થયો અને તેને પરિણામે તેમણે હુતાશનીને દિવસે શરીર છોડ્યુ" સ્વામીજીમાં સકલ્પ સિદ્ધી અને ભવિષ્યની વાતો જાણવાની શક્તિ હતી તેના બીજા પ્રમાણો આ પુસ્તકના બીજા અને ત્રીજા પ્રકરણમાં આપેલ છે

કેટલાક માણસોને તત્વજ્ઞાનના ઉડા વિચાર કરવા ગમતા નથી, કેટલાકને પુસ્તકો વાચવા ગમતા નથી, છતાં જો તેઓ તત્ત્વ વિચાર કરતા નહિ શીખે તો તેમની બાધેલી માન્યતાઓ લાંબો વખત ટકશે નહિ અને સાચુ શુ તે સમજાશે નહિ. જો જીદગીની શરૂઆતમા સાચી વિચાર શક્તિ ઉત્પન્ન નહિ થાય તો જીદગીને અતે સ્વભાવમા વિચાર શક્તિનુ દીવાળુ નીકળશે.

સચાઓની શોધથી માણસનુ જીવન બહુ કઢગુ બની ગયુ છે અને માણસ સચા જેવો બનવા લાગ્યો છે. ચકલાના

માળાની માફક ઘણાને શહેરોના માળાઓમા ઉપરા ઉપર રહેવુ પડે છે અને મોટરકારના ચાર પૈડા ઉપર કેટલાકની જીદગીનો કેટલોક ભાગ જાય છે બહુ વસ્તીની વચ્ચે રહેવાથી આવા માણસોમાથી જો કોઇને ભગવાન ઉપર પ્રીતિ થાય તો પણ તે માને છે કે ભગવાન પણ માણસના જેવા હશે તેઓના મનમા પરમાર્થ બાબતના કેટલાક ખોટા પ્રશ્નો ઉત્પન્ન થાય છે. તત્ત્વજ્ઞાન બહારની પ્રવૃત્તિ-ઓમા ડોળાઇ ગયેલ છે તેને પાછુ પોતાની અસલ સ્થિતિમા મુકવું જોઇએ.

પણ જેઓ ગામડાના શાત પ્રદેશમાં રહે છે અને તળાવો, વૃક્ષો, પર્વતો વિગેરે મૌન વસ્તુઓની સાથે મિત્રતા બાધે છે, તેઓ નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર સર-ળતાથી કરી શકે છે સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજે આખી જીદગી આવા પ્રદેશોમા ગાળી છે

જેમ અક્રુરજીને ભગવાને જમુનાજીના જલમા દર્શન આપ્યા હતા અને તેજ વખતે રથમા બેઠેલા ભગવાન પણ અક્રુરજીને જોવામા આવ્યા હતા તેમ કેટલીકવાર સ્વામીજી આશ્રમમાં હોય છતા જગલમા અથવા ખેતરોમા તેમના ભક્તોને તેમના સાક્ષાત્ દર્શન થતા હતા અને તેજ વખતે તે ભક્તો ખેતરમાથી પાછા આવતા સ્વામીજીને આશ્રમમા બેઠેલા પણ જોતા હતા

ભગવાન ગીતામાં કહે છે કે “જ્ઞાની પુરૂપ તો મારો આત્મા છે” આ સિદ્ધાત પ્રમાણે જ્ઞાની પુરૂપોમા પણ

ભગવાનના જેવુંજ ઐશ્વર્ય સહજ આવે છે એવુ ઐશ્વર્ય
જો આવા પુરૂષોમા ન રહે તો તે ઐશ્વર્યને રહેવાને બીજી
ક્યાં જગ્યા છે? અર્થાત બીજે રહી શકે તેમ નથી

ઘણી વખત ફરવા પધારતા સાંજે જ્યારે સ્વામીજી
ખેતરમા બેઠા હોય, અને કોઇ જ્ઞાનનો પ્રસગ ચાલતો,
હોય ત્યારે તેમની મસ્ત દશા જોવામાં આવતી હતી અને
આશ્રમ તરફ પાછા વળવાની પણ ખબર રહેતી નહિ
દુધનો વખત થયો છે કે રાત્રી બહુ ચાલી ગઇ વિગેરે
બાબતનો ખ્યાલ રહેતો નહિ જ્યારે બહુ વખત થઇ
જાય ત્યારે સાથે હોનાર માણસ કહેતા કે "બાપુ! ચાલો,
આશ્રમમાં જવાનો વખત થયો છે" આવે વખતે મસ્ત
દશાની મજા સુધી આશ્રમ તરફ જવાનુ પોતાને પસદ
પડતું નહિ, તેવી મસ્ત દશામા શરીર એટલુ ચિન્મય
થઇ જતુ કે જગલમા એક વખત પોતે કહ્યુ હતુ કે
"આજે અહીંજ રાત્રે પડયા રહેવા દે તો સવારે આ
શરીર ન હોય"

એક ભકતે સ્વામીજીને પૂછયુ કે "શકરની ઉપાસના
કરવામા શકરના લિંગનુ ધ્યાન કરવુ કે માથે જટા,
કપાળમાં ત્રીજુ નેત્ર, ગળામાં સર્પ વિગેરે સહિત ધ્યાન
કરવું" સ્વામીજીએ કહ્યુ કે "ગળામા સર્પવાળુ ધ્યાન
કરશો તો શકરના સ્વરૂપની સાથે સર્પ પણ દેખાશે,
તેનાથી બીશો કે નહિ"? તે ભકતે કહ્યુ "આવા ધ્યાનમા
બીક લાગવાનો સભવ છે તેથી ઇશ્વરનુ ધ્યાન કેવી રીતે

કરવુ તે આપજ સમજાવો" સ્વામીજીએ કહ્યુ "તમારી દૃઢ ઇચ્છા હશે તો ઇશ્વરનૂ ધ્યાન તમને પ્રાપ્ત થશે"

તે ભકતે ફરીથી પૂછ્યુ "શિવનુ ખરૂ સ્વરૂપ કેવું છે?" સ્વામીજી કહે "તે સર્વવ્યાપક છે"

ભક્ત—અને પાર્વતીજીનુ સ્વરૂપ કેવું છે?

સ્વામીજી—તે પા રતી જેવા છે સર્વવ્યાપક ઇશ્વરના બહુ અલ્પ ભાગમા માયા રહે છે

જ્યારે સ્વામીજી ખડખડમા બિરાજતા હતા ત્યારે એક બે જીજ્ઞાસુઓને નકામી વાતોમા વખત ગાળતા જોઇને પોતે કહ્યુ કે "આવો, કાઇક શાસ્ત્રનો અભ્યાસ કરી જીવન ફેરવવાનો પ્રયત્ન કરો, મારી પાસેથી વિચાર સાગર વિગેરે સાભળો, અને મનન કરો, વારવાર આવો કિંમતી મનુષ્ય જન્મ મળતો નથી"

સ્વામીજીનુ જીવન કેવળ ભક્ત જનોના ભલા માટેજ હતુ સામાન્ય કોટીના માણસો ઉપર પણ તેમની દયા વર્ષતી જ્યારે તેઓશ્રી કોઇ ભૂખ્યા પીડિતને અન્ન વગર, વસ્ત્ર વગર, અથવા બીજી રીતે દુખી જોતા તે વખતે પોતાને દયા આવતી તે વખતે પોતે બીજાના હ્રદયમા પ્રેરણા કરી દુખીના દુખ તેમના દ્વારા દૂર કરતા હતા તેમના જીવનની વધારે હકીકતો આ પુસ્તકમા જુદે જુદે ઠેકાણે આપવામા આવેલ છે

છેલ્લી માદગીમા અસાધ્ય રોગની અસરથી સ્વામીજીને ઘણુ સહન કરવુ પડયુ હતુ તો પણ તેમની માન્યતા

એવી હતી કે ચિદ્દ્યન સ્વરૂપમા આ રોગ હાનિ કરી શકે તેમ નથી, સ્વસ્વરૂપમા રોગને લેશ માત્ર સ્થાન નથી. ઘડીઆળના થતા અવાજને પણ પોતે કહેતા કે "આ ઘડીઆળ "ચિદ્દ્યન ચિદ્દ્યન" એમ બોલે છે

આ પુસ્તકની પહેલી આવૃતિની એક હજાર નકલ જેતપુરના નામદાર દરબાર સાહેબ શ્રી મુળુવાળા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી હતી અને જીજ્ઞાસુઓને. સીલીકમા હતી ત્યાં સુધી, વીના મુલ્યે આપવામાં આવી હતી તે આવૃતિ માટે વાંચનારાઓ તરફથી ઘણા સારા અભિપ્રાયો વગર માગ્યે મળેલા છે તે બધા પ્રસિદ્ધ કરવાનુ બની શકે તેમ નથી. કોઇ સજ્જન લખે છે કે "આખા પુસ્તકમાં કોઇ ભાગ એવો નથી કે જેમાથી આપણને જ્ઞાન અને શ્રદ્ધા ન મળે." બીજા એક સજ્જન લખે છે કે "જીવન ચરિત્રનો ભાગ અને અન્ય વિભાગો અને પ્રસગો પરત્વે પુસ્તક બહુ સુદર બન્યુ છે અને ખરેખર મનનીય છે. 'નિત્ય પ્રસાદ' રૂપે એનુ આસ્વાદન કરવામા આવે તો અલભ્ય લાભ થાય એ નિ સંશય વાત છે"

પહેલી આવૃતિની નકલો ત્રણ મહિનાની ટુકી મુદતમાં ખપી જવાથી અને તેની માંગણી ધાર્યા કરતાં બહુ વધી જવાથી બીજી આવૃતિ પ્રસિદ્ધ કરવાનુ નિમીત પ્રાપ્ત થયુ કેટલાક જીજ્ઞાસુઓએ એવી માગણી કરી હતી કે "આવું સારૂ પુસ્તક વ્યાજબી કિમતે સર્વને મળી શકે તો વધારે સારૂ? તેથી તે સુચના ધ્યાનમાં રાખીને આ બીજી આવૃતિ, યોગ્ય કિંમત રાખીને, શાહ બ્રધર્સ પ્રેસ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે

પહેલી આવૃતિ છપાવતી વખતે, તે આવૃતિનુ પદરમુ પ્રકરણ "વાર્તાલાપ" નામનુ લખી આપનાર સ્વામીશ્રી પ્રકાશાનન્દજીએ તે વખતે એવી સરત કરી હતી કે જો આ પુસ્તક વેચવાનો વખત આવે તો તેમનુ લખાણ બીજી આવૃતિમાથી કાઢી નાખવું તેમની આજ્ઞાને માન આપી આ આવૃતિમા તે પ્રકરણછાપેલ નથી પણ તેને બદલે આ આવૃતિમા સ્વામીશ્રી નિત્યાનન્દજી મહારાજના રચેલા ભજનો અને સ્વામીજીના ભક્તો તરફના ગુણાનુવાદના બે પ્રકરણો વધારેલા છે

વળી સ્વામી શ્રી પ્રકાશાનન્દજીએ પોતાના લખાણમા વધારો કરીને "વાર્તાલાપ" નામથી જુદા પુસ્તકરૂપે વીના મુલ્યે આપવા માટે થોડી મુદતમા પ્રસિદ્ધ કરવાની સગવડ કરેલ છે તેથી તેમનુ પુસ્તક જેમને જોઇએ તેમને તેરાની પાસેથી પ્રસિદ્ધ થયા પછી વીના મુલ્યે મળી શકશે.

આ પુસ્તકના બીજા અને ત્રીજા પ્રકરણમા સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજના જીવન ચરિત્ર સબધી મળેલી કેટલીક વધારે અને ઉપયોગી હકીકત દાખલ કરેલ છે અને ૧૦, ૧૧, અને ૧૨ પ્રકરણમા કેટલોક ઉપદેશ વધારેલ છે પરિશિષ્ટમા "ચાર પુરૂષાર્થવાળુ" પહેલુ પરિશિષ્ટ તદન નવુ વધારામા મુકેલ છે તે પરમાર્થના માર્ગવાળાને ઉપયોગી થાય તેમ છે એટલુજ નહિ પણ વ્યવહારની કેટલીક મુશ્કેલીઓ દૂર કરવાના માર્ગ બતાવે તેવુ છે 'સૌરાષ્ટ્રની સત ભૂમિ'મા પણ કેટલીક વધારે

હકીકત દાખલ કરેલ છે. આ કારણોને લઇને બીજી આવૃતિના કુલ પાનાની સંખ્યા લગભગ પહેલી આવૃતિના પાના જેટલીજ રહી છે

પહેલી આવૃતિમા "નિગમાગમ વાક્ય રત્નાવલિ"ના પ્રકરણમાં કેટલીક ભૂલ રહી ગયેલ હતી તે નડીઆદના પ્રસિદ્ધ વકીલ અને વિદ્વાન પુરુષ રા. રા. મોતીલાલ રવીશંકર ઘોડાએ સુધારી આપેલ છે તે પ્રમાણે સુધારી આ બીજી આવૃતિમા ૧૭માં પ્રકરણ તરીકે દાખલ કરેલ છે આ કામ માટે તે સજ્જને જે મહેનત લીધેલ છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

ચિત્રોમાં બે સ્વામીજીના નવા ફોટા. એક સમાધિ મંદિરનું નવુ ચિત્ર, એકમાં દંડ અને કમંડળ અને એક ત્રિરંગી ચિત્ર મળી પાચ નવા ચિત્રો દાખલ કરેલ છે સ્વામીજીનો મુદ્રાલેખ પણ આ પુસ્તકની શરૂઆતમાં આપેલ છે

લેખકે આ પુસ્તક પોતાનાથી બને તેટલુ સારૂ કરવાનો પ્રયત્ન કરેલ છે તો પણ ઇશ્વરની ઇચ્છા હોય તેટલુ લખી શકાય છે અને તે લખાણનો ઉપયોગ જ્યા ઇશ્વરની ઇચ્છા હોય ત્યાં થાય છે.

રાજકોટ

તા. ૧૨-૭-૧૯૩૬ મો. જે. મહેતા.



# प्रशस्ति

लेखकः—स्वामी श्री रामानन्दजी, शास्त्री,
व्याकरणाचार्य, श्री राणकेश्वर, शिवमठ, काशी.

श्री

नमः श्री शङ्कराचार्यचरणेभ्यः

सन्यासी तथा सेवकों सहित स्वामी श्री नित्यानन्दजी
महाराजकी प्रशस्ति

श्लोक—( शार्दूलविक्रीडितम् )

शौर्य्यौदार्य विचारभूतिलसितः शश्वत् प्रतापोर्जितः।
सौजन्यामृत सागरः सरलता-सौशील्य लीलामयः॥
स्या, ई. ई पदवी धरोऽधरधरो गङ्गाधरोत्कन्धरः।
सूर्य्योपास्तिपरः सदा हितकरः सौराष्ट्रभूषाकर ॥ १ ॥

श्लोक—( स्रग्धरा )

सौराष्ट्रे जैतपुर्या कृतवसतिरय काठिजाति प्रसूतः।
नित्यानन्दोपदेशामितमति सहितो राजते राजमान्यः।
साधूपासी महीयान भुजजनितजनो-दन्वदुधत्सुधांशुः।
काशी श्री राणकेशीय शिवमठ सहायस्त्वदाता वदान्य. ॥ २ ॥

श्लोक—( मन्दाकान्ता )

सी आई. इ. पदककालितो न्यासिसेवा विशेषी।
उग्रोपासा प्रणवमननोदूभृत हर्षप्रकर्ष ॥

"वाला मूळु सुरग" इति यः ख्यात नामा सुधामा।
श्रीयुक्तोगोसुकृत कुसुग पालको वर्द्धतां वै ॥ ३ ॥

*अर्थः—

शूरता, उदारता, तथा विनाशरूपी भूति (ऐश्वर्यसे) शोभित, सदा प्रतापसे युक्त, सज्जनतारूपी अमृत के सागर, सरलता और सुशीलता का क्रीडास्थान, सी. आई. ई. पदवीधारी, क्षमा गुणसे पृथ्वीको तिरस्कृत करनेवाले, भक्तिसे शिव दर्शन करने वाले, सूर्यका उपासक, सदा हित करनेवाले, काठीयावाड देशको उत्कृत करनेवाले. ॥ १ ॥

सौराष्ट्र (काठीयावाड) देशमे जैतपुर के रहेनेवाले, काठीजाति में उत्पन्न, नित्यानन्दजीके उपदेशसे जन्य अपरिमित बुद्धिवाले, राजाओं में मान्य, साधुओं के उपासक, अत्यन्त श्रेष्ठ, क्षत्रियरूपी समुद्रसे उत्पन्न चन्द्रमा रूप, काशीके श्रीराणकेश्वर शोवमटकी सहायताकरनेवाले, अत्यन्त दाता; ॥ २ ॥

सी. आई. ई. पदसे भूषित (युक्त), सन्यासियोंकी विशेष सेवा करनेवाले, अर्थात् सन्यासीयोके सेवक, शिवकी उपासना और प्रणवके मननसे विशेष आनन्दका अनुभव करनेवाले, गो, धर्म और ब्राह्मणोंके रक्षक, उत्तम तेजवाले अथवा उत्तम मकानोंवाले, श्रीयुक्त "वालामूळु सुरग" ऐसे प्रसिद्ध नामदार दरवार निश्चयपूर्वक उन्नतिको प्राप्त हों. ॥ ३ ॥

---

* नोटः—क्योंकि विशेषक है, अत तीनश्लोकोका अर्थ साथ किया गया

श्लोक—( द्रुतविलम्बितम् )

जनपदे सममानि सहादराद् यतिवरो वरदः सृतिसारकः
नृपवरस्यच यस्य स ईदृश उदयमेतु कुल सकल ध्रुवम् ॥ ४॥

अर्थ—वरदाता, जन्म मरणरूप आवागमनके दूर करनवाले, सन्यासीयोमे श्रेष्ठ ( श्री नित्यानन्दजी ) जिस उत्तम राजाके राज्यमे सम्मानित हुए है वह राजा तथा उसका सब परिवार अवश्य उन्नतिको प्राप्त हो ॥ ४ ॥

श्लोक—( अनुष्टुप् )

काशी श्री राणकेशस्य सत्र साहूय करो जयी ।
भूपवृन्द्र महेन्द्रः स्तान्मूलूवाला महोदयः ॥ ५ ॥

अर्थ—काशीस्थ श्री राणकेश्वर अन्न सत्रके सहायक राज समुहमे इन्द्र स्वरुप श्री मूलूवाला महोदय विजयी हों ॥५॥

श्लोक—( शिखरिणी )

चिरञ्जीवी ज्येष्ठो नृपगुणगणालङ्कृत वपु ।
सभास्तारोदारो विदुरगणनीयो मतिमताम् ॥
सुधीरो गम्भीरो निपुणधिषणो राज्यकरणे ।
मनोहारी श्रील. पुरः "सुरगवाला" विजयताम् ॥६॥

अर्थ—राजाके गुणगणोंसे भूषित शरीरवाले, सभ्योंमें श्रेष्ठ या दाता, बुद्धिमानों मे गणना करने योग्य, धैर्यवाले, गम्भीर, सुन्दर स्वरुप, वडे राजकुमार चिरजीवी (आयुष्यमान ) "श्रीमान "सुरगवाला" अधिक विजयको प्राप्त हो. ॥ ६ ॥

श्लोक—( चम्पकमाला )

"विक्रमसीवाला" नृपसुनु ।
श्रीसहितो नीलावति दक्ष ॥

धर्मकृतावुत्कस्तु महेच्छः ।
सर्वत एतु क्षेम मतीन ॥७॥

अर्थ—नीतिमे अति दक्ष. धर्म करनेमे उत्कण्ठित, महाशय, श्री (लक्ष्मी शोभा) सहीत. राजकुमार "विक्रमसीवाला" सब कार्योंमे कुशलको प्राप्त हो ॥७॥

श्लोक—(शिखरिणी)

सदा शम्भुध्यानव्ययचित समया शील वसुका ।
परां श्रद्धां तस्मिन्यतिनिवह वन्द्ये कृतवती ॥
प्रमुख्या या राज्ञी समगुणगणैर्मण्डित तनुः ।
वदान्या सम्मान्या सुचिति 'कमरीवा' च सरला× ॥८॥

अर्थ—सदाशिवके ध्यानमे समय लगानेवाली. सदाचाररुप धनवाली. सन्यासी समुदायके वन्दनीय तिन (श्री नित्यानन्दजी) मे पण श्रद्धा करनेवाली. सवगुणगणसे विभूषिक शरीरवाली. अतिदात्री, श्रेष्ठजनोकरके मान्य, अच्छे ज्ञानवाली, जो (राजा मूलवालेकी) प्रधान राणी कमरीवाइथी ॥८॥

श्लोक—(शिखरिणी)

अभूत्तस्याः श्रेष्ठाऽवरज भगिनी शर्व हृदया ।
वहून् दीनान् हीनान् परमदयया योद्धृतवती ॥
सतां वेदान्तानां श्रवण मननाद्याद् गततमाः ।
स्वमातुः स्मृत्यर्थं व्यधितमुदितः सत्रमतुलम् ॥९॥

---

नोट—ईस श्लोकमें अगले श्लोकसे 'अभूत्' ईस क्रीयाका अध्याहारकरके अर्थ करना ॥



જેતપુરના નામદાર દરબાર સાહેબ
શ્રી મૂળુવાળા, સી આઈ ઇ

श्लोकः—( उपजाति )

जगत्प्रसिद्धे अविमुक्तभूमौ श्रीराणकेश्वरस्य मठो विशालः ॥
यतिव्रजार्थं स्थिरमन्नसत्र प्रातिष्ठिपत्तत्रच "जानबाई" ॥१०॥

अर्थ—तिस कमरीबाइ की प्यारी छोटी बहन, शङ्करका हृदयमे ध्यान धरनेवाली बहुतसे दीन हीन पुरुषोका दयासे उद्धार करनेवाली, श्रेष्ठ (अद्वैत) वेदान्तो (उपनिषदादिक) के श्रवण मनन आदिसे नष्ट हो गया है अज्ञान जिसका ऐसी "जानबाई" ने जगत् प्रसिद्ध अविमुक्त क्षेत्र (काशी) मे "श्री राणकेश्वर शिवमठ" स्थापित करके उसमे सन्यासीयोके लिये स्थायी अन्नक्षेत्र कायम किया ॥ ९ ॥ ॥ १० ॥

श्लोक.

नित्य प्रशस्य खलु शर्म कर्म लोक द्वये ख्याति कर समन्तात् ।
स्मृत्यै स्वमातुर्वरजा निदेशात् ×काठी विराजो यशसः प्रसारि ॥ ११ ॥

अर्थ—अपनी वडी वहण कमरीवाईकी आज्ञासे अपनी माताके स्मरणार्थ वहण श्री जानबाइने इसलोक और परलोकमें यश वढानेवाला नित्य प्रशसाके योग्य और कल्याणकारी (काशीमे मठ तथा अन्नसत्र स्थापित करके ससारमें) काठी जातिके क्षत्रीयोंका यश फैला दिया. ॥११॥

---

×नोट—हमने नामोके विकृत न होने देनेका विशेष ध्यान रखा है नामो के तोडफोडमे आनन्द विगड जाता हे सिर्फ २ द्वितीय श्लोकमे 'काठी' शब्दकी जगत ह्रस्व 'काठि' शब्द आया है

स्वामी श्री नित्यानन्दजी महाराजके विषयमें

श्लोक— (स्रग्धरा)

सम्मान्यो मानहीन निरुपधिपरमे चित्स्वरूपे विरूपे ।
लीनोऽहीनो महिनो हितकरजननो ज्ञानदानोऽसमानः ॥
योगीनो भोगहीनः कृतबहुमननो बोधितोनेक दीनः ।
"नित्यानन्दो" यतीन्द्रो जयति यति नृपैरीड्यमानो
विमान ॥

अर्थ—सम्मान योग्य, देशकालादि परिच्छेदसे रहित, उपाधिरहित श्रेष्ठ, रूपरहित, ज्ञानरुप चेतन ब्रह्ममे लीन, श्रेष्ठ, ब्रह्मानन्दके उत्सववालों मे उतम, अर्थात् ब्रह्मज्ञानसे कृतकृत्यता प्राप्त पुरुषोमे मुख्य, हित करनेको जन्म धारण करने वाले, योगीयोमे श्रेष्ठ, सांसारिक भोगोंसे रहित, बहुत मनन करने वाले, बहुतसे समार ताप तप्त मनुष्योंको ज्ञानी बनाने वाले, सन्यासी तथा राजाओंसे स्तुत, तथापि अहकार रहित "श्री नित्यानन्दजी" परिव्राजकाचार्य सर्वोत्कृष्टरुपसे वर्तमान रहै. ॥ १२ ॥

श्लोक—(मन्दाक्रान्ता)

द्वैत मिथ्या ऽऽ कलि च निखिलाम्नाय मूर्धावलोकात् ।
भेदोच्छित्यै विविदिषाति ना यत्कृपा पाङ्गयुक्त ॥
नित्यानन्द विरति रतिक शान्तदान्तान्तरालम् ।
"नित्यानन्द" नमत "कपिलानन्द" शिष्य वरन्तम् ॥१३॥

अर्थ—वेदान्त शास्त्रके अवलोकनसे जिसने द्वैत (भेद) को मिथ्या (जुठा) समझ लिया है, जिसके कृपा कटा-क्षे युक्त पुरुष भेदच्छेदके साधनोका जिज्ञासु हो जाता है.

नित्य ( प्रतिदिन ) आनन्द स्वरुप, विरक्तिके प्रेमी, शम और दमसे युक्त है मन और इन्द्रिय जिसके, ऐसे "स्वामी कपिलानन्दजी" के श्रेष्ठ शिष्य "स्वामी नित्यानन्दजी" को (तुम सब लोग) प्रणाम करो ॥ १३ ॥

श्लोक—( द्रुतविलम्बितम् )

गुणिगणैरगणेय गुणोदयं बुधजनैरपि वन्दित सत्पदम् ।
विहित भाविक लोक महाशम विजयेते यतिराट्
जनता सुखः ॥ १४ ॥

अर्थः—गुणि गणोंसे नहीं गिने जाने योग्य है गुणाविर्भाव जिसका, विद्वानो करकेभी वन्दित है श्रेष्ठ चरण जिसके, दी है श्रद्धालु जनोंको महती शान्ति जिसने, जनसमुहको सुख देनेवाले, ऐसे यतिराजकी विशेष रूपसे जय हो ॥ १४ ॥

श्लोक—( उपजाति )

गुणैर्गरिष्टो दयने पटिष्टो वेदान्तनिष्ठो दमने द्रढिष्टः ।
समस्त जीवोद्धरणे दयिष्ठो ज्ञानेगरिष्ठस्तमसो दविष्ठः॥१५॥

ओङ्कारतत्त्वोल्लसनेऽतिदक्ष प्रपञ्चचञ्चद्विकृतेर्विपक्षः ।
दुर्वासना सञ्चयचारु भक्षः सर्वे भावेषु चिदात्मवीक्ष्यः १६ ॥

अर्थ—गुणोंसे महान, दयामें पटु, वेदान्तमें निष्णात, मन इन्द्रियादिके दमनसे दृढ, सम्पूर्ण जीवोंके उद्धारमें दयालु, ज्ञानमें बडा तम ( अविद्या ) से रहित ॥ १५ ॥

ओङ्कारके रहस्य प्रकट करनेमें निपुण, संसारमें उत्पन्न होनेवाले विकारोंसे रहित, खोटी वासनाओंके समूहका नाशक, और घर ( सन्यासी ) संसारके सब पदार्थोंमें ब्रह्म बुद्धि रखनेवाला ( था ) ॥ १६ ॥

श्लोक—( इन्द्रवज्रा )

सम महिष्या महनीयकीर्ति राशि श्रिय तच्चरणार
त्रिन्दम् ।
अदभ्रकालं किल "मूलूवाला", नृपश्च सत्या 'कमरी'
ति नाम्न्या ॥ १७ ॥

अर्थ—प्रशंसनीय कीर्तिवाला राजा "मूलूवाला" पति-व्रता 'कमरीबाइ' नामक प्रधान राणी के साथ तिन (श्री नित्यानन्दजी) के चरण कमलोंकी बहुत काल पर्यन्त सेवा करता भया. ॥ १७ ॥

श्लोक—( अनुष्टुप् )

कार्तार्थ्यमाभजन्नित्य नित्यानन्दीय दर्शनात् ॥
स्वामी श्री "शङ्करानन्दः" संततान्तिक वासतः ॥ १८ ॥
स्वामी १'भागवतानन्दो', 'रामानन्दो'ऽस्य लेखकः ॥
स्वामी 'ज्योतिर्मयानन्दो यातास्त दर्शनान्मुदम ॥ १९ ॥

अर्थ—स्वामी 'शकरानन्दजी' निरन्तर समीप रहेने के कारण सदा 'नित्यानन्दजी' के दर्शनसे कृतार्थताको प्राप्त होतेथे और ॥ १८ ॥ स्वामी श्री 'भागवतानन्दजी' इस कविताका लेखक (रामानन्द) तथा स्वामीश्री 'ज्योतिर्मयानन्दजी' तिन 'स्वामीश्री नित्यानन्दजीके दर्शनसे आनन्द को प्राप्त हुए थे. ॥१९ ॥

श्लोक—( वसन्ततिलका )

शैवपदगतवतोऽस्य महोदयस्य सस्मारक वत २ समाधिपद
चकास्ति ॥

---

१ उक्त सन्यासियो के नाम उपलक्षण है एसे एसे बहुतसे वडे वडे मन्यासी पीठडिया आकर "श्री नित्यानन्दजीके दर्शन करके आनन्दका नुभव करतेथे

नित्येश्वराभिध, शिवालय आदरेण सस्थापितो विमल
पीठडियान्तराले ॥ २० ॥

अर्थ—शिवलोकको गयेहुए महाभाग्यशाली इस ( श्री नित्यानन्दजी ) का स्मारक समाधिस्थान शुद्ध पीठडिया नगरके मध्यमें शोभा देता हे और उस समाधिमे "श्री नित्येश्वर" नामका शिवजीका वाण (लिङ्ग) स्थापित किया गयाहै यह सतोषकी वात है ॥ २० ॥

"वत" शब्दका अर्थ सन्तोष है,

क्यों कि उनके ब्रह्मीभृत होनेपर अव उनके दर्शन न होंगे परन्तु उनकी समाधि तथा उसपर स्थापित शिवजीके दर्शन तो होंगेही, यही सतोषकी वातहै.

अथवा 'वत'का अर्थ अनुकम्पा भी है. स्मारकका दर्शन होगा. स्वामी श्री नित्यानन्दजीकी भक्तोपर यही वडी कृपा है

अथवा ईश्वरकी दया है

श्लोक—( आर्य्या छन्द )

लब्धो द्धाध समृद्धि 'मूळवाला' भिधो महीपालः
धर्मगुरोरतिवीध्रात् स्वामी श्री शङ्करानन्दात् ॥ २१ ॥

अर्थ—अत्यन्त विमल आचार युक्त धर्मगुरु स्वामी श्री शंकरानन्दजीसे नीति और ज्ञानरूपी समृद्धिको प्राप्त होते हुए राजा मूळवाला ( आजकल जैतपुर ( पीठडीया) का राज्यकर रहे हैं ) ॥ २१ ॥

---

नोट—इस श्लोकमे एक 'वत शब्द' आया है, जिसके कई अर्थ किये है

येह अन्तमे मंगल जनक सम्वादका श्लोक लिख दिया इति.

राणकेश्वर चित्तेन "रामानन्देन" भिक्षुणा ।
एते श्लोका व्यरचयन्त सज्जनानन्दहेतवे ×

---

× हस्ताक्षर स्वामी रामानन्द सन्यासी शास्त्री व्याकरणाचार्य श्री राणकेश्वर शिव मठ काशी

मैने धर्मगुरु पूज्य अपने वडे गुरु भाई स्वामी श्री शंकरानन्दजी महाराजकी आज्ञासे उन्हीकी वताये भावको लेकर ईन श्लोकोंकी रचना की, ये श्लोक उनहींकी पवित्र सेवामे अर्पण किये जाते है

निवेदक-रामानन्द, काशी.



# અનુક્રમણિકા

## પરિશિષ્ટ.





| | | | |
|---|---|---|---|
| ૪૩૨ | ૧૫ | મયિ પછી તે ઉમેરવો | |
| ૪૭૮ | ૨૧ | तस्म | तस्मै |
| ૪૮૩ | ૧૨ | जम | तत्र |
| ૪૮૪ | ૩ | मन्मत्ता | मन्मना |
| ૪૯૩ | ૪ | शोंचति | शोचति |
| ૪૯૭ | ૨૨ | આભાવડે | આભાસ વડે |
| ૫૦૯ | ૫ | मभमे | मभयमे |
| ૫૨૨ | ૨૩ | न्ना | न्नाय |
| ૫૨૬ | ૧૩ | च | स |
| ૫૨૮ | ૨૨ | स्त्रद्योत | खद्योत |
| ૫૬૮ | ૬ | બ્રહ્મણ | બ્રાહ્મણ |

## પ રિ શિ ષ્ટ

| | | | |
|---|---|---|---|
| ૨૧ | ૧૮ | ભાણુ | બાણુ |
| ૩૪ | ૨૧ | સદાવ્રો | સદાવ્રતો |



# ચિત્ર પરિચય.

## (પરિશિષ્ટ).





(૧) ઋગ્વેદ.

आत्मा वा इदमेक एव अग्र आसीत
नान्यत्किंचमिषत् ( ए. उ. )

આ જગત આત્મારૂપે પહેલાં એકજ હતું, બીજુ કાંઇ હતું નહિ.

(૨) યજુર્વેદ

तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यम
अयमात्मा ब्रह्म सर्वानुभूः ( बृ. उ. ).

તેજ બ્રહ્મ કારણરહિત, કાર્યરહિત, જેની અંદર બીજુ કોઇ નથી એવું, જેની બહાર કાંઇ નથી એવું છે આ આત્માજ બ્રહ્મ છે અને તે સર્વના દ્રષ્ટા છે

(૩) સામવેદ.

सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् : (छां. उ ).

હે સૌમ્ય, આ જગત સદ્રૂપજ (બ્રહ્મજ) પહેલા હતું, તે એકજ હતું અને બીજુ કાંઇ નહોતું

(૪) અથર્વવેદ.

ब्रह्मैवेदममृतं पुरस्तात् ( मु. उ. ).

આ આગળ દેખાતું જગત અમૃતરૂપ બ્રહ્મજ છે.

પરમાત્મા એકજ છતાં પોતાની અચિંત્ય શક્તિદ્વારા કલ્પિત માયાને વિસ્તરાવી અને તેની રૂએ પ્રાણીના અનેક

જન્મના કર્મના ફળ ભોગવાવવા જાણે કે મુક્તિનો આવિર્ભાવ કર્યો હોય તેમ થયું અને તે સાથેજ ઉત્તમ અધિકારીને મોક્ષગતિએ પહોંચવા બ્રહ્મવિદ્યા આપવા માટે મહાત્માઓ રૂપે પોતે પ્રગટ થયા.

આ નિયમને અનુસરીને શ્રી શંકરાચાર્ય શ્રી વલ્લભાચાર્ય શ્રી રામાનુજાચાર્ય, શ્રી મધ્વાચાર્ય વિગેરે પ્રગટ થયા તથા વર્તમાનકાળમા શ્રી રામગુરૂ વિગેરે દક્ષિણમા પ્રગટ થઇ કાઠીઆવાડમા પધારી ભક્તિ તથા જ્ઞાનનો બોધ લોકોને આપ્યો

તેજ નિયમ પ્રમાણે દિલ્હી પાસે મીરત જીલ્લામા [illegible] પરિવ્રાજકાચાર્ય સ્વામી શ્રી નિત્યાનંદજી મહારાજ રૂપે પ્રગટ થઇ કાઠીઆવાડમા પધાર્યાં અને રાજકોટ નજીક ગામમા ગુરૂ પાસે જ્ઞાન મેળવી સન્યાસ લઈ [illegible] બ્રહ્મવિદ્યાના બીજ વાવી પીરડીએ પધાર્યાં [illegible] [illegible] સુધી અનેકને બ્રહ્મવિદ્યાનો બોધ આપી [illegible] તેમના જીવનવૃત્તાંત તથા તેમના ઉપદેશ [illegible] [illegible] છે

[illegible]

પારમાર્થિક દ્રષ્ટિએ તો તે બ્રહ્મરૂપ હતા, છે અને રહેશે છતા આવા મહાપુરૂષોનો વ્યવહાર પણ પરમાર્થનો વિકટમાર્ગ સરળ કરી બતાવવામા રહેલો હોય છે તેથી જે કોઇ બીજા માણસોનો ઉદ્દેશ પરમાર્થ પ્રાપ્તિનો હોય તેમને તે ઉપયોગી થાય છે

સ્વામીજી એક વખત એમ કહેતા હતા કે "માત્ર માયાનીજ વાતો કરવી એ ફોતરાં ખાડવા જેવુ છે, તેમાથી કાઇ તત્વ નીકળતુ નથી! માયામાંથી છૂટવાની વાતો કરવી એ ડાગર ખાડવા જેવું છે તે વખતે જેમ ડાગરમાથી ચોખા જૂદા પડે છે તેમ માયાના વિકારી ધર્મોથી આત્માનુ અસંગપણું ઓળખાય છે અને માત્ર શુદ્ધ અસગ આત્માનીજ વાતો કરવી એ ચોખાને ખાડવા જેવુ છે, એટલે કે તે વખતે જેમ માત્ર ચોખામાથી ચોખા નીકળે છે તેમ પ્રાપ્ત આત્માની પ્રાપ્તિ છે તેમાંથી પણ વિશેષ ફળ નીકળતુ નથી તેથી તે વખતે માત્ર અનુભવના નસ્કારમા રહી નિષ્ઠા રાખવાની છે"

તેથી આ જીવન લખવામા ફોતરા ખાડવા જેવુ કામ નથી, કારણ કે સ્વામીજીનુ જીવન વ્યાવહારિક અથવા માયિક ન હતુ તેમાથી, જેમ ડાગર ખાડી ચોખા કાઢી લઇએ છીએ તેમ પરમાર્થના સાધનની હકીકતો મળી શકે છે અને આ માર્ગના જીજ્ઞાસુઓને માયાને જીતવામા તે ઉપયોગી થાય તેવી છે

વળી જ્ઞાનની ઉત્પત્તિ અને જ્ઞાનની સ્થિતિ (એટલે નિષ્ઠા એ બન્ને જુદી દશા છે તેથી જ્યા શુદ્ધ બ્રહ્મની

વ્યવહાર દ્રષ્ટિએ એમ કહી શકાય કે સ્વામીજીનુ શરીર ઉત્તર હિંદુસ્થાનમા મીરતથી લગભગ ૧૦ માઇલ દૂર પરીક્ષિતગઢ ગામે મહારાષ્ટ્ર બ્રાહ્મણના પત અવટંક કુટુબમા સવત ૧૯૨૩ના જેઠ વદ ૧ ( હિંદુસ્થાનમા અષાડ વદ ૧ ) ને દિવસે પ્રગટ થયું. તેમનુ પૂર્વાશ્રમનુ નામ રામપ્રસાદ હતુ અને તેમના પિતાનુ નામ રામકૃષ્ણપંત હતુ. આ કુટુબ બહુ ધાર્મિકવૃત્તિવાળુ હોવાથી રામપ્રસાદજીને નાની ઉમરમાજ ધર્મ તરફ સારી લાગણી ઉત્પન્ન થઇ હતી રામપ્રસાદજીના જમણા ચરણમા ઉર્ધ્વરેખા હતી અને શરીર ઉપર અનેક કાળા તલ હતા.

ગીતામાં કહ્યુ છે કે –

अथवा योगिनामेव कुले भवति धीमताम ।
एतद्धि दुर्लभतर लोके जन्म यदीदृशम ॥
तत्र त बुद्धिसंयोग लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः ससिद्धौ कुरुनदन ॥

એટલે ગયા જન્મમા જેણે યોગ પૂરો કરેલ ન હોય તે મહાત્મા, આ જન્મમાં યોગીના કુટુબમા જન્મ લે છે રામપ્રસાદજી જે કુટુંબમા જન્મ્યા હતા તે પણ આવુ પવિત્ર હતુ.

પતઅવટંકના બ્રાહ્મણો પ્રાયઃ શુદ્ધ પવિત્ર અને સદાચારી હોય છે કાશીજીમાં પણ અમુક વર્ષો પહેલાં સ્વામીજીના નામવાળાજ શ્રી નિત્યાનન્દ પત નામના પરવતીય બ્રાહ્મણ ધર્મ ધુરંધર મહાવિદ્વાન, અર્થાત પદ વાક્ય પ્રમાણ ન્યાયમા

વ્યવહાર દ્રષ્ટિએ એમ કહી શકાય કે સ્વામીજીનું શરીર ઉત્તર હિંદુસ્થાનમાં મીરતથી લગભગ ૧૦ માઈલ દૂર પરીક્ષિતગઢ ગામે મહારાષ્ટ્ર બ્રાહ્મણના પંત અવટંક કુટુંબમાં સંવત ૧૯૨૩ના જેઠ વદ ૧ (હિંદુસ્થાનમાં અષાડ વદ ૧) ને દિવસે પ્રગટ થયું. તેમનું પૂર્વાશ્રમનું નામ રામપ્રસાદ હતું અને તેમના પિતાનું નામ રામકૃષ્ણપંત હતું. આ કુટુંબ ઘણું ધાર્મિકવૃત્તિવાળું હોવાથી રામપ્રસાદજીને નાની ઉમરમાંજ ધર્મ તરફ સારી લાગણી ઉત્પન્ન થઈ હતી. રામપ્રસાદજીના જમણા ચરણમાં ઉર્ધ્વરેખા હતી અને શરીર ઉપર અનેક કાળા તલ હતા.

ગીતામાં કહ્યું છે કે –

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥

એટલે ગયા જન્મમાં જેણે યોગ પૂરો કરેલ ન હોય તે મહાત્મા, આ જન્મમાં યોગીના કુટુંબમાં જન્મ લે છે રામપ્રસાદજી જે કુટુંબમાં જન્મ્યા હતા તે પણ આવું પવિત્ર હતું.

પંતઅવટંકના બ્રાહ્મણો પ્રાયઃ શુદ્ધ પવિત્ર અને સદાચારી હોય છે. કાશીજીમાં પણ અમુક વર્ષો પહેલાં સ્વામીજીના નામવાળાજ શ્રી નિત્યાનન્દ પંત નામના પરવતીય બ્રાહ્મણ ધર્મધુરંધર મહાવિદ્વાન, અર્થાત્ પદ વાક્ય પ્રમાણ ન્યાયમાં

પારગત હતા જુના વખતમા દાક્ષણ્યાત બ્રાહ્મણો બદરીકાશ્રમ કાશીજી અને શ્રી ગગાજીના પવિત્ર પરી સેવન માટે ઉત્તર હિન્દુસ્થાનમા આવેલા અને ત્યારથી તે દેશમા રહેવાથી તે દેશના આચાર વ્યવહાર એમનામા રહ્યા, પરતુ પતઅવટકના બ્રાહ્મણો હાલમા અનુપશહેર, બુલદ-શહેર. ખુરજા, મીરત ગણમુક્તેશ્વર,* ગઢવાલ અને અલમોડા પહાડોમા ઘણા છે. તે પણ પૂર્વે દક્ષિણમાથીજ આવીને રહેલા

રામપ્રસાદજીના કુટુબમા સધ્યાવદન, પચદેવનુ પૂજન અર્ચન અને શાસ્ત્રનો અભ્યાસ સારો હતો તેથી રામપ્રસાદજીને જન્મથીજ પવિત્ર સસ્કારનુ વાતાવરણ મળ્યુ હતું તેમના માતુશ્રી અને પિતાશ્રી રામપ્રસાદજીની નાની ઉમરમાજ પચત્વ પામ્યા હતા તેથી તેમના પિતામહની છાયામા તે મોટા થયા તેમના પિતામહને ઘણા સારા યજમાનો હતા, એટલે યજમાનો તરફથી દેવપૂજા, રૂદ્રી, ચડીપાઠ અને કથા કીર્તન વગેરે શાસ્ત્રીય કર્મ કરવામા તેમનો ઘણો વખત રોકાતો હતો આ બધા સસ્કારની અસર રામપ્રસાદજી ઉપર થઇ હતી

## યમરાજાની કચેરી.

મોટી ઉમરે સ્વામીજીને એક ભક્તે પ્રશ્ન કર્યો કે "સ્વર્ગ અથવા નરકની વ્યવસ્થા યમરાજ કરે છે કે નહિ? અથવા મરણ પછી યમરાજની સમીપ જવુ પડે છે

---

* આ સ્થળને કોઇ ગઢમુક્તેશ્વર પણ કહે છે

કે તરત બીજું શરીર ધારણ કરવું પડે છે? ત્યારે તેના ઉત્તરમા સ્વામીજીએ કહ્યુ હતુ કે—

"મારી ઉમર ૧૦ વર્ષની હતી ત્યારે થોડો તાવ આવ્યો, તે પછી તાવ વધ્યો શરીરમાં અશક્તિ બહુ આવી અને એમ માલમ પડ્યુ કે હવે શરીર છૂટી જશે તે વખતે કુટુંબના બધા માણસો ભેગા થઇ ગયા. મે પ્રાર્થનાપૂર્વક બધાની ક્ષમા માગી અને શરીર શાંત થઇ ગયુ અર્થાત્ શરીરમાથી પ્રાણ નીકળી ગયો"

"પણ મને તે વખતે એવો અનુભવ થયો કે ભયાનક રૂપવાળા, કાળા અને બહુ બળવાન બે મનુષ્ય મને પકડીને લઇ જાય છે કેટલીકવાર પછી મને એક સુંદર મકાનમા લઇ ગયા, તે ઘરની અંદર સોના ચાંદીનુ બનાવેલુ એક સુંદર સિંહાસન હતુ, તેની ઉપર કિનખાબના ગાદી તકીઆ હતા, તેના ઉપર એક દિવ્ય મૂર્તિ બેઠી હતી, તેના મસ્તક ઉપર રત્ન જડિત મુગટ હતો, શરીર ઉપર અનેક આભૂષણો તથા સુંદર માળા અને વસ્ત્રો હતા તેમની સામે મને ખડો કર્યો મને જોઇને એ દિવ્ય પુરુષ એ બન્ને માણસો ઉપર નારાજ થઇ ગયા અને કહ્યુ કે "મૂર્ખો, મે જેને લાવવાનુ કહ્યું હતુ તે આ માણસના ઘરની પાસેજ એજ જાતિનો અને એજ નામનો બીજો બાળક છે જલદી આને પાછો લઇ જાઓ અને એને લઇ આવો" એટલુ કહેતાંજ એ બન્ને દૂતોએ મને જ્યાથી લઇ ગયા હતા ત્યાં જલદી પહોચતો કર્યો મે

આખ ખોલી અને જેયુ તો કુટુંબના બધા માણસો રડતા હતા, મડદાને ઓઢાડવાનુ નવું વસ્ત્ર આવી ગયુ હતુ અને મારા શબને ઉપાડવાની તૈયારી થઇ રહી હતી. પણ જ્યારે મારૂ શરીર ચાલવા માડ્યુ ત્યારે બધાએ પ્રસન્ન થઇને ઇશ્વરની અતીશય કૃપા સમજી ઇશ્વરના ગુણાનુવાદ કરવા લાગ્યા પણ મારા ઘરની દીવાલ પછી જ્યાં બીજુ ઘર હતુ ત્યાથી એકાએક કરૂણાજનક રૂદનનો અવાજ આવ્યો ત્યા મારી જ્ઞાતિનો એક છોકરો મારા નામનો અને મારી ઉમરનો હતો તે એકાએક મરણ પામ્યો. આ પ્રમાણે યમરાજાના દૂતોએ, એક ઉમર, એક નામ, એક ગામ અને એક જ્ઞાતિ હોવાથી ભૂલ કરી હતી મને જે સુદર મકાન દેખવામા આવ્યુ હતુ તે યમરાજાની કચેરી હતી તે દિવ્ય પુરૂષ યમરાજા હતા અને મને લઇ જવાવાળા માણસો યમદૂત હતા"

આ ઉપરથી એટલુ સિદ્ધ થાય છે કે કર્મ ઘણા પ્રકારના હોવાથી તેના ફળના ભોગ માટે ઘણા પ્રકારના લોકો છે શુભ કર્મ માટે સ્વર્ગ અને અશુભના ફળ ભોગવવા માટે નરક પણ છે આ વાત સ્વામીજીએ મોટી ઉમરે બે ત્રણ માણસો પાસે કરી હતી

જ્ઞાનિ પુરુષો આ બનાવને જુદી દ્રષ્ટિથી જુએ છે. રામપ્રસાદજી (એટલે સ્વામીશ્રી નિત્યાનદજી)ના પિતામહ પડિત હતા અને કર્મકાડમા કુશળ હતા તેથી ધર્માનુ-ચારી જીવાત્મા સ્વર્ગમા જાય અને પાપાનુચારી નરકમા

જાય એવી કેટલીક વાતો રામપ્રસાદજીએ તેમની પાસેથી સાંભળેલી હોય, તે ભાવના ભયંકર માંદગી સમયે સ્ફૂરી હોય અને તેના પરિણામે ઉપરનું દ્રશ્ય દેખાયું હોય તો તે સંભવિત છે ઉપાસનામાં ભાવ-સંબંધ રહે છે.

## વૈરાગ્ય.

રામપ્રસાદજીને એક મોટા ભાઇ હતા તે સરકારી નોકરી કરતા હતા. તેમના આગ્રહથી લગભગ બાર વર્ષની ઉમરે રામપ્રસાદજી પરણ્યા હતા તેમને એક બ્હેન હતાં તે મથુરામાં પરણાવ્યા હતા તેમને એક દીકરી થઇ હતી અને તે થોડા વખતમાં હરીશરણ થઇ હતી

રામપ્રસાદજીને વૈરાગ્ય માટે ખાસ કારણ શું મળ્યું તે જાણવામાં આવ્યું નથી પણ પૂર્વજન્મના સંસ્કાર ઉપરાંત નાની ઉમરમાં માતાપિતાનો સ્વર્ગવાસ, પોતે જોયેલી યમરાજાની કચેરી, દીકરીનું મરણ વિગેરે કારણોથી વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય તેવો સંભવ છે, તેથી જ્યાં સત્સંગ મળે ત્યાં સત્સંગનો લાભ લઇ તેમણે ભક્તિ કરવાનો નિશ્ચય કર્યો.

ગ્રહસ્થાશ્રમમાં રહીને ભગવાનમાં મનને પુરૂં ડુબાવી શકાતું નથી ઘણીવાર મનને બહાર લાવવું પડે છે.

મોટી ઉમરે સ્વામીજી કહેતા હતા કે "હું સંસારમાં ફસી ગયો હતો પણ ઇશ્વરકૃપાથી છૂટી શકયો હતો"

મારૂ મન સંસારમાથી વિરક્ત થવા તલપતુ હતુ. પરતુ પિતામહનું શરીર રહે ત્યાંસુધી ઘર ન છોડવાનો સંકલ્પ કર્યો હતો

સંસારી માણસોના જીવનમાં અને સાધુઓના જીવનમાં મુખ્ય ફેર એ રહે છે કે સંસારી માણસો ખોટાને સાચુ માને છે અને ક્ષણિક સુખને વારંવાર યાદ કરી જેમ તેમ જીવન ગાળે છે સાધુઓ સાચાને સાચુ માને છે, ખોટાને ખોટુ માને છે અને સંસારના દુખો યાદ કરી સંસારમાંથી છૂટવાનો પ્રયત્ન કરે છે

માણસના જીવનમા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ છે, તેમા મોક્ષ એ મુખ્ય પુરૂષાર્થ છે તેથી ચોથો પુરૂષાર્થ આ જીવનમા સિદ્ધ થાય એવું જીવન નાની ઉમરથી ગોઠવવું જોઇએ બધા માણસોના સંજોગો સરખા હોતા નથી તેથી કયા માણસે કેવી વ્યવસ્થા કરવી તે કહી શકાય નહિ પણ માણસ પોતાનુ જીવન નાની ઉમરથી વ્યવસ્થિત કરી શકે તે માટે કેટલીક સામાન્ય સુચનાઓ આ પુસ્તકના પરિશિષ્ટ ૧માં આપવામા આવેલ છે તે સુચનાઓ તે જગ્યાએથી વાચી લેવી

## નિષ્કામ કર્મ અને ચિત્તશુદ્ધિ.

રામપ્રસાદજીના પિતામહના એક યજમાન વીસનગરા નાગર હતા તે ધનાઢ્ય વેપારી હતા અને તેમને ધર્મ ઉપર ઘણી આસ્થા હતી તેથી રામપ્રસાદજીને બીજા

અનુષ્ઠાન સાથે ચંડીપાઠના સંપુટપાઠ કરવા પડતા તેમાં તેને સવારના આઠથી સાંજ સુધી યજમાનને ત્યાં રોકાવું પડતું હતું આવા પ્રસંગ કોઈ વખતે ઘણા દિવસ લગોલગ આવતા તેમ છૂટક કામ પણ આવતું હતું પોતે શ્રદ્ધાપૂર્વક યજમાનનું કાર્ય કરતા હતા તેના બદલામાં યજમાન તરફથી કેટલી દક્ષિણા મળે છે તે તરફ ન જોતાં શુદ્ધ કર્મ કરવામાં તેમનું લક્ષ હતું.

મંત્ર જપના સંસ્કાર રામપ્રસાદજીમાં બાળપણથીજ પડેલા હતા એટલે નાની ઉમરથીજ રામમંત્ર અને શિવપંચાક્ષરમંત્ર તે જપતા એક વખત કોઈ દેવીની આરાધનાનો મંત્ર તેમણે કોઈ પુસ્તકમાં વાંચ્યો અને તે ઉપરથી પોતે ખાનગી રીતે એટલે પિતામહની આજ્ઞા લીધા વગર તેનો જપ કરવા માંડ્યો, તેના પરિણામમાં એક રાત્રીએ એક પ્રચંડ અને દિવ્યમૂર્ત્તિ તેને પડછાયા રૂપે દેખાણી

પોતે જે મંત્ર જપતા હતા તેના પરિણામરૂપે આ મૂર્તિ દેખાણી છે એમ તેને સમજાયું નહિ તેથી પોતે બહુ બીના અને અચાનક બૂમ પાડી એટલે નીચેથી તેના પિતામહ દોડી આવ્યા તે વખતે રામપ્રસાદજીને શરીરનું ભાન ન હતું. પણ એમની પાસે જે પુસ્તક પડેલું હતું તે ઉપરથી તેમના પિતામહને જાણવામાં આવ્યું કે અમુક પ્રકારના મંત્રનું કદાચ આ પરિણામ હોય તે પછી ઉપાય કરતાં આઠ દિવસે રામપ્રસાદજીને શુદ્ધિ આવી પિતામહના ઠપકાથી તેમણે તે મંત્રનો જપ મૂકી

દીધો આ વાત પોતે મોટી ઉમરે કોઇની પાસે કરી હતી મીરતથી પૂર્વમા સાત આઠ માઇલ દૂર ગગાજી વહે છે તેના કાઠા ઉપર ગણમૂકતેશ્વરનુ ધામ છે ત્યાં કોઇ કોઇ વખતે તે જતા. ગગાજીના કાઠામા રેતીમાં ઝુપડુ બાધી તે રહ્યા હતા અને એકાદ શ્રાવણ માસમાં ત્યા અનુષ્ઠાન પણ કર્યું હતુ

## સત્સંગ.

એક વખત રામપ્રસાદજી ચિત્રકુટ ગયા હતા તેમની સાથે મારતના એક તેમની ઉમરના વીશનગરા નાગર હતા ચિત્રકુટ જવા અગાઉ પિતામહની આજ્ઞા લીધી ન હતી કારણ કે ત્યા જવા સમતિ આપે તેવું ન હતુ પરતુ ઉલટુ ન જવાનુ કહે તેથી ચિત્રકુટ પહોચ્યા પછી પિતામહને ખબર આપ્યા

લગભગ ૧૮ વર્ષની ઉમરે તે મિત્રને સાથે લઇ રામપ્રસાદજી ચિત્રકુટની પાસે મારકુડી સ્ટેશને ઉતરી ત્યાથી ચાર ગાઉ દૂર “ દદરી ” ગામમા ગયા. પ્રાચીન-કાળમા ત્યા શ્રીઅનસૂયાજી રહેતાં હતાં સીતાજીના વનવાસ વખતે જે જગ્યાએ અનસૂયાજીએ સ્રીધર્મનો ઉપદેશ સીતાજીને આપ્યો હતો તે શ્રીઅનસૂયાજીની જગાની પાસે “ દદરી ” નામે ગામ છે ત્યાં તેમણે ઇશ્વરની આરાધના કરવા માંડી તે વખતે શ્રીઅનસૂયાજીના સ્થાનમા “ સિદ્ધજી ” નામના એક સિદ્ધ મહાત્મા રહેતા હતા તેમની પાસે જઇ રામપ્રસાદજી કોઇકોઇ વખતે સત્સગનો લાભ લેતા હતા

તે વખતે [illegible] પુષ્પગણ (ચાલીશ લાખ ગામનીનો [illegible]) [illegible]

એક દિવસ [illegible] બેઠા હતા એટલામાં ત્યાં કોઈ એક શેઠ તેમની સ્ત્રી અને તેમના દીકરાની વહુ એ ત્રણ આવ્યા અને રામપ્રસાદજીને દેખતાંજ તે પુરૂષ તેમને બાથ ભરી રોવા લાગ્યો અને [illegible] ગયાથી રામપ્રસાદજીને એમ લાગ્યું કે

"આ શી બલા આવી પડી?" તે શેઠ તે "સિદ્ધજી" મહાત્માને ગાળો દેવા લાગ્યા અને કહ્યું કે "તમે સાધુ થઈને મારા આ દીકરાને ફસલાવીને રાખી લીધો છે? જુઓ! એની સોળ વર્ષની સ્ત્રી ઘરમાં છે અને સેંકડ પૈસા અને ઘરની કિંમત મળી એક લાખની અમારી મિલકત છે (રામપ્રસાદજી તરફ આંગળી બતાવીને કહે છે કે) જુઓ! મારો આ એકજ દીકરો છે, તમે તેને ફસાવી દીધો છે" ત્યારે સિદ્ધજીએ જવાબ આપ્યો કે "નહિ ભાઈ, મેં એને મારી પાસે રાખ્યો નથી"

શેઠે રામપ્રસાદજીને કહ્યું ' ચાલો ઘેર. તમારે શી ખોટ છે, ઘરે સર્વ પ્રકારનો આનંદ છે, અમારી સેવા કરો અને મિલકત સાચવો " રામપ્રસાદજીએ જવાબ આપ્યો " શેઠજી, હું તો મીરત જીલ્લાનો રહીશ છું, અહીં બે વર્ષથી આવ્યો છું. હું આપનો પુત્ર નથી, આપને ભ્રમ થઇ ગયો છે, માટે કોઇ બીજી જગ્યાએ તમારા પુત્રની તપાસ કરો "

તે શેઠ ત્યા ત્રણ દિવસ રહ્યા અને જ્યારે તેમણે જાણ્યુ કે આ (રામપ્રસાદજી) નહિ આવે ત્યારે ચોથે દિવસે ત્યાથી ચાલ્યા ગયા

રામપ્રસાદજીમા કેટલી સત્યતા નાની ઉમરમાં હતી તે આ હકીકત ઉપરથી વાચનારાઓને જણાઇ આવશે

તે પછી રામપ્રસાદજીના મિત્રને ભારે રોગ થયો અને તેનુ તે જગ્યાએ અવસાન થયુ. તેની ઉત્તરક્રિયા રામપ્રસાદજીએ કરી હતી. આ મિત્રના અવસાનથી રામપ્રસાદજીમા વૈરાગ્ય વધ્યો હતો.

## ગૃહત્યાગ અને શાસ્ત્રનો અભ્યાસ

એટલામા ઘેરથી પત્ર આવ્યો કે પિતામહ બિમાર છે તેથી રામપ્રસાદજી પોતાને ઘેર (પરીક્ષીત ગઢ) ગયા. ત્યાં ગયા પછી તેમના પિતામહની શરીર પ્રકૃતિ જરા સારી થયા પછી, તેઓ કાશી વિદ્યાભ્યાસ કરવા ગયા કાશીમાં તેમણે શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. ત્યાથી પાછા આવ્યા પછી તેમના પિતામહનુ શરીર વધારે રોગમા સપડાયુ અને પછી શાત થઇ ગયુ એટલે પોતે તેમની ઉત્તરક્રિયા કરી આ બનાવ પછી પૂર્વના સકલ્પ પ્રમાણે પોતે ગૃહ ત્યાગ કરવાના નિશ્ચય ઉપર આવ્યા. પહેલા હરદ્વાર જવાના ઇરાદાથી નિકળ્યા પણ પછી વિચાર ફરી જવાથી પુષ્કરરાજ પધાર્યા.

દરેક માણસના જીવનમાં વૈરાગ્યના પ્રસગ ઘણા આવે છે પણ બહુ થોડા માણસમાં વૈરાગ્ય ટકી રહે છે અને તેથી પણ

થોડા માણસ વૈરાગ્ય અને ગમ્ભીરતાથી પોતાનું મન જીતી શકે છે

## યાત્રા.

પુષ્કરરાજમાં થોડા વખત રહી રામપ્રસાદજી પગે ચાલી ડાકોરજી ગયા અને ત્યાં થોડા વખત રહી પગે ચાલી જગન્નાથજીની જાત્રાએ નીકળ્યા તે વખતે તેમણે પગકેશ રાખ્યા હતા, હાથમા લાંબી લાકડી રાખતા, ખભા ઉપર ઝોળીઓ, તેમા એક બાજુ દેવ પૂજા અને તેને લગતા પાત્રો અને બીજી બાજુ રસોઇ માટે જરૂર પડતા વાસણો વગેરે રાખી મુસાફરી શરૂ કરી જગન્નાથજી ડાકોરજીથી લગભગ ૧૦૦૦ માઇલ દૂર હશે પોતે હમેશા ત્રણ ચાર માઇલ મુસાફરી કરતા સવારમા નીકળી તડકો થાય ત્યા મુકામ કરતા રસ્તામા ભીલ લોકોની વસ્તી વિશેષ આવતી તે લોકો રામપ્રસાદજીનો સત્કાર કરતા રામપ્રસાદજી ભિક્ષા માગવા જતા મકાઇ જવ અથવા જારનો લોટ એક માણસને પૂરો થાય તેટલો મળતો તેની રસોઇ કરી ઝાડ નીચે સુઇ રહેતા રસ્તામા તેમને કોઇવાર સારા સત્સંગીઓના દર્શનથી અને તેમના વચનામૃતથી લાભ થતો હતો અને કોઇવાર દુર્જનોથી ક્લેશ પણ થતો હતો

રસ્તામા જબલપુર આવ્યુ, ત્યાથી આગળ ચાલતા એક ગામમા ચોરી થઇ અને રામપ્રસાદજી સવારના ત્યા નીકળ્યા. આ અપરિચિત માણસને જોઇ પોલીસને સંદેહ પડ્યો અને તેમને પકડી લઇ ગયા પાછળથી તેમની

સાથે વાતો કરતા આવા નિર્દોષ અને સજ્જન માણસને પકડવા માટે પોલીસને બહુ ખેદ થયો અને પોતાના અપરાધ માટે ક્ષમા આપવા માટે પોલીસો રામપ્રસાદજીની પ્રાર્થના કરવા લાગ્યા અને તેમને ભોજન માટે આગ્રહ કર્યો આવી રીતે મુસાફરી કરતા કરતા રામપ્રસાદજી જગન્નાથજી પહોચ્યા

જગન્નાથજીમાં થોડો વખત રહીને રામપ્રસાદજી ફરીથી ડાકોરજી જવા નિકળ્યા ડાકોરજી પાછા આવતા તેમને લગભગ ૨॥ વર્ષ થયા હતા રસ્તામા તેમને વાળાનો રોગ લાગુ થયો હતો આ રોગના નિવારણ માટે એક ધર્મ-શાળામાં કોઇ બાઇએ રામપ્રસાદજીને દવા ચોપડી હતી અને તેનાથી તેમનો રોગ મટી ગયો હતો

ડાકોરજી થોડો વખત રહીને રામપ્રસાદજી ફરતા ફરતા રાજકોટ પાસે ત્રબામા સવત ૧૯૪૯ની સાલમા પધાર્યા

ત્રબામા બાણગગાને કાંઠે એક વાડીમા ઘાસની ઝુપડી લોકોએ કરી આપી હતી તેના રામપ્રસાદજી રહેતા બાણગંગામા હજુપણ કુદરતી પાણીના ઝરા વહ્યા કરે છે ત્યા રામપ્રસાદજી સ્નાન માટે જતા હતા આ જગ્યા એટલી પવિત્ર ગણાય છે કે કપિલા છઠને દિવસે આહી ત્રિવેણી સગમ ઉપર ઘણા માણસો સ્નાન માટે આવે છે વળી આ જગ્યાએ સત દેવીદાસની સમાધિ પણ છે ત્રબામા થોડો વખત રહીને રામપ્રસાદજી કચ્છ અને

કાઠિઆવાડના તીર્થોની જાત્રાઓ નિકળ્યા તેમણે ઉત્તરમા (કચ્છમા) કોટેશ્વર. પશ્ચિમમા દ્વારકા (એ વખત) પૂર્વમા ગોપનાથ અને દક્ષિણમા સોમનાથ વિગેરે સ્થળે પગે ચાલી જાત્રા કરી અને રસ્તામા સુદામાપુરી, માધવપુર, પ્રભાસ તુલશીશ્યામ, પીપાવાવ વિગેરે પવિત્ર સ્થળોઓ ગયા હતા

એક વખત દ્વારકાથી સુદામાપુરી જતા રામપ્રસાદજીને એક શેઠની સાથે ગાડામા થોડી મુસાફરી કરવાનો પ્રસગ બન્યો હતો રસ્તામા ચોર મળ્યા અને બધો સામાન લઇ ગયા. રામપ્રસાદજીના સામાનની તપાસ તે ચોરોએ કરી નહિ શેઠે રામપ્રસાદજીના પગરખામાં સોનાની લગડી રાખી હતી તેનો ઉપયોગ પાછળથી શેઠે કર્યો અને તેઓ સુદામાપુરી પહોચ્યા

સવત્ ૧૯૪૯–૫૦ (સને ૧૮૯૩–૯૪મા) રામપ્રસાદજી ફરતા ફરતા જામનગર ગયા હતા ત્યા તેમને મહાત્મા ભીખાભાઇ તથા મહાત્મા રગીન શર્મા સાથે પિછાણ થઇ હતી તથા વેદાન્ત આચાર્ય ગુરુશ્રી વિશ્વનાથજીના આશ્રમના દર્શન કર્યા હતા જામનગરથી નીકળી રામપ્રસાદજી મોરબી ગયા હતા. ત્યા તે વખતે શીઘ્રકવિ શાસ્ત્રી શકરલાલ માહેશ્વર તથા ધોળા કપડાના સન્યાસી ગણાતા વેદાન્તી સજ્જન પોપટભાઇ મોતીચદની સાથે સત્સગ થયો હતો રામપ્રસાદજી તે વખતે સગુણ ઉપાસના કરતા હતા, તેમનામા તે વખતે વેદાન્તના સસ્કાર જાગૃત થયા ન હતા તો પણ મોરબીના આ બન્ને સજ્જનો સાથે વાર્તાલાપથી રામપ્રસાદજીને આનદ થયો હતો

તે પછી તેઓશ્રી ફરીથી વ્રજમાં પધાર્યા અને બાકીનું જીવન કાઠીયાવાડમાં ગાળવાનું નક્કી કર્યું. કાઠીયાવાડમાં આવીને રહેવાનું કારણ તેઓશ્રી એમ કહેતા હતા કે જો કે તેમને હરદ્વાર અને રૂષીકેશની ભૂમી પણ ગમતી હતી પણ પોતાના કુટુંબની નજીક રહેવાથી સાધુઓ પોતાની સાધના બરાબર કરી શકતા નથી તેથી ભક્તિનું સાધન બરાબર કરવા માટે દૂરના મુલકમાં જવું પસંદ કર્યું હતું.

## ઉપાસના.

વ્રજમાં આગળ જણાવ્યું તે પ્રમાણે બાણ ગંગાને કાંઠે રામપ્રસાદજીએ પોતાનું આસન જમાવ્યું. ત્યાં તે વખતે રાઘવદાસજી નામના મહાત્મા રહેતા હતા. તે ગામમાંથી લોટ માગી લાવતા, રામપ્રસાદજી રસોઇ બનાવતા અને બંને સાથે મળી ભોજન કરી ભગવાનની ધૂનમાં જીવન ગાળવા લાગ્યા. તે વખતે રામપ્રસાદજી કોઇવાર હઠયોગની ક્રિયા એટલે નેતિધોતિ વિગેરે કરતા પણ મુખ્યત્વે એક શાલીગ્રામની મૂર્તિની દિનભર પૂજા કરતા હતા. તે મૂર્તિમાં તેમનું ચિત્ત એટલું બધું લાગ્યું હતું કે તેમને તે મુર્તિના પ્રત્યક્ષ દર્શન થતા હતા અને સગુણ ઉપાસનાનું બહુ સુખ ભોગવતા હતા.

આ બાબતમાં સ્વામીજી ( રામપ્રસાદજી ) એક વખત કહેતા હતા કે “ મને સગુણ ઉપાસનામાં તે વખતે એટલું સુખ લાગતું હતું કે તે સુખ છોડીને નિર્ગુણ ઉપાસનામાં આવવું ગમતું ન હતું ”

સગુણ ઉપાસના વખતે રામપ્રસાદજી ભગવાનને એવી પ્રાર્થના કરતા હતા કે "હે ઇશ્વર, હે અંતર્યામી, હે સર્વજ્ઞ હે સર્વશક્તિમાન, હે ન્યાયકારી, હે નાથ! આપ મારા છો, અને હું આપનો છું અને હું આપને શરણે છું, મારા કર્માનુસાર આપની પ્રેરણાથી અહર્નિશ કાયિક, વાચિક અને માનસિક જે જે કર્મ હું કરૂં છું તે આપને સમર્પણ કરૂં છું આપ મારી બુદ્ધિને શુદ્ધ કરો અને આપના સ્વરૂપ વિષે જોડો અને આ જન્મ મરણરૂપી સંસારના દુ:ખથી પાર કરી આપના પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિ કરાવો."

રામપ્રસાદજીની આ વિનતિ ભગવાને બરાબર સાંભળી અને તેમની માગણીથી તેમને આત્મજ્ઞાન મળે તેવું સાધન આપ્યું-તેમને એક સારા સાધુનો મેળાપ ત્રબામાંજ કરાવી આપ્યો.

તે વખતે ત્રબામાં એક મહાત્મા જગન્નાથ સ્વામી ઉર્ફે હુંડાસ્વામી બિરાજતા હતા તે પણ બાણ ગંગાને કાંઠે એક પર્ણકુટીમાં રહેતા હતા અને જીજ્ઞાસુઓને વેદાંતનો ઉપદેશ આપતા હતા શ્રી જગન્નાથ સ્વામી દિવસના ૧૨ વાગ્યે ગામમાં મધુકરી માગવા જતા અને પાંચ ઘરથી જે મળે તે લઇ આવતા કોઇ જગ્યાએ જ્ઞાતિભોજન અથવા મિષ્ટાન્ન થયેલું હોય અને તેમના જાણવામાં આવે તો તે ગલીમાં પોતે મધુકરી માટે જતા નહિ અને લગભગ જૈન સાધુની પેઠે ભિક્ષા માટે બહુ સાદી વૃત્તિ રાખીને કોઇને

અજવડ કર્યા વગર જે મળે તેનાથી પોતાનો નિર્વાહ કરતા હતા એક દિવસ ગામમાથી મધુકરી માગી પાછા આવતા હતા, એવામા તેમની દ્રષ્ટિ રામપ્રસાદજી ઉપર પડી તેમની શાત મુખમુદ્રા જોઇ ઘણા ભાવપૂર્વક પોતાની પર્ણકુટીમા તેમને બોલાવ્યા, અનેક પ્રકારે તેમની સાથે શાસ્ત્ર ચર્ચા કરી અને જ્ઞાન માર્ગમા દાખલ કર્યા તે દિવસથી રામપ્રસાદજીને શ્રી જગન્નાથસ્વામી ઉપર પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો

એક દિવસ રામપ્રસાદજીના શરીર ઉપર પચકેશ જોઇ શ્રી જગન્નાથ સ્વામીએ તેમને કહ્યુ કે “ શિર પર એ બોજા ક્યુ રખતે હો ? ” તે ઉપરથી રામપ્રસાદજીએ પચકેશ કાઢી નખાવ્યા. વળી જગન્નાથ સ્વામીએ કહ્યુ કે “ હાથે રસોઇ કરવાથી ભક્તિ માટે ઓછો વખત રહે છે તેથી ભિક્ષા માગવી એ વધારે સારૂ છે” તે ઉપરથી રામપ્રસાદજીએ રસોઇ કરવાનુ કામ પણ છોડી દીધુ

## આત્મજ્ઞાન.

રામપ્રસાદજીને શ્રીરામમા ઇષ્ટ ભાવ હતો તે વાત શ્રી જગન્નાથ સ્વામીએ જાણી લીધી અને રામપ્રસાદજીને એક વખત કહ્યું કે “ તમારૂં શરીર સ્વસ્થ હશે ત્યા સુધી ઉપાસનાના જોરથી શ્રીરામ તમારી પાસે ખડા છે એવુ દર્શન થશે પણ શરીર નબળુ પડશે ત્યારે ઉપાસના બરાબર થઇ શકશે નહિ અને એ દર્શન થશે નહિ માટે શ્રીરામની ઉપાસના કરવાને બદલે “ આપજ રામ

પાન જાઓ ' એમ કહી તેમણે રામપ્રસાદજીને વિચાર સાગર વૃત્તિપ્રભાકર પંચદશી. યોગવસિષ્ઠ વિગેરેનો અભ્યાસ કરાવ્યો અને પદ પદાર્થની ઓળખાણ આપી વાચ્યાર્થ અને લક્ષ્યાર્થનો ભેદ સમજાવી આત્માનો અનુભવ આપ્યો

શ્રી જગન્નાથ સ્વામીએ રામપ્રસાદજીને જ્ઞાન આપ્યુ હતુ પણ પોતાનુ બ્રાહ્મણ શરીર ન હોવાથી સન્યાસની વિધિસર દીક્ષા આપી નહિ. વિધિસર દીક્ષા માટે શ્રી-જગન્નાથ સ્વામીએ રામપ્રસાદજીને ભાવનગરમાં એક દંડી સ્વામી પાસે જવાનુ કહ્યું રામપ્રસાદજીએ જવાબ આપ્યો કે "મારે બીજો ગુરુ શા માટે ધારવો, આપજ દીક્ષા આપો". તે વખતે અમુક વર્ણવાળા પાસેથીજ દીક્ષા લેવી એવી તેમની માન્યતા ન હતી. છતા શ્રીજગન્નાથ સ્વામીની આજ્ઞાને માન આપી રામપ્રસાદજી ભાવનગર જવા નીકળ્યા

રસ્તામાં સોનગઢમાં ઝાપા બહાર જ્યા શિવનુ મંદિર છે ત્યા રામપ્રસાદજી એક રાત રોકાણા તે મંદિરમા એક દંડી સ્વામી શ્રી કપિલાનંદ સરસ્વતી રહેતા હતા. તેમણે રામપ્રસાદજીને પૂછ્યું કે "આપ ક્યા જાઓ છો?" રામપ્રસાદજીએ કહ્યુ કે "હું એક દંડી સ્વામી પાસે સન્યાસની દીક્ષા લેવા માટે જાઉ છુ". તે સાભળી સ્વામી શ્રી કપિલાનંદ સરસ્વતીએ કહ્યુ કે "આપની ઇચ્છા હોય તો હુંજ આપને સંન્યાસની દીક્ષા આપી શકુ" રામપ્રસાદજીએ તેમની વાત માની તેમની પાસેથી દીક્ષા



સ્વામી શ્રી જગન્નાથજી

ઉર્ફે ઠુંઠા સ્વામી.

લેવાનુ કબુલ કર્યું તે પછી બન્ને શિહોર ગયા અને ત્યા લગભગ સતાવીશ વર્ષની ઉમરે એટલે આશરે ૧૯૫૦ની સાલમા રામપ્રસાદજીએ વિધિસર સન્યાસની દીક્ષા લીધી અને સ્વામી શ્રી નિત્યાનદ સરસ્વતીનુ નામ ધારણ કર્યું અહીથી શરૂઆત ગણતા તેમનો સન્યાસ લગભગ ૪૧ વર્ષ સુધી ચાલ્યો

સ્વામીજીએ સન્યાસ લીધો તે પહેલાંના વખતમા સન્યાસીઓને કેટલીક વધારે સગવડો મળતી હતી લોકોમા શ્રદ્ધા વધારે હતી જગલમા ઝાડોના ફળ મળતા તે ઉપર તેમનો નિર્વાહ થઇ શકતો હાલ તો જગલમા ઘાસ પણ વેચાય છે વળી કેટલાક સન્યાસીઓના ખોટા આચારથી અને લોકોમાં અજ્ઞાનથી લોકોની શ્રદ્ધા ઘણી ઓછી થઇ ગઇ છે એવા વખતમા સન્યાસના કડક નિયમ પાળવા એ સહેલુ કામ નથી

સ્વામીજીના દીક્ષાગુરુ બીજે દીવસે સ્વામીજીને લઇને પાલીતાણા ગયા એકાદ દિવસ ત્યા રહ્યા પછી તેમના દીક્ષાગુરુએ પાલીતાણામા પોતાના મઠની મિલ્કત બતાવી, બજારમા મઠની માલિકીની દુકાનો બતાવી, તેનુ કેટલુ ભાડુ આવતું હતું તે કહ્યુ અને તે વસુલ કરવાનૂ કામ તથા મઠનો કારભાર સ્વામીજીને સુપ્રત કર્યો સ્વામીજીએ પોતાની સ્થિતિ કફોડી જોઇ તેમણે વિચાર કર્યો કે "ઇશ્વરની કૃપાથી સસારની ઉપાધિમાથી મુક્ત થયો એટલામા આ બીજી ઉપાધિ કયા આવી બહારના ત્યાગ કરતા અદરનો

ત્યાગ વધારે મુશ્કેલ છે તેથી જેણે અંદરનો ત્યાગ સિદ્ધ કરેલ હોય તે બહારનો ત્યાગ બરોબર કરી શકે છે અથવા બહારનો ત્યાગ કરવાની તેનામા શક્તિ હોય છે

કેટલાક માણસો કહે છે કે સંસાર અમને છોડતા નથી પણ ખરી રીતે જોઇએ તો તેઓ સંસારને છોડતા નથી જો મનમાથી સંસાર નીકળી જાય તો બહારનો સંસાર છોડવાની હિમત પ્રાપ્ત થાય છે અને એક વખત બે ત્રણ ફરજ ઉત્પન્ન થાય ત્યારે શુ કરવુ તેનો રસ્તો મળી આવે છે આ વખતે સ્વામીજી પાસે બે ફરજ એકજ વખતે આવી પડી ગુરુનુ કહેવુ માનવા જાય તો આત્મચિંતન બરાબર થઇ શકે નહિ અને આત્મચિંતનમા વખત ગાળે તો ગુરુએ આપેલ કામ થઇ શકે તેમ ન હતુ આવા સંજોગોમા તેમને આવો રસ્તો સૂઝયો અને ગુરુની આજ્ઞાનુ ઉલ્લંઘન કર્યું આગળના વખતમાં પ્રહ્લાદે પણ ગુરૂનુ કહેવુ માન્યુ ન હતું બલિરાજાએ પણ ગુરુનુ કહેવું માન્યુ ન હતુ અને હાલના વખતમા અખા ભક્તે પણ ગુરુને છોડયા હતા જ્યારે બે ત્રણ ફરજ એક વખતે ભેગી થાય ત્યારે તેમાંથી જેને રસ્તો કાઢતા આવડે તેજ ખરો પુરૂષાર્થ કરી શકે છે

કોઇ એમ પણ કહે છે કે જો બધુ ભગવાનનુ રૂપ છે તો સંસાર પણ ભગવાનની વિભૂતિ છે. તેથી જો સ્વામીજીએ ભગવત્ભાવે મઠનુ કામ કર્યું હોત તો થઇ શકત પણ જ્ઞાની પુરુષો સમજે છે કે પૂર્ણ ત્યાગ વગર સર્વાત્મભાવ નિત્ય રહતો નથી

## પ્રકરણ ૨ જું.

## આંસોદરમાં અવધૂત દશા

બીજે દિવસે પરોઢીએ ઉઠી, માત્ર કૌપીન તથા અચળો પાસે રાખી સ્વામીજીએ ગારીઆધાર તરફ પ્રયાણ કર્યું બપોરે ધૂમ તડકો થયો ત્યારે ગારીયાધાર પહોચ્યા અને શ્રમ લાગવાથી એક ઝાડ નીચે સુઇ ગયા ભૂખ લાગી હતી. પાણી પીવાનુ સાધન પણ પાસે ન હતુ પણ ઇશ્વર ઉપર વિશ્વાસ પૂરો હતો થોડીવારમા તે વાડીનો માલિક ત્યા આવ્યો અને સ્વામીજીના મોઢા ઉપર તડકો આવતો જોઇ તેણે તેમને જગાડ્યા તથા ખાવા માટે પૂછ્યુ સ્વામીજીએ જમવાની હા પાડી એટલે તે વાડીના માલીકે રોટલો લાવી આપ્યો પાણી પીવા માટે સ્વામીજી પાસે તુબડી પણ ન હતી એટલે તે વાડીવાળાએ પોતાની વાડીમા જે તુબડાનો વેલો હતો તેમાથી એક સારૂ તુબડુ કાઢી.

સુતાર પાસે સમું કરાવી પાણી ભરીને સ્વામીજીને આપ્યુ, સ્વામીજી મોટી ઉમરે કહેતા હતા કે જો કે તે નવા તુબડાનુ પાણી કડવુ તો લાગ્યુ પણ તૃષા બહુ હતી તેથી બહુ મીઠુ લાગ્યુ. તે વાડીના માલીકે સ્વામીજીને એક ચદર પણ આપી હતી

સ્વામીજી ત્યાથી સાંજે આસોદર ગયા ત્યા એક ધર્મશાળામા ઉતર્યા હતા અને એક ખૂણા તરફ મોઢુ રાખીને બેસી રહ્યા હતા, એટલામાં તે ગામના ગ્રહસ્થ સાધુ ગટ્ટારામજી ત્યા આવ્યા તેમણે સ્વામીજીને પુછ્યુ કે " મહારાજ ભિક્ષા કરશો કે ? " સ્વામીજીએ કહ્યુ " જેવી આપની મરજી, મારી સભાળ ભગવાન રાખે છે, તેથી તે બાબતની મને ચિતા નથી " એ સાભળી ગટ્ટારામજી સ્વામીજીને ભિક્ષા માટે પોતાને ઘેર તેડી ગયા અને સ્વામીજીને ભિક્ષા કરાવી. સાધુ ગટ્ટારામજીનો ભાવ સ્વામીજી ઉપર દિવસે દિવસે વધવા લાગ્યો તેમના પુત્ર નારણદાસજીએ સ્વામીજીને વિનતી કરી સ્વામીજી પાસેથી મત્ર લીધો, તે દિવસથી તેમણે સ્વામીજીને પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા અને સ્વામીજીના શરીરની છેલ્લી અવસ્થા સુધી સ્વામીજીની સારી સેવા કરી હતી.

આંસોદરના પટેલોએ પણ સ્વામીજીના સત્સગનો લાભ લેવા માંડયો અને પોતાને ત્યાથી સ્વામીજી માટે ભિક્ષા મોકલવાનુ અને સેવા કરવાનું શરૂ કર્યું. થોડો વખત ધર્મશાળામાં રહ્યા પછી સ્વામીજીએ ગટ્ટારામજીને કહ્યુ

કે " આ ધર્મશાળામા ઘણા ઉતારૂઓ ઉતરે છે માટે મને આહી રહેવુ અનુકુળ પડતુ નથી." તેથી ગઙ્ગારામજીએ નજીકમા આંબલી નીચે એક ઓરડી હતી તેને સુધરાવીને ચાતુર્માસ માટે સ્વામીજીને રહેવા માટે સગવડ કરી આપી

ચાતુર્માસ પૂરે થયા પછી સ્વામીજીનુ મન ત્યાથી ચાલ્યા જવાનુ થયુ તે વાત ત્યાના ભક્તોના જાણવામા આવી તેઓ સ્વામીજી પાસે ગયા તેમાથી પટેલ કાનાણીએ સ્વામીજીને આજીજી સાથે કહ્યુ કે " આપે બીજે કોઇ ઠેકાણે જવાનો વિચાર કરવાનો નથી હુ મારી વાડીમા આપને રહેવા લાયક ઓરડી બધાવી આપીશ"

આ ગોઠવણ પ્રમાણે પટેલ કાનાણીએ પોતાની વાડીમાં એક સારો ઓરડો સ્વામીજી માટે બધાવી આપ્યો

ભાવનગર રાજ્યમા એવો કાયદો છે કે ખેડુતોને રાજ્ય તરફથી મળેલ જમીન ઉપર મકાન બાધી શકાય નહિ તેથી રાજ્ય તરફથી તે પટેલનો દશ રૂપીઆ દડ થયો અને તે ઓરડો પાડી નાખવાનો હુકમ થયો તે ઉપરથી તે પટેલ તે વખતના ભાવનગરના દીવાન વજેશકર ગૌરીશકર ઓઝાની પાસે ગયા અને કહ્યુ કે " મે આ ઓરડો મારે રહેવા માટે બાધેલ નથી પણ એક સારા સાધુને રહેવા માટે બાધેલ છે" આ વાત સાભળી દીવાન સાહેબે તપાસ કરાવી, સ્વામીજીની રહેણી કરણીથી પોતે ખુશી થયા, તે ઓરડો જેમ હતો તેમ રહેવા દીધો અને તે પટેલ પાસેથી દશ રૂપીઆનો જે દડ લીધો હતો તે તેને પાછો આપ્યો

હવે આ આશ્રમમા સ્વામીજી બિરાજવા લાગ્યા ભિક્ષા માટે ગામના પટેલોએ અને બીજાઓએ વારા કર્યા અને સૌ સ્વામીના સત્સગનો લાભ લેવા લાગ્યા

સ્વામીજીની સેવાથી પટેલ કાનાણીના ખેતરની ઉપજ ઘણીજ વધી પડી અને આખુ ગામ એમ કહેવા લાગ્યુ કે "આ પ્રતાપ સ્વામીજીની સેવાનો છે"

ગામમા કોઇ માણસ માંદા પડે ત્યારે પણ સ્વામીજીની માનતાઓ ચાલતી અને તેમના દરદ દૂર થતા હતા

## સ્વામી શ્રી મસ્તરામજીનો મેળાપ.

સ્વામીજી જ્યારે આંસોદરમા હતા ત્યારે મહા વૈરાગ્યવાન પુરૂષ સ્વામીશ્રી મસ્તરામજી તેમને મળવા આવ્યા હતા અને આઠ દીવસ રોકાણા હતા.

આસોદરમાં સ્વામી શ્રી નિત્યાનદજી માટે જે ઓરડો ત્યાંના પટેલે બધાવી આપેલ હતો તેમા સીલીંગ વગેરે

---

સ્વામી શ્રી મસ્તરામજીની મસ્ત દશાની ઘણી હકીકતો જુના માણસોમા સ્મરણમાં છે તે બધી આહી આપી શકાય તેમ નથી મસ્તરામજી ઉપર તે વખતના ભાવનગરના મહારાજા તખ્તસિંહજીને અતિશય ભાવ હતો. એક વખત કે ઇએક ભક્ત ડોકમા ઘણી માળાઓ પહેરી મસ્તરામજી પાસે આવ્યા અને મસ્તરામજીને કહ્યુ કે "આપના ઉપર મહારાજા સાહેબનો બહુ ભાવ છે અને મારે મારા ઠાકર માટે એક મદિર બધાવવાનુ છે તો આપ જો મહારાજા સાહેબને કહીને તેટલુ કામ કરાવી આપો તો હુ આપનો ઉપકાર માનીશ મસ્તરામજીએ જવાબ આપ્યો કે "તારો ઠાકર મોટો "

નખાવેલ હોવાથી દેખાવમા સારો લાગતો હતો તે જોઇ મસ્તરામજીએ સ્વામીજીને કહ્યુ કે "રૂપાળી બાયડી અને રૂપાળી ધર્મશાળા સાધુઓને પાડનાર છે" જો કે સ્વામીજીને એ આશ્રમ ઉપર મમતા નહોતી તો પણ સાધુઓ વચ્ચે પરસ્પર કેવા વૈરાગ્યની વાતો થાય છે તે જણાવવા માટે. સ્વામીજીએ મને કહેલી આ બાબત લખેલ છે.

મસ્તરામજીના જ્ઞાન અને વૈરાગ્ય કેવા હતા તેની વધારે પીછાન કરાવવા માટે તેમની થોડીક સાખીઓ નીચે આપેલ છે.—

## મસ્તરામજીની સાખીઓ

ભોય પથારી ઓઢે અંબર, ત્યાગ પાળવો પહેલે નંબર,
જાય મોક્ષમે બાંધી કમર, ભજ **મસ્તરામ** દેવ વિશ્વભર (૧)
વિધિ નિષેધ ભોય તળીઆ હેઠ, વિદ્યા અવિદ્યા ધરી સમેટ,
બ્રહ્માસ્મિ બાંધી ભેટ, **મસ્તરામ** કોઇ પહોચે ઠેઠ (૨)
રામ ભજન અંતર લેહ લાવે વિના જાણે બ્રહ્મવિદ્યા આવે,
જીવ પલટ બ્રહ્મ હો જાવે, **મસ્તરામ** નિર્ભય પદ પામે (૩)

---

ભાવનગરનો મહારાજા મોટો? તારા ઠાકર પાસેજ વિનતી કર અને તેને મંદિરમા રહેવાની ગરજ હશે તો તેજ તને પૈસાની સગવડ કરી આપશે"

એક વખત એક માણસે મસ્તરામજીને કહ્યુ કે "મારે દશ હજાર રૂપીઆ ખર્ચી એક સદાવ્રત બાંધવાનુ છે તેની દેખરેખ આપ રાખો મસ્તરામજીએ કહ્યુ "તે તુંજ કરને". તે માણસે કહ્યુ કે "આપના હાથથી એવુ શુભ કામ વધારે શોભે' મસ્તરામજીએ કહ્યુ કે "હુ કાંઇ તારો નોકર નથી"

ષટ્ દર્શનમાં ખોજતે ખુદા. જીવ બ્રહ્મ કહેવે નહિ જુદા,
**મસ્તરામને** પકડયા મુદ્દા. જો સમજે તો સમતા સુધા (૪)
લેવું હોય તો લઇ લે દેવું હોય તો દે,
**મસ્તરામને** ન લેવા દેવા રામ રામ કહે (૫)

દેશ હમારા દૂર હૈ દેશ ન આવે હાથ,
મે ખોપીઆ દૂર દેશકા, ખપ કરૂ દીનરાત,
દેખી હમારા દેશકા, ચલો હમારે સાથ
**મસ્તરામ** કહે રામ ભજી લ્યો, દેશ આ જાવે હાથ (૬)
ઉપર અબર ધરતી હેઠ, **મસ્તરામને** ખાવી બેઠ.
રોશીશ મા શામળીઆ શેઠ, મારે જાવું કેટા કેઠ (૭)
અકામીનો સગ ન કીજે, ત્યાગી શકો તો ત્યાગો',
કાયા નગરીમા ચોર લુટાણીઆ, જાગ શકે તો જાગો',
કંચન કામની દોય દુખદાયક. ભાગ શકે તો ભાગો',
**મસ્તરામ** કહે ખળ દુખદાયક ખળથી રહેજો આઘો' (૮)
ત્યાગ પુરૂષકી આ હૈ રીત, વરણ આશ્રમથી સદા પતીત
ત્યાગ પુરૂષ રહે ઇન્દ્રિયજીત, **મસ્તરામ** કહે હોય અતીત (૯)
ખરેખરો ઉપજે વૈરાગ્ય, ત્યાગી કરે ધનપતિનો ત્યાગ
બુજી જાવે ભીતરકી આગ, **મસ્તરામ** કયુ લાગે ડાગ (૧૧)
નવધા ભક્તિ, ખડગની ધારા, કામ ક્રોધના કરે પગાર,
ભજે રામ સબ જાય વિકાર, **મસ્તરામ** ઉતરે ભવપાર. (૧૨)
ત્યાગ પુરૂષ નહિ બાંધે મઠ, સુરા કરે જુધનો હઠ, મુછો મરડે,
કે દેવટ ( વળ ચડાવે ), **મસ્તરામ** ભજી સુધરે શઠ (૧૩)
સત પુરૂષ તો કરે કવિતા, ન જાચે ભોપાળ.
ત્યાગી પૈસા પાસ ન રાખે, ખરેખરી હડતાલ
અવિદ્યા શાર ખીલી ધરણી, પહોચી ગઇ પાતાલ,
**મસ્તરામ** કોણ માપી શકે, ત્યાગી બુદ્ધિ વિશાળ (૧૪)

આસોદરમા થોડા મહીના રહીને સ્વામીજી ત્યાથી નીકળી,ભીંગરાળ, અકાળા, લાઠી વિગેરે ગામોમા ફરતા ફરતા ત્રણા નજીક ગોલીડા ગામમા આવ્યા સ્વામીજીમા ચાલવાની ઝડપ એટલી બધી હતી કે કોઇ માણસ તેમને પહોચી શકતા નહિ ગોલીડા ગામમા ગીગા ભગત નામે એક સોની રહેતા હતા તે યોગવસિષ્ઠ વિગેરેના પુસ્તકો પણ રાખતા હતા તેણે સ્વામીજીને રહેવા માટે એક ઓરડી કાઢી આપી હતી અને તેમા સ્વામીજી થોડો વખત રહ્યા હતા

## શ્રી જગન્નાથ સ્વામીની સમાધિ.

એટલામા ત્રણાથી શ્રી જગન્નાથ સ્વામીની છેલ્લી માદગીના ખબર આવ્યા એટલે સ્વામીજી ગોલીડાથી ત્રણા આવ્યા આઠ દિવસ જગન્નાથ સ્વામી પાસે રહી પોતે તેમની મારી સેવા કરી તેમના ઉપર સ્વામીજીને પૂજ્ય ભાવ હતો અને શ્રી જગન્નાથ સ્વામીની શ્રી નિત્યાનન્દજી સ્વામી ઉપર પૂર્ણ કૃપા હતી અને તેમણેજ સ્વામીજીને સન્યાસની દીક્ષા માટે ભાવનગર મોકલ્યા હતા એ વાત આગળ કહેવાઇ ગઇ છે

શ્રી જગન્નાથ સ્વામીએ સવત્ ૧૯૫૧ના કાર્તિક વદિ ૫ અને રવિવારે સમાધિ લીધી તેમનો ભડારો અને પોડશી ક્રિયા સ્વામીજીએ કરાવી હતી ભડારાનો ખર્ચ ત્રણાગામ રાજકોટવાળા જેચદ શેઠ અને ત્રણાના દરબાર સાહેબ તથા રતનજીભાઇએ મળીને કર્યો હતો

શ્રી જગન્નાથ સ્વામી સમાધિસ્થ થયા પછી સ્વામીશ્રી નિત્યાનન્દજી તેમની પર્ણકુટીમાં રહેતા હતા ત્યા જીજ્ઞાસુઓને વિચારસાગર, પચદશી વિગેરેનો અભ્યાસ કરાવતા હતા કોઇ કોઇ વખતે બીજે સ્થળે જતા અને પાછા ત્રણા આવી આસન કરતા હતા

સ્વામીજીની પર્ણકુટીની પાસે ઘણા સર્પ અને વીંછી રહેતા હતા પણ સ્વામીજીએ તે બાબતમાં નિર્ભયપણુ પ્રાપ્ત કર્યું હતું. એક વખત સ્વામીજી પર્ણકુટીની બહાર બેઠા હતા અને એક જીજ્ઞાસુને કહ્યુ કે અદરથી એક પુસ્તક લઇ આવો પણ અદર જતા તેણે પર્ણકુટીમા એક મોટો સર્પ જોયો તથી ત માણસ ત્યા જઇ શક્યો નહિ એટલે સ્વામીજી પોતે ઉઠીને જોઇતુ પુસ્તક લઇ આવ્યા, પછી સર્પ ત્યાથી ચાલ્યો ગયો

શ્રુતિમા કહેલ છે કેઃ—

यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते ।
अथ तस्य भयं भवति ।
यत्र तु सर्वमात्मा एव पश्येत् तस्य भयं न भवति ॥

એટલે ' જેનામા જરાપણ ભેદ બુદ્ધિ છે તેને ભય રહે છે અને જે ( સર્પ વ્યાઘ્રાદિ ) સર્વ પ્રાણીને આત્મભાવે જુએ છે તેને તેમનો ભય લાગતો નથી ". સપૂર્ણ આત્મજ્ઞાન થયુ હોય તેની એ કસોટી છે

કેટલાક માણસો એમ માને છે વાઘ, સર્પ, વીંછી વગેરે પ્રાણીઓની બીક જો ન લાગે તોજ આત્મજ્ઞાન

આચુ કહેવાય અને તેથી પોતાના મનની પરીક્ષા કરવા માટે જ્યા આવા પ્રાણી વધારે હોય ત્યા રહેવા જાય છે એક દ્રષ્ટિએ જોતા આ વૃત્તિ ઠીક છે પણ મન કાચુ હોય અને સર્પને સર્પરૂપે જોવાની ટેવ હોય તો આવો પ્રયોગ કરવામા લાભ નથી, કારણ કે કદાચ જો બીકથી શરીર છૂટે તો “ અંતે મતિ સા ગતિ ” એ નિયમ પ્રમાણે તેની અધોગતિ થાય છે. મુખ્ય કર્તવ્ય તો બ્રહ્માકાર વૃત્તિથી રહેવાનુ છે અને જેઓ બ્રહ્માકાર વૃત્તિથી રહેતા હોય તેમની સંનિધિમા હિંસક પ્રાણીઓની હિંસકવૃત્તિ દૂર થાય છે પણ વ્યુત્થાન દશામા જો આવા પ્રાણીઓની બીક રહેતી હોય તો તેમનાથી દૂર રહેવુ એ વધારે સારૂ છે

એક વખત શિયાળામા બહુ હિમ પડયો હતો એવી અતિશય ઠંડીમા સ્વામીજીની કુટીમા સ્વામીજી અને પ્રાણજીવનભાઇ બન્ને સુતા હતા બન્ને પાસે માત્ર એક ઓઢવાનુ અને એક પાથરવાનુ હતુ, તોપણ જ્યારે પ્રાણજીવનભાઇ સુઇ ગયા ત્યારે સ્વામીજીએ પોતાનુ ઓઢવાનુ કાઢી પ્રાણજીવનભાઇ ઉપર ઢાંકી દીધુ અને પોતે કાંઇ પણ વસ્ત્ર ઓઢયા વગર આખી રાત્રિ કાઢી પ્રાણજીવનભાઇને સ્વામીજી સાથે ઘણા વર્ષ સંબંધ રહ્યો હતો તે કહે છે કે સ્વામીજીના જ્ઞાન અને વૈરાગ્ય પહેલેથી છેલ્લે સુધી જોવાને એવા દ્દઢ હતા

## સ્વામી આત્મારામજી સાથે સત્સંગ.

તે વખતે રાજકોટમાં સ્વામી આત્મારામજી નામના એક શાંત વૃતિના વૃદ્ધ સાધુ રામનાથ પરામા વાઘેશ્વરી માતાના મન્દિર પાસે તેમને માટે તૈયાર કરેલ કુટીમા રહેતા હતા તેમની સાથે જ્ઞાન ચર્ચા કરવા માટે સ્વામીશ્રી નિત્યાનન્દજી અને પ્રાણજીવનભાઇ ત્રણાથી ચાલીને રાજકોટ આવ્યા હતા તે જગ્યામાં એક ભગવાનદાસજી નામના સાધુ પણ રહેતા હતા. ત્રણે સન્યાસીઓ જ્ઞાન વાર્તામાં પડયા. રાત્રિના બાર વાગ્યા જેવું લાગ્યુ એટલે પ્રાણજીવન-ભાઇએ સ્વામીજીને કહ્યું કે "હવે સુવાનો વખત થયો છે" સ્વામીજીએ જવાબ આપ્યો કે "આ વાતો એવી રસ ભરેલી છે કે ચાર તો વાગી ગયા અને હવે પાંચ વાગશે એટલે સ્નાન કરવા માટે ઉઠશુ"

સ્વામી શ્રી આત્મારામજી સાથે સ્વામી શ્રી નિત્યાન-ન્દજીને ઘણી વાર સત્સંગ થયો હતો જ્યારે જ્યારે શ્રી નિત્યાનન્દજી મહારાજ રાજકોટ પધારતા ત્યારે ચાર છ દિવસ સ્વામી શ્રી આત્મારામજીના સત્સંગ માટે રોકાતા હતા. સ્વામી શ્રી આત્મારામજીને પણ સ્વામી શ્રી નિત્યા-નન્દજી ઉપર બહુ પ્રેમ હતો અને જ્યારે બંન્ને જુદા પડતા ત્યારે સ્વામી શ્રી આત્મારામજી અશ્રુ પૂર્ણ નેત્રથી બહુ દિલગીર થતા હતા.

રાજકોટના એક ભક્ત પુરૂષોત્તમભાઇ રામ-ભક્ત હતા તેમને સ્વામી શ્રી નિત્યાનન્દજીના દર્શન પહેલીવાર

સ્વામી શ્રી આત્મારામજીની કુટીમા થયા હતા. સ્વામીજીની નિષ્ઠા તે વખતે પણ એવી સારી હતી કે તેમના દર્શન થતાજ પુરૂષોત્તમભાઇને એમ લાગ્યું કે "જે રામની તેઓ ઉપાસના કરતા હતા તેજ રામ આ રૂપે તેમને સાક્ષાત્ દર્શન દેવા આવેલ છે" પુરૂષોત્તમભાઇ અને સ્વામીજી વચ્ચેનો આ વખતે શરૂ થયેલો સ્નેહ દિવસે દિવસે વધવા લાગ્યો તેમના ઉપર સ્વામીજીએ લખેલા પત્રનો સાર આ પુસ્તકના પ્રકરણ ૬ મા આપેલ છે

## કાઠીયાવાડની ભૂમિમાં પર્યટન.

કાઠીયાવાડની પવિત્રતા અને મહત્તા ઘણીવાર કાઠીઆવાડના રહીશો પણ ભૂલી જાય છે આ ભૂમિ એવી પવિત્ર છે અને આહી એવા સારા તીર્થ સ્થળો રહેલા છે કે કોઇ કોઇ મહાત્માઓ વિચરતા વિચરતા આ ભૂમિમા આવી ચડે છે અને અધિકારી જનોને તેમના સત્સગનો લાભ મળે છે આ ભૂમિના સતોનુ ટુકું દિગદર્શન પરિશિષ્ઠ રમા આપેલુ છે

વળી કાઠીયાવાડના ગામડાઓમા અને ગિરનારની ગુફાઓમા અથવા એવે બીજે ગુપ્ત સ્થળે કેટલા સાધુઓ, મહાત્માઓ, જ્ઞાનીઓ, યોગીઓ વિચરતા હશે તેની પુરી શોધ કોણ લઇ શકે? સારી નિષ્ઠાવાળા સાધુઓને વસ્તી વચ્ચે આવવુ ગમતુ નથી તેથી જેને એવા સાધુઓનો સગ જોઇએ તેમણે તેમની શોધ કરવી જોઇએ

સ્વામી શ્રી નિત્યાનન્દજી પણ એમ માનતા હતા કે શહેરોમા રહેવાથી લોકોની વાતોથી અને લોકોના વર્તનથી આત્મચિંતનમા વિક્ષેપ પડે છે તેથી તેમણે ઘણો વખત કાઠીઆવાડના ગામડાઓમા અને ખેતરોમા ગાળ્યો છે એક જગ્યાએ પોતે પ્રસિદ્ધ થઇ જાય ત્યારે કાંઇ બહાનુ કાઢી બીજી જગ્યાએ કોઇને ખબર આપ્યા વગર ચાલી નીકળતા હતા અને તેમને શોધી કાઢવા માટે તેમના ભક્તોને ઘણી મહેનત પડતી હતી

એક વખત સ્વામીજી એક ગામમા ગયા ત્યા ઘણા કુતરા ભસતા ભસતા જાણે કે સ્વામીજીને કરડવા આવતા હોય તેમ તેમની બહુ નજીક આવ્યા એટલે સ્વામીજીએ એક ધાબળી માથે ઓઢી લીધી, પોતે બેસી ગયા અને કુતરાને કહ્યું કે “ આવો, તમારે જેટલું કર-ડવુ હોય તેટલુ કરડો” પણ પછી. કુતરા તેમની પાસે આવી શકયા નહિ અને થોડીવારમા ત્યાથી નાશી ગયા

એક વખત સ્વામીજીને ભિક્ષા આપવા માટે કોઇ માણસે પોતાને ઘેર મિષ્ટાન્ન વિગેરે સહીત સારી રસોઇ કરાવી તે વાત સ્વામીજીના જાણવામા આવી એટલે કોઇને ખબર આપ્યા વગર સ્વામીજી ત્યાથી ચાલી નીકળ્યા પાછળથી કોઇએ પુછ્યુ કે “બાપુ, આમ શા માટે કર્યુ”? ત્યારે સ્વામીજીએ જવાબ આપ્યો કે “સન્યાસીનો એવો ધર્મ છે”

## ગુરૂ પૂર્ણિમા.

સવત્ ૧૯૬૫ની અષાડી પૂર્ણિમા એટલે સ્વામી શ્રી નિત્યાનન્દજીની વ્યાસ પૂજા પહેલી ત્રણામા કરવામા આવી હતી તે પહેલા ભક્તજનો પૂર્ણિમા માટે બહુ વિનતિ કરતા અને જ્યારે એક જગ્યાએ પૂજાની તૈયારી ચાલે છે એમ તેમના જાણવામા આવતુ ત્યારે પોતે બીજી જગ્યાએ ચાલી નીકળતા, પણ સવત્ ૧૯૬૫ પછીની પૂર્ણિમા પોતાની રૂચિ ન હોવા છતા ભક્તોનુ કલ્યાણ કરવા માટે પોતે સ્વીકારી હતી તે નીચે પ્રમાણે કરવામા આવી હતી –

| | | | |
|---|---|---|---|
| સવત્ | ૧૯૬૫ની | પૂર્ણિમા | ત્રણામા. |
| , | ૧૯૬૬ ,, | ,, | કાળાસર. |
| | ૧૯૬૭ ,, | ,, | આંસોદર. |
| . | ૧૯૬૮ ,, | ,, | ત્રણા |
| ,, | ૧૯૬૯ | ,, | આસોદર |
| | ૧૯૭૦ | . | સમઢીઆળા |
| ,, | ૧૯૭૧ , | . | |
| ,, | ૧૯૭૨થી૧૯૮૯ ,, | | પીહડીઆ |
| . | ૧૯૯૦ .. | .. | ભડભડ |

ત્રણામા શ્રી જગન્નાથ સ્વામીના શિષ્ય રતનજી ભટ્ટ સાથે સ્વામીજીને સારો પ્રેમ બધાણો હતો એક વખત રતનજી ભટ્ટના પુત્ર દેવશકરભાઈને ત્રણામા ગામ બહાર આશ્રમ આગળ એક મોટો સર્પ કરડયો હતો તેની દવા કરવા માટે ઘણા માણસોએ રતનજી ભટ્ટને કહ્યુ પણ તેણે

જવાબ આપ્યો કે ' મે તો મારો પુત્ર સ્વામીજીને સોંપી દીધો છે, તેમની કૃપા હશે તો ઝેર ઉતરશે અને ખરેખર તેમની શ્રદ્ધા અને સ્વામીજીના પવિત્ર જીવનની અસરથી દેવશંકરભાઇને આરામ આવી ગયો હતો

ત્રંબા આવ્યા પહેલા જ્યારે સ્વામીજી આસોદર પહેલી વખત ગયા હતા ત્યારથીજ ત્યાંના પટેલો અને બીજા માણસોને સ્વામીજી ઉપર એટલો પ્રેમ જામ્યો હતો કે કોઇ પણ રીતે સ્વામીજીને પાછા આસોદર લાવવા માટે તેઓએ પ્રયત્ન શરૂ કર્યો.

## આંસોદરમાં ફરી પધરામણી.

આ કામ માટે આસોદરથી ત્રણ ભક્ત રેલ્વે રસ્તે રાજકોટ આવ્યા અને ત્યાંથી ત્રંબા ગયા ત્યા સ્વામીજીના ચરણમા દંડવત્ પ્રણામ કરી વિનતી કરી કે "હવે ફરી આસોદરમાં પધારવા કૃપા કરો" સ્વામીજીએ જવાબ આપ્યો કે "ત્રંબાના લોકો આંહીથી નિકળવા દેશે નહિ, વળી અમારા ગુરુભાઇ ભટ્ટ રતનજી ભોળા તો બહુજ આગ્રહી છે માટે રાત્રે ચાલી નિકળશુ" તે સંકેત પ્રમાણે રાત્રે ચાર વાગે નીકળી પગે ચાલી આસોદરના ત્રણ ભક્તો સાથે સ્વામીજી રાજકોટ પધાર્યા અને ત્યાંથી રેલ્વે રસ્તે આંસોદર પધાર્યા આસોદરના માણસોને આ બાબતની ખબર પડી કે તરત તેઓ સ્વામીજીના દર્શને આવ્યા

આંસોદરની વાડીના જે ઓરડામા સ્વામીજી પહેલા રહેતા હતા તેમા રહેવા લાગ્યા તે ઓરડામાથી બહાર

બારી પડતી હતી તે બારીમાથી સ્વામીજી માટે ભિક્ષા આપવામા આવતી હતી કોઇ માણસો આવી વ્યવહારની વાતો ન કરે તેટલા માટે તે ઓરડા ઉપર બહારથી સ્વામીજી તાળુ રખાવતા હતા, તે તાળાની ચાવી ત્યાના સ્વામીજીના સેવક નારણદાસજી પાસે રહેતી હતી અને સાજે જ્યારે સત્સગનો વખત થતો ત્યારેજ બીજા માણસો સ્વામીજી પાસે આવી શક્તા હતા તે વખતે સત્સગમા "વિચાર ચદ્રોદય"નુ પુસ્તક ચાલતુ હતુ

સ્વામીજીને ભિક્ષા માટે ગામમા જવુ ન પડે તેટલા માટે નારણદાસજી તેમના વતી ગામમાથી ભિક્ષા લાવી સ્વામીજીને બારીમાથી પહોચાડતા હતા અને ગામના પટેલો વારા ફરતી ભિક્ષા આપતા હતા પટેલો સ્વામીજીની સેવા શ્રદ્ધાથી અને ખતથી કરતા હતા તેથી તેમની વાડીઓ અને ખેતરો લીલાછમ રહેતા હતા તેમાથી તે પટેલોને સારી આવક થતી હતી

સ્વામીજી આ વખતે જ્યારે આસોદરમા હતા ત્યારે ઋષીકેશથી મહાત્માશ્રી સેવારામજી તથા પ્રયાગથી મહાત્માશ્રી પૂર્ણાનદજી સત્સગ માટે પધાર્યા હતા આ બને મહાત્મા પાચ છ મહિના સ્વામીજી સાથે રહ્યા હતા અને ગીતા, ઉપનિષદ્, પચદશી, યોગવસિષ્ઠ વિગેરેનુ વાચન ચાલ્યુ હતુ

તે પછી આસોદરના ભક્તોએ સ્વામીજી પાસે વિચાર સાગર અને તત્ત્વાનુસધાનનો અભ્યાસ કર્યો હતો

સ્વામીજીએ પોતાના યોગક્ષેમનો આધાર ઇશ્વર ઉપર રાખ્યો હતો એક વખત સ્વામીજી આંસોદરથી કોઇ બીજે સ્થળે જતા હતા. ત્યા રસ્તામાં એક દેરી આવી ત્યા બપોરના સમયમા પહોંચ્યા અને થાક ઉતારવા બેઠા ક્ષુધા વ્યાપી હતી, ગામ એક ગાઉ દૂર હતુ, દિવસ અસ્ત થયો પણ ભિક્ષા મળી નહિ બીજે દીવસે કોઇ મનુષ્ય ત્યાથી નિકળ્યો તેણે ભિક્ષા લાવી આપી સ્વામી રામતીર્થની માફક સ્વામી નિત્યાનન્દજી પણ ઘણીવાર એવા નિર્જન પ્રદેશમા જતા રહેતા કે જ્યા કોઇ માણસ પણ જોવામા આવે નહિ

## સંન્યાસીના ધર્મ.

સ્વામીજી સન્યાસના ધર્મ બરાબર પાળતા હતા એક વખત તેઓશ્રી કહેતા હતા કે "શાસ્ત્રોમા સંન્યાસીઓ માટે એટલી બધી કઠોર આજ્ઞાઓ કરેલ છે કે સાધુઓને તલવારની ધાર ઉપર ચાલવા જેવું છે".

સન્યાસીઓથી અગ્નિને અડી ન શકાય એવી શાસ્રોમા આજ્ઞા છે તેથી તેઓ ભિક્ષા માગીને શરીરનો નિર્વાહ ચલાવે છે વળી માત્ર કોઇ વખતેજ તેઓ ભિક્ષા માગી એકાંતમાં જઇ આહાર કરી શકે છે પણ ઘણીવાર તેઓને ગૃહસ્થાશ્રમી માણસોને ત્યાં જમવાની જરૂર પડે છે તે વખતે સસારી માણસો સાથે સબધ થાય છે આવા પ્રસગે જો તેઓ ઉંચા જ્ઞાનની વાતો કરે તો સસારી માણસો તે સમજતા નથી અને જો તેમના સસારના

વ્યવહારની વાતોમા સન્યાસીઓ ભળી જાય તો સન્યાસીઓની નિષ્ઠા આત્મામાં થતી નથી સસાર છોડયા પછી પણ શરીરના નિર્વાહ માટે તેઓને સસાર સાથે થોડોક સબધ કરવો પડે છે તેથી સન્યાસીઓને બહુ સભાળથી રહેવું પડે છે

એક વખત એક સાધુ સ્વામીજી પાસે આવ્યા હતા તેમણે સ્વામીજીને કહ્યુ કે "એક વખત હુ એક સ્થળે ભિક્ષા માટે ગયો હતો તે ઘરમા માત્ર એક સ્ત્રી હતી, તે વખતે તેની વૃતિ કામવાસનાથી બગડી અને મને પતિત કરવા માટે ઘણા ચરિત્રો કરવા લાગી મે પણ મારી ધીરજ છોડી નહિ પણ છેવટ જ્યારે તેણે બળાત્કારનો આરોપ મારા ઉપર મુકવા કર્યું ત્યારે હુ ગભરાયો અને પતિત થયો તે વખતે સ્વામીશ્રી નિત્યાનન્દજીએ તે સાધુને સમજાવ્યુ કે કલીયુગમા સાધુ સતોએ પણ ચેતીને ચાલવાનુ છે અને આવા પ્રસગ ઉત્પન્ન થાય ત્યારે તેમાથી છુટવા માટે કોઇ યુક્તિ વાપરતા આવડવી જોઇએ તે પછી સ્વામીજીએ પોતાનો દાખલો નીચે પ્રમાણે આપ્યો.—

"એક ગામમા હુ અને એક બીજા સાધુ સાથે ભિક્ષા માગવા જતા હતા એક વખત ગામમા હુ એકલો ભિક્ષા લેવા ગયો જે ઘરે અમે ઘણીવખત ભિક્ષા લીધી હતી તે ઘરે હુ એકલો જ ભિક્ષા લેવા ગયો ત્યાની એક બાઇએ કહ્યુ કે "મહારાજ, અદર પધારો" મને ખબર નહોતી કે બાઇ એકલીજ હશે અને તેની બુદ્ધિ બગડી

હશે હું અદર ગયો અને મને આપની પેઠેજ તે બાઇ ચરિત્ર કરવા લાગી પણ મે મારી ધીરજ બીલ્કુલ છોડી નહિ. છેવટ તે બાઇએ બળાત્કારનો આરોપ મુકવાની મને ધમકી આપી ત્યારે મે મનને શાંત કરી શાતિથી જાણે કે મારે બાઇની ઇચ્છા પૂર્ણ કરવી હોય એવો ઉત્તર આપતાં આપતાં, એકદમ અરરર ! અરરર ! ઓય, ઓય ! કરતાં પેટ પકડીને હુ વાંકો વળી ગયો અને મે કહ્યુ 'મને અત્યારે પેટમાં બહુ પીડા ઉપડી છે' તે બાઇએ પૂછ્યુ મહારાજ શુ થયુ ? મે કહ્યુ 'પેટમાં એકદમ વાઢ ઉપડી છે, હવે બોલી શકાતુ નથી અને પ્રાણ નીકળી જશે' એટલા જવાબથી તે બાઇ ગભરાણી અને મને જલદી ઘરની બહાર જવાની રજા આપી આવી વિપતિ વખતે મારે ઉપરની યુકિત વાપરવી પડી હતી અને ભગવદ્ કૃપાથી આ શરીરે કોઇ જગ્યાએ પતીત થયો નથી"

મીરાંબાઇને પણ આવો એક પ્રસગ આવ્યો હતો તેમને ઘણા સાધુઓનો સગ થયો હતો બધા સાધુઓ સરખી પ્રકૃતિના હોતા નથી. કેટલાક માત્ર વેશધારી હોય છે. એક વખત એક સાધુએ તેમની પાસે ખરાબ સગની વાત કરી મીરાંબાઇએ કહ્યું "આવતી કાલે અમુક વખતે અમુક જગ્યાએ આવજો, હું તમારી ઇચ્છા પુરી કરીશ" તે સાધુ બીજે દીવસે કહેલ સ્થળે તે વખતે ગયા, અને જોયુ તો મીરાબાઇ કેટલાક સાધુઓની સાથે ભજન કરતા હતા મીરાબાઇએ પહેલા સાધુને જોઇ

કહ્યુ કે “ હવે તમારી ઇચ્છા પૂર્ણ કરો ’ તે સાધુએ મીરાબાઇની નજીક જઇ ધીમેથી કહ્યુ કે “ આટલા માણસોની વચ્ચે એ કામ કેમ બની શકે ” મીરાબાઇએ જોરથી જવાબ આપ્યો કે “ જો તને આટલા માણસની વચ્ચે એવુ કામ કરવાની શરમ આવે છે તો જે પ્રભુ સર્વવ્યાપક છે તેની હાજરીમા હુ એવુ કામ શી રીતે કરી શકુ ” મીરાબાઇએ બીજા સાધુઓને પણ પહેલા સાધુની હકીકત જણાવી તેને તેજ વખતે શરમીદો કરી દીધો તે દીવસ પછી તે સાધુએ પોતાની ટેવ છોડી દીધી હતી

માટે જ્યારે જ્યારે જ્યાં જ્યા સાધુઓ આવી કોઇ વિપત્તિમા આવી પડે ત્યાં કોઇ યુકિત વાપરીને છટતા આવડવુ જોઇએ જો સાધુ પુરૂષો સસારના સગથી સસારી બની જાય તો પોતે ભ્રષ્ટ થાય છે અને જગત પાસે ખોટો દ્રષ્ટાન્ત બેસાડતા જાય છે તેવાને જોઇને સસારી લોકો પણ કહે છે કે આવા સાધુઓ કરતા તો અમે સસારી માણસો સારા છીએ અને તેથી સાધુતા ઉપર આરોપ આવે છે આવા કારણોને લઇને બાબી બાવાઓ ગામમાથી ભિક્ષુ માગી લાવીને જગલમા એકાત સ્થળે હાથે રસોઇ બનાવીને જમે છે

સાધુનો ધર્મ પાળવો એ તલવારની ધાર ઉપર ચાલવા જેવુ છે છતા જે માણસો આવા વિકટ ધર્મ બરાબર પાળી શકે છે તેમને પરમાર્થનૂ ઉત્તમ ફળ મળે છે અને તેઓ જગત પાસે સારો દ્રષ્ટાન્ત મૂકતા જાય છે

સાધુઓએ સ્ત્રીઓ તરફ માતાની દ્રષ્ટિથી જોવુ જોઇએ તેમ કરવાથી બધી સ્ત્રીઓ તેમની માતા બને છે અને તેઓ સાધુઓનુ માતાની માફક રક્ષણ કરે છે પણ જો કોઇ સાધુ કોઇ સ્ત્રી તરફ સ્ત્રીની દ્રષ્ટિથી જુએ તો તેની સાધુતા નષ્ટ થાય છે અને તેનું માનસિક બ્રહ્મચર્ય તે વખતેજ નષ્ટ પામે છે માટે જ્યા સુધી મન કાચુ હોય ત્યા સુધી બને ત્યાં સુધી સ્ત્રીઓના સહવાસમાં આવવુ જોઇએ નહિ

જેઓ સાધુ થયા નથી પણ જેમને સાધુ થવુ છે તેઓએ પણ ખોટા સંગથી બચવાનો પ્રયત્ન કરવો જોઇએ, અને સંસારી માણસોની વાતોમા ભળવું જોઇએ નહિ દ્રષ્ટાન્ત તરીકે,–કેટલાક ગામડાઓમા આટાપાટા અથવા હુતુતુ ની રમત રમાય છે તેમાં એક બાજુની મંડળીનો માણસ બીજી બાજુની મંડળીના માણસોને અડવા જાય છે તેમા તે જો કોઇને અડીને પાછો પોતાની મંડળીમા આવતો રહે તો સામી મંડળીનો માણસ રમતમાંથી કમી થાય છે અને પોતે પકડાઇ જાય તો પોતે રમતમાથી નીકળી જાય છે તેમ સિદ્ધાંતમાં–જ્યારે કોઇ નિમીત્ત સાધુઓને સંસારની વાતોમાં ભળવું પડે તો તેમાથી તરત નીકળી જવાનો પ્રયત્ન કરવો જોઇએ, નહિતર પોતે બધાઇ જાય છે એનો અર્થ એમ નથી કે ભગવાન અને સંસાર જુદી વસ્તુ છે પણ ભગવાનનુ સુખ અને સંસારનુ સુખ એ ભિન્ન પ્રકારના સુખ છે પહેલ

નિત્ય સુખ છે અને બીજુ અનિત્ય છે જેઓને નિત્ય સુખ મેળવવુ છે તેમની ફરજ અને તેમનુ જીવન. અનિત્ય સુખની લાલસાવાળાના જેવુ હોઇ શકે નહિ જેઓને નિત્ય સુખ મેળવવુ છે તેઓએ અનિત્ય સુખની લાલસા-વાળા માણસોનો સગ કરવો જોઇએ નહિ, નહિતર અસત્યમા સત્ય બુદ્ધિ થઇ જાય છે

સ્વામીજી કોઇ વખતે અન્ન વગર ચલાવી લેતા. કોઇ વખતે ઝાડના પાદડાથી નિર્વાહ કરતા પણ ઘણીવાર વગર માગ્યે તેમને અન્ન વસ્ત્ર અને રહેવાનુ ઇશ્વર ઇચ્છાથી મળી રહેતુ હતુ જે જગ્યાએ પોતે રહેતા તેને ધર્મશાળાજ માનતા હતા અને વસ્તીથી દૂર રહેવાનુ પસદ કરતા હતા છતા કોઇનુ દિલ દુભાવવું નહિ એવી તેમની વૃત્તિ હતી તેથી જ્યા પોતે બિરાજતા હોય ત્યા જોઇએ તેટલી એકાંત ન મળે તો કાઇ બહાનુ કાઢી બીજે ગામ ચાલ્યા જતા હતા

સ્વામીજીને યાચક વૃતિ ગમતી નહોતી કોઇ અતિ શ્રદ્ધાળુ માણસ પાસે પણ કોઇ વસ્તુ માટે યાચના કરતા નહિ વગર માગ્યે ઇશ્વરેચ્છાથી જે મળે તે ઉપરજ નિર્વાહ કરતા આવા નિશ્ચયથી ઘણીવાર તેમને ભિક્ષા પણ મળતી નહિ અથવા માત્ર સુકો રોટલો જુવારની રાબ કે છાશ એવી વસ્તુઓ મળતી છતા પોતે પોતાનો નિશ્ચય છોડતા નહિ અને જ્યારે જે સહજ રીતે મળે તે આનદથી જમતા અને જમ્યા પછી તેના વખાણ કરતા કોઇ વખતે નિર્વાહ

પુરતી મળેલ વસ્તુમાંથી કોઇ સાધુ સન્યાસી માગણી કરે તો વિના સંકોચે આપી દેતા. પાછળથી જેમજેમ સ્વામીજી કાઠીયાવાડમાં વધારે પ્રસિદ્ધ થતા ગયા તેમતેમ ભિક્ષા માટે તેમને ઓછી અડચણ આવતી હતી.

## વિઠ્ઠલભાઇના વિઠ્ઠલની ચોરી.

લાઠી, આસોદર અને ભીંગરાળમાં ભક્તજનો એવા ભાવિક હતા કે તેઓ દરેક એમજ ઇચ્છતા કે સ્વામીજી અમારા ગામમા બિરાજે તો ઠીક તેથી જ્યાં સ્વામીજી બિરાજતા હોય ત્યા રાત્રે અગર બીજે સમયે જઇ પહોચતા અને એક ગાડુ તૈયાર રાખી સ્વામીજીને તેમા બેસાડી પોતાને ગામ પધારવા વિનતિ કરતા સ્વામીજી પણ, પોતાના શરીરનો થાક કે કોઇપણ પ્રકારનો વિચાર કર્યા વગર તુરતજ તે ભક્તોને રાજી રાખવા એમની સાથે પધારતા. આવી રીતે એક જગ્યાએ બિરાજે એટલામા બીજા ભક્તો આવી વિનતી કરે અને પોતાને ગામ તેડી જાય સ્વામીજી જે જગ્યાએ બિરાજતા હોય તે જગ્યાએ બહારથી તાળુ લગાવેલુ હોય તો ભક્તો દિવાલ કૂદીને પણ જેમ કોઇ ચોર ચોરી કરી જાય તેમ સ્વામીજીને લઇ જતા સ્વામીજીની દશા અવધૂતના જેવી હતી તેથી ભક્તો સ્વામીજીને પોતાની મિલ્કત માનતા હતા

એક વખત લાઠીમાં વિઠ્ઠલદાસ ધનજીને ત્યા સ્વામીજી બીરાજતા હતા સ્વામીજીને કોઇ લઇ ન જાય એવા હેતુથી તેમણે સ્વામીજીને મેડી ઉપર રાખ્યા અને ત્યા

આસપાસ એવો બંદોબસ્ત કર્યો કે કોઇ આવી શકે નહિ ઓરડાનુ જે બારણુ હતું તેના આડા અનાજના ભરેલા ઘણા થેલા ગોઠવી દીધા. ભાવનગર રાજ્યના વસુલાતી અધિકારીએ સ્વામીજીના સત્સંગનો લાભ લીધો હતો અને તેમની એવી ઇચ્છા હતી કે ભાવનગરના તે વખતના દીવાન સાહેબ રા૦ પ્રભાશંકર પટ્ટણીને સ્વામીજીના સત્સંગનો લાભ અપાવવો આ બાબતની જ્યારે સ્વામીજીને ખબર પડી ત્યારે સ્વામીજીએ કહ્યુ કે "મારે પટણી સાહેબ કે બીજા કોઇ અમલદારોનુ કામ નથી હું તો રોટલાનો ટુકડો ખાઇને ભગવાનનુ નામ લઉ છુ" આટલો જવાબ આપ્યા છતા જ્યારે એક વખત તે અમલદાર સ્વામીજીને તેડવા લાઠી આવવાના હતા એવા ખબર સ્વામીજીના સેવકોને મળ્યા ત્યારે સ્વામીજીના સેવકોએ સ્વામીજીને ગુપ્ત રીતે આસોદર લઇ જવાનો પ્રયત્ન કર્યો તે દીવસે મધ્ય રાત્રીએ આસોદર અને ભીંગરાળના સેવકો લાઠી જઇ પહોંચ્યા વિઠ્ઠલરામભાઇના ઘરની બાજુમા એક ઝાડ હતુ તેના ઉપર ચડીને મેડીની બારીમાથી સ્વામીજીને બોલાવી બારી ઉઘડાવી, ભક્તો અંદર ઉતર્યા બારણા આડા જે થેલા હતા તે બધા ફેરવી, ત્યાથી સ્વામીજીને બહાર લઇ ગયા પાછી અનાજના થેલા પહેલા જેમ હતા તેમ ગોઠવી દીધા બાદ તો જે ઝાડેથી ચડયા હતા ત્યાથી પાછા ઉતર્યા અને સ્વામીજીને આસોદર લઇ ગયા

સવારે વિઠ્ઠલરામભાઇએ તાળુ ઉઘાડ્યુ અને જુએ તો સ્વામીજી ત્યા મળે નહિ તેથી તે બહુ આશ્ચર્ય પામ્યા

અને સ્વામીજીની શોધ કરવા લાગ્યા શોધ કરતાં તેમને ખબર મળ્યા કે સ્વામીજી આસોદરમા બિરાજે છે

આ બધી બાબતો સ્વામીજીની ઇચ્છાથી બનતી હોય તો તે સભવિત હતુ. સ્વામીજીને એકાત બહુ ગમતી અને જ્યારે માણસો બહુ આવે ત્યારે બીજે સ્થળે જવાની તેમની વૃતિ થતી તેમના સંકલ્પના બળથી બીજે ગામથી ભક્તો તેમને લેવા આવતા અને તેમને જરૂર પડતી સગવડ મળી જતી હતી તેમનામાં સકલ્પ સિદ્ધિ હતી તેના બીજા પ્રમાણો ત્રીજા પ્રકરણમા આપેલ છે

## કલાપીને સ્વામીજીના દર્શન

લાઠીના સદ્‌ગત પ્રખ્યાત ઠાકોર સાહેબ “ કલાપી ' ને સ્વામીજીના દર્શન કોઇ કોઇવાર થયા હતા તેમને સ્વામીજી ઉપર સારો ભાવ ઉત્પન્ન થયો હતો અને સ્વામીજી પણ પાછળથી કોઇ ભક્તોને એમ કહેતા કે “ કલાપીના ચહેરા ઉપર સત્વગુણની છાયા દેખાતી હતી :

---

કલાપીનુ જીવન કેટલાક વિદ્વાનો મજનુ અને લૈલાની સાથે સરખાવે છે, એટલે કે જેમ મજનુને લૈલામાં પ્રભુના દર્શન થતા હતા તેમ કલાપીને શોભનામા પ્રભુ દેખાતા હતા વળી, જેમ ભક્ત ભગવાનની મૂર્તિની સેવા કરી ભગવાનનુ સુખ લે છે તેમ શોભનાને સુખી કરવા માટે પોતે તેને પરણ્યા હતા એમ કેટલેક અંશે જણાઇ આવે છે કલાપીના કેટલાક કાવ્યોમાં પણ સર્વાત્મભાવ ઝળકી નીકળે છે સાધારણ રીતે કવિઓનુ હૃદય એવુ હોય છે કે તેમને અગત્વ ભાવ કરતા સર્વાત્મભાવ વધારે ગમે છે છતા જ્ઞાની

## ભૂત અને ભવિષ્યની વાતો

સ્વામીજીમા ભૂત અને ભવિષ્યની વાતો જાણવાની પણ શક્તિ હતી જ્યારે ભાવનગર રાજ્યના વસુલાતિ અધિકારી ચીમનલાલભાઇ આસોદરમા આવતા ત્યારે સ્વામીજી પાસે એકલા જતા અને પોતાના પ્રારબ્ધ માટે પ્રશ્ન કરતા હતા તેનો જવાબ સ્વામીજી જે પ્રમાણે આપતા તે પ્રમાણે ભવિષ્યમા બનતુ હતુ તેથી તેમને સ્વામીજી ઉપર પૂજ્યભાવ થયો અને સ્વામીજીને કહ્યુ કે "આપે અહીંજ રહેવાનુ રાખવુ અને બીજી જગ્યાએ જવાનો વિચાર થાય તો મને ખબર આપજો. ભાવનગર રાજ્યમા આપની પ્રસન્નતા પ્રમાણે હુ માગ ખર્ચે આપને આશ્રમ બધાવી આપીશ તથા ભિક્ષાને માટે ગોઠવણ કરી આપીશ" સ્વામીજીએ જવાબ આપ્યો કે "આ શરીરનુ જેવુ પ્રારબ્ધ હશે અને જ્યા અન્નજળ હશે તે પ્રમાણે ચોક્કસ થશે અમારૂ જીવન અમારા પ્રારબ્ધ ઉપર ચાલે છે" ચીમનલાલભાઇએ કહ્યુ કે "આપને માટે નોકર વિગેરેની સગવડ કહો તો કરી આપુ" સ્વામીજીએ કહ્યુ કે "હુ કાંઇ રાજા કે મહારાજા નથી અમારા જેવા માણસોને એકલા રહેવામા વધારે લાભ છે"

## માંદગી

થોડા વખત પછી ચોમાસાની રૂતુમા સ્વામીજીને સખત તાવ આવ્યો અને તે પદર દીવસ સુધી રહ્યો આ માંદગીમા સ્વામીજીની સેવા કરવા માટે ગામના પટેલો અને બીજા ભક્તો આવતા અને રાત્રે પણ આશ્રમમાં ભોય ઉપર સુઇ રહેતા તે આશ્રમ જુનુ થયેલ હોવાથી અને ચોમાસાની રૂતુને લઇને ત્યા મોટા સર્પ નીકળતા અને સેવા કરવાવાળા ભકતો બીવા લાગ્યા. સ્વામીજીએ તેઓને કહ્યુ કે " સર્પ તો હમેશા નીકળે છે, તમને કરડશે નહિ, છતાં બીક લાગતી હોય તો તમે બધા તમારે ઘેર જતા રહો પણ સર્પને મારશો નહિ ". તે પછી રાત્રે ત્યાં કોઇ નિદ્રા કરતું નહિ પણ આખી રાત જાગીને તે ભક્તો સ્વામીજીની સેવા કરવા લાગ્યા પદર દીવસે સ્વામીજીના શરીરને તદન આરામ આવી ગયો

આસોદરના ભકતોએ હવે જુનુ આશ્રમ પાડીને ફરી નવું પાકુ આશ્રમ સ્વામીજી માટે બધાવી આપ્યુ, તેને ફરતો કોટ કરાવ્યો, અદરના ભાગમા લાદી પથરાવી અને ઉપરના ભાગમાં સીલીંગ જડાવી. તે પછી આશ્રમમા સર્પ નિકળતા બધ થઇ ગયા

## અવધૂત દશા

આશ્રમના બહારના ઓટા ઉપર બેસીને સ્વામીજી પોતે સાંજને વખતે કથા ઉપનિષદ વિગેરે સભળાવતા હતા.

સભળાવતા સભળાવતા ઘણી વખત સ્વામીજીના રોમાચિત ઉભા થઇ જતા, નેત્રમાથી આસુ ચાલ્યા જતા, શરીર સ્તબ્ધ બની જતુ અને વાણી બધ થઇ જતી હતી કોઇ વાર બે કલાક સુધી પ્રાણની ગતિ બધ થઇ જતી હતી આ પ્રમાણે ઘણી વખત બનતુ અને શિષ્ય વર્ગના જોવામા આવતુ હતુ પણ આ અવધૂત દશા બહુ થોડા માણસો સમજી શકતા હતા.

## નારણદાસજીના કાવ્યો.

સ્વામીજીના આંસોદરના એક ભક્ત નારણદાસજીએ સ્વામીજીના ઉપદેશ સબધમા અને ગુરૂસ્તુતિ રૂપે ઘણા કાવ્યો લખ્યા છે પણ તે બધા આ પુસ્તકમા આપી શકાય તેમ નથી તેમાંનો થોડો ભાગ ૧૯મા પ્રકરણમા આપેલ છે

## સ્વયંજ્યોતિ.

બીગરાળમા સ્વામીજીને કેટલીકવાર તેમના ભક્તોના આગ્રહથી જવાનુ થતુ હતુ તે ગામમા સ્વામીજીના એક વિદ્વાન ભક્ત હાલ રહે છે તેમનુ નામ શાસ્ત્રી મણિલાલ ગગાશકર વ્યાસ ઉર્ફે સ્વય જ્યોતિ છે તેમણે સ્વામીજી પાસેથી સત્સગનો સારો લાભ મેળવેલ છે અને પોતાના સ્વાનુભવ રૂપે અને સ્વામીજીના ગુણાનુવાદ રૂપે ' આત્મ કિર્તનમાળા ' લખેલ છે તે કિર્તનોમાથી થોડાક આ પુસ્તકના ૧૯ મા પ્રકરણમા આપેલ છે

## મોહન પ્રભુજી.

શેડુભાર ગામમા મોહનલાલ નામના એક બ્રાહ્મણ રહેતા હતા તેમનામા ઘણો વૈરાગ્ય હતો ઘણીવાર એકાંતમા ચાલ્યા જતા હતા, ગમે તે ઘેરથી ભિક્ષા કરી લેતા અને પોતાની પાસે માત્ર એક લગોટ અને એક ઓઢવાનુ રાખતા હતા. તે ભજનો સારા ગાતા અને ભગવાનના પ્રેમમા મસ્ત રહેતા તેમને સન્યાસ લેવાની ઘણી ઇચ્છા હતી પણ તેમના ઘરના માણસો વિરૂદ્ધ હતા તેમણે સ્વામીશ્રી નિત્યાનન્દજીને સન્યાસ માટે વિનતિ કરી સ્વામીજીએ કહ્યુ "હુ કોઇને સન્યાસ આપતો નથી, કોઇને શિષ્ય કરતો નથી પણ પ્રભુમા સાચો પ્રેમ રાખશો તો તે સન્યાસજ છે" છતા મોહનલાલનુ મન સંન્યાસ લેવા તરફ બહુ દઢ હતુ એક વખત શિયાળામાં આસોદરમા જ્યારે સ્વામીજી બિરાજતા હતા ત્યારે મોહનલાલ તેમની પાસે નગ્ન દશામા ગયા અને સ્વામીજીને કહ્યુ કે "મને ટાઢ બહુ વાય છે" એટલે સ્વામીજીએ પોતાની એક ભગવી ચદર તેમને ઓઢાડી મોહનલાલે તેનો એમ અર્થ કર્યો કે "સ્વામીજીએ મને સન્યાસ આપ્યો" એ વાત જાણી મોહનલાલના પિતા સ્વામીજી પાસે ગયા અને સ્વામીજીને કહ્યુ કે "મને પૂછ્યા વગર મારા દીકરાને તમે સન્યાસ શા માટે આપ્યો?" સ્વામીજીએ કહ્યુ કે "તે ટાઢે ઠરતો હતો અને મારી પાસે ઓઢવાનુ માંગ્યુ એટલે તેને મે મારી ચદર આપી હતી" છતા, મોહનલાલે સ્વામીજીને

ગુરૂ માની લીધા અને સન્યાસના કપડા ઉતાર્યો નહિ રસ્તામા ચાલતા કોઈ ખેડુતને ત્યાથી રોટલો માગી ખાતા ખાતા નિકળ્યા અને બાપને કહ્યુ કે ' જુઓ હવે હુ બ્રાહ્મણ રહ્યા નથી અને તમારે કામનો નથી ' સન્યાસ લીધા પછી મોહનલાલે 'પ્રભુજી' નામ ધારણ કર્યુ હતુ

સંવત ૧૯૬૫ની સાલમા સ્વામી શ્રી નિત્યાનન્દજી આસોદરથી મસ્તીઆળા (વીસનગરનુ) ગયા ત્યા પણ તે ગામ બહાર એક વાડીમા રહેતા હતા અને ત્યાની સ્કુલના માસ્તર પ્રાણજીવનભાઈને "વિચાર સાગર" ભણાવતા હતા. તે વખતે પ્રાણજીવનભાઈના ધર્મપત્ની પાર્વતી બહેન પણ અંદરના ભાગમા રહી "વિચાર સાગર" સાભળતાં પૂર્વના સંસ્કારને લઈને તે બહેનમા પણ જ્ઞાનનુ બીજ રોપાયુ હતુ

આ જમાનામાં [illegible] સ્વામી શ્રી નિત્યાનન્દતીર્થ સ્વામીના એક મહાત્મા વેદાન્તી મહાત્મા આવ્યા હતા [illegible] (તે [illegible] વેદાન્તનુ [illegible] કરતા હતા [illegible] 'મોહન-પ્રભુજી' સ્વામી શ્રી નિત્યાનન્દતીર્થના [illegible] ગયા ત્યા સ્વામીજીના ઉપદેશ સાંભળતા હતા [illegible] સ્વામી નિત્યાનન્દતીર્થ [illegible] 'પ્રભુજી' નામના સન્યાસી [illegible] [illegible]

તેનો ઉપયોગ તે મ્હેને પીઠડીઆ અને ખડખડમાં કર્યો હતો તે હકીકત ત્રીજા પ્રકરણમા આપેલ છે.

આ વખતે અમદાવાદમા રૂપચંદભાઈ નામના એક વણિક ગૃહસ્થને સ્વામીજીના વચનામૃતથી એટલો વૈરાગ્ય લાગ્યો કે ધંધો છોડી, ઘર છોડી તે દૂર દેશમા ચાલ્યા ગયા, એટલે તેમના ભાઈ સ્વામીજી પાસે આવીને કહેવા લાગ્યા કે "તમે વૈરાગ્યનો ઉપદેશ આપી મારા ભાઈને નસાડી મૂક્યો તો હવે તેને શોધી આપો" સ્વામીજીએ કહ્યુ કે "હુ તો પ્રાણજીવન માસ્તરને ઉપદેશ આપતો હતો અને તેણે તો ઘર છોડ્યુ નથી, તેથી એવા ઉપદેશથી બીજાને શી અસર થશે તેની મને શી ખબર પડે તમારો ભાઈ

---

છે અને દેહને ટાકવા માટે લંગોટ વિગેરે રાખવા પડે છે ત્યાસુધી તમારે બ્રાહ્મણને ત્યાજ ભિક્ષા કરવી જોઈએ" પ્રભુજી પણ મ... વૈરાગ્યવાળા નહોતા એટલે આ વચનો સાભળીને ભર સભાની વચમા પોતની લંગોટ, ઓઢવાનુ અને તુબડી ફેકી દીધા અને દિગબર થઈ સ્વામીજીને કહ્યુ કે "આ વસ્તુઓ જો ભિક્ષા માટે આડી આવતી હોય તો મારે તે જોઈતી નથી" સ્વામી વામદેવતીર્થ તેમનો તીવ્ર વૈરાગ્ય તરત સમજી ગયા, તેમને લંગોટ પહેરાવવામા આવી, વસ્ત્ર ઓઢાડવામા આવ્યુ અને સ્વામીજીએ તેમને કહ્યુ કે 'હવે તમારે બધાને ત્યા ભિક્ષા લેવામા હરકત નથી અને દા... આવી રહો ત્યા સુધી મારી સાથે ભિક્ષા લેજો" આ પુસ્તકના લેખકે સ્વામી શ્રી વામદેવતીર્થને પણ ઘણી વખત નગ્ન દશામા જોયા છે તે પણ મહા જ્ઞાની હતા છતા પ્રાણાલિકા રાખવાની ખાતર બ્રાહ્મણને ઘેર ભિક્ષા લેતા હતા

ઘણુ કરીને હૃષીકેશમા હોવા જોઇએ ત્યા તપાસ કરશો તો તેનો પત્તો મળી રહેશે તે પ્રમાણે તેના ભાઇએ તપાસ કરવાથી હૃષીકેશમા રૂપચંદભાઇનો પત્તો લાગ્યો તેને સમજાવી ઘેર પાછા તેડી લાવ્યા અને સ્વામીજીએ તેને ઘરમા રહી ભક્તિ કરવાની સલાહ આપી

સમઢીઆળામા થોડો વખત રહી સ્વામી શ્રી નિત્યાનન્દજી પાછા આસોદર પધાર્યા આસોદરમા આશ્રમની જમીનમા સ્વામીજીએ પોતાને હાથે લીમડાના બે ઝાડ વાવેલા છે હાલમા તે લીમડાની માનતા ત્યાના લોકો કરે છે, તેના પાન ઘણા દરદમા વાપરે છે અને તેમની ભાવના પ્રમાણે તેમના દરદ મટે છે

સંવત ૧૯૫૯ની સાલમા રાજકોટમા સ્વામીજીના ભક્ત પુરૂષોત્તમભાઇના આગ્રહથી સ્વામીજી રાજકોટ પધાર્યા.

## સ્વામી પ્રકાશાનન્દજી સાથે મેળાપ.

તે વખતે સ્વામી શ્રી પ્રકાશાનન્દજી કે જે ગુજરાત અને કાઠીઆવાડમા પ્રસિદ્ધ પંકાએલ છે તે પણ રાજકોટ પધાર્યા એટલે સ્વામી શ્રી નિત્યાનન્દજીના રાજકોટના એક મોટા ભક્ત વાઘજીભાઇએ સ્વામી શ્રી પ્રકાશાનન્દજીને અરજ ગુજારી કે અહી એક સ્વામી નિત્યાનન્દજી નામના સાધુ સ્વરૂપ પધારેલા છે અને આપને મળવા માટે ઝંખે છે એમ સાંભળી સ્વામી શ્રી પ્રકાશાનન્દજી સ્વામી શ્રી નિત્યાનન્દજીને

મળવા ગામમાં આવ્યા, સ્વામી શ્રી પ્રકાશાનન્દજીએ ચીંથરાના ફાટેલ કપડા પહેર્યા હતા તે જોઇ ત્યાં બેઠેલા બીજા માણસો તેમને ઓળખી શક્યા નહિ પણ સ્વામી નિત્યાનન્દજી તેમને જોઇ પોતાની બેઠક ઉપરથી ઉભા થઇ તેમને ભેટી પડયા. અને બધાને કહ્યું કે "જુઓ! કેવા વેશ છે! કોઇ એમને મહાત્મા તરીકે ઓળખી પણ શકે? માટે આપણે ઘેર જો કોઇ આવે તો હાથ જોડી યથા શક્તિ તેમનો સત્કાર કરવો પણ કોઇનો તિરસ્કાર કરવો નહિ, શી ખબર કે પ્રભુ કેવા સ્વરૂપમા આવે છે?"*

આ બન્ને સન્યાસીઓ વચ્ચે ઘણો પ્રેમ બધાઇ ગયો હતો તેઓ તે પછી કોઇ કોઇ વખતે મળતા

* સ્વામી શ્રી પ્રકાશાનન્દજીને ગુજરાત, કચ્છ અને કાઠીઆવાડમા હવે ઘણા માણસો ઓળખે છે

સને ૧૮૮૭ની સાલમાં જ્યારે તેઓશ્રી પૂર્વાશ્રમમા બેનગામના હતા ત્યારે તેમના એક ઓળખીતા સુએદારની ઉત્તમ ગુણ અને રૂપયુક્ત પત્ની સુવાવડના રોગમા ગુજરી ગઇ તેમની દહન ક્રિયા વખતે તેઓશ્રી ગયેલા અને તે સુદર શરીર અગ્નિમા બળતુ જોઇ, પોતાના શરીરની પણ એવી દશા થવાની છે એમ જાણી, તેમને સસાર ઉપર વૈરાગ્ય આવ્યો તે પછી યોગ્ય ઉમરે તેમના કુટુંબના માણસોએ અને તેમના મિત્રોએ તેમને પરણાવવાની તજવીજ કરવા માડી પણ પોતે દૃઢતા રાખી વ્યવહારમા પડયા નહિ અને પરમાર્થનો માર્ગ ગ્રહણ કર્યો તેમનુ જીવનચરિત્ર અને તેમનો થોડોક ઉપદેશ વિદેહમુક્ત લલ્લુભાઇ ગોરધનદાસના જીવન ચરિત્રના પુસ્તકમા પ્રસિદ્ધ થયેલ છે

અને મનોનાશ વાસનાક્ષય અને તત્ત્વજ્ઞાન ઉપર ચર્ચા કરતા સ્વામી શ્રી નિત્યાનન્દજીની છેવટની માંદગી વખતે પણ સ્વામી શ્રી પ્રકાશાનન્દજી હાજર હતા સ્વામી શ્રી પ્રકાશાનન્દજી કહે છે કે "તેમને ઘણા સાધુ સન્યાસીઓનો સંગ થએલ છે પણ ખરી નિષ્ઠાવાળા માત્ર બે ત્રણજ તેમના જોવામા આવેલ છે અને તેમા એક સ્વામી શ્રી નિત્યાનન્દજી હતા

રાજકોટથી સ્વામી શ્રી નિત્યાનન્દજી છેલ્લી વાર ત્રંબા પધાર્યા હતા તેમનુ જીવન ઘણુ સાદુ હતુ એ વાત આગળ કહેવાઇ ગએલ છે એક વખત ત્રંબામા મધુકરી માટે નીકળ્યા જેને ત્યા ભિક્ષા માગવા ગયા તેણે તે દિવસે રસોઇ કરી નહોતી એટલે આગલા દિવસનો સુકો રોટલો અને મરચાનુ અથાણુ મળ્યુ તે લઇ બાણગંગાને કાંઠે આવી પાણીમા રોટલો ઝબોળી પોતે જમ્યા હતા તે દિવસે તેમના મુખારવિંદ ઉપર અવર્ણનીય આનંદ છવાઇ રહ્યો હતા

તે વખતે ઉનાળાના દિવસો હતા સ્વામીજીએ પોતાના ત્રપાટ એક વખત ભૂલથી એક જગ્યાએ મુકી દીધા પગમા પહેરવાન કાંઇ રહ્યું નહિ છતા કોઇ શિષ્ય પાસે માગણી કરી નહિ તે વાત કોઇ ભકતના જાણવામા આવી ત્યારે તેણે પાવડી તૈયાર કરાવી સ્વામીજીને આપી

## સ્વામીજીની સેવાથી પુત્ર પ્રાપ્તિ.

આ વખતે રતીઆળામા શેઠ દાનાભાઇ નામના દાહી [illegible] રહેતા હતા તેમને પુત્રની પ્રાપ્તિ ન હોવાથી

ઘણો શોક રહેતો હતો તેમને કોઇ માણસે એવી સલાહ આપી કે જો તે કોઇ સાચા સાધુની સેવા કરે તો તેમને પુત્રની પ્રાપ્તિ થાય તે ઉપરથી તેમણે એવા સાધુની શોધ કરવા માંડી. શોધ કરતાં તેમને ત્રબામા સ્વામી શ્રી નિત્યાનન્દજીના ખબર મળ્યા તેથી પોતે ત્રબા જઇ સ્વામીજીને વિનતિ કરી, સ્વામીજીને સમઢીઆળા પધરાવી લાવ્યા અને તેમની સારી રીતે સેવા કરવા લાગ્યા આ સેવાના ફળ તરીકે તે કાઠી ગરાસીઆને એક પુત્ર પ્રાપ્ત થયો હતો

સ્વામીજી જ્યારે સમઢીઆળામા રહેતા હતા ત્યાં આસપાસના ગામોમાથી ઘણા માણસો તેમના સત્સંગ માટે આવતા હતા આ કારણને લઇને ધીરે ધીરે સ્વામીજી સમઢીઆળામા અને આસપાસના ગામોમા બહુ પ્રખ્યાત થઇ ગયા, તેમની પાસે આવનાર માણસોની સંખ્યા વધવા લાગી, તેથી તેમની વાતોથી થતો વિક્ષેપ દૂર કરવા માટે સ્વામીજીએ ત્યાં કેટલાક મહીના મૌનવૃત ધારણ કર્યું હતુ

ઉપર જણાવ્યું તેમ સ્વામીજીની સેવાથી જેમ સમઢીયાળાના ગરાસીઆને પુત્રનો લાભ થયો હતો તેમ બીજાને પણ તેમની સેવાથી વ્યવહારિક લાભ થતા હતા છતા જ્યારે સ્વામીજીને તે વિષે પૂછવામા આવતુ હતું ત્યારે તેઓશ્રી એમ જવાબ આપતા હતા કે " એતો સૌ સૌના પુણ્યનુ ફળ છે "

આવા કારણોને લઇને સ્વામીજીની કીર્તિ ચારે તરફ લોકોમા પ્રસરી હતી અને ઘણા માણસો તેમના દર્શને આવતા હતા

## પીઠડીઆનો ભાગ્યોદય

તે વખતે પીઠડીઆના નામદાર દરબાર સાહેબ સુળુવાળા અને તેમના રાણીશ્રી કમરીબાને એકે પુત્ર ન હોવાથી બહુ ચિંતા રહેતી હતી દરબાર સાહેબે પુત્રની પ્રાપ્તિ માટે ઘણા ઉપાય કર્યા જે કોઇ વૈદ, દાકતર, જોશી, સાધુ, પડીત, ફકીર વિગેરે જે કાઇ ઉપાય બતાવે તે કર્યા, બ્રાહ્મણોને જમાડયા, ચોરાશીઓ કરી, દાન, પૂન્ય, તપ વિગેરે કર્યા છતા પુત્ર થયો નહિ તેમને ખબર પડી કે સમઢીઆળામા એક ગરાસીઆને એક સ્વામીજીની સેવા કરવાથી પુત્રનો લાભ થયો છે તેથી કોઇપણ રીતે સ્વામીજીને સમઢીઆળામાથી પીઠડીઆ પધરાવી લાવી તેમની સેવા કરવાની એ બન્નેની ઇચ્છા થઇ તેથી તેઓ મોટર લઇ સમઢીઆળા ગયા અને ત્યાથી ગુપ્તરીતે રાત્રે સ્વામીજીને લઇ આવી રાજમહેલની મેડી ઉપર એક સારા ઓરડામા બધી જાતની સગવડ કરી રાખ્યા અને સ્વામીજીને વાચવા માટે યોગવસિષ્ઠ વિગેરે કેટલાક સારા પુસ્તકો મગાવી આપ્યા

આ બનાવ સવત ૧૯૭૨ (સને ૧૯૧૬)ની સાલમા બન્યો હતો જ્યારે આખી પૃથ્વી ઉપર મહાન લડાઇ ચાલતી હતી તે વખતે જગતના નિયતા પ્રભુના સ્મરણમાં

સ્વામીજી લીન થઇ ગયા હતા. તેમની દૃષ્ટિમા જગત્ અને જગતના બનાવોનુ અસ્તિત્વ નહોતુ. તેમને લડાઇની વાતોની ખબર નહોતી. જે મહાત્મા જગત્‌ને નિત્ય બ્રહ્મદૃષ્ટિથી જોઇ શકે છે તેમને ઇતિહાસ, ભૂગોળ કે ન્યુસપેપર વાચવાની જરૂર રહેતી નથી

વીસ વર્ષ થયા જર્મનીમાં પ્રોફેસર આઇન્સ્ટીને ભૌતિક શાસ્ત્ર ( એટલે Physical science ) મા એવી નવી શોધ કરેલ છે કે જ્યાસુધી આપણે જગત્‌ના કોઇ બનાવ જાણતા નથી ત્યાસુધી તે બનાવ આપણે માટે ઉત્પન્ન થતા નથી જો આપણે ન્યુસપેપર વાચીએ નહિ તો તેટલુ જગત્ આપણે માટે છે નહિ આપણે ઇતિહાસમા વાચેલા ભૂતકાળના બનાવો, તે વખતે બન્યા નહોતા પણ જ્યારે આપણે ઇતિહાસ શિખ્યા ત્યારે આપણે માટે તેટલુ જગત્ આપણા જ્ઞાનમા ઉત્પન્ન થયુ હતુ તેથી આપણુ જગત્ આપણે જન્મ્યા પહેલા ઉત્પન્ન થયુ નથી પણ આપણે જન્મ્યા પછી આપણે આપણા સસ્કારથી ઉત્પન્ન કર્યુ છે આ નવા વિચાર (એટલે દૃષ્ટિસૃષ્ટિવાદ) ઉપર યૂરોપ અને અમેરિકામાં પાચ હજારથી વધારે પુસ્તકો લખાયા છે પણ શ્રી ગૌડપાદાચાર્ય અને શ્રી વસિષ્ઠ મુનિ જેવા હિંદના મહાત્માઓ હજારો વર્ષ પહેલા એ શોધ કરી ગયા છે અને તેને પરિણામે અજાતવાદ સિદ્ધ કરી આપણને આપી ગયા છે સ્વામી શ્રી નિત્યાનન્દજીની દૃષ્ટિમાં જગત ઉત્પન્ન થતુ નહોતુ તેઓ જગત્‌ને જગત

દૃષ્ટિથી જોતા નહોતા જગતમા શુ બને છે તે તેમને જાણવાની ઇચ્છા નહોતી, તેથીજ તેઓ ભગવત્ સ્વરૂપમા સરળતાથી લીન થઇને સમાધિસ્થ રહી શકતા હતા

સ્વામીજી પીઠડીઆમા બિરાજે છે એ વાતની સમઢી-આળાના ગરાસીઆને ખબર પડી તેથી દરબાર સાહેબને કાગળ લખી સ્વામીજીને પાછા સોપી દેવાની માગણી કરી પણ અતે દરબાર સાહેબ તેમને સમજાવી શક્યા હતા અને તેથી સ્વામીજીને પીઠડીઆમા રહેવાનુ થયુ

પણ સ્વામીજીના ઘણા શિષ્યોને તે બાબતની તરત ખબર પડી નહિ તેથી તેઓ સ્વામીજીની શોધ કરવા લાગ્યા



નિત્યાનન્દજી સાથે પણ સારા સબંધમા આવ્યા હતા તે પીઠડીઆ ગયા તેમને સ્વામીજીએ મેડીની બારી-માથી દર્શન આપ્યા રતનજીભાઈએ દરબાર સાહેબને કહ્યુ કે સિંહને પાંજરામા પૂરી રાખવાથી પુત્રની પ્રાપ્તિ નહિ થાય માટે સ્વામીજીને છૂટા રાખી તેમની સેવા કરવી જોઈએ અને બીજા માણસોને પણ સ્વામીજીના જ્ઞાનનો લાભ મળે તેવી રીતે તેમને રાખવા જોઈએ

આ પછી થોડા વખતે પુરુષોત્તમભાઇ અને વલ્લભજી-ભાઇ પણ પીઠડીઆ ગયા ત્યા તેઓએ એમ સાભળ્યુ કે સ્વામીજી દરબારગઢની મેડી ઉપર છે પણ ત્યા કોઇને જવા દેતા નથી: તેથી આ બન્ને ભકતોએ સાકર અને શ્રીફળ લઇ દરબારગઢની મેડીની ભીંત આગળ જાણે કે સ્વામીજીના ચરણે ધરતા હોય તેમ ધરી નીચેથી બૂમ મારી કે "ૐ નમો નારાયણ" "સદ્ગુરુદેવકીજે" એટલે સ્વામીજીએ ઉપરથી બારી ઉઘાડી અને જવાબ આપ્યો કે "ઉભા રહેજો, હુ તમને બોલાવુ છુ" એમ કહી એક નોકરને બોલાવી, આ ભકતોને પોતાની પાસે લઇ આવવા મોકલ્યો તે બન્ને ભકતોએ સ્વામીજી પાસે આવી દડવત્ પ્રણામ કર્યા અને કેટલીક વાતચીત કરી એમ નક્કી કર્યું કે જો દરબાર સાહેબની ઇચ્છા સ્વામીજીને કાયમ પીઠ-ડીઆમા રાખવાની હોય તો સ્વામીજીને માટે પીઠડીઆમાં એક જુદો આશ્રમ બાધી આપવો કે જેથી બીજા જીજ્ઞાસુઓ પણ તેમના જ્ઞાનનો લાભ લઇ શકે અને તેમની સેવા કરી

## પ્રકરણ ૩ જું.

## પીઠડીઆના પ્રભુજી.

બીજા પ્રકરણમા જણાવ્યુ તેમ સ્વામીજીને લગભગ સને ૧૯૧૬મા પીઠડીઆમા આવવાનુ થયુ સ્વામીજી પીઠડીઆમાંથી ભાગી ન જાય તેટલા માટે શરૂઆતમાં તેમને પીઠડીઆના દરબારગઢમા મેડી ઉપર રાખ્યા હતા અને બહાર એવી ચોકી રાખવામા આવી હતી કે કોઇ માણસને ખબર ન પડે કે સ્વામીજી કયા છે દરબાર સાહેબને એવી બીક લાગતી હતી કે જો સ્વામીજીના કોઇ ભક્તોને ખબર પડશે તો સ્વામીજીને લઇ જશે, તોપણ સ્વામીજીના ભક્તો સ્વામીજીની શોધ કરવા લાગ્યા અને અંતે સ્વામીજી પીઠડીઆમાં છે એવી માહિતી મેળવી શકયા આ ખબર ઉપરથી ત્રંબાના કામદાર ગત-નજીભાઇ કે જે જગન્નાથ સ્વામીના શિષ્ય હોવાથી સ્વામી

નિત્યાનન્દજી સાથે પણ સારા સબધમા આવ્યા હતા તે પીઠડીઆ ગયા તેમને સ્વામીજીએ મેડીની બારી-માથી દર્શન આપ્યા રતનજીભાઇએ દરબાર સાહેબને કહ્યુ કે સિંહને પાંજરામા પૂરી રાખવાથી પુત્રની પ્રાપ્તિ નહિ થાય માટે સ્વામીજીને છૂટા રાખી તેમની સેવા કરવી જોઇએ અને બીજા માણસોને પણ સ્વામીજીના જ્ઞાનનો લાભ મળે તેવી રીતે તેમને રાખવા જોઇએ

આ પછી થોડા વખતે પુરુષોત્તમભાઇ અને વલ્લભજી-ભાઇ પણ પીઠડીઆ ગયા ત્યા તેઓએ એમ સાભળ્યુ કે સ્વામીજી દરબારગઢની મેડી ઉપર છે પણ ત્યા કોઇને જવા દેતા નથી. તેથી આ બન્ને ભક્તોએ સાકર અને શ્રીફળ લઇ દરબારગઢની મેડીની ભીંત આગળ જાણે કે સ્વામીજીના ચરણે ધરતા હોય તેમ ધરી નીચેથી બૂમ મારી કે “ ૐ નમો નારાયણ” “ સદ્‌ગુરુદેવકીજે ” એટલે સ્વામીજીએ ઉપરથી બારી ઉઘાડી અને જવાબ આપ્યો કે “ ઉભા રહેજો, હુ તમને બોલાવુ છુ ” એમ કહી એક નોકરને બોલાવી, આ ભક્તોને પોતાની પાસે લઇ આવવા મોકલ્યો તે બન્ને ભક્તોએ સ્વામીજી પાસે આવી દડવત્ પ્રણામ કર્યા અને કેટલીક વાતચીત કરી એમ નક્કી કર્યુ કે જો દરબાર સાહેબની ઇચ્છા સ્વામીજીને કાયમ પીઠ-ડીઆમા રાખવાની હોય તો સ્વામીજીને માટે પીઠડીઆમાં એક જુદો આશ્રમ બાંધી આપવો કે જેથી બીજા જીજ્ઞાસુઓ પણ તેમના જ્ઞાનનો લાભ લઇ શકે અને તેમની સેવા કરી

શકે આ નિર્ણય તેઓએ દરબાર સાહેબને જણાવ્યો અને દરબાર સાહેબે ખુશીથી હાલ જે આશ્રમ છે તે સ્વામીજી માટે તૈયાર કરાવ્યો; નળ, પાયખાનુ વિગેરેની સગવડ તેમાં કરાવી અને સ્વામીજી કાયમ રહે તો ઠીક એવી ભાવનાથી સ્વામીજીની ઇચ્છાથી વચલા ફળીઆમાં તેમને માટે સમાધિ મંદિર પણ તે વખતેજ તૈયાર કરવામાં આવ્યુ. સ્વામીજીએ તે વખતે કહ્યુ હતું કે "જ્યારે મારૂં શરીર શાંત થઇ જાય ત્યારે આ ખાડામાં મૂકી દેજો". તે પ્રમાણે છેવટે તેમના શરીરને ત્યાંજ પધરાવવામા આવ્યુ હતું તે પોતે પોતાના શરીરને ભીંત જેવું માનતા હતા અને આશ્રમને ધર્મશાળા માનતા હતા વળી દરબાર સાહેબે સ્વામીજીની રસોઇ માટે એક બ્રાહ્મણ રાખેલ હતો અને બીજા પરચુરણ કામ માટે પણ એક ખાસ માણસની ગોઠવણ કરી હતી છતા ઘણીવાર સ્વામીજી પોતાનુ કામ પોતે કરી લેતા, હાથથી કપડા ધોતા અને આશ્રમ પણ હાથે વાળી નાખતા

## બહારગામથી સત્સંગ માટે આવતા માણસો.

સ્વામીજી હવે એક ઠેકાણે રહેવાથી બહારગામથી તેમના સત્સંગ માટે બે ચાર દિવસને અંતર કાયમ કેટલાક સાધુઓ અને જીજ્ઞાસુઓ પીઠડીઆ આવવા લાગ્યા. મહાત્મા તરીકે સ્વામીજીની કીર્તિ બહાર ઘણી ફેલાણી હતી, તેથી જ્યારે કોઇ મહાત્મા ગિરનાર અથવા દ્વારકાં કે સુદામાંપુરીની યાત્રાએ આવતા ત્યારે પીઠડીઆમાં એક

દર્શનીય મહાત્મા છે એમ ખબર પડતા તેઓ સ્વામીજીના દર્શને આવતા તેમનો દરબાર સાહેબ તરફથી સત્કાર થતો તેમની ભિક્ષા માટે બ્રાહ્મણને રસોડે સગવડ થતી હતી પણ તેમા જો કોઇ પૈસાની મદદ માટે દરબાર સાહેબને કહેવાનુ સ્વામીજીને કહે તો પોતે ના પાડતા. તે છતા કોઇ વખત દરબાર સાહેબ કાઇ કોઇ સાધુઓને રેલ્વેની ટીકીટ વિગેરે આપતા

સ્વામીજી જ્યારે પીહડીએ બિરાજતા હતા ત્યારે સ્વામી પ્રકાશાનન્દજી, સ્વામી હરદેવ ભારતી, સ્વામી બ્રહ્માનદગિરિ. હરદ્વાર ભારતીવિદ્યાલયવાળા મડલેશ્વર હરિ ભારતી અને સ્વામી ભાગવતાનન્દજી, મહારાજ શ્રી શિવરક્ષનજી, સ્વામી સેવાદાસજી, સ્વામી માધવાનન્દપુરી, દુધરેજના મહતશ્રી રઘુવીરદાસજી અને જામનગરના મહતશ્રી રામપ્રસાદજી. વેદાત તીર્થ માયાપ્રસાદજી વિગેરે પીહડીએ પધાર્યા હતા અને પરસ્પર સત્સગનો લાભ લીધો હતો મહતશ્રી રામપ્રસાદજીની સ્વામીજીમા બહુજ શ્રદ્ધા હતી અને અષાડી પૂર્ણિમા ઉપર ઘણી વખત પધાર્યા હતા બીજા પણ ઘણા સાધુસતો સત્સગ માટે આવેલા પણ તે બધાની નોંધ લઇ શકાય તેમ નથી તેમાં કોઇ એવા પણ માણસો આવતા કે જે સ્વામીજી પાસે વ્યવહારની વાતો કરતા અને વ્યવહારના લાભ આપવા વિનતિ કરતા હતા તેમને સ્વામીજી એવો જવાબ આપતા કે “ હુ તો ઇશ્વરનુ નામ લઉ છુ, બીજુ કાઇ કરી શકતો નથી ”

એક વખત શિવવ્રતન મહારાજે સ્વામીજીને પૃછ્યુ કે " કોઇ અધિકારી આવે છે ત્યારે સ્વામીજી બોલ્યા કે " છપનકા કાળ પડ ગયા હૈ "

એક વખત સ્વામીજીને એક બ્રાહ્મણ ગ્રહસ્થે એવી વિનંતી કરી કે ' મારે હાલ એક મોટુ ખર્ચ આવી પડેલ છે તો આપ દરબાર સાહેબને કહીને મને તેટલી રકમ અપાવો તો મારા ઉપર આપનો મહાન ઉપકાર થશે ". સ્વામીજીએ જવાબ આપ્યો કે .—

આપનુ કહેવું યથાસ્થિત છે અને તેમ થાય તો તમારૂ ભલુ થાય તેમ હું સમજુ છુ પણ હુ સન્યાસી છુ, ઉપકાર અથવા પરોપકારથી બધાવુ એ સંન્યાસીનો ધર્મ નથી જેણે જગતને અનિત્ય જાણ્યુ છે તે આ લોક અને પરલોકને પણ અનિત્ય સમજે છે, બન્ને લોકમા મળતા લાભ અને ફળનો ત્યાગ તે સંન્યાસ કહેવાય છે. માટે અમારાથી આવી વ્યવહારીક વાત બીજાને કહી શકાય નહિ. શાસ્ત્રોમાં કહ્યું છે કે ' જો સંન્યાસી આવું કામ કરે તો તેના બન્ને લોક બગડે છે અને પોતે ચોરાસીમાં પડે છે વળી, મારી દ્રષ્ટિમા સર્વ નારાયણરૂપ છે તેથી આજે જે અહંકાર તમારા માટે પ્રવૃર્તે તેવો બીજે પ્રસંગે બીજાને માટે પણ ઉત્પન્ન થાય તેથી વ્યવહારનો પ્રવાહ ચાલે અને ભગવાનમાં અનન્ય ભાવ રહી શકે નહિ. જ્ઞાનથી નિવૃત કરેલો અહંકાર જો પાછો પહેલાંની માફક સન્યાસીમાં જાગ્રત થાય તો તે સન્યાસી નથી પણ તેને 'વાન્ત્યાશી' કહી શકાય "

આ જવાબ સાભળી તે માણસે સ્વામીજીને કહ્યુ કે "આપ સન્યાસી તરીકે અભિમાન રાખો છો તે પણ અનિષ્ટ ગણાય"

સ્વામીજીએ હસીને જવાબ આપ્યો કે "ભાઇ તમારૂ કહેવુ વ્યાજબી છે કે એ પણ એક જાતનો અહકાર છે છતા તે અહકારથી એક જન્મ વધારે આવશે તો હુ તે ખુશીથી ભોગવી લઇશ પણ અનેક જાતની ભૂલવણીમા નાખે તેવો માયિક વ્યવહાર સન્યાસ લીધા પછી મારાથી થઇ શકે તેમ નથી".

બીજે કોઇ પ્રસગે સન્યાસીનો ધર્મ સમજાવતા સ્વામીજીએ કહ્યુ હતું કે—

શ્રીમદ્ ભાગવતમા લખ્યુ છે કે "સન્યાસીએ ઝાઝા શિષ્યો કરવાનો ઉદ્યમ કરવો નહિ, ઘણા ગ્રથોનો અભ્યાસ ન કરવો, વ્યાખ્યાન કરવા નહિ, અને મઠાદિ વિગેરે કાર્યોના આરભો ન કરવા". "સન્યાસી જો વ્યાખ્યાનાદિની પ્રવૃતિ કરે તો તેણે બહુ ગ્રથાવલોકન કરવું પડે અને લોકોના મન રજન કરવાની વૃતિ થાય તથા તે દ્વારા લોકોમાં ખ્યાતિ વધે અને લોકો પૂજવા લાગે, તેથી બ્રહ્માકાર વૃતિ રાખવામા વિઘ્ન આવે માટે સન્યાસીઓએ અસગ રહેવાની જરૂર છે, વધારે બોલવાથી કે સાભળવાથી વૃતિ બહિર્મુખ થાય છે, કોઇ વખતે પરસ્પર આત્મ વિષયક ચર્ચા કરવામાં હરકત નથી પણ શ્રુતિમાં કહેલ છે કે

नैषा तर्केण मतिरापनेया એટલે સ્વરૂપ સાક્ષાત્કાર વાળી મતિ તર્ક વડે પ્રાપ્ત થતિ નથી ”

વ્યવહારની વાતો અટકાવવા માટે સ્વામીજી કાંઇ બ્હાનુ આપી ઘણી વખત અંદરની ઓરડીમા ચાલ્યા જતા હતા અથવા આશ્રમની બહાર ફરવા નીકળી જતા હતા અથવા વ્યવહારની બહુ વાતો વધી જાય તો આશ્રમ છોડીને પણ જંગલમા જતા રહેતા હતા પણ જો કોઇ આત્મજ્ઞાનની અને સિદ્ધાંતની વાતો કાઢે તો રાત્રિભર નિદ્રા કર્યા વગર સત્સંગનો સારો લાભ આપતા હતા. વેદાંતના ગૂઢ પ્રશ્નો સરળતાથી ઉકેલવાની તેનામાં અદ્ભૂત શક્તિ હતી. આશ્રમમા જૂદા જૂદા હેતુથી આવનાર દરેક મનુષ્ય કયે રસ્તે છે અને કેવી સ્થિતિમા છે તે પોતે તરત જાણી લેતા હતા અને જે પ્રમાણે તેનો અધિકાર હોય તે પ્રમાણે તેને ઉપદેશ આપતા હતા જે જીજ્ઞાસુઓ થોડી ભક્તિ કરી શકતા હતા તેને માટે પણ સ્વામીજી એમ કહેતા કે “ વાહ, એટલુ પણ ધન્ય છે, જેટલી ખેડ આ જન્મમા કરી હશે તેટલી આવતા જન્મમા નહિ કરવી પડે.”

એક માણસે મુક્તિના ઉપાય માટે સ્વામીજીને પૂછ્યુ એટલે સ્વામીજીએ જવાબ આપ્યો કે:—

“ મુક્તિ માટે બીજો કોઇ પ્રયત્ન કરવાનો નથી પણ જેમ કોઇ ઢોરને આહુ નીકળે છે અને તેથી ઢોર બહુજ દુ ખી થાય છે અને કોઇ સારો ભરવાડ આવીને તેને

બેસાડી દે તો સુખી થાય છે તેમ સિદ્ધાતમા જો બ્રહ્મનિષ્ઠ ગુરૂ મળે અને તેનુ જ્ઞાન શિષ્ય બરાબર ગ્રહણ કરે તો બહિર્મુખ વૃત્તિ દૂર થાય છે અને અતર્મુખ વૃતિ ઉત્પન્ન થાય છે તેથી જીવને જન્મ મરણનુ દુખ છૂટે છે અને તે મુક્ત થાય છે

એક માણસે એવો પ્રશ્ન પૂછયો કે "આજકાલ શાસ્ત્રના ઉપદેશકો ઘણાજ જોવામા આવે છે અને શ્રોતાઓ પણ સબ્યાબધ હોય છે, છતા તેઓમા શાસ્ત્રાનુસાર વર્તન જોવામા આવતુ નથી તેનુ કારણ શુ?

સ્વામીજીનો જવાબ—તેનુ કારણ એ છે કે વિષયોથી મનને રોકવા જેટલી તેમનામા શક્તિ હોતી નથી કારણકે મોટે ભાગે આજકાલ ઘણા મનુષ્યોમા રજોગુણ અને તમોગુણ પ્રધાનપણે છે અને સાત્વિક ગુણ નથી જેમ સગ્રહણી રોગનો દરદી જાણે છે કે લાડુ તેને માટે અનિષ્ટ વસ્તુ છે અને તે ખાવાથી હાની થાય છે પણ રોગની પ્રબળતાને લીધે ચોરી કરીને પણ તે લાડુ ખાય છે તે પ્રમાણે કેટલીક વાર પુરૂષ જાણે છે કે વિષય ભોગો હાનીકારક છે છતા અવિદ્યાની પ્રબળતાથી તેઓ તેમા પ્રવૃતિ કરે છે"

## વાંસદાના મહારાજા સાહેબ.

આશરે ૮ વર્ષ પહેલા સ્વામી શ્રી પ્રકાશાનન્દજી વાસદા ગયા હતા તે વખતે વાસદાના નામદાર મહારાજા સાહેબ સાથે પ્રસગ નીકળતા મહારાજા સાહેબે પ્રકાશાનન્દજીને કહ્યુ કે આહી જે જે સન્યાસીઓ આવે છે તે

જાત જાતના બહાના આપીને પૈસા માગે છે સ્વામી શ્રી પ્રકાશાનન્દજીએ જવાબ આપ્યો કે "પહેલાના વખતમા રાજાઓ અને શ્રીમત માણસો સન્યાસ લેતા હતા, તેઓ સપત્તિથી તૃપ્ત થઇને સંન્યાસ લેતા તેથી તેમના અતઃકરણમા વૈરાગ્ય હોવાથી કોઇ પાસે ભીખ માગતા નહોતા પણ આજકાલ એ રહ્યુ નથી" ત્યારે મહારાજા સાહેબે પૂછ્યુ કે "આજકાલ કોઇ સારા મહાત્મા તમારા જાણવામા છે?" સ્વામી શ્રી પ્રકાશાનન્દજીએ જવાબ આપ્યો કે પીઠડીઆમા સ્વામી શ્રી નિત્યાનન્દજી છે" આ હકીકત સાભળ્યા પછી વાસદાના મહારાજા સાહેબ એકથી વધારે વખત સ્વામીજીના દર્શન માટે પીઠડીઆ પધાર્યા હતા

મુબઇ ગુજરાત અને કાઠીયાવાડમાં સ્વામીજીને ગુરુ તરીકે માનનારા ઘણા માણસો હતા દરેક વર્ષે અષાઢી પૂર્ણિમાએ લગભગ ૧૦૦ શિષ્યો સ્વામીજીના આશ્રમે પીઠડીયામાં ભેગા થતા હતા. તેમને દરબાર સાહેબ તરફથી જમાડવાની અને સ્ટેશન સુધી વાહન વિગેરે આપવાની સગવડ થતી હતી

અષાઢી પૂર્ણિમા વખતે કોઇ માણસ પાચ દશ રૂપિયા ધરે તો સ્વામીજી તે બ્રાહ્મણોને આપી દેતા, ધોળા વસ્ત્રો ગરીબોને આપી દેતા, ભગવાં વસ્ત્રો સાધુને આપી દેતા પણ સ્વામીજી પોતે સગ્રહ કરતા નહિ. શિયાળામા કોઇ સાધુને ઠડીથી મુઝાતા જુએ તો સ્વામીજી પોતાનુ ઓઢવાનુ પણ તેને આપી દેતા હતા એક વખત કોઇ માણસ

એ રૂપિયા સ્વામીજીના આશ્રમમા મૂકી ગયો હતો પાછળથી તે જ્યારે સ્વામીજીના જોવામા આવ્યા એટલે સ્વામીજીએ નિશાળમા જઇ માસ્તરને કહ્યુ કે " આના પૈસા કરાવીને બધા છોકરાને વ્હેચી આપવા, આ રૂપિયા મારા આસન નીચે કોઇ મૂકી ગયુ હતુ, કોક બગાડી જાય અને મારે ઉપાડવુ પડે છે "

## પહેલીવાર આશ્રમનો ત્યાગ, ફરી પધરામણી.

યોગવસિષ્ટમા કહ્યુ છે કે —

> निद्राया लोकवार्तायाः शब्दादेरपि विस्मृतिः ।
> क्वचित् नावसर दत्वा, चिंतयात्मानमात्मनि ॥

એટલે કે નિદ્રામા, લોકવાર્તામા કે નકામી વાતોમાં સાધુ-ઓએ વખત ગુમાવવો નહિ અને શબ્દાદિ વિષયો ભૂલીને આત્મામા આત્માનુ ચિંતન કરવું
વળી વિવેક ચૂડામણીમા કહે છે કે —

> 'तच्चिन्तन तत्कथनमन्योन्य तत्प्रबोधनम् ।

એટલે આત્માનુજ ચિંતન, તેનુ કથન અને અન્યો અન્ય તેના બોધનીજ વાતો કરવી "

એ નિયમ પ્રમાણે સ્વામીજી રહેતા હતા વ્યવહારની વાતોથી બચવા માટે સ્વામીજી પોતાના આશ્રમ ઉપર બહારથી તાળુ રખાવતા હતા આ તેમની ટેવ આસોદરથી શરૂ થયેલી હતી અને પીઠડીયામા ઘણા વખત સુધી ચાલુ રહી હતી, છતા કોઇ કોઇ વખતે વ્યવહારની વાતો

કરવાવાળા માણસો તેમની પાસે આવી જતા તેથી સ્વામીજી દરબાર સાહેબને વારવાર કહેતા કે "હવે મારા મનજીભાઇ મુઝાય છે માટે મારે બહારગામ જવુ છે" સ્વામીજીનો દ્રઢ નિશ્ચય જોઇ દરબાર સાહેબે કહ્યું કે "આપ પગે ચાલી શકશો નહિ માટે આપ આજ્ઞા કરો તો મારી મોટરમા આપ કહો ત્યા મુકી જાઉ" તે ઉપરથી દરબાર સાહેબની સાથે સ્વામીજી બે ત્રણ ગામ ફરી જુનાગઢ આવ્યા ત્યા દરબાર સાહેબે સ્વામીજીને કહ્યુ કે "આહી લોકોના કોલાહલમા આપને ઠીક પડશે નહિ માટે નજીકમા શાપુર ગામ છે ત્યા જઇએ આ સકેત પ્રમાણે શાપુર જતા રસ્તામા ઓઝત નદીમા મોટર અટકી ગઇ, એટલે સ્વામીજી, દરબાર સાહેબ વિગેરે મોટરમાંથી ઉતરી પગે ચાલવા લાગ્યા, દરબાર સાહેબે એક હાથમા પાઘડી રાખી અને બગલમા બદુક રાખી, પહેલા "કાદળીઆ" ગામ આવ્યુ ત્યાંથી આગળ ચાલતા "ભાટીઆ" જતા કોઇ ગામના ગાડા રસ્તામા મળ્યા દરબાર સાહેબે એક ગાડાવાળાને કહ્યુ કે "અમારી સાથે એક સાધુ મહાત્મા છે માટે તમારા ગાડામાં અમને બેસવા દેશો ?" ગાડાના પટેલે 'હા' પાડી એટલે તેઓ ગાડામા બેઠા બે કલાક પછી મોટર દુરસ્ત થઇ આવી ગઇ એટલે સ્વામીજી દરબાર સાહેબ વિગેરે મોટરમા બેઠા ગાડાના પટેલોને એકેક રૂપીઓ આપ્યો અને ત્યાથી દરબાર સાહેબનુ ગામ "ખડપીપળી" છે ત્યાં ગયા તે ગામ બહાર એક સાધુની જગ્યા હતી, ત્યા સૌએ કુવામાથી પાણી પીધુ અને દરબાર

સાહેબે આ કરવા માણસોને હુકમ કર્યો, એટલામાં તે જગ્યાના સાધુ મકાન બહાર નીકળ્યા અને પોતાની જગ્યામાં વગર રજાએ ઉતરવા માટે સૌને ખરાબ શબ્દો કહ્યા તેની લાગણી ન દુભાવવા માટે દરબાર સાહેબ સૌને લઇ ચોરે ગયા પોતાના રાજા અને સ્વામીજી પધાર્યા જાણી તે ગામની રૈયતને બહુ આનદ થયો, ત્યાં થોડો વખત રહીને બધા વાડલીઆ ગામે ગયા ત્યા પણ જોઇએ એવી એકાત સ્વામીજીને ન જણાવાથી પીઠડીયાથી એક માઇલ દૂર કમળેશ્વર મહાદેવની જગ્યા પાસે આત્માનદજીનો આશ્રમ હતો ત્યા સ્વામીજીને આગ્રહ કરી પાછા તેડી લાવ્યા ત્યા થોડો વખત રહ્યા પછી જામનગરના મહત શ્રી રામપ્રસાદજીના આગ્રહથી સ્વામીજી પાછા પીઠડીઆના આશ્રમમા આવી રહ્યા.

## દરબાર સાહેબને પુત્ર પ્રાપ્તિ.

દરબાર સાહેબ મુળુવાળા અને તેમના રાણીશ્રી કમરીબા સ્વામીજીની સગવડ પોતાની જાતની દેખરેખ નીચે સાચવવા લાગ્યા તેઓ સ્વામીજીની પ્રસાદી અને ચરણામૃત રોજ લેતા તેના પ્રતાપે દરબાર સાહેબને બે પુત્ર રત્ન પ્રાપ્ત થયાં જેની સત્તાથી આખુ વિશ્વ ચાલે છે તેના આશીર્વાદથી પુત્ર પ્રાપ્ત થાય તેમા નવાઇ જેવું નથી *

---

આ સબધમા પુરાણોમા નીચે પ્રમાણે એક કથા છે—

એક વખત નારદજી ફરતા ફરતા એક રાજાને ત્યા જઇ ચડયા તે રાજાને એક પણ પુત્ર ન હોવાથી ઘણી ચિતા રહેતી હતી

બ્રહ્મજ્ઞાનના જીજ્ઞાસુઓને આવી સમારની બાબતો જાણવી એ કામનુ નથી પણ આ બાબતો લખવાનું કારણ માત્ર એટલુજ છે કે સ્વામીજી જ્ઞાની હતા અને જ્ઞાનીના સકલ્પ સિદ્ધ થાયજ એ જ્ઞાનનો મહિમા છે એક વખત વાતચિત્તમા સ્વામીજી મારી પાસે એમ પણ બોલી ગયા હતા કે "મારા સકલ્પ સિદ્ધ થાય છે" આવા પુરૂષની કૃપાદૃષ્ટિથી ઘણા માણસો સસારના વટોળીઆના દુ ખથી છૂટી શકયા છે અને પરમાર્થને માર્ગે ચડયા છે.

સ્વામીજી પીઠડીએ પધાર્યા પછી તે પ્રસગને લઈને તેમના એક ભકત કાનજીભાઇએ નીચે પ્રમાણે એક કીર્તન જોડયુ છે.:—

ધન્ય દિવસ રૂડો આજ
પીઠડીઆમા પ્રભુ પધાર્યા.
માતુશ્રીના સશય ટાળ્યા,
તેણે ધર્મના ગજ વાજ્યા ...પીઠડીઆમા પ્રભુ

---

તેમણે નારદજીને કહ્યુ કે "આપ જેવા ભકતજનની માગ ઉપર કૃપા થાય તો મને પુત્ર પ્રાપ્ત થાય, માટે આપ આશીર્વાદ આપો" નારદજીએ જવાબ આપ્યો કે "હુ ભગવાનને પૂછી જોઇશ અને તમારા પ્રારબ્ધમા હશે તો તેમનો આશીર્વાદ મેળવી આપીશ" તે પછી નારદજી ભગવાન પાસે ગયા અને તે રાજાની વિનતી તેમની પાસે કહી ભગવાને જવાબ આપ્યો કે "તે રાજાના પ્રારબ્ધમા સાત જન્મ સુધી એકે પુત્ર નથી તો હુ શી રીતે આપી શકુ ?"

થોડા વખત પછી તે રાજાના ગામમા એક કોઢવાળો વેરાગી સાધુ આવ્યો તે ગામમા ભિક્ષા માગવા નિકળ્યો, ફરતા ફરતા તે

અનેક જીવની બાંહી ગ્રહી
તનનારે તિમિર ટાળ્યાં પીઠડીઆમાં પ્રભુ
શુદ્ધ બુદ્ધ મૂળુરાજે રે જાણ્યા
તેણે શકર તુલ્ય માન્યા પીઠડીઆમા પ્રભુ.
શ્રીસદ્‌ગુરૂ ચૈતન્ય હમારા
પાપીને પાર ઉતાર્યા . પીઠડીઆમા પ્રભુ

સ્વામીજી ઘણીવાર દરબાર સાહેબને કહેતા કે "મારા જેવા સાધુઓએ તો ભિક્ષા માગીને પેટ ભરવું જોઇએ, હુ આપને એક તણખલા જેટલો પણ ઉપયોગી નથી માટે મને અહીંથી જવાની રજા આપો" અને દરબાર સાહેબ વારવાર તેમને એ જવાબ આપતા કે "આપ અહીં રહી અમને આશીર્વાદ આપો એટલામાજ અમારૂ કલ્યાણ થાય છે" તેનો જવાબ સ્વામીજી એમ આપતા કે "આપનુ કલ્યાણ તો આપના પુણ્યથી થાય છે, હુ

---

દરબારગઢ પાસે આવ્યો અને બુમ પાડી કે "ઝુપડીમે આગ લગી હૈ. જો બુઝાવે ઉસકુ એક દઉંગા" એટલે તે રાજાની રાણીએ દાસીને હુકમ કર્યો કે "તે સાધુને ભિક્ષા આપી આવ" દાસીએ તે સાધુને જમવાનુ આપ્યુ, તે જમીને સાધુએ ફરી બુમ મારી "આગ હજુ બુઝાઇ નહિ, કોઇ બુઝાવે તો દો દઉંગા," એટલે તે રાણીએ બીજીવાર જમવાનુ મોકલ્યુ તે સાધુએ જમીને દાસીને કહ્યુ "જા તેરી રાણીકુ દો હોયગા" ત્રણ ચાર વર્ષ પછી તે રાણીને બે પુત્ર પ્રાપ્ત થયા

એટલામા નાગદજી ફરતા ફરતા તે રાજાના મકાને આવ્યા અને તેને બે પુત્ર પ્રાપ્ત થયા જોઇ આશ્ચર્ય પામ્યા તેણે રાજાને પૂછ્યુ

કાંઇ કરતો નથી છતા આપનુ અન્ન ખાઉ છુ એટલે સન્યાસીઓના નિયમ પ્રમાણે "અન્નદાતા સુખી ભવ" એ પ્રકારનો આશીર્વાદ તો રોજ આપુ છુ"

પીહડીઆના નામદાર દરબાર સાહેબ વખતો વખત સ્વામીજીના દર્શને પધારતા તથા રાણી સાહેબ બ્હેન કમરીબા પોતાના મહેલમાથી સ્વામીજી જ્યારે વચલા (સમાધિવાળા) ફળીઆમાં આવે ત્યારે દર્શન કરી લેતા અને હમેશા સવારમા સ્વામીજીનો અગુઠો ધોવરાવી ચરણામૃત મગાવી તેનુ પાન કરતા

સ્વામીજીની ભિક્ષા બ્રાહ્મણને રસોડેથી આવતી પણ કોઇ વખતે કમરીબા પણ પોતે રસોઇ કરીને સ્વામીજીને આરોગવા મોકલતાં. સ્વામીજી એક વખત ભિક્ષા લેતા અને રાત્રિએ ફક્ત દૂધ લેતા. સ્વામીજી દરબારમા રાણીઓ પાસે એકલા જતા નહિ, કોઇ વખતે માંદગી સબબે બોલાવે તો રાજવૈદની સાથે જતા હતા

---

કે "આ પુત્રો શી રીતે પ્રાપ્ત થયા?" રાજાએ કહ્યુ 'એક સાધુના આશીર્વાદથી" નારદજીએ વિચાર કર્યો કે જે કામ ભગવાનથી ન થયુ તે બીજો કોઇ કરી શકે નહિ માટે એમા કાઇક ભેદ હોવો જોઇએ તેથી તે ભગવાન પાસે ગયા અને કહ્યુ કે "તમે મારી મશ્કરી કરી, પેલા રાજાના પ્રારબ્ધમા પુત્ર ન હોવા છતા તેને પુત્ર શી રીતે પ્રાપ્ત થાય?"

નારદજીની શકા ભગવાને જાણી લીધી તે દુર કરવા માટે એક દિવસ ભગવાને નારદજીને કહ્યુ કે મને આજે પેટમા બહુ દરદ થાય

બીજા પ્રકરણમા જણાવ્યુ છે કે સમઢીઆળાના ત્યાના માસ્તર પ્રાણજીવનભાઇના ધર્મપત્ની પાર્વતી બ્હેને સ્વામીજી પાસે "વિચાર સાગર" ભણી સારૂ જ્ઞાન મેળવ્યુ હતુ પ્રાણજીવનભાઇ પંચત્વ પામ્યા પછી પાર્વતી બ્હેન સ્વામીજીના દર્શને પીઠડીઆ આવ્યા તેમનુ શરીર બહુ નબળુ થઇ ગયુ હતુ અને તેમને કાંઇક આશ્રયની જરૂર હતી બીજી તરફ રાણી સાહેબ કમરીબા પાસે કોઇ જ્ઞાની સ્ત્રી હોય તો તેના દ્વારા સ્વામીજી રાણી સાહેબને જ્ઞાન આપી શકે એવા હેતુથી સ્વામીજીએ રાણી સાહેબ કમરીબા તથા તેમના બ્હેન જાનબાઇબાને શાસ્ત્રનો અભ્યાસ કરાવવા માટે પાર્વતી બ્હેનને રાખી દીધા આ બન્ને બ્હેનોએ પાર્વતી બ્હેનને સત્સંગ માટે પૂજ્ય ભાવથી રાખ્યા અને ત્રણેનો વખત સારી રીતે સત્સંગમા પસાર થવા લાગ્યો પાર્વતી બ્હેને સ્વામીજી પાસેથી જ્ઞાન લઇ પોતાનુ જીવન કૃતાર્થ કર્યું છે તેમણે પોતાના ઉદ્ગાર થોડાક કાવ્યોમાં લખેલા છે તેમાથી થોડો ભાગ પ્રકરણ ૧૬ માં આપેલ છે

---

છે અને જો કોઇ માણસ પોતાનુ કલેજુ કાપીને આપે તોજ તે દર્દ મટે તેમ છે માટે કોઇ જગ્યાએથી માણસનુ કલેજુ તરત લઇ આવો" નારદજી તરત ત્યાથી ચાલી નિકળ્યા, રસ્તામા ઘણા માણસોને પુછ્યુ કે "ભગવાનને પેટમા દર્દ થયુ છે અને કોઇ જો પોતાનુ કલેજુ કાપી આપે તો તે દર્દ મટે તેમ છે" પણ કોઇએ પોતાનુ કલેજુ આપ્યુ નહિ નારદજી આગળ ચાલ્યા ત્યા રસ્તામા ઉપર જણાવેલ ગોટીપો સાધુ બેઠો હતો તેને નારદજીએ કહ્યુ કે "ભગવાનને

વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે આહાર શુદ્ધિથી સત્વશુદ્ધિ થાય છે એ સિદ્ધાંત સ્વામીજી માનતા હતા અને પાળતા હતા. વળી તેમનામા દયા, દાન, તિતિક્ષા, ઉપરતિ, ક્ષમા, સત્ય ભાષણ, અહિંસા વિગેરે દૈવી પ્રકૃતિના ગુણો ઝળકી રહ્યા હતા. બહારની સુઘડતા પણ સ્વામીજીને બહુ પસંદ હતી. તે પોતાની દરેક વસ્તુ સ્વચ્છ રાખતા સવારે બેથી ત્રણ વાગ્યા સુધીમાં સ્વામીજી નિદ્રામાંથી જાગ્રત થતા અને નીચે ગાદી ઉપર બેસતા દરેક કામમા પગ એવી રીતે હળવે મૂકે કે જમીન પણ દુભાય નહિ પછી શૌચ જઇ આવી દાતણ કરતા. દાતણ કરતી વખતે કોઇ પણ પ્રકારનો ખોંખારો કે અવાજ કરતા નહિ. કોઇપણ ચેષ્ટાથી કોઇપણ પ્રાણીને સ્હેજ પણ તકલીફ ન થાય એવું તેમનુ વર્તન હતુ. તે કહેતા હતા કે “ સર્વ સ્વરૂપો મારા નાથના છે, તેને હુ સેવકથી તકલીફ થવી ન જોઇએ ”

સંન્યાસ લીધા પછી શરૂઆતમાં સ્વામીજી હંમેશા તત્વબોધક પુસ્તકનું વાંચન રાખતા, તેનુ મનન કરતા

---

પેટમા ઘણુ દરદ થાય છે અને જો કોઇ માણસ પોતાનુ કલેજુ કાપીને આપે તોજ તે દરદ મટે તેમ છે” એ સાભળતાજ તે સાધુએ તરતજ છરી લઇ પોતાનુ કલેજુ કાપી આપ્યું અને કહ્યુ કે કદાચ તેથી ભગવાનનુ દરદ ન મટે તો મારા નાક, કાન, આંખો વિગેરે પણ લેતા જાઓ” એમ કહી પોતાના બીજા અંગો પણ કાપી આપ્યા. નારદજી તે દેખાવ જોઇ શકયા નહિ અને ધ્રુજતા ધ્રુજતા તે સાધુનુ કલેજુ વિગેરે લઇ ભગવાન પાસે આવ્યા ભગવાને



જેતપુરના યુવરાજશ્રી
સુરગવાલા સાહેબ.

અને તૈલધારાવત્ આત્મચિંતન કરતા પણ પીઠડીઆમાં પધાર્યા પછી તેમને સ્વ સ્વરૂપથી અન્ય કાંઇ દેખાતું નહિ તેથી પોતાનું વાંચન ઘણું ઓછુ થઇ ગયુ હતુ; પણ જો કોઇ જીજ્ઞાસુ દર્શનાર્થે અથવા જ્ઞાન માટે આવેલ હોય અને વિનતી કરે તો તેના અધિકાર પ્રમાણે તેને ઉપદેશ આપતા અથવા તેની સાથે શાસ્ત્રના કોઇ સારા પુસ્તકનું વાંચન કરતા

એક વખત પીઠડીયામાં દરબાર સાહેબની કચેરીમાં ચારણ કવિ નારણદાનજીએ સ્વામીજીના સબંધમાં નીચે પ્રમાણે દૂહા ગાયા હતા—

નિરમાની જ્ઞાની ગુંની, ચારૂ ચિત્ત સુખચંદ
એવો નિર્મળ નિત્યાનન્દ, મહા ગુરુ તારો . મૂળવા
લોઢાને સોનુ કરે, ઇ પારસમણિનુ પ્રમાણ
પણ નિત્યાનન્દ નિર્વાણ, મહા પુરૂષ બનાવે . મૂળવા
ઝાઝવાના જળ સમું, જાણે જગત જંજાળ,
એવો નિત્યાનન્દ નિષ્કામ, મહા ગુરુ ત્હારો ...મૂળવા
થાપ્યો ધર્મના થભને, તે અચળ કરીને અમાપ,
એવો નિત્યાનન્દ નિષ્પાપ, મહા ગુરુ ત્હારો .. મૂળવા.

---

કહ્યુ કે " આ શું કર્યુ ? સાધુનું કલેજુ ? મારૂ દર્દ નામનુ હતુ પણ જે સાધુએ આટલો ભોગ આપ્યો તેણેજ તે રાજાને બે દીકરા આપેલા છે કલેજુ તો તમારી પાસે પણ હતુ પણ તમારી હિંમત ચાલી નહિ માગ કરતા મારા આવા ભક્તોને હું મોટા ગણુ છુ. જાઓ, તે સાધુના અંગો ત્યાં તરત મુકી આવો અને તે તરત સજીવન થશે "

એક વખત સારી જરીની કોરવાળી ભારે કીમતી શાલ દરબાર સાહેબે સ્વામીજીને વાપરવા માટે મોકલી એટલે સ્વામીજીએ જરીની કોર કાપી, એક બાજુ નાખી દીધી અને માત્ર તેમા રહેલો ગરમ કપડાનો ઉપયોગ કર્યો. તે બાબતની દરબાર સાહેબને ખબર પડી એટલે દરબાર સાહેબે સ્વામીજીને કહ્યુ કે "બાપુ! આમ શા માટે કર્યું?" સ્વામીજીએ કહ્યુ કે "આપની આપેલી શાલ મેં માથે ચડાવી છે અને હુ તેનો ઉપયોગ કરૂં છુ, પણ જરીની કોર મારા જેવા સાધુઓને શોભે નહિ તેથી કાઢી નાખી છે." દરબાર સાહેબ વખતો વખત સારા કપડાં વિગેરે આપતા તે બીજા સાધુઓને આપી દેતા તેથી દરબાર સાહેબે કહ્યું કે "હવેથી હું આપને માટે એવું કાંઇ મોકલુ અને આપને તે જોઇતું ન હોય તો મને આપની પ્રસાદી તરીકે પાછુ આપવાની કૃપા કરજો" હિંદુસ્થાનમા પ્રાચીન કાળમાં આવા રાજા અને આવા સાધુઓ ઘણા હતા એમ શાસ્ત્રો ઉપરથી જણાય છે પણ હાલના કાળમા સત્પુરૂષોની સેવા કરનાર આવા રાજા અને આવા સરળ સાદા અને જ્ઞાની ગુરુ નજરે આવવા બહુ દુર્લભ છે

## યાત્રા.

સ્વામીજી પીઠડીઆમા લગભગ ૧૮ વર્ષ બિરાજ્યા હતા. તે વખત દરમ્યાન તેઓ શ્રી બે વખત (સવત ૧૯૭૫મા અને સવત ૧૯૭૮ મા) દરબાર સાહેબની સાથે યાત્રાએ ગયા હતા પહેલી યાત્રામાં તેઓ શ્રી મથુરા

કુરૂક્ષેત્ર, હરિદ્વાર, રૂષિકેશ અને પતિતપાવની કાશી વિગેરે તીર્થોમા ફર્યા હતા ત્યાંથી પાછા ફરતા દરબાર સાહેબ મુબઇ પધાર્યા ત્યારે સ્વામીજી પણ સાથે હતા મુબઇમા સ્વામીજીને માટે એક ખાસ ઓરડી અલગ આપવામા આવી હતી સ્વામીજી જાણે કે તે પોતાનુ આશ્રમ હોય તેમ તેમા એકલા બેસી આત્મચિંતન કરતા, કોઇ સત્સગની વાતો કરવા આવે તો કરતા પણ મુબઇમાં કોઇ જોવા લાયક જગ્યાએ જવુ અને કોઇની સાથે નકામી વાતો કરવી એ તેમને પસદ નહતુ

બીજી વખત તેઓએ દરબાર સાહેબની સાથે શ્રી ડાકોરજી, મથુરાજી, કાશી, વિન્ધાવાસીની, જગદીશ, નાશીક આદિ પવિત્ર તીર્થો કર્યા હતા ડાકોરજીમા જ્યારે સ્વામીજીએ શ્રી રણછોડરાયજીની મૂર્તિના દર્શન કર્યા ત્યારે સ્વામીજીની આખોમાથી આસુની ધારા વહેવા લાગી તે જોઇ સ્વામીજીની પાસે ઉભેલી એક ડોસીએ સ્વામીજીને કહ્યુ કે "આપ સન્યાસી થઇને આપને આવુ રડવું કેમ આવે છે?" એટલે સ્વામીજીએ જવાબ આપ્યો કે "રોવું એ શુ બ્રહ્મથી ભિન્ન વસ્તુ છે?"

બન્ને યાત્રા વખતે સ્વામીજીની સાથે જામનગરની આણદાબાવાની સસ્થાના મહત શ્રી રામપ્રસાદજીના શિષ્ય વેદાત તીર્થ માયાપ્રસાદજી હતા શ્રી ડાકોરજીમા એક વખત ભગવાનના દર્શન વખતે મદિરમા અનેક જનોની ભીડ હતી. આ વખતે સ્વામીજી, માયાપ્રસાદજી વિગેરે

દર્શને પધારેલા, અનેક વિધિથી ભગવાનની મૂર્તિનુ પુજન થઇ રહ્યું હતુ તે વખતે માયાપ્રસાદજીએ સ્વામીજીને એવો પ્રશ્ન કર્યો કે ભગવાનના સગુણ સ્વરૂપને રાજી કરવા માટે આ પુષ્પચંદન વિગેરે સામગ્રી પુરતી છે કે તે માટે બીજો કોઇ પ્રકાર છે? સ્વામીજીએ જવાબ આપ્યો કે મયારામજી! તુમને ઠીક પુછા હે, યહ પૂજન પ્રકારભી ભગવાનકા હૈ ઔર મૈંને એક સત્ પુરૂષસેં સુનાથાકી ભગવાન રામને વસિષ્ઠજીકે પ્રતિ યહ પ્રશ્ન કીયાથાકી ઇશ્વરપૂજન કીસ તરહસે હોતાહૈ તબ મહર્ષિ વશિષ્ટજી ભગવાન રામ કે પ્રતિ જો ઉપદેશ દીયા હૈ વહ શ્લોક યહ હૈ કી·—

"येन केन प्रकारेण यस्य कस्यापि देहिनः।
सतोष जनयेद्राम तदेवेश्वरपूजनम ॥

હે રામ! કોઇપણ પ્રકારથી કોઇપણ દેહધારીને સંતોષ આપવો તેજ ખરૂં ઇશ્વરપૂજન છે"

આ શ્લોક માયાપ્રસાદજીએ સ્વામીજી પાસેથી પ્રસાદ રૂપે ગ્રહણ કરેલ છે.

મથુરામાં દરબાર સાહેબ અને સ્વામીજી વિગેરે જ્યારે રોકાયા હતા ત્યારે સ્વામીજીના પૂર્વાશ્રમના બ્હેનનુ મકાન જે મહોલ્લામાં હતું ત્યાંથી પસાર થવાનુ થતાં તે સ્મરણમાં આવ્યું, તેમના કુટુબમાં તે વખતે કોઇ હશે પણ કોઇ હાજર ન હતુ એમ જાણી ત્યાથી ચાલ્યા ગયા. બીજી વખત તપાસ કરી ન હતી.

જ્યારે હરદ્વારમા ગયા ત્યારે ત્યા પણ તેમના પૂર્વાશ્રમના નજીકના પિત્રાઇનુ મકાન હોવાનુ જાણતા હતા પરતુ પોતે તજવીજ કરી નહિ તેમ પોતે પ્રસિદ્ધ થવા પણ પ્રયત્ન કર્યો નહિ.

સીરતની પાસે રેલ્વેમા પસાર થયાં છતા કોઇ જુના ઓળખીતા મનુષ્ય કે જુનુ સ્થળ જોવાની જીજ્ઞાસા થઇ ન હતી

ત્યાથી કાશી થઇને સ્વામીજી દરબાર સાહેબની સાથે પાછા પીઠડીઆ પધાર્યા હતા તે પછી સ્વામીજીનુ મન જાત્રા કરવામા શિથિલ થઇ ગયુ હતુ અને જાત્રાનો પ્રસગ મળતા પોતે ના પાડતા હતા અને કોઇ વખત્તે એમ પણ કહેતા હતા કે —

ઉત્તમા સહજાવસ્થા
મધ્યમા ધ્યાનધારણા,
કનિષ્ઠા પ્રતિમાપૂજા
તીર્થયાત્રાઽધમાધમા.

## શાસ્ત્રોનું વાંચન

સને ૧૯૨૬થી રાજકોટના વિદ્વાન અને જ્ઞાની પુરુષ ગુલાબરાયભાઇએ અને સ્વામીજીએ નીચેન પુસ્તકોનુ વાચન સાથે કર્યુ હતુ

| | |
|---|---|
| ગીતા ભાષ્ય | સને ૧૯૨૬–૨૭ |
| સૂત્ર ભાષ્ય | „ ૧૯૨૬–૨૭ બીજીવાર ૧૯૨૮ |

| | | |
|---|---|---|
| ઇશોપનિષદ | ,, | ૧૯૨૭ |
| માંડુક્ય ઉપનિષદ્ | , | ૧૯૨૯-૩૦ |
| અનુભૂતિ પ્રકાશ | ,, | ,, ,, |
| ઉપદેશ સહસ્રી | ,, | ,, ,, |
| હરિમીડે સ્તોત્ર | ,, | ,, ,, |
| જીવન્મુક્તિ વિવેક | ,, | ૧૯૨૯ |

ગુલાબરાયભાઇ કહે છે કે તેમણે ઘણા સાધુ સંન્યાસીઓ જોયા છે પણ સ્વામીશ્રી નિત્યાનન્દજી જેવા માત્ર બે ત્રણ જોવામાં આવ્યા છે

એક વખત પોરબંદર તાબે ગરેજ ગામથી એક જીજ્ઞાસુએ સ્વામીજીને ઘણી ઉપમા આપી, ઘણી સ્તુતિ કરી કાગળ લખ્યો હતો તે વાંચી સ્વામીજી બોલી ઉઠયા કે "આટલી બધી ઉપમા તે કેને આપે છે?" મતલબ કે પોતાને પોતાના વખાણ ગમતા ન હતા પણ જો કોઇ આવીને ભગવાનના ગુણ ગાતા અને તેમને ભજન સંભળાવતા ત્યારે તેમની આંખોમાંથી દડદડ આંસુ ચાલ્યા જતા હતાં

## સમતા અને સર્વાત્મભાવ

કેટલાક સાધુઓમા એવી ટેવ હોય છે કે સંસાર છોડયા પછી તેઓ સંસારી માણસોના અને બીજા સાધુઓના દોષ જોયા કરે છે પણ સ્વામી શ્રી નિત્યાનન્દજી સર્વ પ્રત્યે સમભાવ રાખતા હતા. જે કોઇ કહે તેને માટે "સત્ય છે સત્ય છે" એવા શબ્દો તેના મુખમાથી વારવાર નીકળતા હતા. તે વાદમાં પડતા નહિ

એક વખત પીઠડીઆમા ફરવા જતા કેટલાક માણસો રસ્તામા વ્યવહારની વાતો કરવા લાગ્યા, તેમાથી એકે સ્વામીજીને પૂછ્યુ કે "આ વાતોથી તમને વિક્ષેપ થતો નથી કે?" ત્યારે સ્વામીજીએ જવાબ આપ્યો કે "મને તો પત્થરમા પણ ભગવાન દેખાય છે, તેથી હું તેનેજ જોયા કરૂ છુ, હું તમારી વાતો સાભળતો નથી"

બીજે એક વખતે ફરવા જતા રસ્તામા એક માણસે બીજા કોઇ માણસની નિદા કરી તે સ્વામીજીના સાંભળવામા આવી એટલે તેને સ્વામીજીએ નીચેનો શ્રીમદ ભાગવતના એકાદશ સ્કધનો શ્લોક સભળાવ્યો·—

परस्वभावकर्माणि यः प्रशसति निन्दति ।
स आशु भ्रश्यते स्वार्थादसत्याभिनिवेशत ॥

અર્થ,—જે પુરૂષ બીજાના સ્વભાવ અને કર્મોની સ્તુતિ કે નિંદા કરે છે તેને અસતમા સત્ બુદ્ધિ થાય છે, તેથી ખોટામા અભિનિવેશથી તે આત્મ કલ્યાણના માર્ગથી તરત પતિત થાય છે

એક જીજ્ઞાસુ સ્વામીજી પાસે સત્સગ માટે આવ્યા હતા તેમને સ્વામીજીએ પૂછ્યુ કે "તમે કાઇ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે?" તેણે જવાબ આપ્યો "નાજી, ખાસ કાઇ અભ્યાસ કરેલ નથી, હુ ઘણા સ્થળોમાં મહાત્માના સગમા આવેલ છુ તેમજ તેઓની પાસેથી શ્રવણ કરવાના મને ઘણા પ્રસગ મળ્યા છે પણ મને સર્વત્ર રાજસ

તામસ પ્રવૃતિ જોવામાં આવી તેથી મને કોઇ સ્થળે શ્રદ્ધા બેસતી નથી આ પ્રમાણે અવિશ્વાસ થવાથી મારી દ્રષ્ટિ ઉલટી દોષવાળી થઇ ગઇ છે”

સ્વામીજી—પ્રભુ સિવાય સર્વત્ર ગુણ સાથે અવગુણ પણ હોય છે પણ આપણે તો ગુણનેજ જોવા, અને દોષ તરફ દ્રષ્ટિ ન રાખવી.

જીજ્ઞાસુ—અવગુણ તો વગર પ્રયત્ને જોવામા આવે છે અને તેથી મને સર્વત્ર દંભ, પાખંડ વિગેરે જોવામાં આવે છે ગમે તેવે સારે ઠેકાણે જાઉ તોપણ મને સંશય થાય છે,

સ્વામીજી—દુઃસંગથી આવું પરિણામ આવે છે માટે જ શાસ્ત્રોમાં સત્સંગ કરવાનુ કહેલ છે

એક વખત પીઠડીઆમાં એક ક્રોધી સાધુ આવ્યા હતા. તેમના સ્વભાવની શરૂઆતમાં કોઇને ખબર ન હોતી. તે ગામ બહાર એક જગ્યાએ રહેતા અને તેને દરબાર સાહેબ તરફથી સીધુ મળતું હતું એક વખત સ્વામીજી ફરતા ફરતા તેના સ્થાન પાસેથી નિકળ્યા એટલે વીના કારણે તે સ્વામીજીને ગાળો દેવા લાગ્યા સ્વામીજીએ કહ્યુ કે “ વીના કારણ આટલો ક્રોધ કરવો યોગ્ય નથી, આપ તો સાક્ષાત્ પ્રભુ છો ” એટલુ કહી સ્વામીજી ત્યાથી આગળ ફરવા ચાલ્યા ગયા તે સાધુ પણ બીજે દીવસે ત્યાથી ચાલ્યા ગયા હતા પણ આઠ દીવસ પછી એવા ખબર મળ્યા કે તે સાધુ ગાંડા થઇ ગયા હતા.

## જ્ઞાન ચર્ચા

પીઠડીઆમાં વધારે જીજ્ઞાસુઓ આષાઢી પૂર્ણિમાએ એટલે ગુરુ પૂર્ણિમાએ ભેગા થતા હતા તે વખતે જ્ઞાનચર્ચા સારી ચાલતી હતી, અને સ્વામીજી બ્રહ્મનુ અદ્વૈતપણુ અને માયાનુ કલ્પિતપણુ બહુ સરળતાથી સિદ્ધ કરતા હતા કોઇ શ્લોકનો અર્થ સમજાવતી વખતે અથવા ઉપદેશ આપતી વખતે ઘણીવાર લક્ષ્યાર્થમા તેમની વૃત્તિનો લય થતો ત્યારે " હરિ ૐ तत्सत् " કહી ચાલુ પ્રસગ પણ વિસરી જતા પણ જો પાછી વૃત્તિ જાગ્રત થાય તો પહેલો પ્રસગ ઘણી મહેનતે યાદ કરી ફરી ચાલુ કરતા છતાં કોઇ વખતે ચર્ચા જ્યારે વધી જતી હતી અથવા પોતાને જવાબ આપવાની ઇચ્છા ન હોય ત્યારે ભક્ત મડળીમાંથી કોઇના મનમાં પ્રેરણા આપી એક ભક્તના પ્રશ્નનો જવાબ બીજા ભક્ત મારફત અપાવતા સ્વામીજીની ઇચ્છા થતી ત્યારે કોઇના કહ્યા વિના પણ બીજાના મનમા પોતાને કહેવાની વાત ઉત્પન્ન કરી દેતા હતા કેટલીક વખત ભવિષ્યમા બનવાના બનાવો માટે પણ આગળથી કહી દેતા અને તે પ્રમાણે બનતુ હતુ

છેલ્લા ત્રણ વર્ષમાં હુ અને મારા પત્નિ "સુશીલા" સ્વામીજીના દર્શન માટે અને સત્સગ માટે ઘણી વાર ગયા હતા એક વખતે મારા પત્નિએ સ્વામીજીને પૂછ્યુ કે " પતિ સેવાથી મુક્તિ મળે કે નહિ? " સ્વામીજીએ જવાબ આપ્યોકે —

" જો કોઇ સ્ત્રીને આત્મજ્ઞાન થયુ હોય અને પોતાના પતિને ચેતન્ય રૂપે એટલે કે અધિષ્ઠાન દ્રષ્ટિએ તે જોતી હોય તો તે મુક્તિ પામે, પણ જો તેને આત્મ-જ્ઞાન થયુ ન હોય અને પતિના દેહમાં ભાવ હોય અને તેના પતિને આત્મજ્ઞાન થયુ હોય તો 'અતે મતિ સા ગતિ " એ નિયમ પ્રમાણે તે સ્ત્રીને બીજા જન્મમાં તેની ભાવનાને યોગ્ય બીજો પતિ મળે, તેને બીજા જન્મમાં તે પતિ મળે નહિ ".

બીજે પ્રસગે મારા પતિએ સ્વામીજીને પ્રશ્ન કર્યો કે " સગુણ અને નિર્ગુણનુ સ્વરૂપ કેવું છે તે સમજાવવાની કૃપા કરો " ત્યારે સગુણ ઉપાસનાના બાબતમા પોતાના અનુભવની વાત સ્વામીજીએ નીચે પ્રમાણે કહી·—

" પહેલાં સાધન દશામાં મને એમજ લાગતું હતુ કે જાણે કે બાલકૃષ્ણ મારી સાથેજ ફરતાજ હોય, પૂજા કરતી વખતે, જમતી વખતે અને હરતાં ફરતા તે મારી સાથેજ છે એમ મને લાગતુ, સુતી વખતે તે મારી સાથે સુતા છે એમ લાગ્યાજ કરતુ. એવી રીતે શ્રીકૃષ્ણના પ્રત્યક્ષ દર્શન કરી મને અપૂર્વ આનદ થતો આવો આનંદ ઘણા વર્ષો સુધી લીધો. તે વખતે સગુણ ઉપાસનાના ભજનો પણ મને બહુ ગમતા અને ભજનનો પ્રસગ મળે તો આખી રાત આનંદથી સાંભળતો "

નિર્ગુણ સ્વરૂપ માટે સ્વામીજીએ કહ્યું કે—

"પહેલા એટલુ સમજી લ્યો કે, જે જેને જુએ તે તેથી જુદો, આપણે ઘરમા રહીએ છીએ પણ ઘરથી જુદા છીએ, ઘર કાઇ આપણે નથી, તેવીજ રીતે શરીર તો ભીંતડા જૈસા હે, શરીર એ આપણે નથી, આત્મા અસગ છે, બહાર જે કાઇ દેખાય છે તે સ્વપ્ના જૈસા હે, સ્વપ્નમા ઘણુ દેખાય છે પણ જાગ્યા એટલે જેમ સ્વપ્નુ મિથ્યા લાગે છે તેમ આ જે કાઇ નામ રૂપ ભ્રાતિથી દેખાય છે તે આત્મજ્ઞાન થયા પછી સ્વપ્ના જેવા મિથ્યા લાગે છે જગત તિન કાલમે હેજ નહિ, પણ સગુણ ઉપાસનાવાળા માણસોને વેદાતની–નિર્ગુણ બ્રહ્મની વાતો એકદમ સમ-જવામા આવતી નથી તેનો એક પ્રસગ એવો બન્યો હતો કે—

"એક ગામમા અમે વેદાતની ચર્ચા કરતા હતા તેમા રજ્જુ સર્પના દ્રષ્ટાતની વાત ઘણો વખત ચાલી ત્યા એક રામના ભક્ત સત્સગ માટે બેઠા હતા અને રજ્જુ સર્પની વાતો સાભળતા હતા તે ભક્તે બધાને કહ્યુ કે—

'આ પ્રમાણે અરધો કલાક સુધી રજ્જુ–સર્પ, રજ્જુ સર્પ એમ બોલ્યા તે કરતા "રામ, રામ," કર્યું હોય તો વધારે પૂન્ય થાત" મે કહ્યુ કે રજ્જુ સર્પ એ માત્ર દ્રષ્ટાત છે સિદ્ધાતમા રજ્જુ એ

રામ છે અને રામના સ્વરૂપમાં મિથ્યા જગતની પ્રતિતિ એ સર્પ છે.

આ પ્રમાણે સ્વામીજીએ સગુણ ઉપાસનાનુ અને નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ સમજાવ્યુ હતુ. સ્વામીજીએ વધારામા ગીતાજીનો નીચેનો શ્લોક કહ્યો—

मनुष्याणां सहस्त्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

અર્થ:—હજારો મનુષ્યોમાંથી કોઇકજ આત્મજ્ઞાનને માટે પ્રયત્ન કરે છે અને એવો પ્રયત્ન કરનારામાથી કોઇકજ મને-પરમાત્માને યથાર્થ જાણે છે

## સહજ સમાધિ.

વેદાંતતીર્થ માયાપ્રસાદજી કહે છે કે—

પૂજ્ય ગુરૂશ્રી નિત્યાનન્દ સ્વામીજીનુ જીવનચરિત્ર આકાશના જેવું ગંભીર હતુ, મહાન સમર્થ વિદ્વાનો ગુરૂદેવનું વાસ્તવિક ચરિત્ર લખવા માટે મૂઢ બને તો મારા જેવા શુ કહી શકે; મે જીવનમુક્ત મહાત્મા શ્રી નિત્યાનન્દ ગુરુવરના ચરણના દર્શન કરી તેઓશ્રીની ચરણધૂલી શીરે ચડાવી હતી અને તેઓશ્રીના મુખામ્બુજથી અનેક વખતે અમૃતોપદેશ શ્રવણ કર્યો હતો. પૂજ્ય સ્વામીજીના ચિતની સમાધિસ્થ તથા વ્યુત્થિત એવી બે અવસ્થા દેખાતી. સમાધિ અવસ્થામાં જ્યારે તેઓશ્રી બિરાજતા ત્યારે રાગ દ્વેષાદિ અનેક કલુષિત મનોધર્મોને ત્યાગી કેવળ પોતાના

સ્વરૂપમાં તૃપ્ત રહેતા હતા, આ વખતે તેઓશ્રીની દશા નીચેની બ્રહદારણ્યની શ્રુતિમા કહેલ અર્થના જેવી હતી —

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्यहृदिश्रिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥

જ્યારે હૃદયમાં રહેલ સર્વ કામનાઓ છૂટી જાય છે ત્યારે મૃત્યુલોકનો માનવી અમર થાય છે અને આહીંજ બ્રહ્મસુખ ભોગવે છે

તેમજ ગીતામા કહેલ '—

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

એટલે જ્યારે મનની સર્વ કામનાઓ માણસ છોડે છે અને આત્મામા આત્માથી સતોષ પામી રહે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે, એ ભગવદ્‌વાકયનુ પોતે લક્ષ્યજ હોય તેમ જણાતુ હતુ

વ્યુત્થાન અવસ્થામા તેઓશ્રી શારીરિક તથા માનસીક દુખોથી ઉદ્વિગ્ન મનવાળા ન થતા અને સસારના પદાર્થોને આસક્તિ પુર.સર કોઇ દિવસ ચાહતા નહિ રાગાત્મક ક્રોધ તેઓના વિષયે કોઇ દીવસ દેખાતો નહિ સસારિક સર્વ કામનાઓને છોડી પદાર્થોમા મમત્વ રહીત બની નરક જનક અહકાર વૃત્તિનો સર્વથા ઉચ્છેદ કરી પોતાના સ્વરૂપમાજ નિમગ્ન રહેતા હતા આવી રીતની બ્રાહ્મી સ્થિતિ પ્રાય સર્વ અવસ્થામા દેખાતી હતી ”

જવાના નિશ્ચય ઉપર આવ્યા તે વખતે શરીર નાજુક થઇ ગયુ હતુ, છતાં જગલમા જવાની તીવ્ર ઇચ્છા થઇ હતી ત્યારે એક ભકતે કહ્યુ કે “ જેમ સ્વામી પ્રકાશાનદજી વિચરે છે તેમ વિચરજો ” પણ કોઇની વાત સાભળ્યા વગર ચાલી નીકળ્યા અને ઘણી મહેનતે તેમને સમજાવીને પાછા લાવવા પડયા હતા

એક બીજા પ્રસગે પણ આવી વૃત્તિ ઉત્પન્ન થઇ હતી ત્યારે આશ્રમની વસ્તુઓનુ લીસ્ટ કરાવ્યુ અને દરબાર સાહેબને તે લીસ્ટ આપવા એક માણસને આપ્યું અને પોતે ચાલી નીકળ્યા તેથી દરબાર સાહેબ અને પાટવીકુવર સાહેબ તેમની પછવાડે જઇ તેમને વિનતિ કરી પાછા તેડી લાવ્યા સ્વામીજી એમ માનતા હતા કે “ મે માત્ર એક પ્રભુનોજ આશ્રય રાખ્યો છે તેથી બીજા આશ્રયની જરૂર નથી ” કોઇ વખતે તે બોલી ઉઠતા કે –

રાજી હૈ હમ ઇસ્મે, જીસ્મે તેરી રજા હૈ,
યાં યુંભી વાહવાહ હૈ ઓર યુંભી વાહવાહ હૈ,
ચાહે અર્શપર ચઢા દે યા ખાકમે મિલા દે,
યા યુંભી વાહવાહ હૈ ઔર યુંભી વાહવાહ હૈ

## ખડખડમાં સત્સંગ

પીઠડીઆથી બે ત્રણ વખત સ્વામીજી ખડખડ પધાર્યા હતા પીઠડીઆના રાણી શ્રી કમરીબાના બ્હેન ગગા સ્વરૂપ જાનબાઇબાએ દરબાર સાહેબને વિનતિ કરી સ્વામીજીની સેવા કરવા માટે અને તેમના જ્ઞાનનો લાભ લેવા માટે ખડખડ પધરાવી ગયા હતા

દરબાર સાહેબે એક વખત સ્વામીજીને પૂછ્યુ કે "આપને ખડખડમાં જાનબાઇબા તેડાવે છે તો જવુ છે કે નહિ?" ત્યારે સ્વામીજીએ કહ્યું કે "મને અહીં કોઇ જાતની હરકત નથી તેમ ખડખડમા પણ જેમ અહીં પહેલાં મારા માતુશ્રી કમરીબા મારી સભાળ રાખતા હતા તેમ મારા માતુશ્રી જાનબાઇબા પણ મારી તેવીજ સંભાળ રાખે છે એટલે મને ત્યાં જવામાં પણ હરકત નથી અને આપ પાછા બોલાવશો ત્યારે આવીશ".

આ પ્રમાણે સ્વામીજી છેલ્લી વખત ખડખડ પધાર્યા ખડખડમાં શ્રી જાનકેશ્વર મહાદેવના પુજારી વિપ્ર ગગજી-ભાઇએ સ્વામીજી માટે કેટલાક કાવ્યો જોડયા છે. તેનો થોડો ભાગ નિચે પ્રમાણે છે.

૫૬

રાગ હિંચનો—ઝીલણીયું.

ગુરૂજી એકવાર ખડખડ આવીયારે
તમારા ભક્તોના દુઃખ નીવારીયેરે
તમારા દાસોના દુઃખ નીવારીયેરે.

× × × ×

સોહામણું ખડખડ ગામ છે રે
ત્યાં જાનકેશ્વરના તે રૂડા ધામ છે રે

× × × ×

કરજોડી વિપ્ર ગગજી બોલ્યા
ગુરૂ મળ્યા નિત્યાનન્દજી ઓલીયા....વિગેરે.



સ્વામીજી. પીઠડીઆમાં ફરવા જતી વખતે

ખરી રીતે જોઇએ તો જ્યા આવા સાધુ. બિરાજે છે તેજ મોટુ શહેર કહી શકાય, કારણ કે ત્યા વિશ્વ મળી શકે છે અને મુબઇ જેવું મોટુ શહેર હોય પણ ત્યા જો એકપણ આવા મહાત્મા ન મળી શકે તો તે એક ગામડુ જ ગણાય કારણ કે ત્યા વિશ્વનો બહુ નાનો ભાગ જોઇ શકાય છે

સ્વામીજી પ્રાત કાળમા ખડખડથી એક માઇલ દૂર નદી કાઠે એકાત સ્થળે પહોચી જતા, અને ત્યા કોઇ જીજ્ઞાસુ હોય તો જ્ઞાનની ઉચી વાતો સભળાવતા એક વખતે સ્વામીજી શુદ્ધ નિષ્ઠા બાબતનો પ્રસગ સમજાવતા હતા એટલામા તેમના હૃદયમા ઘટનાદ જેવો ધ્વની થયો અને સ્વામીજી ચમકી ગયા બાજુમા બેઠેલ જીજ્ઞાસુએ પૂછ્યુ "કેમ બાપુ, ચમકી ગયા?" ત્યારે સ્વામીજીએ જણાવ્યુ કે "હૃદયમા મહાન ઘટનાદ જેવા અવાજ થયા નાદ તો થયા કરે તે સબ અનાત્મા હે તેમા વૃત્તિને રોકવી નહિ"

ખડખડમા બાઇશ્રી જાનબાઇબાએ સ્વામીજીની સેવા કરી યોગવસિષ્ઠ અને બીજા ગ્રથોનુ શ્રવણ કર્યુ હતુ આ બાઇશ્રી પોતાનુ જીવન બહુ ધાર્મિકવૃત્તિથી ગાળે છે કાશીમાં અ સૌ મરહુમ બ્હેન શ્રી કસરીબાઇ તે નામદાર દરબાર શ્રી મુળુવાળા સાહેબના રાણીશ્રીએ તથા તેમના બ્હેન ગ સ્વ બ્હેન શ્રી જાનકીબાઇએ તેમના મરહુમ પૂજ્ય માતુશ્રી ગગાબાઇના સ્મરણમા શ્રી ગગેશ્વર' નામનુ

શંકરનું મંદિર બંધાવેલ છે અને ત્યાં અન્નક્ષેત્ર પણ ખોલ્યું છે. તેના કાયમ નિભાવ માટે એક લાખ રૂપિયાની લોન તેમણે ગવર્નમેન્ટને સોંપી છે. વળી જીજ્ઞાસુ સ્ત્રીઓ એક સ્થળે નિર્ભયપણે રહિ ભક્તિ કરી શકે એટલા માટે કાશીમાં એમને માટે એક આશ્રમ કરવા માટે બાઈશ્રી મહેનત કરી રહ્યાં છે ઘણા સારા પુરૂષો અને સ્ત્રીઓ આવી રીતે ગુપ્તપણે આત્મકલ્યાણ અને લોકકલ્યાણ કરે છે અને તેમના જીવનથી આ કલિયુગમાં પણ સત્યુગના દર્શન થાય છે.

## ભવિષ્ય વાણી

સંવત ૧૯૮૮માં પીઠડીઆના આશ્રમમાં એક વખત એક ભકત હિંમતલાલ સ્વામીજી પાસે સત્સંગ માટે બેઠા હતા તે વખતે સ્વામીજી બોલ્યા કે "હિંમતલાલ, યહ શરીર ફકત દો વર્ષ રહેને વાલા હૈ".

આ વાતને બે વર્ષ થયા એટલે સ્વામીજીને છેલ્લી વ્યાધિની શરૂઆત થઈ.

ખડખડમાં સંવત ૧૯૯૦માં સ્વામીજીને "પ્રોસ્ટેટ"નો રોગ લાગુ થયો પણ પોતે તેનો કાંઇ ઉપાય કર્યો નહિ બહાર ગામથી કોઇ તબીયતના ખબર પૂછાવે ત્યારે પોતે એમ જવાબ આપતા કે "હવે તો શરીર રહે તો પણ ઠીક છે અને જાય તોપણ ઠીક છે" આ પ્રકરણમાં આગળ કહેવાઇ ગયું છે કે સ્વામીજીમાં સંકલ્પ સિદ્ધિ

હતી અને કોઇને જાણવામાં ન આવે એવી રીતે બીજાના મનમા પોતાને જે વાત ઉત્પન્ન કરવી હોય તે કરી દેતા હતા તેનો એક બનેલો દ્રષ્ટાંત નીચે પ્રમાણે છે.

## સંકલ્પ સિદ્ધિ

સ્વામી રામાનન્દજી નામના એક સન્યાસીને સ્વામી નિત્યાનન્દજી ઉપર બહુજ પૂજ્યભાવ હતો અને છે તે સંવત ૧૯૯૦ના શ્રાવણ મહિનામા ઉત્તર હિંદુસ્થાનમા વિચરતા હતા. તેના હૃદયમાં સ્વામીશ્રી નિત્યાનન્દજીએ એવી પ્રેરણા કરી કે " મારૂ શરીર આઠ મહિના પછી એટલે સંવત ૧૯૯૧ના ફાગણ માસમા નિર્વાણ પામશે માટે મળવુ હોય તો મળી જશો " થોડા દિવસમા આ વાત સ્વામી રામાનન્દજી ભૂલી ગયા હતા તે પછી બીજીવાર ફાગણ શુદ ૧૦ ને દિવસે સ્વામી રામાનન્દજીને પ્રત્યક્ષ પ્રેરણા મળી કે, " અબ ક્યો દેર કરતે હો આઓ. અંતિમ દર્શન કરો " એ વખતે સ્વામી રામાનન્દજી રેવા સ્ટેટમા હતા. સ્વામીજીની બીમારીનો કોઇપણ પત્ર મળ્યો ન હતો રેવામા હુતાશનીનુ પર્વ બહુ મોટું ગણાય છે, ત્યાના લોકોએ સ્વામી રામાનન્દજીને રોકયા અને કહ્યુ કે પાંચ દિવસ પછી હુતાશની કરીને જજો પરંતુ આ બીજી પ્રેરણાનુ જોર એવુ હતુ કે સ્વામી રામાનન્દજી રેવાથી નીકળી ફાગણ શુદી ૧૪ને દિવસે પીઠડીઆ આવી પહોંચ્યા અને સ્વામીજીના છેલ્લા દર્શન કરી શકયા હતા

ખડખડથી સ્વામીશ્રી નિત્યાનન્દજી પીઠડીએ આવ્યા અને તેમનો રોગ વધવા લાગ્યો. તે વખતે તેઓશ્રી એક ભક્તને એમ પણ કહેતા હતા કે "હવે તો એવી દવા આપો કે જેથી શરીર જલદી છૂટે". વળી બીજાને એમ કહ્યું કે "હવે આ શરીરને પ્રભાસમા લઇ જઇને સમુદ્રમા પધરાવી દ્યો એટલે તમારે સેવા કરવી ન પડે અને હું શરીરથી છૂટો થાઉં."

## લીંબડીના ના. ઠાકોર સાહેબ.

લીંબડીના ના. ઠાકોર સાહેબ સર દૌલતસિંહજીએ સ્વામીશ્રી પ્રકાશાનન્દજીને એક વખત કહ્યુ કે જે જે સંન્યાસીઓ મારી પાસે આવે છે તે પૈસા માગે છે; તે હુ જોકે આપુ છુ પણ શાસ્ત્રમાં એમ લખેલ છે કે સન્યાસીને પૈસા આપનાર નર્કમા પડે છે માટે કોઇ ખરા વૈરાગ્યવાન જ્ઞાની સન્યાસી તમારા ધ્યાનમાં હોય તો કહો" તેના જવાબમાં સ્વામી શ્રી પ્રકાશાનન્દજીએ કહ્યુ કે "તેવા એક સંન્યાસી "સ્વામી નિત્યાનન્દજી" પીઠડીઆમા છે"

ના. ઠાકોર સાહેબે જવાબ આપ્યો કે "જ્યારે સ્વામી શ્રી નિત્યાનન્દજી પીઠડીઆના ના દરબાર સાથે જાત્રાએ નિકળ્યા હતા ત્યારે મુંબઇમાં મને તેમના દર્શન થયા હતા પરંતુ વાર્તાલાપ થયો નહોતો" સ્વામીજીની છેલ્લી માંદગી વખતે બીજીવાર સ્વામીજીના દર્શન માટે તે પીઠડીએ આવી શક્યા હતા તે વખતે ના ઠાકોર સાહેબને એમ

લાગી આવ્યુ કે આવા મહાત્માઓને પણ દરદ ભોગવવુ પડે છે તો સાધારણ માણસ શા હિસાબમા ?

શ્રી રામકૃષ્ણ પરમહંસને છેલી વખતે ગળામા કાકડાનો રોગ થયો હતો, મહાત્મા જીસસ ક્રાઇસ્ટે ખીલા ખાધા હતા અને મહાત્મા હુસેન મન્સુર ફાસીએ ચડયા હતા મહાત્માઓની શરીરની આખરની સ્થિતિ એક પ્રકારની હોતી નથી

સ્વામીજીની છેલ્લી માદગી વખતે, જ્યારે તેમની પ્રકૃતિ સારી રહેતી હતી ત્યારે તે દેહનુ અભિમાન છોડી દેતા હતા તેમણે સમાધિ લીધા પહેલા લગભગ ૧૦ દીવસે રાજકોટના સ્વામીજીના એક ભક્ત વલ્લભદાસભાઇની નવ વર્ષની દીકરી જયાબ્હેને તેના ઘરમા એક સાધુને ફરતા જોયા ઘરના બીજા કોઇ માણસ તેને જોઇ શકયા નહોતા જયાએ તેના પિતાને કહ્યુ કે "આપણા ઘરમા એક સાધુ ફરે છે એટલે વલ્લભદાસ ભાઇએ તેને સ્વામીજીનો ફોટો બતાવી પૂછ્યુ કે " આ ફોટામા જેવા સાધુ છે તેવા તને દેખાય છે. જયા એ કહ્યુ કે "હા" બીજે બીજે દીવસે તે બન્ને પીઠડીએ ગયા અને જયાએ સ્વામીજીના દર્શન કરી તેના પિતાને કહ્યુ કે 'આપણા ઘરમા જે સાધુ ફરતા હતા તે આ સાધુ હતા?'

આ ઉપરથી એમ જણાય છે કે સમાધિ લીધા પહેલા પણ સ્વામીએ દેહનો સંગ કેટલીકવાર છોડી દીધો હતો હતા જ્યારે દરદ જોર કરે અને દેહનુ અનુસધાન પડે જાય

ત્યારે સ્વામીજી એમ કહેતા હતા કે "આટલા દુઃખમા બ્રહ્માકાર વૃત્તિ રાખવી બહુ મુસ્કેલ છે."

આ દરદને અંતે ફાગણ મહિનામા પ્રોસ્ટેટની ગાઠ બહુ વધી ગઇ અને રોગ અસાધ્ય થયો. દરબાર સાહેબે ઘણા વૈદ્ય ડૉકટરોને બોલાવી બધી જાતના ઉપાય કરી જોયા પણ દરદનુ જોર હઠતું નહતુ સ્વામીજી પોતે પણ કહેતા હતા કેઃ—"આ શરીરની સેવા તો જેવી થવી જોઇએ તેવી થાય છે પણ જ્યા સુધી પ્રારબ્ધમા દુઃખ છે ત્યાં સુધી ભોગવવું પડશે; હવે બીજી વાર જન્મ લેવો નથી તેથી આ છેવટનુ દુઃખ ભોગવી લઉ છુ; ચિદાભાસ સુખી થાય છે અને ચિદાભાસ દુઃખી થાય છે, આત્મા તો આનંદમાજ છે."

પ્રોસ્ટેટના દરદમા પેશાબ બંધ થઇ જાય છે, તેથી સામાન્ય રીતે કેથેટર મુકીને કાઢવો પડે છે અને કોઇ વખતે જ જો દરદીના શરીરમા સારી શકિત હોય તો તે ગાઠ કાપી શકાય છે. આવી રીતે પેશાબનો સંગ્રહ જોઇ એક દીવસ સ્વામી શ્રી શંકરાનન્દજીએ રમુજમા સ્વામી શ્રી નિત્યાનન્દજીને કહ્યુ કે "આપે આખી જીંદગીમા કાંઇ સંગ્રહ કર્યો નથી, સ્ત્રીને રાખી નહિ, કુટુંબ રાખ્યુ નહિ, પૈસા રાખ્યા નહિ, મઠ કે શિષ્યો રાખ્યા નહિ અને હવે છેલ્લી વખતે પેશાબનો સંગ્રહ કર્યો એ ઠીક કહેવાય નહિ" એ સાભળી સ્વામીજી હસવા લાગ્યા

સ્વામીજીને પ્રોસ્ટેટની જે ગાઠ થઇ હતી તે માટે સ્વામીજી એક ભક્તને કહેતા હતા કે "આ બધા સેવકો શોક કરી ગાઠ મટાડવા મહેનત કરે છે પણ તેનાથી મટશે નહિ, કોઇ મારૂ દરદ પારખી શકતા નથી અને તે વધતુ જાય છે, છતા મારી આત્મશક્તિથી તે મટાડવાની ઇચ્છા કરૂ તો શરીરને જરા મરડીને એકદમ મટાડી દઉ પણ મારે હવે શરીરને તેનુ પ્રારબ્ધ ભોગવવા દેવુ છે તેથી આ કામ માટે આત્માની શક્તિનો ઉપયોગ કરવાની ઇચ્છા નથી"

એક ભક્તે સ્વામીજીને કહ્યુ કે "અમે બધા કામસર આવાપાછા થયા હોઇએ અને આપની ઓરડીમા કદાચ કોઇ ન હોય તે વખતે દેહ છોડી દેતા નહિ" તેના જવાબમા સ્વામીજીએ કહ્યુ કે "તેમ નહિ કરૂ"

## શિવો ભૂત્વા શિવં ભજેત્.

સ્વામીજીની છેલ્લી માદગી વખતે મારા પત્નિ 'સુશિલા' તેમના દર્શન માટે આવ્યા હતા તે વખતે વેદાતની વાતો ચાલતી હતી સ્વામીજીએ તેમને જોઇ કહ્યુ કે "આ હમણા કહેશે કે "આ રજ્જુ–સર્પ, રજ્જુ–સર્પ જેવુ શુ ચાલે છે?" તે પછી મારા પત્નિએ નીચેનુ ભજન ગાયુ —

"સત ચિત્ આનદઘન, સ્વરૂપે હુ તો સત ચિત્ આનદઘન" વિગેરે

આ ભ[illegible] રૂપના [illegible]ના સ્થાને છે

તે ભજન પુરું થયા પછી સ્વામીજીએ તેમને કહ્યુ કે
“ શિવો ભૂત્વા શિવં ભજેત ” એટલે શિવ થઈને શિવને
ભજવા ભજન બે પ્રકારના થાય છે, એક આત્મભાવનુ
ભજન અને બીજું અનાત્મ ભાવનુ ભજન. અનાત્મ
ભાવનુ ભજન ધીરે ધીરે છુટી જાય છે, પછી આત્મ
ભાવનુ ભજન રહે છે વિગેરે ”.

## અંતિમ સમાધિ

સ્વામીજીની છેલ્લી માદગી વખતે તેમના કેટલાક
ભક્તોએ તેમની બહુ સારી સેવા કરી હતી પ્રાણજીવનભાઇ,
પુરુષોત્તમભાઇ, વલ્લભજીભાઇ, નારણદાસજી, મૂળશંકરભાઇ
જેઠસુરભાઇ, કાળુભાઇ. માસ્તર ધીરજરામભાઇ, માસ્તર
ભગવાનજીભાઇ, રાણીગભાઇ, છગનભાઇ, કાનજીભાઇ,
લક્ષ્મણભાઇ, રણછોડભાઇ, મણિભાઇ અને બીજા ઘણા
ભક્તોએ વારાફરતી રાત્રિના ઉજાગરા કરીને પણ સ્વામીજીને
આરામ આપ્યો હતો. જેતપુર અને રાજકોટના ડૉક્ટરો
અને વૈદ્યોએ પણ ઘણા ઉપાય અજમાવ્યા પણ રોગ વધી
ગયો અને તેને પરિણામે સંવત ૧૯૯૧ના ફાગણ શુદ
પૂર્ણિમા ( હુતાશની )ને રોજ સ્વામીજીએ આ પંચભૂતનુ
શરીર છોડ્યુ તે વખતે તેમના ઘણા ભક્તો હાજર હતા
સ્વામી પ્રકાશાનન્દજી, સ્વામી રામાનન્દજી, સ્વામી
શંકરાનન્દજી, દરબાર સાહેબ અને બીજા ભક્તોએ મળી
ૐકારની અને બીજી ધૂનો છેલ્લી વખતે કરી હતી ગામના
માણસોએ પણ એ રાત્રિ સુધી ભજન કીર્તન કર્યા હતા

ઉપનિષદ્મા કહ્યુ છે કે જ્ઞાની પુરૂષોના પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી પણ જેમ તપેલા લોઢા ઉપર પાણીનો છાટો નાખતા તે લોઢામા સમાય જાય છે તેમ જ્ઞાનીના પ્રાણ બ્રહ્મમા સમાય જાય છે સ્વામીજીના પ્રાણ પણ આ પ્રમાણે ધીરે ધીરે જાણે કે બ્રહ્મમા સમાતા હોય તેવો તે વખતનો દેખાવ હતો

સ્વમીજીએ શરીર છોડયા પછી તેમને ગગાજળથી સ્નાન કરાવવામા આવ્યુ હતુ તે પછી વસ્ત્ર પહેરાવ્યા, માળા ચદન વિગેરે ધારણ કરાવ્યા અને તેમની આરતી કરી તે શરીરને એક પાલખીમા પધરાવવામા આવ્યુ તે પાલખી પહેલા દરબારગઢમા પધરાવવામા આવી. ત્યા યુવરાજશ્રીએ તેનુ યથાવિધિ પૂજન કર્યું ત્યાથી તે પાલખી જામ બગલાના કપાઉન્ડમા આવેલ સદ્ગત કુમરીબાના મદિર આગળ પધરાવવામા આવી હતી. તે પછી આખા ગામમાં ગાજતે વાજતે ફેરવવામા આવી અને અતે તેમના આશ્રમના વચલા ફળીયાઆમા તેમને માટે ૧૮ વર્ષ પહેલા તૈયાર કરાવેલ સમાધિ મદિરના ખાડામા તેમનુ શરીર વિધિસર પધરાવવામા આવ્યુ તે વખતે દરબાર સાહેબ અને બીજા ભક્તોની આખોમાથી આસુની ધારા વહેતી હતી આ પ્રમાણે એક મહાન કોટીના સાધુના દેહનો અત આવ્યો

ફાગણ શુદ ૧૫ નો દિવસ એ શ્રીકૃષ્ણ ચૈતન્ય એટલે ગૌરાગ મહાપ્રભુનો જન્મ દિવસ છે જે દિવસે વૃદાવનમા

બંગાળામા અને ઉત્તર હિંદુસ્થાનમાં ભજન કીર્તન અને ધૂનનુ વાતાવરણ જામેલુ હતું તેજ દિવસે સ્વામીજીએ દેહ છોડયો

સ્વામીજીના નિમીતે સંન્યાસ આશ્રમના નિયમ પ્રમાણે દરબાર સાહેબ તરફથી સોળમે દિવસે એટલે ફાગણ વદ અમાસે ષોડશી ક્રિયા કરવામા આવી હતી તે વખતે ૧૬ સન્યાસીઓને જમાડી તેમને વસ્ત્ર, છત્રી, કમડળ, માળા, ચાખડી દક્ષિણા વિગેરે આપવામા આવ્યા હતા તે મહાત્માઓની સાથે આવેલ ભજન મંડળીઓએ અને ગામના માણસોએ આખી રાત ભજન કર્યા હતા. તે પહેલાના દિવસે જામનગરથી વ્યાકરણ તીર્થ વાસુદેવ શાસ્ત્રીને બોલાવી દરબાર સાહેબે વિધિસર યજ્ઞ કરાવી કાશીથી આવેલ એક શંકરના બાણની તે સમાધિ મદિરમા સ્થાપના કરી અને તેનુ નામ "શ્રી નિત્યેશ્વર મહાદેવ" પાડયુ. તે મદિરમાં સ્વામીજીના ત્રણ મોટા ફોટોગ્રાફ પણ વિધિસર પધરાવવામા આવ્યા છે. આ જગ્યાએ હાલ હમેશાં પૂજા, સત્સગ, ધૂન વિગેરે થાય છે અને ઘણા માણસોનુ કલ્યાણ થાય છે

બીજે દિવસે દરબાર સાહેબ તરફથી આખા પીઠડીઆના બધા માણસોને જમાડવામાં આવ્યા હતા કેટલાક સાધુઓએ આ દિવસથી આ ગામનુ નામ પીઠડીઆને બદલે "પેટ ઠારીયુ" પાડયુ છે

ગગાસ્વરૂપ જાનબાઇબા તે વખતે કાશી હતા તેથી તેમણે પણ સ્વામીજીને નિમીતે કાશીમાં ષોડશી ક્રિયા

કરાવી સોળ સન્યાસીઓને જમાડયા હતા તથા સન્યાસીઓની સમષ્ટિ કરી હતી

જેમને ઇશ્વર ઉપર શ્રદ્ધા ન હોય તેમને શ્રદ્ધા લાવવા માટે અને જેમને ઓછી શ્રદ્ધા હોય તેમની શ્રદ્ધા વધારવા માટે સ્વામીજીનુ વ્યાવહારિક જીવન પણ ઉપયોગી થાય તેવુ છે, પણ તેમનુ ખરૂ જીવન એ તેમણે ઘણાને આપેલ બોધ છે એ બોધ ભૂલી ન જવાય એટલા માટે બને તેટલો એકત્ર કરી આ પુસ્તકમા આપવામા આવેલ છે તે વાચવાથીજ સ્વામીજીના (પારમાર્થિક) ખરા જીવનની માહિતી મળી શકશે

સ્વામીજીનુ ટુકુ જીવનચરિત્ર તા. ૨૭-૩-૩૫ના કાઠીઆવાડ ટાઇમ્સમા આવેલ છે, સને ૧૯૩૫ના જુન મહિનાના "શારદા" ના અકમા અને તેજ સાલના "કલ્યાણ" ના "યોગાંક"મા આવેલ છે

સ્વામીજીએ દેહ છોડયો તે પછી તેમની ઓરડીમાથી જે થોડા પુસ્તકો અને થોડીક તેમના હસ્તાક્ષરની નોંધો મળી આવેલ છે તે ઉપરથી તથા તેમના કેટલાક ભક્તો પાસે તેમનો થોડોક ઉપદેશ લખેલો છે, તે ઉપરથી આ પુસ્તકનો ઘણો ભાગ તૈયાર કરવામા આવેલ છે એક નોધમા સ્વામીજીએ લખેલ છે કે :—

किं राज्येन, धनेन, धान्य निधिभिर्देहस्य सद्भूषणै
पाडित्येन भुजाबलेन महता वाचा पटुत्वेन च ।

जात्याप्युत्तमसत्कुलेन शुचिना, सर्वैर्गुणानां गुणै
र्नात्मा यै र्नविमोचितोनिऽगहनात संसारकारागृहात् ॥

જે માણસે પોતાના આત્માને આ ગાઢ અંધકારયુક્ત સંસારરૂપી જેલખાનામાંથી છોડાવ્યો નહિ તેને રાજ્ય મળ્યું તો એ શું ? ધન ધાન્યનો ભંડાર, દેહના આભૂષણ, પંડિતપણું, કે ભુજાનું બળ મળ્યું તો પણ શું થયું ? મોટી ભાષણશક્તિ મળી કે ઉત્તમજાતિ અથવા પવિત્ર કુળ મળ્યું અથવા બધા ગુણ મળ્યા તોએ શું થયું ?

સ્વામીશ્રી નિત્યાનન્દજી શ્રી શંકરાચાર્યના દશનામી સાધુઓમાંના એક હતા તેમનો ઉપદેશ એ શુદ્ધ સનાતન વૈદિક ધર્મનો ઉપદેશ છે અને તે માર્ગના જીજ્ઞાસુઓને ઉપયોગી થાય તેમ છે

ઘણી વખત ઉપદેશમા સત્સંગીઓને આત્મસાક્ષાત્કાર થતો અને સ્વામીજીની વૃત્તિ કયાં જતી રહેતી તેનો પત્તો મળતો નહિ. જ્યારે દ્રષ્ટિ આનંદથી ભરેલી અને ચારે તરફ અલૌકિક પ્રકાશ અનુભવમા આવતો તે વખતે પ્રભુશ્રી બોલવું બહુજ ધીમુ રાખી સત્સંગીઓને તે આનંદનો લાભ લેવા દેતા હતા કોઈ વખતે મસ્ત દશામા હોય ત્યારે એટલુજ બોલતા કે—

ભીખા બાત અગમકી, કહન સુનનકી નાંઈ.
જો જાને સો કહે નહિ (ને) કહે સો જાને નાંઈ



## પ્રકરણ ૪ થું.

### માળા.

---

### સાધન.

૧ નિષ્કામ કર્મ અને ઉપાસનાથી જેનુ ચિત્ત શુદ્ધ થયુ હોય તે વેદાતનો રસ પી શકે છે.

૨ વિષયોના ચિતનથી અને વિષયોના ભોગથી વિક્ષેપ પામેલ ચિત્તમા સકલ્પ, સ્મૃતિ, વિપર્યય વગેરે જાતની વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. તેવા મનનો નિગ્રહ અભ્યાસ અને વૈરાગ્યથી કરવો

---

આ નાના પ્રકરણમા સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજના ૧૦૮ વાક્યોનો સંગ્રહ છે. તેમણે પોતાના શરીરની હયાતીમાજ તે સુધારી આપેલ છે.

જે જ્ઞાન મહાત્માઓની સેવા કરી, તેમની કૃપાથી નીકળતી વાણીદ્વારા થોડા શબ્દોમા મળે છે તે જ્ઞાન ઘણા પુસ્તકો વાચવાથી

૩ જે પરિપૂર્ણ પરમાત્મા છે તેમાજ સુખ છે. અલ્પમા સુખ નથી. એવું શ્રુતિનુ વાકય છે. તેથી જે અલ્પ છે તે દુખરૂપ છે.

૪ શાસ્ત્રનો અભ્યાસ મોક્ષ માટે થાય તો ઉપયોગી થાય છે. માત્ર કમાવાના હેતુથી શાસ્ત્રનો અભ્યાસ થાય ત્યારે તે બોજારૂપ થાય છે

૫ પાર્વતીએ એવો નિશ્ચય કર્યો હતો કે "પરણુ તો શંભુનેજ પરણુ, નહિતર કુંવારી રહુ" એવા દૃઢ નિશ્ચયથી ભક્તે ભગવાનની ભક્તિ કરવી જોઇએ તે ભાવથી મરવું સારૂ પણ બીજી વસ્તુઓમા મન જવા દેવુ નહિ

સુધી માબાપમા વાત્સલ્ય ભાવ રાખી રક્ષણ અપાવ્યુ તે ભગવાન બાકીના જીવનની રક્ષા કરવા માટે મરી ગયા નથી

૮ ભગવાનમા શ્રદ્ધા રાખ્યા પછી જે બીજાનો આશ્રય લે તેને ભગવાનમા શ્રદ્ધા નથી.

૯ જો મન હે આશક તો માશુક (ભગવાન) કયા દૂર છે.

૧૦ જેને ભગવાનમા શ્રદ્ધા છે તેને શરીરના રક્ષણ માટે ફીકર રાખવાની નથી

૧૧ સન્યાસીએ અયાચિત કપડા અને અન્નથી શરીરનો નિભાવ કરતા શીખવુ જોઇએ. બહુ યાચક વૃત્તિ રાખવાથી અતર્વૃત્તિ નિર્બળ થાય છે

૧૨ વિવિદિષા સન્યાસ એટલે જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જે સન્યાસ લેવામા આવે છે તેમા ભગવા વસ્ત્ર ધારણ કરવાની જરૂર છે વિદ્વત્ સન્યાસ એટલે કેવળ ભગવાનમાજ મન રહે તે વખતે ભગવા વસ્ત્ર હોય કે ન હોય તે સરખુ છે.

૧૩ જેમ તેજસ્વી ઘોડાને બહુ મારવું પડતુ નથી પણ માત્ર ચાબુક દેખાડવાથી તે ચાલવા માંડે છે તેમ ગયા જન્મના પુન્યથી જેનુ અતઃકરણ પવિત્ર થઇ ગયુ છે તેમને માત્ર થોડા શબ્દોથી એટલે મહા વાકયથીજ આત્મજ્ઞાન થાય છે.

૧૪ સ્વપ્ન, સુષુપ્તિ અને પ્રલયમાં, સ્થૂલ શરીર દેખાતુ નથી; તેથી તેનો મોહ રાખવો એ ભૂલ છે

૧૫ સ્વપ્નમાંથી ઉઠ્યા પછી સ્વપ્ન દેખાતુ નથી પણ જાગ્રતમાં આત્મજ્ઞાન થયા પછી જગત દેખાયા કરે છે તેનું કારણ બાહ્યવૃત્તિનુ અનુસધાન છે. જો જાગ્રતમાં પણ વૃત્તિ અતર્મુખ થાય તો બાહ્યનુ જગત પતિત થાય નહિ

૧૬ જ્યારે બ્રહ્માકાર વૃત્તિ થાય છે ત્યારે બ્રહ્માનુભવના સંસ્કાર પડી જાય છે એવી વૃત્તિ આખો દિવસ ટકી શકતી નથી કારણ કે દેહના રક્ષણ માટે ખાવા પીવાનું કામ કરવું પડે છે; પણ બ્રહ્મસુખના સંસ્કાર પડી જાય તો વિદેહ મુકિત જરૂર મળે છે. તે સંસ્કારની અસર ઘણો વખત રહે તો જીવન્મુક્તિનું સુખ મળે છે.

૧૭ સ્વરૂપમાં વૃત્તિ રાખવાથી બીજા સંસ્કારનુ જોર નરમ પડે છે.

૧૮ જો પૂર્વ જન્મમા સારા સંસ્કાર પડ્યા હોય તો આ જન્મમાં જે આશ્રમમા પોતે હોય તે આશ્રમમાંજ જ્ઞાન પૂર્ણ જાય છે

૧૯ જે જેને જુએ તે તેથી જુદો એ અનુભવ કરવો એ વ્યતિરેક ભાવની ઉપાસના છે તે દેહનો અધ્યાસ, પ્રાણનો અધ્યાસ અને મનનો અધ્યાસ દૂર કરવામા ઉપયોગી છે



સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજ
( આંમોદરમાં )

૨૦ મનના અભાવથી જગતનો અભાવ થાય છે

૨૧ દ્વૈતના સ્મરણ કાલે વૈરાગ્યની ભાવના [illegible] દ્વૈતનું વિસ્મરણ એ આત્મજ્ઞાનની પ્રાપ્તિના [illegible] ઉપાય છે

૨૨ અધિષ્ઠાનના જ્ઞાનથી કલ્પિત દ્વૈતનો અભાવ થાય છે

૨૩ ચિત્તનો લય થવા માંડે એટલે નિદ્રા આવે તો ચિત્તને જગાડવું જગાડ્યા પછી તે [illegible] વિષયોમાં જાય તો ત્યાંથી હઠાવવું પાછી નિવૃત્તિના આવી સ્તબ્ધીભાવ પામે તો તે દોષ ટાળવો અને ચિત્તને બ્રહ્મસ્થિતિ પ્રાપ્ત થાય તો ચલાયમાન ન કરવું

૨૪ સમાધિ સુખમાં પણ વૃત્તિ ઉત્પન્ન થવા ન દેવી હું મહાન સમાધિનું સુખ ભોગવું છું એવી વૃત્તિ પણ ઉત્પન્ન થવા ન દેવી અને સમાધિ પછી તે આટલો વખત સમાધિનું સુખ ભોગવ્યું એવી વૃત્તિ ઉત્પન્ન કરવી નહિ, એવી વૃત્તિ ઉત્પન્ન કરવાથી વ્યુત્થાન થાય છે

૨૫ અધિષ્ઠાન એ ખરો ગુરૂ છે

૨૬ પાપ પુણ્ય મમતાથી ઉત્પન્ન થાય છે

૨૭ उदारस्य तृण वित्त
शूरस्य तृण मृति ।
विरक्तस्य तृण भार्या
निःस्पृहस्य तृण जगत ॥

એટલે કે દાતારને ધન એ તણખલા જેવું લાગે છે, ક્ષત્રિયોને મરણ તે તણખલા જેવું લાગે છે, વૈરાગીને સ્ત્રીની કિંમત તણખલા જેટલી લાગે છે અને નિસ્પૃહીને જગતની કિંમત તણખલા જેટલી લાગે છે.

૨૮ અંતે જેવી મતિ તેવી ગતિ થાય છે કોઇ સ્ત્રીને પતિના દેહમાં ભાવ હોય પણ તેને આત્મજ્ઞાન થયુ ન હોય અને તેના પતિને આત્મજ્ઞાન થયુ હોય તો તે સ્ત્રીને બીજા જન્મમાં તે પતિ મળે નહિ પણ તેને યોગ્ય બીજો તેવો પતિ મળે. સ્ત્રીને આત્મજ્ઞાન હોય અને તે જો પોતાના પતિને ચૈતન્ય રૂપે એટલે કે અધિષ્ઠાન દ્રષ્ટિએ જોતી હોય તો તે પણ તેના પતિની માફક મુક્તિ પામે

૨૯ વૈકુંઠ, કૈલાસ અથવા બ્રહ્માના લોક એ પરમ ધામ નથી. વૈકુંઠમાથી જય વિજય પડયા છે, કૈલાસમાથી ઘંટાકર્ણ પડયા છે, બ્રહ્માના લોકમાથી દેવો અને અપ્સરાઓ પડયા છે. તેથી માત્ર નિરૂપાધિક ચૈતન્યજ સાક્ષાત્કાર કરવા યોગ્ય છે.

૩૦ જે ગુણ રજોગુણ અને તમોગુણને વશ કરે છે તે શુદ્ધ સત્વગુણ કહેવાય છે, તે માયા વિશિષ્ટ ઇશ્વરનુ સ્થાન છે

૩૧ શુદ્ધ સત્વગુણમા સિદ્ધિઓ ઉત્પન્ન થાય છે. નિર્ગુણ અવસ્થામાં પોતેજ ખોવાઇ જાય છે

૩૨ તેથી મુમુક્ષુએ મટી જવાનુ છે

૩૩ ચૈતન્ય કોશે કડાક છે. તેથી માથુ દઇનેજ તે પ્રાપ્ત કરી શકાય

૩૪ માયા તરફ લક્ષ રાખીએ તો માયાનુ જોર લાગે છે તે તરફ લક્ષ ન હોય તો માયામા કાઇ સત્તા નથી.

૩૫ દેહના ધર્મ આત્મામા છે એમ માનવું એ પરમાત્માનો તિરસ્કાર કરવા બરાબર છે

૩૬ શરીરમા અશક્તિ આવે તેથી આત્મામા અશક્તિ આવતી નથી, તેમ અપવાસ કરવાથી આત્મામા વધારે ફાયદો થતો નથી

૩૭ જેમ કસ્તુરીમૃગ ભૂલથી કસ્તુરીની સુગંધ બહારથી આવતી માની કસ્તુરી બહાર શોધે છે તેમ માણસોને ભૂલથી એમ લાગે છે કે સુખ બહારથી આવે છે આવી ભૂલથી કેટલાક ભગવાનને પણ બહાર શોધે છે

૩૮ પરમાત્માજ સર્વત્ર ખેલી રહ્યા છે

૩૯ તેથી માત્ર ભ્રાતિ કાઢવાની છે.

૪૦ જ્ઞાનદ્વારા જગત બ્રહ્મ થઇ જાય છે તો ચિદાભાસ જેટલી નાની વસ્તુ બ્રહ્મરૂપ કેમ ન થાય ?

૪૧ બે વૃત્તિની વચમા કૃષ્ણ છે

૪૨ જ્ઞાન થયા પછી જ્ઞાની પુરુષની ઇન્દ્રિયોનુ કામ માત્ર સાતમી ભૂમિકામા બધ પડે છે છઠી ભૂમિકા

સુધી જ્ઞાની પુરુષની ઈંદ્રિયો કામ કરી શકે છે પણ તે કર્મ પોતે કરે છે એમ માનતો નથી. જ્ઞાની પુરુષને પણ પ્રારબ્ધ ભોગવ્યા વિના છૂટકો નથી

૪૩ જે માણસ જ્ઞાન માર્ગે ચડયા પછી તે છોડીને કર્મ અને ઉપાસનામા લાગે છે તે હાથીની અંબાડી ઉપર ચડયા પછી ગધેડા ઉપર ચડવા બરાબર છે

૪૪ આત્માનો અર્થ નીચે પ્રમાણે થાય છે.—

> यच्चाप्नोति यदादत्ते
> यच्चात्ति विषयानिह ।
> यच्चास्य सततो भावः
> तस्मादात्मेति कीर्तितः ॥

જે પરમ અર્થ મેળવી આપે છે, જે તેમાં નિષ્ઠા કરાવે છે; જે વિષયોનુ ભક્ષણ કરે છે, જે પરમાર્થનો સતત ભાવ રાખે છે તે આ કારણોથી આત્મા કહેવાય છે

૪૫ આત્મા બાહ્યકરણનો વિષય નથી તેમજ અંતઃકરણનો પણ વિષય નથી.

૪૬ તેથી જ્ઞાન થયા પછી ભક્ત ભગવાનની નીચે પ્રમાણે ત્રણ અપરાધ માટે માફી માગે છે :—

> त्वद् यात्रया व्यापकता हता ते
> ध्यानेन चेतः परता हता ते
> स्तुत्याऽ नया ऽ वाकपरता हता ते
> क्षमस्व देव ! ऽ्यपराधमेतत् ॥

એટલે કે —

જુદે જુદે સ્થળે તીર્થયાત્રા કરવાથી તમે વ્યાપક છો એમ મે માન્યુ નહિ, તમારૂ ધ્યાન કરવાથી તમે બુદ્ધિથી અગમ્ય છો એમ માન્યુ નહિ તમારી સ્તુતિ કરવાથી તમે વાણીથી પર છો એમ માન્યુ નહિ, માટે હે પ્રભુ! મારા તે ત્રણે અપરાધ ક્ષમા કરો

૪૭ સુષુપ્તિ અને સમાધિમા અતઃકરણ નથી, માત્ર ચૈતન્યજ છે, તેથી જાગ્રતમા પણ અતઃકરણ મિથ્યા છે. માત્ર ચૈતન્યજ સત્ય છે, એવો અનુભવ લેવો

૪૮ સ્વપ્નમા જેમ બધુ દેખાવા છતા કાઇ નથી તેમ જાગ્રતમા પણ બધુ દેખાવા છતા કાઇ નથી સ્વપ્નમા હજારો આખો એક પુરૂપની આખો છે તેવુજ જાગ્રતમા પણ છે

૪૯ ચિદાભાસ અને ચૈતન્ય બન્ને મળીને અહમ્ શબ્દનો વાચ્યાર્થ બને છે, શુદ્ધ ચૈતન્ય અહમ્ શબ્દનો લક્ષ્યાર્થ છે

૫૦ વૃત્તિઓ ઉઠે તો તેને સમુદ્રના મોજાની માફક શુદ્ધ ચૈતન્યના મોજા માનવા

૫૧ સ્મૃતિ, વિસ્મૃતિ વિગેરે ધર્મ ચિદાભાસમા રહેલા છે અને ચિદાભાસ શુદ્ધ ચૈતન્યમાં અધ્યસ્ત છે.

૫૨ તેથી નીચેની સ્તુતિ પ્રમાણે મન ભગવાનને અર્પણ કરી દેવું—

रत्नाकरोसि सदन, गृहिणी च पद्मा
किं देयमस्ति भवते जगदीश्वराय ।
राधागृहीतमनसेऽमनसे च तुभ्यं
दत्त मया निजमनस्तदिद गृहाण ॥

હે જગદીશ્વર! તમારૂં નિવાસ સ્થાન રત્નાકર છે. તમારી સ્ત્રી લક્ષ્મીજી છે તો તમને શુ આપુ? તમારૂં મન રાધાજી જેવા ભક્તોએ ચોરી લીધું છે તેથી તમે મન વગરના થઇ ગયા છો, તેથી આ મે અર્પણ કરેલુ મારૂં મન ગ્રહણ કરો

૫૩ જેને લાગે છે કે ભગવાન્ સિવાય કાંઇ નથી તે ખરો ત્યાગી છે.

૫૪ આત્માને પ્રકૃતિ સાથે આધ્યાસિક સબંધ છે, તેથી પ્રકૃતિના દોષ, વિક્ષેપ, નિદ્રા વગેરે આત્માને લાગતા નથી

૫૫ વ્યતિરેક ઉપાસનામાં દેહનો અધ્યાસ દૂર થાય છે પણ ભેદજ્ઞાન રહે છે તેથી તે સાધન દશા છે, અન્વય ભાવમાં ભેદજ્ઞાન નષ્ટ થાય છે તેથી તે ફળની દશા છે

## સિદ્ધાંત.

૫૬ નામ રૂપમા પૃથક્ બુદ્ધિ રાખી જે જગત્‌ને જાણે છે તે કાંઇ જાણતો નથી. જે એવી રીતે જાણતો નથી તેજ યથાર્થ જાણે છે.

૫૭ પરમાત્માના એક અશમા માયા છે, તે જગતનુ કારણ છે, માયાના એક અલ્પ અશમા હિરણ્ય ગર્ભ અથવા બ્રહ્માનુ સ્થાન છે અને બ્રહ્માના એક અલ્પ અશમાથી વિરાટ થયેલ છે, તેથી જગત્ એ બહુ અલ્પ વસ્તુ છે આ ઉત્પત્તિવાદની દ્રષ્ટિનો વિચાર છે

૫૮ અરીસામા પ્રતિબિંબ પડે છે તે દ્રષ્ટાતમા બિબ જુદુ બીજી જગ્યાએ રહે છે તેથી તે દ્રષ્ટાત અપૂર્ણ છે, પણ સ્વપ્નના દ્રષ્ટાતમાં દ્રષ્ટાથી પ્રથક કાઇ રહેતુ નથી, તેથી સ્વપ્નાનુ દ્રષ્ટાત જ્ઞાન માર્ગમા વધારે ઉપયોગી છે

૫૯ સ્વપ્નમા અતિ સૂક્ષ્મ જે હિતા નામની નાડી છે તેમા જગતના જૂદા જૂદા પદાર્થો દેખાય છે, તે પદાર્થો તે નાડીમા સમાઇ શકતા નથી તે દૃશ્ય તે નાડીથી અવિચ્છિન્ન ચૈતન્યનો વિવર્ત છે અને તે (તે અવિચ્છિન્ન ચૈતન્ય આશ્રિત ) અવિદ્યાનુ પરિણામ છે ચેતન્ય પોતે વસ્તુતાએ નિરાકાર છે સાકાર હોય તો બહારના પદાર્થો સ્વપ્ન વખતે અને જાગ્રત વખતે તેમા દેખાય નહિ.

૬૦ ઉપાધિ કલ્પિત છે તેથી તેનો સબધ પણ કલ્પિતછે.

૬૧ ભિન્ન સત્તા નથી

૬૨ બધી જગ્યાએ શામળશા શેઠ બેઠા છે

૬૩ જ્ઞાન પૂર્ણ થયું હોય ત્યારે જ્ઞાનીને તેની ખબર પડે છે અને અપૂર્ણ હોય ત્યારે પણ તેને તે બાબતની ખબર પડે છે

૬૪ જ્ઞાની પુરુષ જ્ઞાનની જરા વાત સાભળે કે તરત તે પોતાના સ્વરૂપમા દાખલ થાય છે એટલે કે તેને સ્વરૂપનુ અનુસંધાન તરત થઇ શકે છે

૬૫ एकान्तभक्ति र्गोविन्दे यत् सर्वत्र तदीक्षणम एे પ્રહલાદના વાકયમા એકાતનો અર્થ બરાબર સમજાવેલો છે. બધી જગ્યાએ પ્રભુ દેખાય એ ખરી એકાત છે

૬૬ નામ રૂપનુ જ્ઞાન એ અજ્ઞાન છે

૬૭ નિદિધ્યાસનની પરિપાક દશા એ સમાધિ છે

૬૮ બ્રહ્મજ્ઞાનીની દ્રષ્ટિમા બ્રહ્મ ભિન્ન બીજુ કાઇ છેજ નહિ. માટે સર્વ લોકો અને સર્વ લોકોમા બનતા બનાવો જો તે જાણે તો ભેદજ્ઞાન થયું, તેથી અનર્થની નિવૃત્તિ ન થાય, અનર્થની પ્રાપ્તિ થાય

૬૯ આત્મજ્ઞાન પ્રપચનો બાધ કરે છે પણ તેનો નાશ કરતુ નથી

૭૦ જેમ રજ્જુ સર્પનુ સ્વરૂપ અને સબધ બન્ને આધ્યાસિક છે, તેમ ઇશ્વર સાક્ષીમા જગતનો સબધ અને સ્વરૂપ બન્ને આધ્યાસિક છે

૭૧ ઇશ્વર સાક્ષીથી અન્ય કાઇ હોય તો ઇશ્વરમા અપૂર્ણતા આવી જાય.

૭૨ તેથી ઇશ્વરે જગત્ ઉત્પન્ન કરી તેમા પ્રવેશ કર્યો એ બને નહિ, જગત્ હોય, તો પ્રવેશ બને જગત્ નથી તેથી પ્રવેશ બને નહિ, પ્રવેશની શ્રુતિનો અર્થ એ છે કે એક ચિદાભાસ બીજા ચિદાભાસમા પ્રવેશ કરે છે

૭૩ અરિસામા ચિત્રો દેખાય તે અરિસાનો અન્યથા રૂપે દેખાવ છે, તેમ બ્રહ્મમા જગત્ દેખાય તે બ્રહ્મનોજ વિવર્ત એટલે અન્યથા રૂપે દેખાવ છે

૭૪ તેથી જીવ પણ કલ્પિત છે

૭૫ પરમાણુવાદમાં એમ માનેલુ છે કે કીડીના દેહમા જીવ કીડી જેવડો હોય છે અને હાથીના દેહમા હાથી જેવડો હોય છે એ વાત સાચી હોય તો જ્યારે હાથીને કીડીનો અવતાર આવે ત્યારે હાથીનો જીવ કીડીના શરીરમા સમાય શકે નહિ અને કીડીનો જીવ હાથીના શરીરમા આવે ત્યારે તે હાથીના શરીરના એક અલ્પ ભાગનુ જ જ્ઞાન રાખી શકે

૭૬ જેમ ઘટાકાશ ઘટમા રહેલ નથી પણ પોતાના મહિમામા એટલે મહાકાશમા રહેલ છે તેમ ચૈતન્ય આપણા દેશમા રહેલ નથી પણ પોતાના મહિમામાં એટલે બ્રહ્મમા રહેલ છે

૭૭ ચિદાભાસમા સાપેક્ષ ચેતન છે તેથી તે કલ્પિત છે.

૭૮ શુદ્ધમાં કલ્પિત અને કલ્પક અવિદ્યા વિના સભવે નહિ

૭૯ શુદ્ધમાં અવિદ્યા નથી તેથી કલ્પક અને કલ્પિત ભાવ નથી. અવિદ્યા ઉભી કરીએ તો અવિદ્યાની દ્રષ્ટિએ કલ્પક કલ્પિત ભાવ છે જ્ઞાન દ્રષ્ટિએ નથી

૮૦ બ્રહ્મજ્ઞાનીને બીજું છેજ નહિ તો જાણે શુ ? અથવા જો બીજુ જાણે તો દ્વૈત થાય, અદ્વૈત સિદ્ધાંતની હાનિ થાય.

૮૧ ચેતનના કટકા થઇ શકે નહિ

૮૨ માત્ર ચિદ્‌ઘન પરમાત્માજ છે, તેથી ફળદાતા અને ફળભોકતા જેવું કાંઇ રહેતુ નથી

૮૩ તેથી કાંઇ ઉત્પન્ન થતુ નથી

૮૪ સિદ્ધાંતમાં અજાતવાદ સાચો છે

૮૫ ભગવાનના મા અને બાપ હોઇ શકે નહિ કારણ કે ભગવાન સિવાય કાંઇ છેજ નહિ.

૮૬ જ્ઞાન ઉત્પન્ન થયા પછી ઇદમ્ અહમ્ રૂપે લાગે છે.

૮૭ દ્રઢ જ્ઞાનવાળાને આવૃત્તિની જરૂર નથી. તેને જીવન્મુક્તિનુ સુખ મળે છે અદ્રઢ જ્ઞાનવાળાને આવૃત્તિ રાખવાથી જીવન્મુક્તિનુ ફળ મળે છે

૮૮ અલ્પ વ્યવહારમાં કોઇ કોઇ વખતે "મારૂ, તારૂ" કરવુ પડે છે, તે વખતે બાધિતાનુવૃત્તિથી વર્તવું

૮૯ તુરીય અવસ્થા એટલે સાક્ષીભાવ

૯૦ ઉન્મનીઅવસ્થા એટલે સર્વાત્મભાવ.

૯૧ ચૈતન્ય નકોર છે, તેથી તેમા બીજી કોઇ વસ્તુ દાખલ થઇ શકતી નથી, ત્યાં જરા પણ પોલ ચાલે તેમ નથી

૯૨ અન્યથા ગ્રહણ એટલે આત્મ–અતિરિક્ત ભાવ, ઉપાદાન ભાવ, કાર્ય હોવાથી, ઘટની પેઠે

૯૩ રજ્જુમા ભ્રાંતિથી કલ્પેલો સર્પ વિદ્યમાન ન હોવાથી વિવેકથી નિવૃત થાય છે, તેવીજ રીતે બ્રહ્મમા કલ્પેલ જગત્ વિદ્યમાન ન હોવાથી વિવેકથી નિવૃત થાય છે

૯૪ માયા, માયાવીએ કલ્પેલ હોવાથી વિદ્યમાન નથી આંખે બાધેલ પાટો છોડી નાખતા જે હોય તે દેખાય છે તેમ બ્રહ્મદ્રષ્ટિ દ્વારા માયા અદ્રશ્ય થાય છે

૮૬ બ્રહ્મ સ્વરૂપની અવસ્થા સ્વતંત્ર છે, સ્વસત્તા સ્ફૂર્તિમાં બીજાની અપેક્ષા નથી

૯૭ કૃતકૃત્યતા એટલે બ્રહ્માત્મભાવવાળી સ્થિતિ

૯૮ અધિષ્ટાનના જ્ઞાનથી કલ્પિત દ્વૈતનો અભાવ થાય છે

૯૯ જેમ કોઇ મુસાફર ચાલવાથી બહુ થાકી ગયો હોય, પરસેવો ઉતર્યો હોય, માથે ભાર હોય અને રસ્તામા કોઇ સુદર જલાશય પાસે કોઇ ઝાડની ઘટામા ભાર ઉતારી આરામ લેવા બેસે અને સુગધી પવનની લહેરમા શાંતિ પામે તેવો સમાધિનો અનુભવ છે

૧૦૦ આત્માનુ સુખ જ્ઞેયથી અવ્યતિરિક્ત હોવાથી વસ્તુતંત્ર છે, સ્વાનુભૂતિ રસના આવેશવાળુ હોવાથી

શાંત છે; શબ્દશકિતવૃત્તિથી પ્રકાશ કરી શકાય તેમ નથી, તેથી અકથ્ય છે, અને શરીરાદિ સબધથી રહિત છે

૧૦૧ અર્થોથી ભિન્ન અર્થાભાસ છે નહિ, કારણકે અર્થ મિથ્યા છે તો અર્થાભાસ કયાથી ખરા હોય?

૧૦૨ નિખાલસ (કેવળ) બ્રહ્મ ઉપાદાન પણ નથી, માયા વિશેષ હોય ત્યારે ઉપાદાન થાય.

૧૦૩ ચિત્તના વિષયની ચિત્ત કલ્પના કરે ત્યારે કાર્ય કારણનુ અસ્તિત્વ થાય.

૧૦૪ નિર્વિશેષ અજ સ્વરૂપમાં જે નિશ્ચિત થયા છે તે મહાજ્ઞાની છે તેને લોકો જાણી શકતા નથી

૧૦૫ આત્મા તેજ પરમાત્મા છે.

૧૦૬ જગત હોય તો સુષુપ્તિમા અને સમાધિમાં દેખાવુ જોઇએ. તેમાં દેખાતુ નથી તેથી જગત નથી. સ્વપ્નાની માફક બહાર જતી વૃત્તિથી જગતની પ્રતિતિ માત્ર થાય છે.

૧૦૭ આત્મજ્ઞાન થયા પછી જે આશ્રમમા પોતે હોય તેમાં રહી શકાય છે.

૧૦૮ બ્રહ્મ અપરોક્ષ વસ્તુ છે, તેથી તેનુ જ્ઞાન પણ અપરોક્ષ રહે છે, જેના ચિત્તમાં અસભાવના અને વિપરીત ભાવના રૂપી મેલ ઉત્પન્ન થતો નથી તેને આ જ્ઞાન સંસારનો ભ્રમ નિવૃત કરવાને સમર્થ થાય છે.

## પ્રકરણ ૫ મું.

### કંઠી*

### સાધન

૧ ગૃહસ્થાશ્રમી માણસોએ ભિક્ષુકને અન્ન આપવાની ટેવ રાખવી જોઇએ વળી જે ભિક્ષુક ઘરને આંગણે આવે તેનો ગોત્ર કે વર્ણ પૂછવો નહિ.

૨ પૂર્ણ વૈરાગ્યવાન માણસ બ્રહ્માનંદ ભોગવી શકે છે.

૩ કોઇની ખુશામત કરવી નહિ

---

*કેટલાક ભક્તોને સ્વામીજી સાથે વાણી દ્વારા અને વાચનદ્વારા જ્ઞાનચર્ચા ચાલતી હતી તેમાથી નીચેના ૧૦૮ વાક્યો એકત્ર કરી તેની "કંઠી" વાંચનારાઓ સમક્ષ મૂકવામાં આવે છે આ વાક્યો સ્વામીજીએ દેહ છોડયા પછી તેમના ભક્તજનો પાસેથી મળેલા છે, તેથી ચોથા પ્રકરણના વાક્યોની માફક આ વાક્યો

૪ રાગદ્વેષમાં પણ ભગવદ્‌બુદ્ધિ કરવી જોઈએ કારણ કે અધિષ્ઠાનથી ભિન્ન કાંઈ નથી

૫ न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति. આ વાક્ય ગીતાના ૧૪ મા અધ્યાયમાં છે તેનો અર્થ એવો છે કે —

જ્ઞાની પુરુષ, સત્વ, રજ, અને તમોગુણની ચાલતી ક્રિયાનો તિરસ્કાર કરતો નથી, તેમ સમાધિમાં તે ક્રિયાઓ બંધ પડે ત્યારે પાછી ચાલે તો ઠીક એમ ઇચ્છતો નથી

૬ સાધન દશામાં પોતાના દોષ પોતે કાઢવા જોઈએ પણ જ્યારે એમ લાગવા માંડે કે પોતે સર્વગત છે ત્યારે પોતાના દોષ જેવું કાંઈ રહેતું નથી

૭ 'આત્મા'ના સાક્ષાત્કારમાં બ્રહ્મનું પરોક્ષપણું નિવૃત્ત થાય છે અને જીવનું પરિચ્છિન્નપણું નિવૃત્ત થાય છે

વિઘ્નોની સામે ચાલી શકે છે અને અજ્ઞાની વિઘ્નોથી પરાભત પામે છે

૯ જો વૃત્તિ આત્મસ્વરૂપમાં લય પામે તો સત્સગ માટે અથવા પુસ્તક વાચવા માટે અથવા બીજા કોઇ કામ માટે તેને પાછી બહાર કાઢવી નહિ.*

૧૦ સગુણ ઉપાસનામા પણ જ્યારે પોતે મટી જાય ત્યારે ઉપાસ્યરૂપ થાય છે તેમ નિર્ગુણ અવસ્થા પણ પોતે મટીને પ્રાપ્ત કરી શકાય છે

૧૧ ચોથી ભૂમિકામાં મનનો સંપૂર્ણ નાશ અને વાસનાનો સપૂર્ણ ક્ષય થતો નથી પાંચમી ભૂમિકાથી સત્વની વૃદ્ધિ થાય છે અને ધીરે ધીરે જેમ જેમ આત્મામા સ્થિતિ બધાય છે તે પ્રમાણમાં વાસનાનો વધારે ક્ષય અને મનનો વધારે નાશ થાય છે

૧૨ જ્યારે જ્ઞાનની સ્થિતિ બધાવા લાગે છે ત્યારે પ્રાણની ગતિ ધીમી ચાલવા માડે છે

૧૩ જીવન્મુક્તિ અને વિદેહમુક્તિને વિરોધ નથી પણ જીવન્મુક્તિ અને પ્રવૃતિને વિરોધ છે

૧૪ **उत्तमा सहजावस्था**
**मध्यमा ध्यानधारणा**
**कनिष्ठा प्रतिमा पूजा**
**तीर्थयात्रा ऽ धमाधमा.**

---

* સ્વામીજી એક વખત કહેતા હતા કે જે પોતે જ્ઞાની હોય તેણે "પોતે જ્ઞાની છે" એવુ બીજાને બતાવવાની શી જરૂર છે? અર્થાત કાઇ જરૂર નથી

એટલે સહજ અવસ્થા ઉત્તમ છે, ધ્યાન ધારણા મધ્યમ છે, પ્રતિમાપૂજા કનિષ્ઠ છે અને તીર્થયાત્રા અધમમાં અધમ છે

૧૫ જગત્‌ના પદાર્થ ઉપર જગત્ ભાવે ધ્યાન આપવાથી અવિદ્યામાં બધાઇએ છીએ અને પ્રેમમય જીવન પ્રાપ્ત કરી શકાતુ નથી પ્રેમમય જીવન પ્રાપ્ત કરવા પ્રભુને શરણ જવું જોઇએ અને જગતને ભગવદ્‌ભાવે જોતાં શીખવું જોઇએ

૧૬ કોઇમાં આસક્તિ રાખવી નહિ, કાંઇ કલ્પના કરવી નહિ

૧૭ ભગવાનમા આરામ મળશે. જગત્‌માં ચિંતા મળશે. પોતામાં શાતિ મળશે, જગત્‌મા દુ:ખ મળશે

૧૮ વાસનાને ત્યાગશો તોજ નિત્ય સુખનો અનુભવ થશે

૧૯ સિદ્ધિઓને જગ્યા આપવાથી ભગવદ્‌ભાવ નાશ પામે છે નિર્વિકલ્પતાની જરૂર છે. શાંતિ વગર બધુ નકામુ છે.

૨૦ જ્ઞાનમાર્ગ સાચો છે, શરણ ભાવમા પણ જુદાપણુ દેખાય છે, તેથી તેમાં ભગવાનના અલૌકિક ભાવનો યથાસ્થિત અનુભવ થતો નથી

૨૧ દિવ્યજ્ઞાનથી અભિમાન રહિત થવાય છે, પડિતાઇથી અભિમાન વધે છે.



સ્વામીશ્રી નિત્યાનન્દજી મહારાજ
( લાઠીમાં. )

૨૨ જેઓ પડિત હોય છે તેઓ આત્માનો અનુભવ ઓછો લઇ શકે છે, કેમ ખોવાઇ જવુ તે તે જાણતા નથી

૨૩ આત્માને જાણ્યા પછી બધુ ભૂલી જવાનુ છે, કોઇ વખતે જરૂર પડતી ચર્ચા વખતે તેનો ઉપયોગ કરવો, પછી ધ્યાનસ્થ થવુ જોઇએ

૨૪ તુચ્છ વસ્તુઓ પરમ સુખની પ્રાપ્તિમા આડી આવે છે તેને છોડવી જોઇએ

૨૫ મનુષ્ય એજ પ્રભુ છે જો માણસ પ્રયાસ કરે તો બધુ મેળવી શકે છે, પણ એવા કિમતી રસ્તે બહુ થોડા માણસો જાય છે, હજારોમા કોઇક

૨૬ સ્વ સ્વરૂપનું દર્શન થયા પછી અહકાર ગલિત થાય છે, વિષયોપરની ઇચ્છા નિવૃત થાય છે; ઇદ્રિયો આપો આપ અતર્મુખ થાય છે.

૨૭ કર્મ છોડવા કરતા ભગવત્ ચિંતનમા રહેવાથી આપો આપ કર્મ છૂટી જાય છે અને તે વધારે સરળ માર્ગ છે

૨૮ સાધુઓની જે નિંદા કરે છે તે સાધુઓના પાપ લઇ જાય છે અને તેની જે સ્તુતિ કરે છે તે તેના પુણ્ય લઇ જાય છે

૨૯ નિંદા ઉપરાત માર ખાવાનો વખત આવે તોપણ સાધુઓ તેનો ઉપકાર માને છે

૩૦ સાધુઓને ત્રિવર્ણમાંથી ભિક્ષા ન મળે અને ભિક્ષાની જરૂર હોય તો ચોથા વર્ણમાથી પણ ભિક્ષા મેળવીને "હરિઃૐ તત્સત" કરી ભગવત્ પરાયણ રહેવુ એ સાધુઓનુ મુખ્ય કર્તવ્ય છે જે સાધુ ભગવદ પરાયણ રહી શકે છે તેને રાજઅન્ન અથવા ચોથા વર્ણનું અન્ન ખાવાનો દોષ લાગતો નથી.

૩૧ કોઈ દિવસ શરીરને પરવશ ન કરવું. જે મળે તેમા નિભાવ કરી પ્રભુના ધ્યાનમાં રહેવું.

૩૨ પ્રભુના ભજનની ખરેખરી લ્હે લાગી હોય તો શરીરના રક્ષણ માટે કોઇની પાસે જવું પડતુ નથી, ઉલટું તેવા મહાત્માઓને માણસો શોધતા આવે છે.

૩૩ કેટલાક માણસો એવી ફરીયાદ કરે છે કે અમારા ઉપર દેવ પ્રસન્ન થતા નથી પણ પોતાની ભક્તિમા કે સેવામાં શા શા દોષ રહેલા છે તેનો તેઓ વિચાર કરતા નથી

૩૪ જેમ શંખની અંદરનો જીવ ઉચો નીચો થાય ત્યારે શંખ ઉંચો નીચો થતો લાગે છે તેમ સૂક્ષ્મ શરીર ઉંચું નીચુ થાય ત્યારે આત્મા ઉચો નીચો થતો લાગે છે; જન્મ મરણ પણ સૂક્ષ્મ શરીરને લાગે છે.

૩૫ સ્વપ્નનાં સગાં, પૈસો, કીર્તિ વિગેરે (જાગ્રત અવસ્થામાં આવતા) નાશ પામે છે તેનો શોક માણસો કરતા નથી, તેમ જ્ઞાન થયા પછી જાગ્રત

એ સ્વપ્ન જેવું છે, તેના લાભ કે ગેરલાભથી હર્ષ કે શોક કરવો નહિ

૩૬ શિવ સપ્રદાયવાળાએ હવેલીમાં કે ચોરામાં શિવ સ્વરૂપજ જોવું અને હવેલી કે ચોરાવાળાએ શિવાલયમા પણ રામ અથવા કૃષ્ણ એટલે પોતાના ઉપાસ્ય દેવને જોવા

૩૭ બધામા પરમાત્માનુ દર્શન કરવુ એ ખરી તીર્થયાત્રા છે

૩૮ જો નિરાકારનો અનુભવ થાય તો તે જગ્યાએ સાકાર મૂર્તિ અથવા પૂજન કરનાર કોઇ રહેતા નથી

૩૯ યદ્ દૃષ્ટ તન્નષ્ટ એટલે જે દેખાય છે તે નાશવાન છે.

૪૦ મન સ્થિર થાય અને નિયમમાં આવે તો ઇદ્રિયોનુ સ્વતત્ર જોર ચાલતુ નથી

૪૧ કિડાની માફક નિરભિમાનપણે જગતમાં રહેવું.

૪૨ અસગત્વ વિના સર્વાત્મભાવ આવી શકે નહિ

૪૩ હુ બધાથી જૂદોછુ એ વ્યતિરેક ભાવનુ જ્ઞાન છે, એ જ્ઞાન પૂર્ણજ્ઞાન નથી, તે પૂર્ણ કરવા માટે મારાથી કોઇ અલગ નથી એવો અનુભવ થવો જોઇએ.

૪૪ બધુ જેમનુ તેમ છે, માત્ર અહકાર કાઢવાનો છે

૪૫ કર્યા કરાયા સબ ગયા, જબ ઉપજ્યા અહકાર
કોટી કર્મ લાગ રહે, એક આહકે લાર

૪૬ શરીર સારૂ રૂપવાળું મળ્યું હોય, સારી સ્ત્રી હોય, કીર્તિ હોય, મિત્ર અને અઢળક ધન મળ્યું પણ જો હરિના ચરણારવિંદમા મન ન જોડ્યુ તો આ બધાં મળ્યાથી કશુ ફળ નથી.

૪૭ સર્વના સાક્ષીરૂપ અને વર્ણાશ્રમથી રહીત જે આત્માને જાણે છે અને તેને બ્રહ્મરૂપે સર્વત્ર જુએ છે તે પોતેજ બ્રહ્મ થાય છે.

૪૮ તન સુધારવા શું મથે, મનની કર તજવીજ,
મન સુધરે તન સુધરશે, મનએ તનનુ બીજ

૪૯ સંત તુલ્ય સુજતા નહિ, બ્રહ્મ તુલ્ય નહિ ભોગ,
ભક્ત સમ ભૂષણ નહિ. કામ તુલ્ય નહિ રોગ

૫૦ સમજ્યા તબ લગ જાણીએ. સમજી સમાવે માહી
અવગુણ દેખે ઓરકા, તબ કુછ સમજ્યા નાહી

૫૧ ખાકકા પૂતલા બનાયા, ખાકકી તસ્વીર હૈ,
ખાક મેં મિલ જાયગા, ફિર શહેનશાહી ધૂળ હૈ

*૫૨ સર્વ દશ્યને ભૂલવું, જાણી અસત અસાર.
ચિત્ત બ્રહ્મમાં ગાળવુ, પ્રેમે વારવાર

*૫૩ સદોદિત પરમ પ્રકાશને, નિરખો અંતર બહાર,
એક ક્ષણે નવ વિસરો, જો ઇચ્છો દુ ખપાર

*૫૪ સ્ફુરણ એજ સંસાર છે, નિઃસ્ફુરણ તે બ્રહ્મપદ,
ત્યજી દે સ્ફુરણ અસાર, નિ:સ્ફુરણ રે સર્વદા

---

૫૨, ૫૩ અને ૫૪ના વાક્યો વાળા ત્રણ દોહરા મહાત્મા શ્રી નથુરામ શર્માના (બીલખાના) મંદિર ઉપર લખેલા છે સ્વામી શ્રી નિત્યાનંદજીએ તે કોઇની પાસેથી સાંભળતા પોતાને તે પસંદ આવવાથી લખી લીધા હતા

## સિદ્ધાંત.

૫૫ સર્વાત્મ ભાવનુ વર્ણન શાસ્ત્રોમા બે પ્રકારે આવે છે.–
 ૧ સર્વ છે અને સર્વ બ્રહ્મરૂપ છે.
 ૨ સર્વ નથી પણ માત્ર બ્રહ્મજ છે
પહેલા પ્રકારમા શરૂઆતમા દ્વૈત અગીકાર થઇ જાય છે તેથી બીજા પ્રકારનો સર્વાત્મભાવ સાચો છે.

૫૬ સસલાને કેટલા શીંગડા છે તે ગણતા ન આવડે તેથી સર્વજ્ઞતા ઓછી થતી નથી. સિદ્ધાતમા બ્રહ્મમા જગતનો અભાવ છે; તેથી જ્ઞાની પુરુષને જગતના બનાવો જાણવાની જરૂર નથી. તે ન જાણવાથી તેમનુ જ્ઞાન ઓછુ થતુ નથી

૫૭ અધિષ્ઠાનથી કોઇ દૂર જઇ શકે નહિ

૫૮ સહજાવસ્થાની સાથે લોકૈષણા પણ રહી શકે નહિ.

૫૯ જે છે તે દેખાય છે (यद् अस्ति तद् भाति तदेव प्रिय) જે અસ્તિ છે તેજ ભાતિ છે અને તેજ પ્રિય છે જે ન હોય તે દેખાય નહિ ભગવાનજ છે માટે ભગવાન દેખાય છે જે ભગવાન સિવાય બીજુ કાંઇ દેખે છે તે જે છે તે દેખતા નથી

૬૦ આત્મ સાક્ષાત્કારમા નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિ છે અને નિત્ય નિવૃતની નિવૃતિ છે

૬૧ જે વસ્તુ અજ્ઞાનીને જગતરૂપે દેખાય છે તેજ જ્ઞાનીને ભગવાન રૂપે દેખાય છે

૬૨ શુદ્ધમા સ્મરણ કે વિસ્મરણ નથી.

૬૩ શુદ્ધમા કાઇ બનવાનુ નથી

૬૪ કેવળ અદ્વૈત સિદ્ધાંત એજ તત્વ દ્રષ્ટિએ શુદ્ધ અદ્વૈત સિદ્ધાંત છે.

૬૫ પ્રારબ્ધ કર્મ એ કોઇ વસ્તુ નથી

૬૬ ભગવાન શિવાય જે કાંઇ બુદ્ધિમાં આવશે તે અધ્યારોપ થશે

૬૭ જ્ઞાનીને પોતાનો દેહ શબ જેવો લાગે છે.

૬૮ જ્ઞાનીને માટે વિધિ નિષેધ નથી તોપણ તે અનાચારમાં પડતો નથી

૬૯ સગુણ બ્રહ્મનું તાત્વિક સ્વરૂપ નિર્ગુણ છે કારણ કે તેને ઉપાધિનો અધ્યાસ નથી. આ કારણને લઇને અવતાર કામ કરી શકે છે

૭૦ જેને ઇશ્વર પોતાથી જૂદો લાગે છે તેને ગુરુ મળેલ નથી

૭૧ જગત અવિદ્યાનુ પરિણામ છે અને ચૈતન્યનો વિવર્ત છે.

૭૨ જેને ઇશ્વરથી જુદું કાઇ દેખાય છે તે માણસ ઇશ્વરમા સ્થિતિ કરી શકતો નથી

૭૩ ઘોર અંધારી રાત્રીમાં જેમ અંધારા સિવાય બીજુ કાંઇ દેખાતુ નથી તેમ બ્રહ્મ દ્રષ્ટિવાળાને બ્રહ્મ સિવાય કાંઇ દેખાતું નથી.

૭૪ જેને જગત દેખાય છે તે જગતને જાણતો નથી અને બ્રહ્મને પણ જાણતો નથી જેને બ્રહ્મ દેખાય છે તે જગતના તત્વને બરાબર જાણે છે અને બ્રહ્મને પણ બરાબર જાણે છે.

૭૫ કૃષ્ણ નિષ્ક્રિય છે તેથી જે કહે છે કે "હું કૃષ્ણ છું અને તેજ સાથે યોગ સાધના કરે છે તે કૃષ્ણ નથી"

૭૬ જેમ કોઇ યોગી અનેક શરીર ઉત્પન્ન કરી તેમા પ્રવેશ કરે છે તેમ એક ચિદાભાસ બીજા ચિદાભાસમા પ્રવેશ કરે છે,

૭૭ અથવા જેમ સ્વપ્નમા રહેલો માણસ અનેક શરીર પોતાનામાથી ઉત્પન્ન કરી તેની સાથે વ્યવહાર કરે છે તેમ ઇશ્વરે જગતમાં પ્રવેશ કર્યો હોય તેમ જણાય છે.

૭૮ ઉન્મની અવસ્થા એટલે કેવળ નિર્વિશેષભાવ, તે દશામા બીજી કાઇ સ્ફુરણા થતી નથી.

૭૯ આત્મભાવમા જરાપણ પોલ ચાલે તેમ નથી, એટલે કે એક તણખલું પણ તેમા સમાય તેમ નથી

૮૦ માયા બ્રહ્મની શક્તિ છે અને બ્રહ્મથી અભિન્ન છે; તેને વેદાતમા સ્વતંત્ર શક્તિ માનેલી નથી

૮૧ અનુભવને અતે માત્ર એક સર્વાત્મભાવ રહે છે

૮૨ સમજીને સુઇ જવામાં માલ છે.

૮૩ બ્રહ્માનદના સુખ આગળ વિષય સુખ એક રૂવાડા જેટલુ છે, અર્થાત સમુદ્રમાં એક છાંણા જેટલુ છે, બ્રહ્મસુખ અનત છે. વાહ ! ઋષિ મુનીઓએ કેવી શોધ કરી છે !

૮૪ જીવ ઇશ્વરનો અશ છે, અશ અશીથી જૂદો હોતો નથી, ઉપાધિ ભેદે દેખાય છે.

૮૫ બ્રહ્મની સત્તાથીજ બધુ સત્તાવાન છે

૮૬ જે કર્મમાં કર્તાપણાનુ અભિમાન રહેતુ નથી તેનો દોષ લાગતો નથી.

૮૭ પરમેશ્વરનુ યથાર્થ સ્વરૂપ સમજવામા આવે તો જીવ અને તેનો કર્મ સાથેનો સબધ વિગેરે કાંઇ રહેતુ નથી

૮૮ રામ કૃષ્ણ વિગેરે સાકાર સ્વરૂપ છે, અખિલ વિશ્વના અધિપતિ પરમાત્મામા નાના મોટાપણુ કે કોઇના દીકરા હોવાપણુ કે કયાંઇ નવ મહિના પેટમા રહેવાપણું હોય નહિ માટે સાકાર ઉપરથી નિરાકારમા ગયા વિના છૂટકો નથી!

૮૯ દેહત્યાગ વખતે મહાત્માના પ્રાણ, શરીરથી બહાર જતા નથી સર્વત્ર એકજ સત્તા હોવાથી તેને કયાઇ જવાપણુ નથી.

૯૦ સાચાને ખોટાનો સગ થાય નહિ

૯૧ ધ્યાન પરિપકવ થાય તો તેમાથી કોઇને બહાર નીકળવાનુ રહેતુ નથી અને શરીર પ્રારબ્ધને સોપાય છે

૯૨ બાળક રડતો હોય ત્યારે તેની માતા તેને કહે છે કે—"ચુપ રહે"! બસ, એજ વેદાંત છે

૯૩ બધુ ચિત છે, અચિત્ છેજ નહિ

૯૪ અવિદ્યાનુ કારણ પણ અવિદ્યા છે

૯૫ વેદાતમા સાક્ષીનેજ બ્રહ્મત્વ પ્રતિપાદન કરેલ છે

૯૬ શિવો ભૂત્વા શિવ ભજેત્ એટલે શિવ થઇને શિવને ભજવા એ આત્મભાવે ભજન છે અને ભગવાનને

દૂર અથવા પોતાથી જુદા માની ભજન કરવુ એ અનાત્મભાવનુ ભજન છે અનાત્મભાવનુ ભજન ધીરે ધીરે છૂટી જાય છે

૯૭ જેમ જેમ ભગવદ્ભાવ ઉત્પન્ન થાય છે તેમ તેમ ભજન કરવાનો ભાવ જતો રહે છે

૯૮ કેવળ આત્મભાવ બીજા બધા ભાવનો બાધ કરીને સ્વરૂપમા નિષ્ઠા કરાવે છે અને બાધ થયેલ અનાત્મભાવ (એટલે કલ્પિત માયા અને તેનુ કાર્ય) દેહ રહે ત્યા સુધી પ્રતીતિ માત્ર રહે છે દેહ છૂટે ત્યારે તે પ્રતીતિ પણ જતી રહે છે અને જે માત્ર કેવળ શુદ્ધ છે તે રહે છે તે ભાવ અને અભાવથી રહિત છે સવિશેષ અને નિર્વિશેષથી અતીત છે

૯૯ શ્રુતિમા કહેલ છે કે —ब्रह्मवित् आप्नोति पर પણ બ્રહ્મવિત્ને પ્રાપ્ત કરવાનુ કાઇ રહેતુ નથી માત્ર દેહ છોડતી વખતે ઉપર કહેલી પ્રતીતિ જતી રહે તેને "આપ્નોતિ પર" કહે છે, તે વિદેહ મુક્તિ છે

૧૦૦ અનુભવના સસ્કાર અને પ્રતીતિના સસ્કાર બન્ને જીવવા સુધી રહે છે, દેહ છોડયા પછી માત્ર અનુભવના સસ્કાર રહે છે

*૧૦૧ માત્ર સાતમી ભૂમિકામા દેહના સુખદુખ લાગતા નથી છઠી ભૂમિકા સુધી દેહના સુખદુખ લાગે છે

---

*નબર ૯૬ થી ૧૦૧ સુધીના વાક્યો અને આ પુસ્તકમા શરૂઆતમા આપેલો શ્લોક એ સ્વામીજીએ છેલ્લી અવસ્થામા કહેલા છે

૧૦૨ આપ ભૂલા તે આપમે, બદા આપ હી આપ
કયુ ઢુંઢત ફિરત હૈ, સો તુ આપ હી આપ.

૧૦૩ બાહિર ચિત્ત ચિતવન અનેક
અંતર ચિત્ત ચિતવન એક
પરમ ચિત્ત ચિતવન નહિ કોઇ
કોઇ ચિત્તવન જેહી બ્રહ્મમય હોઇ.

૧૦૪ મર્દ દર્દમાં ગર્દપણ
મર્દ કહે નહિ દર્દ;
દર્દ કહે તો મર્દ નહિ
દર્દ સહે સો મર્દ.

૧૦૫ પડે રહે હૈ જનાબ ઉલ્ફત મેં,
નહિ હૈ ખ્યાલ દુનિયાકા,
મિલેગે સ્રમનસે જાકર,
વતન વોહી હમારા હૈ.

૧૦૬ ન પલ બીછડે પ્રિયા હમસે,
ન હમ બીછડે પિયારેસે,
ઉનીસે નેહ લાગ્યા હે,
હમન દુનિયાસે યારી કહા.

૧૦૭ હમ હૈ ઇશ્ક મસ્તાને, હમન કો હુશીયારી કયા
હમારા યાર હમમે હે, હમનકુ ઇતેજારી કયા?

૧૦૮ જ્ઞાન સમાણા ધ્યાનમે, ધ્યાન પરમપદ માહી
અબતો મનવા અચલ ભયા, બોલનકી શુદ્ધ નાહી.

## પ્રકરણ ૬ ઠું.

### પત્ર રેખા*

૧

પુરુષોત્તમની યાદમાં કાલ વ્યતીત કરૂં છું કારણ કે પુરુષોત્તમ મારા આત્મા છે, પુરુષોત્તમથી નોખો પડુ એમ નથી, પુરુષોત્તમ મારાથી નોખો પડે એમ નથી.

૨

હરિજન હરિ તો એક હે, જો આપા મિટ જાય,
જા ઘર મેં આપા બસે, તો શ્રીહરિ કહાં સમાય,
સુમરણ સુરત લગાય કે, મુખસે કછુ ના બોલ,
બાહેર કે પટ દેય કે, અંતર કે પટ ખોલ,

---

* ૧ થી ૬૧ સુધીના પત્રોમા આપેલ બોધ, સ્વામીશ્રીએ પુરુષોત્તમભાઇ ઉપર વખતો વખત લખેલા પત્રોમાથી લીધેલ છે.

બુંદ સમાના સમુદ્રમે. જાનત હે સબ કોય
સમુદ્ર સમાના બુંદમેં, જાને વિરલા કોય,
મેં થા તબ હરિ નાહી, અબ હરિ હે મે નાહી,
સકલ અંધેરા મિટ ગયા, દીપક દેખા માહી

૩

માયા પુરુષોત્તમની કાંઇ હાની કરવા કે રમાડવા કે બીવરાવવા શક્તિમાન નથી કારણ કે પોતે અધ્યસ્ત છે, જીવ પણ અધ્યસ્ત છે પુરુષોત્તમને અડખે પડખે બીજુ કાંઇ ન મળે, બીએ કોણ અને બીવરાવે કોણ? એવા પુરુષોત્તમને અણછતો જે હુ તેના પુનઃ પુનઃ પ્રણામ હો.

૪

પુરુષોત્તમલાલ શ્રીહરિ આપામા નિમગ્ન રહેવુ પુરુષોત્તમ અપના આપામાં વાણી પૂગતી નથી, તેથી ઉપરામ થાય છે.

૫

તમારો પત્ર વાચી બહુજ સતોષ પામુ છુ શ્રીહરિ વિશેષ શ્રીસહીત તમારા સ્વ સ્વરૂપે તમારામા નિવાસ કરે. તમારા આપા શ્રીહરિ ભિન્ન પ્રતિત ન હોવે શ્રીહરિજ પ્રતિત હોવે એ શ્રીહરિથી માગુ છું. શ્રીહરિ સહાય થાય

૬

સદ્‌ગુરુની પૂર્ણતામા વાણી વિરામે છે. શું લખુ! શુભ ભવતુ.

૭

અપરોક્ષ અનુભવ જ્યાંસુધી ન થાય ત્યાંસુધી સત્સંગ અને સત્શાસ્ત્રનુ અવલોકન છોડવું નહિ સાક્ષાત્કાર થયા પછી જીવન્મુક્તિનુ સુખ જોઇએ તો કરો, ન જોઇએ તો ન કરો, કર્તવ્ય કાંઇ છે નહિ

૮

જે બાઘડો બીવરાવે છે તે જ્યારે ભય બતાવતો હોય ત્યારે વિચાર દ્રષ્ટિથી તે બાઘડાની નિવૃતિ કરવી બાઘડાથી બીનાર સાભાસ અંતકરણ છે જીવ અને વ્યવહારરૂપી બાઘડો વસ્તુતાએ બે છેજ નહિ, તો પછી કોણ બીવરાવે અને કોણ બીએ ? આ બેને નિવૃત કરવાને માટે બ્રહ્મ વિચારજ પરમ ઔષધ છે જ્યારે જ્યારે પર રચિત પ્રારબ્ધના સંસ્કાર સ્ફૂરે ત્યારે બ્રહ્મ વિચારથી તેને દાબી દેવા એટલે બાઘડાની નિવૃતિ થઇ જશે અને બીનારની પણ નિવૃતિ થશે

૯

શ્રીહરિની પૂર્ણતામા જગત અને જીવ અને તેના ધર્મનો અત્યતાભાવ છે, એવુ જાણી પ્રારબ્ધ યોગે જેવા જેવા સુખ દુ ખ, વિક્ષેપ, એકાગ્રતા આવે તેને કંટાળા વિના સહન કરવુ માયા એના છોકરાને રમાડે છે, રમાડવા દ્યો, પણ પોતાના ધણી અધિષ્ઠાન ચેતન શ્રીહરિને રમાડતી નથી માટે તમે માયા અને તેના છોકરાના તાદાત્મ્યપણાનો અધ્યાસ છોડી પરિપૂર્ણ ચૈતન શ્રીહરિરૂપ બાપનો અભેદ-

રૂપે આશ્રય હ્યો તો પછી બાપમાં બલતરા નથી બાપને છોડી છોકરા જો માયારૂપી માના કાર્યરૂપ પ્રપંચમાં "હું મારૂ" કરશે, અણછતો પોતે થઇને માની કોઇપણ મિલ્કતનો ધણી થશે તો બાપ તેના સામુ જોશે નહિ માયા સ્વાધીન જીવને રમાડશે ? જે પરતંત્ર છે તેની ચેષ્ટા પોતાના સસ્કાર અનુસાર થયા કરે છે તમે મા અને તેના છોકરાનો સગ છોડીને બાપની સાથે તન્મય થાઓ બાપ શ્રીહરિ સર્વ દુ:ખ રહીત છે, તેથી ભિન્ન કાંઇ છેજ નહિ કિમ્ બહુના, અલં વિજ્ઞવરેષુ

૧૦

હાની લાભ, સુખ દુ:ખ, પ્રારબ્ધાધીન છે, પુરૂષાર્થ કરવો, ફલદાતા અતર્યામી છે;

"રાજી હૈ હમતો ઇસમે, જીસમે તેરી રજા હૈ
યા સુખી વાહવાહ હૈ, ઓર સુખી વાહવાહ હૈ
ચાહે અર્શપર ચઢાદે, યા ખાક મે મીલાદે
યા સુંખી વાહવાહ હૈ, ઔર સુખી વાહવાહ હૈ"

જેવી રીતે સ્વપ્ન દેહ અને સ્વપ્ન જગતની પ્રતીતિ છે તેવી રીતે પરિપૂર્ણ ચૈતન વિષે આપણી અને જગતની પ્રતીતિ છે. ભગવત્ વ્યતિરિકત કાંઇ છેજ નહિ ભગવાનમા નિમગ્ન ચિત્ત રાખીને ભગવાનના ગુણ ગાયા કરો શરીરનું જેવું પ્રારબ્ધ હોય તેવુ હસીને ભોગવવું

૧૧

પ્રારબ્ધ અનુસારે શરીર ચેષ્ટા થાય છે, અનિચ્છા પ્રારબ્ધ ભોગવુ છુ

૧૨

શ્રી હરિને અનુભવવું અથવા ન અનુભવવું, દેહ અથવા જગતના ભાન રહીત બ્રહ્મરૂપે અત:કરણની સ્થિતિરૂપ સમાધિ, અથવા સમાધિથી વ્યુત્થાન વ્યવહાર, સ્થિતિ, શાંતિ ઇચ્છવી, અથવા અશાતિ, સર્વ ચિત્તના ધર્મ છે શાતિ અશાતિ રહીત શ્રીહરિ પરમ શાંતરૂપ છે તે સર્વના અપના વિનાના આપના સ્વરૂપ છે જગત અને જગતને જોનાર જીવ કલ્પિત હોવાથી છેજ નહિ શુદ્ધ ચૈતન જીવના જ્ઞાનનો વિષય છેજ નહિ શ્રી હરિમા સર્વજ્ઞતા અલ્પજ્ઞતા વિગેરે ધર્મસહીત સમષ્ટિ વ્યષ્ટિ પ્રપચનો અત્યંતાભાવ છે, અધ્યસ્ત હોવાથી, શુભ ભૂયાત્

૧૩

પૂર્ણ પુરુષોત્તમમા નામરૂપનુ અસ્તિત્વજ નથી તો ગ્રહણ ત્યાગ કયાંથી હોય પ્રારબ્ધ અથવા તો ગ્રહણ ત્યાગ બ્રહ્મથી અભિન્ન સાક્ષી ચેતનનુ વિશેષણ જે સ્થૂલ સૂક્ષ્મ સહીત ચિદાભાસ છે તેનો ધર્મ છે ચેતન નિર્ગુણ નિર્ધર્મ રસ રૂપ છે તેમા જીવ અને તેના ધર્મ અને જગત નિત્ય નિવૃત છે પુરુષોત્તમમાં વ્યાકુલતા, હર્ષ, શોક, જીવ, જગત, અનુકૂલ પ્રતિકૂલ જ્ઞાન, નિત્ય નિવૃત છે, સ્વપ્ન છે

૧૪

શ્રી હરિ સદ્ગુરુ પૂર્ણ કામ તેનાથી ભિન્ન કાંઇ છેજ નહિ. શાંતિ અને શાન્તિને લેનાર આનંદ અને આનંદને લેનારની સદ્ગુરુથી ભિન્ન સત્તાજ નથી સદ્ગુરુથી ભિન્ન દ્રષ્ટિનો અભાવ એજ સદ્ગુરુ સેવા, એજ સદ્ગુરુનું ભજન છે

૧૫

જ્ઞાન સમાણા ધ્યાનમા, ધ્યાન પરમ પદમાય,
અબતો મનવા મગન ભયા, બોલનકી શુદ્ધ નાહી,
જહા ઇશ્વર તહા હું નહિ, હુ તહાં ઇશ્વર નાય,
જ્ઞાન પંથ અતિ સાંકડો તહાં ન દોય સમાય

૧૬

મારી શરીર પ્રકૃતિ સારી રહેતી નથી, પહેલાં કરતા શરીર ઘણુ જીર્ણ થઇ ગયુ છે, જઠરાગ્નિ મંદ થઇ ગઇ છે, વાયુ શરીરમા બહુ વધી ગયો છે. પરંતુ હાલમાં લખું તેમ નથી શરીર નાશવાન છે, ભલે રહો વા જાઓ તેમા ચેતનને કાંઇ હાની નથી થોડા રોજ પહેલાનો લખેલો તમારો પત્ર અમને મળ્યો નથી શ્રીહરિની મહિમામા ખોવાઇ જવુ, પછી કર્તવ્ય બુદ્ધિથી કાંઇ કર્તવ્ય નથી. શ્રીહરિ શું કરે, બીજો કોઇ છેજ નહિ

૧૭

પ્રાણજીવન આધાર ક્ષર અક્ષર અધિષ્ઠાન શ્રી પુરુષોત્તમ શ્રીહરિની યાદમા હું આળસતો થઇને પડી રહ્યો છું.

પુરુષોત્તમ પુરુષોત્તમને શુ યાદ કરે, શુ ભૂલે! પુરુષોત્તમમા ત્યારે વાણી ઉપરામ થાય છે. અણછતો હું શ્રી હરિનીમાંહિ શું કરૂ સમજીને ઉપરામ થાઉં છું. શ્રીહરિ સહાય થાય

૧૮

સાક્ષાત્ નારાયણ પરિપૂર્ણ ચેતન એજ સદ્ગુરુ, તેનૂ મળવુ એટલે તે સ્વરૂપે સ્થિતિ થવી તે નિર્ગુણ નિર્ધર્મરૂપ શ્રીહરિમાં પ્રારબ્ધરૂપ ધર્મ અને સ્થૂલ સૂક્ષ્મ સહીત ચિદાભાસરૂપ ધર્મી નિત્ય નિવૃત છે શ્રીહરિથી ભિન્ન સ્વતત્ર સત્તા નથી તે શ્રીહરિના સ્વરૂપમાં તમે અમે અને જગત ત્રણ કાળમા નથી તેજ તમારો અને અમારો અને અખિલ વિશ્વનો આત્મા છે તે શ્રીહરિમા ઉઘ બહુ દુ:ખ દે છે એવુ કહેવુ સભવતું નથી માયા મૂળમા નથી માયા વિના ઉંઘ કોણ લે? સ્વરૂપનુ આવરણ તેને લઇને દુ:ખની પ્રતિતિરૂપ ધર્મ અને ધર્મી સ્થૂલ સૂક્ષ્મ સહીત ચિદાભાસ એ શ્રીહરિમાં નિત્ય નિવૃત છે કોઇવાર સ્ફૂરે તો તેમાં શ્રીહરિની દ્રષ્ટિ કરીને શ્રીહરિનુ અનુસધાન કરવુ.

૧૯

શ્રીહરિના દેશ વેશ સબ શ્રીહરિ, અતર બહાર શ્રીહરિ, શ્રી હરિજ આનદ, તદ્વ્યતિરિક્ત કાંઇ છેજ નહિ શ્રીહરિ, શ્રીહરિ શ્રીહરિ, શ્રીહરિ સહાય થાય

૨૦

અમૃતાનુભવ ગ્રંથ બહુ અલૌકિક છે. તમે તમારા સ્વરૂપમાં ગરકાવ રહેજો પરિચ્છિન્ન ગુરુ ચેલાની દ્રષ્ટિ સ્ફૂરવા ન દેવી સત્તા માત્ર ગુરુથી ભિન્ન પોતાને અને જગતને ન ભાળવા, એજ ગુરુભક્તિ, ઇશ્વર ભક્તિ છે

૨૧

વૈરાગ્ય અને અભ્યાસ વિના મનનો નિગ્રહ કઠણ છે. જ્યારે મનને ભગવત અવલંબન થાય, સ્વરૂપે સ્થિતિ થાય ત્યારે હેઠે બેસે

૨૨

એક મૈલ ચાલી શકુ છું, અધિક ચાલવાથી પગ થાકી જાય છે શ્વાસોશ્વાસ ભગવત્ સ્મરણમા ચાલ્યા જાય છે બહુત્ આનંદમાં કાલ વ્યતીત થાય છે. મનજીભાઇ જ્યારે કુદે છે ત્યારે પોતે પોતાના રૂપજ જાણે સ્વરૂપને બનાવી મુકે છે એવી પ્રતિતિ થાય છે કલ્પિત ધર્મ ધર્મી ભાવના, કલ્પિત સંબંધથી કલ્પિત પ્રતિતિ અધિષ્ઠાનમાં થાય છે. પારમાર્થિક દ્રષ્ટિથી કલ્પિત પદાર્થ અધિષ્ઠાનને વિક્રયાવાન કરી શકતોજ નથી જેમ કલ્પિત લોઢ ( સમુદ્રના ) ફીણ પરપોટા વિગેરે પોતાના આત્મા સમુદ્રને વિકારવાન કરી શકતાજ નથી, અધ્યસ્ત હોવાથી, તેમ અનાત્મ વસ્તુ કોઇપણ આત્મવસ્તુને વિક્રયાવાન કરવાને શક્તિમાનજ નથી, આત્માથી ભિન્ન સ્વતંત્ર સત્તાનો અભાવ હોવાથી.

૨૩

અશકિત શરીરમાં વધતી જાય છે પરતુ ભગવત્ અનુસધાન પૂર્વક વખત બહુજ આનંદમાં જાય છે શરીર તો રાખતા રહેશે નહિ, બહુજ સભાળ ખાનપાનમાં રાખીએ ત્યારે ગાડુ ચાલે તેમ છે અને મનજીભાઇ તો તમે કહ્યો તેવોજ છે તો પણ ભગવત્ વિચાર અને ભગવત્ અનુસ-ધાનમા રાખવાથી મન શાત થાય છે

૨૪

માયાનો ખેલ આવોજ છે સદા સરખો નજ રહે. શિવ કોરો કડાક છે શિવમાં માયા થઇજ નથી. નિરતિશય આનદરૂપ સદ્‌ગુરુથી ભિન્ન જીવ જગત છેજ નહિ સદ્‌ગુરુજ અપના અને અખિલ વિશ્વના આત્મા છે સદ્‌ગુરુથી ભિન્ન આનદને લેવાવાળા અને આનદકાર વૃતિ બન્ને અધ્યસ્ત છે સદ્‌ગુરુથી ભિન્ન દ્રષ્ટિનો જે અભાવ તેજ સદ્‌ગુરુ સેવા, તેજ સદ્‌ગુરુની ભક્તિ છે.

૨૫

શ્રીહરિરૂપ આનદ સમુદ્રમા માયાએ કરી વિવર્ત રૂપે જણાતા પ્રારબ્ધ, જીવ, દેહ, જગત, સમષ્ટિ, વ્યષ્ટિ જે ક્ષણે દેખાય, તે ક્ષણમા રજ્જુ સર્પની માફક અગાડી પિછાડી નહિ, કલ્પિત હોવાથી મનજીભાઇ અને તેની સર્વ ચેષ્ટાઓમા શ્રીહરિની દ્રષ્ટિ કરો અપના વિનાના અપના આપા શ્રી હરિમા બળી જાઓ, ગળી જાઓ શ્રીહરિ

વિષે એવો પ્રેમ વહાવો કે વાસના સહીત વિશેષણરૂપ તુમારા ગંધ પણ ન રહે તો સર્વ બળતરા ચલી જાય આપ મુઆ પછી ડુબ ગઈ દુનિયા લોઢ રૂપે મત રહો, દરિયા રૂપે સ્થિત થાઓ તથા એ આનંદ લેવાવાળા મત રહો નિર્વિકલ્પ-સહજાનંદ તમારા સ્વરૂપ તે કેનો આનંદ લે શુભં ભૂયાત, આનંદ કંદ પ્રભુની જય હો, જય હો, જય હો.

૨૬

સુખનો અનુભવ ચિદાભાસને સારો લાગે છે તો દુઃખનો અનુભવ પ્રતિકૂલ બીજો કોન ભોગવે આત્મા અસંગ છે, તેને સુખ દુ:ખ અને તેના ભોક્તા સાથે અધ્યાસિક સંબંધ છે, તેથી પરિપૂર્ણની કાંઇ હાની કરવાને શક્તિમાન નથી

૨૭

તમારા અમારા અધિષ્ઠાનભૂત શ્રીહરિમાં સર્વાત્મભાવથી તન, મન, ધન સર્વસ્વ અર્પણ કરીને, તદાશ્રિત રહીને, અણછતા થઇને અણછતા અનુસંધાન પરાયણ રહો. શ્રીહરિ ભિન્ન કાંઇ છેજ નહિ

૨૮

તમારી સાથે મનજીભાઇને કશો સંબંધ નથી. કેવળ અધ્યાસિક સંબંધ છે. ભલે મનજીભાઇ આનંદમય થાય



કે કલેશમય થાય. પરિપૂર્ણ ચૈતન શ્રીહરિ અપના આપામાં કશી લાભ કે હાની નથી. અધ્યસ્ત પદાર્થ અધિષ્ઠાન

ચતનને કાઇ હાની કરવાને શક્તિમાન નથી તમે તો તમારીજ દ્રષ્ટિમા નિમગ્ન રહો તમારાથી ભિન્ન સતાજ મનાદિક દ્રષ્ય પદાર્થોની નથી

૨૯

પૂર્ણકામ શ્રીહરિ, પૂર્ણકામ શ્રીહરિ, સુખનિધાન શ્રીહરિ, જય જય શ્રીહરિ, જય જય શ્રીહરિ, જગદાધાર શ્રીહરિ, સર્વોત્મા શ્રીહરિ.

૩૦

મારી શરીર પ્રકૃતિ સામાન્ય રહે છે. હજી ખાટલાવશ થયો નથી, ગાઉ બે ગાઉ ચાલી શકુ તેમ નથી શરીરનુ ગમે તેમ થાઓ તેની કાંઇ ફીકર નથી મોહ અને તેનુ સૈન્ય, માન, બડાઇ ઇર્ષાદિ, સદ્‌ગુરુ સ્મરણ જે બ્રહ્માકારવૃતિ ત્યા સભવતા નથી તો સદ્‌ગુરુમાતો ક્યાંથી સંભવે. સદ્‌ગુરુમા તો જીવ જગત અત્યત નિવૃત છે કલ્પિત અવિદ્યાના બળથી કલ્પિત પ્રતિતિ થાય છે નિર્ગુણ નિર્ધર્મ સદ્‌ગુરુ વિષે ધર્મધર્મીભાવની મિથ્યા પ્રતિતિ થાય છે

૩૧

મન અને મનના ધર્મ ગુણ કાર્ય હોવાથી ગુણજ છે. તેનો નિર્ગુણ નિર્ધર્મ આત્મા સાથે કશો સબધ નથી, ફક્ત અધ્યાસિક સબધ છે અધ્યાસિક પદાર્થના અધ્યાસિક સબધથી અધિષ્ઠાન ચૈતન જે સર્વના અપના આપ છે તેની કાઇ હાની થતી નથી ભલે જાગ્રત સ્વપ્નમા

મન ધમાલ રચે અને સુષુપ્તિ પ્રલયમા ધર્મ મહીત લ: પામી જાય ઉત્પતિ વિલયવાનને સાથે અઉત્પતિ અવિ- લયવાનનો શો સબધ છે? કાંઇએ નથી.

૩૨

પરિપૂર્ણ ચૈતનરૂપ સદ્ગુરુ સિવાય જીવનુ અસ્તિત્વજ નથી. કલ્પિત જીવને કલ્પિત પુન્યનું ફલ કલ્પિત શાંતિ અને કલ્પિત પાપનુ ફલ કલ્પિત દુ:ખ અનુભવવુ પડે છે. વાસ્તવમાં પરમાત્માથી ભિન્ન કાંઇ છેજ નહિ જીવના પુન્ય પાપના ફળ શાંતિ અને વિક્ષેપ અનિવાર્ય છે શાંતિ તમારૂં પુન્ય પ્રારબ્ધ અને પુરુષાર્થાધીન છે પુરુષાર્થ કરતાં છતાં જો શાતિ ન મળે તો પ્રતિબધક પાપ છે એમ જાણવું.

સદ્ગુરુ મળે નહિ, જો સદ્ગુરુ મળે તો જીવ રહે નહિ. જ્યાં સદ્ગુરુ છે ત્યા જીવ જગત નથી, જીવના ધર્મ શાંતિ અશાતિ કયાથી હોય.

૩૩

મારી શરીર પ્રકૃતિ પ્રતિદિન ક્ષીણ થતી જાય છે, જઠરાગ્નિ મદ થતી જાય છે, એક માઇલ ચાલી શકુ છુ, જાસ્તી ચાલવાથી તાવ આવી જાય છે, ચલતે ફિરતે શરીર જલદી નિર્વાણ હોય તો બહુત અચ્છા હૈ શ્રીહરિને વિષે કાંઇ થતુ નથી, વ્યવહાર દ્રષ્ટિમાં ભિન્નત્વ અનુભવાય છે કેટલાક મોહ સ્વરૂપ શ્રીહરિમા મોહ ઉપજાવે છે એમ તમારૂં કહેવું છે. પારમાર્થિક શ્રીહરિ વિષે માયા વીના

વ્યવહાર દ્રષ્ટિ સભવે નહિ અને વ્યવહાર દ્રષ્ટિ વીના ભિન્નત્વ અનુભવાય નહિ અને ભિન્નત્વ અનુભવ્યા સિવાય મોહ સ્વરૂપ શ્રીહરિને મોહ ઉપજાવે એવા વિપરીત સ્વરૂપ જોવાય છે કે જેમાં સમજ પડતી નથી પ્રભુને એવે સ્વરૂપે રમવા કેમ સ્મરણ થયુ ? એ પ્રકારના પ્રશ્ન સભવે નહિ. ભિન્નત્વનો હેતુ અજ્ઞાન છે. અજ્ઞાન અને માયા એક છે માયાથી શ્રીહરિમા હુ અને દ્વૈત સંભવે છે. અઘટીત ઘટના પટીયસી માયા. માયાના અધિષ્ઠાન શ્રીહરિ શુદ્ધ છે તેના વિના બીજો કોઇ શુદ્ધ નથી, માટે શુદ્ધ શ્રીહરિનો આશ્રય લઇ પોતે ખોવાઇ જાવો મુઆ વિના મઝા નહિ આવે મરવુ શુ ? પોતાને જગતને હરિથી ભિન્ન ન ભાળવું એનુ નામજ મરવુ શ્રીહરિ સહાય થાય

તમને પ્રશ્ન કરતા ન આવડે, મને ઉત્તર ન આવડે, બન્ને સરખા મળ્યા, ભાગ્યની વાત છે, શુ કરીએ!

૩૪

વૃતિ અને વૃતિને આકર્ષાવવા રૂપ ધર્મ, વૃતિના વિષય રૂપ જે ઝાઝવાના જળ તે ચેતન વિવર્ત હોવાથી તે પરિપૂર્ણ ચેતન અપના આપા શ્રી સદ્ગુરુની કાંઇ પણ હાની કરવાને શક્તિવાન નથી જીવ જગત માયા સદ્ગુરુથી ભિન્ન કોઇ વસ્તુનો સ્વતત્ર સદ્ભાવ છેજ નહિ. સદ્ગુરુ સદા સમાધિરૂપ છે સદ્ગુરુ સમુદ્રમા વૃતિ અને તેના ધર્મરૂપ લોઢ પ્રતિયમાન થાય તો તેને વિષે અધિષ્ઠાન ભાવનાજ કરવી

૩૫

મારો સર્વસ્વ પુરુષોત્તમ શ્રીહરિ છે. મારો આધાર જીવન પુરુષોત્તમ શ્રીહરિ છે પુરુષોત્તમ શ્રીહરિને સર્વ પ્રાપ્તજ છે તેની પરિપૂર્ણતામા અસ્ત થઇ જવુ. ગ્રહણ ત્યાગ કાંઇ ન સ્ફૂરે તેજ તેની ભક્તિ

૩૬

મારે વિષે કલ્પિત શરીર પ્રકૃતિની જઠરાગ્નિ મદ થઇ જવાથી બરોબર નથી રહેતી. જઠરાગ્નિ મદ સિવાય બીજો કોઇ રોગ નથી શરીર રહો અગર નષ્ટ થાઓ તેનાથી કાંઇ લાભ કે હાની નથી.

શ્રીહરિ પરિપૂર્ણ પુરુષોત્તમ સર્વાધિષ્ઠાન અપના આપા પ્રભુની જય હો, જય હો, વારવાર જય હો

૩૭

પૂર્ણ કામ સદ્‌ગુરુ રામ
આપ્ત કામ સદ્‌ગુરુ રામ
અવાચ્ય શ્રી સદ્‌ગુરુ રામ.

૩૮

મારો માગવાનો સ્વભાવ પણ નથી, ઇશ્વર ઇચ્છાથી જે આવી મળે તે ખાવાનો સ્વભાવ છે.

૩૯

શરીર અશક્ત થતું જાય છે, જઠરાગ્નિ મદ થતી જાય છે, અવસ્થાએ કરીને, તે વડે સ્વરૂપની કાંઇ હાની નથી.

મારી પાસે કોઇ આવતું નથી, હુ પણ કોઇની પાસે જતો નથી જીવન્મુક્તિના સુખમા નિમગ્ન થઇને કાલ ક્ષપણ થાય છે

૪૦

શરીરનો હ્રાસ થતો જાય છે પણ ભગવત્ સ્મરણમા વાધો આવતો નથી ભગવત્ નિષ્ઠા, ભગવત્ ચિંતન રાખવુ, જેવુ શરીરનુ સુખ દુ ખરૂપ પ્રારબ્ધ હોય તેવું ભોગવી લેવુ

૪૧

શ્રીહરિ જગદાત્મા પ્રભુની જય હો, જય હો, જય હો

૪૨

બ્રહ્માનદમા કાલક્ષેપણ થાય છે કોઇ મારી પાસે આવતું નથી અને હુ કોઇની પાસે જતો નથી ભગવત્ અખિલાત્મા નિરાકૃતિ અનિર્વાચ્ય છે, તેથી ભિન્ન કાઇ છેજ નહિ, આપા અર્પણ કર્યા વિના શાતિ નથી જ્યારે આપ સહીત સર્વ ભગવત્ છે તો પછી શાતિ અશાતિ કયા રહી ? ગ્રહણ, ત્યાગ, ક્રિયા, અક્રિયા, પ્રવૃતિ, નિવૃતિ કાઇ છેજ નહિ.

૪૩

જેમ સમુદ્રનુ બિંદુ સમુદ્ર ભાવને પ્રાપ્ત થયા પછી તેને સમુદ્રની કૃપાની યાચના ન સભવે તેમ ભગવત્ ભાવને પ્રાપ્ત થએલા ભગવત ભક્તોને ભગવાનની યાચના

ન સંભવે કારણકે જેણે ભગવત્ સાક્ષાત્કાર કરેલ છે તેને ભગવત્ ભિન્ન જીવ જગત રહેતાં નથી જો યાચના કરનાર સેવક ભગવતથી ભિન્ન રહે તો દ્વૈતાપતિ થાય. જીવ જગતનો કોઇ પ્રકારનો સબંધ પરમાત્મા સાથે નથી ફક્ત અધ્યાસિક સબંધ છે. માટે ભગવત્ ભિન્ન પોતાને અને સમષ્ટિ વ્યષ્ટિ જગતને ન ભાળવા, તેજ સહજ સ્થિતિ, તેજ સમાધિ, તેજ ભક્તિ છે. × × ×

શરીર પ્રારબ્ધને સોંપી દેવું, જીવ એટલે કર્ત્તા ભોક્તા સાભાસ અતઃકરણ અને દેહ બન્ને કલ્પિત છે

૪૪

શાતિમા કાલ ક્ષપણ થાય છે × × × ×
ગ્રહસ્થાશ્રમની સર્વ ફરજ બજાવીને તમો તમારા પુરુષોત્તમ નામને સફલ કરો નિરૂપાધિક ચૈતન ક્ષર અને અક્ષરાતીત એટલે કાર્ય કારણ રહીત નિરૂપાધિક ચૈતનરૂપ પુરુષોત્તમમા ડુલ જાઓ, તે વીના શાતિ નથી. વ્યવહારિક જીવ કલ્પિત છે, તે તેના પ્રારબ્ધાનુસાર સુખદુઃખ ભલે ભોગવે, તમો તો તમારી પૂર્ણતામાં મસ્ત રહો

૪૫

મહામાયાના જે જે ધર્મો છે, નાચવું, રમવુ, અને શ્રીહરિને રીઝવવું, રીઝવું, ખીજવું તે સર્વ પોતાના ધર્મનુ પોતાના ધણીમા આરોપણ છે, પણ ધણી ક્ષર અક્ષરાતીત છે પુરૂષોત્તમ શ્રીહરિ અપની પૂર્ણતામા વિરાજમાન છે. જેમ બપોરના સૂર્યને પોતાના અદર્શનાત્મક ધર્મદ્વારા

કોઇ અધકાર આરોપવા જાય તો તે ધર્મ સૂર્યને સ્પર્શ કરી શક્તોજ નથી કારણકે તે સૂર્યમાં નિત્ય નિવૃત છે તેમ શ્રી હરિને માયા અને તેના ધર્મો કોઇ કાલે સ્પર્શ કરતાજ નથી, નિત્ય નિવૃત હોવાથી × × × ચિદ્‌ઘન, રસ ઘન, પૂર્ણકામ પ્રભુની જય હો, જય હો, જય હો × × × ચીકુનો કરડીઓ આવ્યો હતો, અમે તો ઠાકોરજીને ખૂબ ધરવ કરાવ્યો, ઠાકોરજી જમ્યા હશે કે નહિ તે પ્રભુ જાણે

૪૬

અણછતી માયા અણછતા જીવને કઇક નવા કુભાડો કરે, કરાવે, મોહ પમાડે, દુખ દે અને રોવરાવે અને બીજી ક્ષણેજ હસાવે તેથી પુરુષોત્તમનો રૂવાડો વાકો થાય તેમ નથી, જય હો પુરુષોત્તમની

૪૭

અરે મારા પ્રાણ! તમે તો શુદ્ધ છો માયા તત્કાર્ય-રૂપ બાધડો તમારી કાઇ હાની કરવાને શક્તિવાન નથી માયાના છોકરા સાથે તાદાત્મ્ય છોડી દ્યો તમારાથી ભિન્ન કયાય કાદવ છેજ નહિ કે જે તમને નડે અણછતો બાઘડો જાણનારને અણછતો બાઘડો બિવરાવતો નથી

૪૮

શરીર અશક્ત વધુ થતુ જાય છે, એક દિન નાશ થવાનો છે, કોઇ મનુષ્ય સેવામા નથી, હજી પોતે ઉઠી

શકુ છું, પોતાના વસ્ત્ર ધોઇ શકું છુ, હજી મનુષ્ય વીના પણ રહી શકે છે, અગાડી જેવુ શરીરનુ પ્રારબ્ધ.

૪૯

મારી શરીર પ્રકૃતિ સારી છે, ગાડી બહુ સારી ચાલે છે. સદ્‌ગુરુથી ભિન્ન કાંઇ છેજ નહિ, પરિપૂર્ણ છે. પોતે ખપી જવુ એજ સદ્‌ગુરુનુ ભજન છે

૫૦

દરબાર સાહેબ તરફથી મહાન શ્રદ્ધા ભક્તિથી સેવા ચાકરી ચાલે છે, કાંઇ ચિંતા કરવા જેવું નથી, કોઇ પ્રકારનો વાંધો નથી, શરીર તો બ્રહ્મા વિગેરેનુ રહેતું નથી, આપણુ કયાથી રહેશે ?

૫૧

સુખથી કાલ નિર્ગમન થઇ રહ્યો છે

૫૨

નબળાઇ આવતી જાય છે શરીરનુ પ્રારબ્ધાનુસાર જે થવાનુ હોય તે ભલે થાય આપણે તો ભગવત યાદગીરીમા આનદમાં વખત જાય છે દિવસ જતાં ખબર પડતી નથી.

૫૩

સુખ દુઃખ પ્રારબ્ધાધીન છે, ભોગવ્યાવીના છૂટકો નથી સદ્‌વિચાર અને ભગવત્ ચિંતન કરતા હશો, તે કરતા રહેજો.

૫૪

જઠરાગ્નિ બહુજ મદ થઇ ગઇ છે, તેથી કરીને શરીરમાં નબળાઇ થઇ ગઇ છે તો પણ હજુ ખાટલાવશ નથી પોતે પોતાની મેળે ઉઠી બેસી શકું છુ. હજુ ગાડુ ચાલે છે.

તમારે વાચન જ્ઞાનેશ્વરીનુ તથા ભગવત્ ચિંતન ચાલતુ હશે ભગવાન શુદ્ધ છે, તેમાં જીવ, ઇશ્વર, જગતની કલ્પનાજ નથી વિચારનાર, વિચાર, વિચારનો વિષય, ચિંતન કરનાર, ચિંતન, ચિંતનનો વિષય, તેનો અત્યતાભાવ છે પરિપૂર્ણ ચૈતન શુ કરે ? તેજ સર્વનો આત્મા છે, તદ્વ્યતિરિક્ત માયા છે

૫૫

ગુલાબરાયભાઇ અહીં પધારેલા છે સાજ સવારે “ સગૌડ પાદીય કારીકા, અથર્વ વેદીય માડુકયોપનિષદ્ આનદગિરિકૃતટીકાસવલીત શાંકરભાષ્યસમેતા ” ચાલે છે એક એક કલાક ચાલે છે જેમ તેમ કરતા સ્વપ્ન આવ્યુ છે તે નિવૃત્ત થઇ જશે

૫૬

તમારૂ ઇચ્છિત શ્રીહરિ પૂર્ણ કરે એવી શ્રીહરિથી અમારી પ્રાર્થના છે અતર્યામી સહુનો પ્રતિપાલક છે

૫૭

ભગવદ્ યાદગીરીમા મહાન આનદમાં કાલ નિર્ગમન થાય છે

૫૮

પરમેશ્વરનું નિત્ય સ્મરણ રાખવું, એજ બધુ કલ્યાણ કરવાવાળા છે. વિશ્વભર બધાનું ભરણપોષણ કરી રહ્યા છે, માટે અહર્નિશ તે સર્વ શક્તિમાન જગદીશ્વરનું શુદ્ધ હૃદયમાં સ્મરણ રાખવું. તમને–ભગવત ભક્તને વિશેષ શુ લખવું ?

૫૯

તમોએ જે અમૃતાનુભવ નામનો ગ્રંથ મોકલ્યો તે જેવો તમે લખ્યો હતો તેવોજ અનુભવ ભંડાગ્જ છે તે ગ્રંથને અથ ઇતિ પર્યંત વાચીને બહુત સંતોષ પામ્યો છુ હજી પુનરાવૃતિ કરવાની મરજી થાય છે × × × શરીરમા અશક્તિ વધતી જાય છે, તેથી કાંઇ હાની નથી

૬૦

આ નવું બેસતું વર્ષ આપને સુખાકારી થાઓ, મનોવાચ્છિત પૂર્ણ થાઓ, પ્રતિદિન ભગવત્ ભક્તિમા વૃદ્ધિ પ્રાપ્ત થાય. ભગવત્ કૃપાથી મારી શરીર પ્રકૃતિ સારી છે જેમ તેમ કરી ગાડુ ચાલે છે. બાકી સર્વ આનંદ છે”

૬૧

પરમેશ્વર પ્રાર્થના છે કે તમને ભગવત્ ભક્તિ શ્રદ્ધાપૂર્વક પ્રતિદિન વૃદ્ધિ થાય, પ્રતિદિન ભગવત્‌માં પ્રેમ થાય

૬૨

## અજ્ઞાન થયું કેને ?

મેં એક વખત સ્વામીજીને પત્ર લખી એવો પ્રશ્ન કર્યો કે “ જો જીવ અને જગત અવિદ્યાથી કલ્પિત છે

તો તે અવિદ્યા થઇ કોને? ઇશ્વરને અવિદ્યા થાય નહિ અને જીવ ભાવ તો અવિદ્યા ઉત્પન્ન થયા પછી ઉત્પન્ન થાય છે

સ્વામીશ્રી નિત્યાનદજીનો જવાબ—

"શુદ્ધમાં કલ્પિત અને કલ્પિત અવિદ્યા વિના સભવે નહિ. શુદ્ધમા અવિદ્યા નથી તેથી કલ્પક અને કલ્પિત ભાવ નથી, અવિદ્યા ઉભી કરીએ તો અવિદ્યાની દ્રષ્ટિએ કલ્પક કલ્પિત ભાવ છે, જ્ઞાન દ્રષ્ટિએ નથી" ×

૬૩

## વેદાંતની પ્રતિજ્ઞાનો અર્થ

બીજી વખત સ્વામીજીને બીજો એક પત્ર લખી નીચે પ્રમાણે મે પ્રશ્ન પૂછયો હતો—

"વેદાંતની પ્રતિજ્ઞા એવી છે કે **एकविज्ञानेन सर्वं विज्ञातं भवति** એટલે એકના જ્ઞાનથી સર્વનુ જ્ઞાન થાય છે અહી 'સર્વ' શબ્દના અર્થમા કેટલાક વિદ્વાનોમા મતભેદ રહે છે કેટલાક એમ માને છે કે બ્રહ્મ સ્વરૂપના જ્ઞાનથી સર્વ પ્રપચનુ વાસ્તવ સ્વરૂપ જે સતચિત્ આનદ છે તે વિદિત થાય છે, એટલુજ નહિ પણ પ્રપચના અસાધારણ નામ અને રૂપનુ એટલે આ લોકમા અને પરલોકમા બનતા બનાવોનુ જ્ઞાન પણ થવુ જોઇએ બીજા કેટલાક

× જુઓ ચોથા પ્રકરણમા મણકા ૭૮ અને ૭૯

કહે છે કે "આત્માના જ્ઞાનથી સર્વ જાણી શકાય છે," આવા પ્રતીક વાકયોની અંદર 'સર્વ' એ શબ્દનો અર્થ "સર્વ તત્વ પરત્વ" હોવાથી પ્રપંચના અસાધારણરૂપનુ જ્ઞાન "સર્વજ્ઞતા"માં સમાતુ નથી સર્વ પ્રપંચના તત્વના જ્ઞાન માત્ર વડે, અદ્વૈત બ્રહ્મજ્ઞાન કે જે મુક્તિનુ સાધન છે તેનો લાભ થાય છે તેથી તેના અસાધારણરૂપનુ જ્ઞાન થવાથી વિશેષ ફળ નથી. કારણરૂપ બ્રહ્મને જાણ્યા પછી સર્વ પ્રપંચના તે તે અસાધારણ રૂપજ્ઞાનનો અસંભવ બતાવી સર્વ વિજ્ઞાનની શ્રુતિ નામરૂપનો બાધ કરે છે, ભેદ દર્શન અનિત્ય હોવાથી नेहनानास्ति किंचन એ શ્રુતિમાં તેની નિંદા કરેલ છે, તેથી પ્રતિજ્ઞા શ્રુતિનુ તાત્પર્ય નાના રૂપજ્ઞાનમાં નથી. પંચદશીમાં કહેલ છે કે " વેદાંતમાં એક બ્રહ્મના બોધ વડે કરીને સર્વ પ્રપંચનો બોધ એ અદ્વૈત બ્રહ્મમા મુમુક્ષુને અભિમુખ કરવા માટેજ અને બ્રહ્મ બોધના પ્રયોજન માટેજ છે અને અદ્વિતીય બ્રહ્મ બોધ એ "સર્વ બ્રહ્મ"નુ વાસ્તવ રૂપ છે અને એ બ્રહ્મજ્ઞાનથીજ સિદ્ધ થાય છે

સ્વામી શ્રી નિત્યાનન્દજીનો ઉત્તર:—

"બ્રહ્મજ્ઞાનીની દ્રષ્ટિમા બ્રહ્મ ભિન્ન બીજુ છે જ નહિ, માટે સર્વ લોકો અને સર્વ લોકોમાં બનતા બનાવો જો તે જાણે તો ભેદ જ્ઞાન થયુ, તેથી અનર્થની નિવૃત્તિ ન થાય, અનર્થની પ્રાપ્તિ થાય" *

* જુઓ ચોથા પ્રકરણમા મણકો ૬૮

## પ્રકરણ ૭ મુ.

## નીલકંઠી ગીતા.*



### સાધન.

૧ જે જીજ્ઞાસુ ઉહાપોહમા કુશલ છે તેને માટે જ્ઞાનમાર્ગ છે. જે તે બાબતમા કુશલ નથી તેને માટે યોગ માર્ગ છે

૨ જેને જીવ અને જગત મિથ્યા લાગે છે તેને માટે જ્ઞાનમાર્ગ છે. જેને તે સત્ય લાગે છે તેને માટે યોગ માર્ગ છે

---

* ગીતા એ મહાભારતનો ભાગ છે તેથી જેણે મહાભારતનો પૂરો અભ્યાસ કરેલો હોય તેજ ગીતાનો વાસ્તવિક અર્થ સમજવા શકે છે આખા મહાભારત ઉપર એકજ ટીકા શ્રી નીલકંઠની છે ઘણા ભાગ વિદ્વાનો અને સન્યાસીઓનો એવો અભિપ્રાય છે

૩ તેથી નિષ્ઠા બે નથી પણ બે પ્રકારની એક નિષ્ઠા ગીતામા વર્ણવેલી છે

૪ કર્મમાં પ્રવૃતિવાળો માણસ અનન્ય ચિત્તથી યોગ સાધી શકતો નથી

૫ જ્યારે ચિત્તમા સર્વાર્થતાનો ક્ષય અને એકાર્થતાનો ઉદય થાય છે ત્યારે ચિત્તમા એકાગ્રતારૂપ પરિણામ થાય છે

૬ જેણે નિષ્કામ કર્મથી ચિત્ત શુદ્ધિ કરી નથી તેમને માત્ર સન્યાસથી મોક્ષ સિદ્ધિ મળતી નથી, તેને સમાધિ વખતે અનેક મનોરથ ઉઠયા કરે છે

૭ જેનામાં રાગદ્વેષ છે તે આત્મા અને અનાત્માનો વિવેક કરે અથવા ચિત્તના નિરોધ કરે તોએ તેને જ્ઞાનનિષ્ઠા થતી નથી

૮ વિરક્ત પુરુષની બુદ્ધિ સમાધિમાં ચિન્માત્રાકાર થાય છે, જેની બુદ્ધિ ભોગમા આસક્ત છે તેની બુદ્ધિ સમાધિમાં ચિન્માત્રાકાર થતી નથી

---

કે ગીતા ઉપર જેટલી ટીકાઓ છે તેમાં શ્રી નીલકંઠની ટીકા અતિ ઉત્તમ છે

સ્વામી શ્રી નિત્યાનન્દજીને આ ટીકા બહુ ગમી હતી. આવી સારી ટીકાનો સારાશ ગુજરાતી ભાષામા જીજ્ઞાસુઓને મળી શકે તેટલા માટે આ પ્રકરણમા આપેલ છે

૯ જેઓ બહારની ઇંદ્રિયોનો નિગ્રહ કરી મનથી વિષયોનુ ચિંતન કરે છે અને પોતાને યોગનિષ્ઠ પ્રાપ્ત થઇ છે એમ લોકોને જણાવે છે તે કપટી છે

૧૦ યોગ માર્ગમા અને જ્ઞાનમાર્ગમા ( બન્નેમા ) મુખ્ય સાધન તરીકે રાગદ્વેષ મુકવાના છે અને બન્નેનુ મુખ્ય ફળ નિર્વિકલ્પ સમાધિ છે; તેથી બન્નેના સાધનમા અને ફળમા સામ્યતા છે

૧૧ નિર્વિકલ્પ સમાધિ પણ 'તત્વમસિ' મહાવાક્યનો અર્થ સમજવા માટે ઉપાયભૂત છે, તે સ્વત સ્વતત્ર પુરુષાર્થ નથી

૧૨ અધિષ્ઠાનનુ જ્ઞાન દૃઢ હોવા છતા કલ્પિત ચિત્ત અને તેની કલ્પનામા રહેલ જગત અનાયાસથી દૂર થતા નથી દ્રશ્યના અદર્શન માટે માટે યોગની અપેક્ષા રહે છે જ્યા શ્રી શકરાચાર્યે એમ કહેલુ છે કે જ્ઞાનીને યોગની અપેક્ષા નથી ત્યા યોગનો સમાવેશ શ્રી શકરાચાર્યના સાધન ચતુષ્ટયના થઇ જાય છે તેથી વિરોધ નથી

૧૩ નિદિધ્યાસનરૂપ અભ્યાસ કરતા શ્રવણ મનનરૂપ જ્ઞાન મેળવવુ સહેલુ છે તેના કરતા ભગવાનના ગુણના કીર્તનરૂપ ધ્યાન વધારે સહેલુ છે તેના કરતા કર્મના ફળનો ત્યાગ વધારે સહેલો છે જે સાધનમા વધારે પ્રવૃતિ હોય તે સાધન માણસને વધારે સહેલું લાગે છે—

અથવા બીજો અર્થ :—

શ્રવણ વિગેરે અભ્યાસ કરતાં નિશ્ચયાત્મક જ્ઞાન શ્રેય છે, તેના કરતાં સાક્ષાત્કાર કરાવનાર ધ્યાન શ્રેય છે, તેના કરતાં કર્મફળના ત્યાગ રૂપ યોગ શ્રેય છે (જુઓ અધ્યાય ૧૨)

૧૪ વૈરાગ્યથી વિષય-સ્રોત બંધ પડે છે, અભ્યાસથી કલ્યાણ-સ્રોત ઉદ્ભવ પામે છે

૧૫ વૈરાગ્ય એટલે દૃષ્ટ અને અદૃષ્ટ ભોગમાં અને તેના સાધનમા દોષ દર્શન.

૧૬ અભ્યાસ એટલે ચિત્તની કોઇપણ ભૂમિકામાં સમાન પ્રત્યયાવૃત્તિ

૧૭ વિકલ્પ એટલે એકમાં શબ્દજ્ઞાનરૂપ અનેકત્વ બુદ્ધિ અસતમા સતબુદ્ધિ

૧૮ રજ્જુમાં સર્પ એ મિથ્યાજ્ઞાન છે તેમ બ્રહ્મમા જગત એ મિથ્યાજ્ઞાન છે. જેને સર્પની બીકથી રજ્જુનું જ્ઞાન તરત થતું નથી તેને સર્પમાં રજ્જુની ભાવના કરવારૂપ ઉપાસના બતાવવામા આવે છે, તેવીજ રીતે, સિદ્ધાંતમાં જેને જગતમાં સત્યત્વબુદ્ધિ નાશ પામતી નથી તેને જગતને બ્રહ્મરૂપે જોવાનુ શીખવવામા આવે છે.

૧૯ જેને મહાવાક્ય માત્રથીજ વિપરીત ભાવના નિવૃત થાય છે તેને તરત આત્મજ્ઞાન થાય છે.

૨૦ અભક્તને વિદ્યા આપવાથી તે વિદ્યા નિર્વીર્યા થાય છે.

૨૧ સ્થૂલ કામનાઓનો નાશ એકાંત સેવનથી થાય છે, સ્વપ્નમા જે સૂક્ષ્મ કામનાઓ દેખાય છે તેનો નાશ ભગવદ્ધ્યાનથી અને સદ્વાસનાના અભ્યાસથી થાય છે

૨૨ વિષયોના સાન્નિધ્ય માત્રથી બધ થતો નથી પણ તેના સગથી બધ થાય છે

૨૩ ગુણસગ એટલે રૂપાદિમા આસક્તિ એટલોજ અર્થ નહિ પણ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો અન્યોઅન્યાધ્યાસ લક્ષણરૂપ અર્થ સમજવો

૨૪ अनेक चित्त विभ्राता.—એટલે જેને ચિંતન કરવા લાયક એક વસ્તુ રહી નથી તે

૨૫ मोहजाल समावृता.—અસતમા સત્ બુદ્ધિને મોહ કહે છે તે જાળમા ફસેલા

૨૬ अभय—પોતાનો ઉચ્છેદ થવાની બુદ્ધિનો અભાવ

૨૭ भावसंशुद्धि.—બીજાની સાથે વ્યવહારનો વખત આવે ત્યારે પણ માયારહિતપણુ

૨૮ असतउपासना:—એટલે સ્ત્રી વિગેરે મિથ્યા કલ્પિત અમગળ વસ્તુનો ભોગ, કે જેનાથી જીવો મહા ભયકર સસારમા ભમે છે

૨૯ तदात्मान—જેઓ પ્રમાણગત અને પ્રમેયગત અસભાવના રહિત થાય છે તે

૩૦ स्थैर्यः—મોક્ષનુ સાધન કરવામાં ગમે તેટલા વિઘ્નો આવે તો પણ તેની ગણના ન કરવી તે

૩૧ तन्निष्ठाः—વિજાતીય પ્રત્યય રહિત થઇ સજાતિય પ્રવાહ રાખી દેહ વિગેરે અનાત્મામા આત્મબુદ્ધિરૂપ વિપરીત ભાવના કાઢી શકે છે તે

૩૨ तत्परायणा.—અજ્ઞાનરૂપ ઉપાધિનો નાશ કરીને અખડ આનદમા મગ્ન રહેનાર.

૩૩ ज्ञान निर्धूतकल्मषा.—મૂલ અજ્ઞાનરૂપ મળાગ્ના બીને જ્ઞાનથી બાળી નાખનાર

૩૪ अपरिग्रहः—કથા, પુસ્તકાદિ બહુ પરિગ્રહ શન્ય

૩૫ अनिकेतः—પોતાને રહેવા માટે કુટી પણ રાખે નહિ

૩૬ अलोलुप्त्वः—વિષયોની સનિધિમા પણ અવિકારીપણુ

૩૭ नष्टमोहः स्मृतिर्लब्ध्वाः—અસત્મા સત બુદ્ધિ અને અધર્મમા સ્વધર્મ બુદ્ધિ એ બે પ્રકારના મોહનો નાશ અને હુ પરબ્રહ્મ છુ એવા અનુસધાનરૂપ આત્મવિષયક બુદ્ધિ પ્રાપ્ત થવી તે

૩૮ વિક્ષેપ ઉત્પન્ન થાય એવા કર્મનો ત્યાગ એ સન્યાસ છે માત્ર વસ્ત્ર પહેરવાથી સન્યાસી થવાય નહિ. ગાર્ગી, વ્યાધ, વસિષ્ઠ વિગેરેએ સન્યાસીના વસ્ત્ર ધારણ કર્યા ન હતા છતા તેઓ જ્ઞાની હતા

૩૯ [illegible]

૪૦ [illegible]

૪૧ [illegible]

૪૨ જે જ્ઞાનથી સર્વ પ્રાણિમાત્રમા [illegible] જાણી શકાય [illegible] શકાય તે સાત્વિક જ્ઞાન છે

૪૩ સાત્વિક સન્યાસ વૈરાગ્ય પૂર્વક લેવામા આવે છે, રાજસિક કાયક્લેશ અને ભયથી લેવામા આવે છે અને તામસિક મૂઢપણાથી લેવામા આવે છે

૪૪ જેને વૈરાગ્ય ન હોય અને શ્રદ્ધા ન હોય તે જો કર્મનો ત્યાગ કરે તો વિક્ષેપ રહિત થતો નથી વાર્તિકકાર કહે છે કે "પ્રમાદિ. બહિર્મુખ પશુ જેવા કજીયામા રાજી એવા સન્યાસી પણ કર્મ-દોષવાળા જોવામા આવે છે" તેથી વૈરાગ્ય વગરના સંન્યાસ કરતા, નિષ્કામ કર્મનુ આચરણ શ્રેષ્ઠ છે શ્રદ્ધા વગર લીધેલો સન્યાસ બ્રહ્મપદ પ્રાપ્ત કરાવી આપતો નથી

૪૫ સુષુપ્તિમા આત્માનુ અસગપણુ કાંઇક અંશે અનુભવમા આવે છે પણ તે દશામા વાસનાના

મૂળરૂપ અજ્ઞાનનો ઉચ્છેદ થયો ન હોવાથી અસગ પણ દૃઢ થતું નથી, તેથી નિર્વિકલ્પ સમાધિના અભ્યાસથી કારણ શરીરથી પણ અસગ થતા શીખવુ જોઇએ અને અસગ થયા પછી શ્રુતિ યુક્તિના બળથી બ્રહ્મપદનુ જ્ઞાન મહાવાક્યદ્વારા મેળવવુ

૪૬ સમ્યક દર્શનવાળાને સદ્યોમુક્તિ છે, કર્મયોગવાળાને કર્મફળના ત્યાગથી, ઇશ્વર પ્રીતિ માટે અનુષ્ઠાન કરી સત્વશુદ્ધિથી ઉત્પન્ન થતા જ્ઞાનદ્વારા મોક્ષ થાય છે

૪૭ તેથી ધ્યાન એ સમ્યક્દર્શનનુ અતરગ સાધન છે

૪૮ યોગીઓ કર્મ છોડતા નથી પણ કર્મ પોતે તેને છોડી જાય છે

૪૯ યોગ અને જ્ઞાન એ બન્ને માર્ગમા સકલ્પ છોડવાની જરૂર છે, સંકલ્પ છોડી તટસ્થ રહેવું એ મોક્ષનુ લક્ષણ છે

૫૦ સપ્રજ્ઞાત સમાધિમા સકલ્પ માત્રથી જે દિવ્ય ભોગ ઉત્પન્ન થાય છે તે સંકલ્પનો નાશ અસંપ્રજ્ઞાત સમાધિના અભ્યાસ બળથી થાય છે

૫૧ જે પુરુષ કર્મનો બાધ કરીને અકર્મ દર્શન કરી શકે છે તે ‘ કૃત્સ્ન કર્મકૃત્ ” કહેવાય છે

૫૨ વિદ્વાનમા અસગભાવ હોય છે તેથી તે કર્મ કરતો છતા લેપાયમાન થતો નથી

અને ક્ષેત્રનુ જ્ઞાન બરાબર થયુ કહેવાય છે તે સમ્યકજ્ઞાન કહેવાય છે

૫૯ મૃગજળ જોવાનો આનદ નષ્ટ થાય તો તેનો શોક તત્વજ્ઞાની પુરુષો કરતા નથી સિદ્ધાન્તમા જગતના કોઇ ભાવો તત્વજ્ઞને રજન કરી શકતા નથી

૬૦ જે માણસ પોતાના મનનો નિગ્રહ કરવાને સમર્થ છે તેણે રાગદ્વેષની માફક કર્મ પણ છોડવા

૬૧ ક્રિયા એટલે પરિસ્પન્દન, જે પરિચ્છિન્ન હોય તે ક્રિયા કરે અને તેને બાધ લાગે જે આત્મા વ્યાપક છે તે કોઇ ક્રિયાનો કર્તા થઇ શકે નહિ

૬૨ જપા કુસુમના દ્રષ્ટાતમા સ્ફટિક શુદ્ધ છે, છતા કુસુમના રૂપના સાનિધ્યમા તેનુ શુદ્ધ રૂપ પકડવુ મુશ્કેલ પડે છે. સિદ્ધાંતમા બ્રહ્મ નિત્ય અપરોક્ષ અને અસગ છે, છતા મૂઢ પુરુષો તેને જપાકુસુમની પેઠે ઉપાધિ ધર્મ સહિત ગ્રહણ કરે છે વિદ્વાનો ઉપાધિ રહિત બ્રહ્મ સરળતાથી જાણી શકે છે

૬૩ જીવને પોતાના કર્મથી જન્મ છે, ઇશ્વરને પોતાના કર્મરૂપી અદ્રષ્ટ નિમિત્ત નથી, તેથી રજ્જુ સર્પની માફક સૃષ્ટિની પ્રતીતિ છે

૬૪ જે જ્ઞેય છે ( દ્રશ્ય છે ) તે અનાત્મ છે

૬૫ જેમ ઉંઘતો માણસ સ્થૂલ અને સુક્ષ્મ દેહને છોડે છે તેમ સમાહિત ચિત્તવાળો કારણ દેહને પણ છોડે છે

૬૬ આત્મસાક્ષાત્કારમા માત્ર વૃત્તિવ્યાપ્તિની જરૂર છે, તેથી અનાત્મપ્રત્યયનો તિરસ્કાર કરી આત્મૈકાકાર પ્રત્યય–પ્રવાહ કરવો

૬૭ ફળવ્યાપ્તિ સ્વરૂપભૂત છે

૬૮ જેને અશ્રેયમા શ્રેય બુદ્ધિ કદાચિત થાય છે તેને પડવાનો સભવ છે બ્રહ્મજ્ઞાનીને તેવી બુદ્ધિ થતી નથી તેથી તે કૃતકૃત્ય છે

૬૯ અપ્રાપ્તની પ્રાપ્તિને યોગ કહે છે, પ્રાપ્તનુ સરક્ષણ એ ક્ષેમ કહેવાય છે બન્ને પ્રારબ્ધ કર્મને આધીન છે એમ જાણી જ્ઞાની પુરુષો નિર્યોગક્ષેમ રહે છે

૭૦ જેમ રજ્જુ–સર્પ બરાબર જોવાથી બાધ પામે છે તેમ ચિત્ત આદિ મિથ્યાત્વ પક્ષવાળાને જ્ઞાનથી તેનો બાધ થાય છે તે સત્યત્વ પક્ષવાળાને યોગ એ સાધન છે દ્રષ્ટાતમા જેમ સાચો સર્પ મત્રાદિથી નિરૂદ્ધ પામી બાધ પામે છે તેમ ચિત્ત પણ યોગથી નિરૂદ્ધ પામી બાધ પામે છે નિરન્વયોચ્છેદ તો બન્ને પક્ષમા પ્રારબ્ધ કર્મને અતે થાય છે

૭૧ જ્ઞાની ગુણાત્મક થતો નથી એટલે કે ગુણના ધર્મ પોતામા આરોપતો નથી " હુ ગૌર છુ હાથેથી ખાઉ છુ મે મારી આખોથી અમુક જોયુ હુ સુખી અથવા દુ ખી થયો. મારૂ અમુક કર્તવ્ય છે " વિગેરે ધર્મ પોતામા આરોપતો નથી

૭૨ શ્રુતિ કહે છે.—**नास्ति अकृतःकृतेन** એટલે મોક્ષ અકૃત છે, તે ક્રિયાસાધ્ય નથી. જે ક્રિયાસાધ્ય હોય તે અનિત્ય થઇ જાય છે.

૭૩ ઇન્દ્રિય મન બુદ્ધિનો સયમ કરી જે ઇચ્છા ભય અને ક્રોધ જીતે છે તે બધ પ્રતીતિ કાલે પણ મુક્ત છે મુક્તિમા અતરાય ફક્ત અજ્ઞાનનુ છે, તેથી અહકાર વિગેરે બધન કરનારા ભાવોનુ ત્રણે કાળમા અસત્વ છે અને તેથી મિથ્યા છે

૭૪ પૂર્વજન્મમા સારા સસ્કાર પડયા હોય તો આ જન્મમાં ભક્તિનુ જોર લાગે છે પ્રહલાદને હિરણ્યકશ્યપુએ રોકયો છતા રોકાયો નહિ આવો ભકત વેદના કર્મકાડને ઉલ્લંઘન કરે છે તો પિતાની આજ્ઞા શા હિસાબમાં ?

૭૫ રજ્જુ સર્પની બીકથી વ્યાકુલ થએલ માણસ સર્પથી પરે રહેલ રજ્જુને જાણી શકતો નથી તેમ જે માણસો આ જગતના ત્રણ ગુણથી મોહિત છે તે ભગવાનને જાણી શકતા નથી. ભગવાનને ઉપાધિ ધર્મનુ અભિમાન નથી તેથી તેની માયા તેને મોહ કરતી નથી. બીજાઓ ઉપાધી ધર્મનુ અભિમાન લે છે તેથી તે માયા તેઓને મોહ કરે છે

૭૬ અશોભન સ્ત્રીઆદિમા શોભન બુદ્ધિ, અસત્ય પ્રપંચમાં સત્યનો અધ્યાસ, સત્ય આત્મામા અસત્યનો અધ્યાસ, અનાત્મદેહાદિમા આત્માનો અધ્યાસ વિગેરે વિપરિત ભાવનાથી ગૃષ્ટિનુ યથાર્થ જ્ઞાન પ્રતિબદ્ધ પામે છે

૭૭ ભક્તોએ યોગક્ષેમને માટે ચિંતા કરવી જોઇએ નહિ અન્નને માટે અથવા યોગભૂમિમા ઉપર ઉપરની ભૂમિના લાભ માટે પણ ચિંતા ન કરવી અનન્ય ચિત્તવાળા ભગવાનથી અભિન્ન હોય છે તેથી તેમને સર્વ મળી રહે છે

૭૮ અગ્નિમાં રાગદ્વેષ નથી અને જે તેની પાસે જાય છે તેની ટાઢ દૂર થાય છે જે દૂર બેસે છે તેની ટાઢ દૂર થતી નથી સિદ્ધાંતમા જે ભગવાનને શરણ જાય છે તેનુ બંધન નાશ પામે છે, બીજાનુ નહિ, જેઓના ચિત્તમા રાગદ્વેષ છે તેનામા ભગવાનનો વિશેષત અભિવ્યક્તિ થતી નથી

૭૯ સાત્વિક માણસ સમાધિના સુખમા રહે છે, વિષયોમા રમતો નથી સમાધિ સુખ માટે શરૂઆતમા મન, પ્રાણ, ઇંદ્રિયોનુ સ્પન્દન નિરોધ કરવાનુ હોવાથી. યજ્ઞમા પશુને લઇ જતા થતા દુખ જેવુ, ઝેર જેવુ, તીવ્ર વેદનાવાળુ લાગે છે, પરિણામે સાત્વિકવૃતિથી મન વિગેરેની ક્રિયાનો નિરોધ થવાથી અમૃતરૂપ પરમ આનંદ આપવાવાળુ થાય છે

## સિદ્ધાંત.

૮૦ પ્રશ્ન—દેહ જો અનાત્મા હોય તો દેહની પીડાથી આપણને કેમ પીડા થાય છે

ઉત્તર—યક્ષની માફક અભિમાન માત્રથી જેમ કોઇ યક્ષ પરશરીરમા દાખલ થાય તો તે દેહની પીડા દેહપતિને થતી નથી પણ તે દેહના અભિમાની યક્ષને થાય છે. વળી જેને પોતાની પ્રતિમામા અભિમાન છે તે પ્રતિમાને કોઇ દુ ખ દે તો તેને પોતાને દુ,ખ થાય છે તેમ માત્ર અભિમાનથી સુખદુ ખ થાય છે

૮૧ જ્યાં જે વસ્તુ કોઇ વખતે અભેદરૂપે જણાય અને કોઇ વખતે ન જણાય ત્યા તે અધ્યસ્ત છે દ્રષ્ટાતમા જેમ રજ્જુમા સર્પ, સિદ્ધાતમા, પ ચતન્માત્રા પ્રત્યગાત્મામા કોઇ વખતે દેખાય છે અને કોઇ વખતે નથી દેખાતી તેથી તે મિથ્યા છે

૮૨ સત્ય વસ્તુ અને મિથ્યા વસ્તુનો વાસ્તવ સબધ થતો નથી, તેથી પ્રત્યગાત્માને પ્રમાતા સાથે સબધ થતો નથી દુ ખ એ પ્રમાતાનો ધર્મ છે. તેથી પ્રત્યગાત્માને કાઇ થતું નથી

૮૩ દુ.ખનુ કારણ અધ્યાસ છે સ્વપ્નનુ દુ ખ જાગ્રતમા રહેતુ નથી, જાગ્રતનુ સ્વપ્નમાં રહેતુ નથી, માટે આત્મામા સ્વપ્નાની માફક દુ ખની ભ્રાતિ થાય છે, તેથી તિતિક્ષા રાખતા શીખવુ

૮૪ પ્રમાતા મૂળ અજ્ઞાનથી ચિદાત્મામા કલ્પિત છે, આત્મજ્ઞાનથી મૂળ અજ્ઞાન નિવૃત્ત થવાથી ફરીથી પ્રમાતા ઉત્પન્ન ન થવાથી જ્ઞાનથી અમરત્વ સિદ્ધ થાય છે

૮૫ અધ્યાસમા માત્ર પૂર્વ અનુભવની અપેક્ષા રહે છે પૂર્વ અનુભવ સત્ય હોવો જોઇએ એ નિયમ નથી દર્પણમા આકાશ દેખાય છે તેમા નીલવર્ણ દેખાય છે આકાશ પોતે નીલવર્ણવાળુ નથી તેથી ભ્રમ પરંપરાથી અધ્યાસ થાય છે

૮૬ ગીતામા કહેલ છે કે—नासतो विद्यते भावो એટલે અસતનુ અસ્તિત્વ નથી

૮૭ લોઢામા બાળવાનો સ્વભાવ નથી પણ તપેલુ લોઢુ બાળે છે તેમ સિદ્ધાતમા પચતન્માત્રાના ઉદય થયે કર્તૃત્વ લાગે છે એ આત્માનો ધર્મ નથી માત્રાના સબધથી ભૂલથી તે ધર્મ આત્મામા આરોપાય છે તેથી પ્રમાતાને બધન છે કેવળ શુદ્ધ આત્માને નથી માત્રાનો વિયોગ એ મોક્ષ છે

૮૮ આરોપિતના વિકારી ધર્મથી અધિષ્ઠાનમા વિકાર થતો નથી મૃગજળ જમીનને ભીની કરતુ નથી

૮૯ પોતે પૃથક જોવા ધાય (દ્વૈતમિવ) ત્યારે બીજાને જોઈ શકે એવુ શ્રુતિનુ વાક્ય છે તેથી અવિદ્યાથી ક્રિયા છે

૯૦ વ્યુત્થાનકાળમાં અવિદ્યા લેશથી કર્મ કરતો છતો વિદ્યાથી તે ક્રિયા બાધ થવાથી ભવિષ્યના કર્મનો દોષ લાગતો નથી

૯૧ આત્મા નિત્ય હોવાથી ઘટની પેઠે અથવા કીટ ભ્રમરની પેઠે ઉત્પન્ન થતો નથી, સર્વગત હોવાથી, નદી સિંધુમાં મળે છે તેમ પ્રાપ્ત થતો નથી દૂધમાંથી દહીંનો જેમ વિકાર થાય છે તેમ વિકાર પામતો નથી કારણકે સ્થાણુ છે અને અચલ હોવાથી સોનાની શુદ્ધિની માફક સંસ્કારની અપેક્ષા રાખતો નથી ઉત્પત્તિ, પ્રાપ્તિ, વિકૃતિ અને સંસ્કૃતિ એ ચારે કર્મના[1] ધર્મ છે ઘટાકાશ જેમ મહાકાશરૂપે નિત્ય છે તેમ આત્મા પરમાત્મારૂપે નિત્ય છે. કંઠે મણિ નિત્ય પ્રાપ્ત છતાં વિસ્મરણથી

૧ મહામહોપાધ્યાય શાસ્ત્રીજી હાથીભાઇનો એવો મત છે કે—અહીં કર્મપદ ક્રિયા વાચી નથી પણ વ્યાકરણ શાસ્ત્રમા જેના ઉપર બીજી વિભક્તિ આવે છે તે કર્મ સંજ્ઞકનુ બોધક છે જેમ 'ગામડે જાય છે' આ વાકયમાં ગામડા શબ્દ ઉપર બીજી ભક્તિનો અર્થ દર્શાવતો 'એ' પ્રત્યય છે તેથી જવાની ક્રિયા વડે પ્રાપ્ય ગામડુ છે એ ગમન ક્રિયાનુ પ્રાપ્ય કર્મ છે, 'ઘડાને બનાવે છે' આમા ઘડો ઉત્પાદ્ય કર્મ છે, 'દૂધને મેળવણ નાખી દહી કરે છે' અત્રે દૂધ વિકાર્ય કર્મ છે અને 'શાકને વઘારે છે' અહીં વઘાર રૂપ સંસ્કારનુ શાક એ સંસ્કાર્ય કર્મ કહેવાય એ ચાર પ્રકારમાંનો એકે પ્રકાર આત્મામા સંભવિત ન હોવાથી આત્મા કોઇ પણ ક્રિયાનુ કર્મ થતો નથી

૯૮ મરૂભૂમિનું જલ ધીરેધીરે સુકાતું નથી તેમ માયા ધીરેધીરે જતી નથી મરૂભૂમિના જલને મૃગજળરૂપે જાણવાથી જળનો અભાવ થાય છે તેમ માયાનુ સ્વરૂપ જાણવાથી માયાનો અભાવ થાય છે.

૯૯ મૃગજળની ભૂમિ મૃગજળથી ભીની થતી નથી તેમ પ્રપચના ધર્મથી બ્રહ્મને કાંઇ થતુ નથી.

૧૦૦ જ્ઞાન દશા ઉપાધિનો ગ્રાસ કરે છે, અજ્ઞાન દશા ઉપાધિને ઉત્પન્ન કરે છે

૧૦૧ સુષુપ્તિ, સમાધિ અને મૂર્છામાં પ્રકૃતિ ન હોવાથી પુરુષને સુખ દુઃખ થતાં નથી જાગ્રતમાં ઉપાધિ સંબધથી તે ઉત્પન્ન થાય છે તેથી સુખ દુ.ખ એ ઉપાધિના ધર્મ છે

૧૦૨ આત્માનું સુખ, પોતાની બુદ્ધિનો પ્રસાદ મળવાથી અને બુદ્ધિ નિર્મળ થવાથી રજોગુણ અને તમોગુણના મેલથી રહિત થવાથી ઉત્પન્ન થાય છે, તે વિષયોના સગથી ઉત્પન્ન થતું નથી અને નિદ્રા અને આળસથી મળતુ નથી.

૧૦૩ જ્ઞાની પ્રારબ્ધ કર્મના ભોગનો ક્ષય થયે વિદેહ મુક્ત થાય છે, પછી સસારમાં પડવાના કારણનો અભાવ હોવાથી તે સસારમાં પડતો નથી.

૧૦૪ અકાર્યકારણ એવા શુદ્ધ તત્વમાં અજ્ઞાનના સબધની સભાવના પણ નથી.

૧૧૦ જેમ મીઠુ પાણીમાં ગળી જઈ તેજરૂપ થાય છે પરબારૂ થતુ નથી, તેમ જીવ ઇશ્વરની ભક્તિદ્વારા શુદ્ધ ચૈતન્યરૂપ થાય છે

૧૧૧ જો આત્મા સ્વભાવથી કર્તા અને દુઃખરૂપ હોય તો મોક્ષની આશા રાખી શકાય નહિ જે વસ્તુનો જે સ્વભાવ હોય તે તેને છોડતો નથી જેમ અગ્નિની ઉષ્ણતા. સિદ્ધાતમા કર્તાપણુ માત્ર રાગદ્વેષવાળાને લાગે છે

૧૧૨ દેવદત્તના વસ્ત્રોનો નાશ થવાથી દેવદત્તનો નાશ થતો નથી તેમ દેહનો નાશ થતા આત્માનો નાશ થતો નથી.

૧૧૩ રજ્જુમાં સર્પ દેખાવાનુ કારણ અજ્ઞાન છે તે રજ્જુ અથવા સર્પની માફક વ્યક્ત નથી અજ્ઞાનમાથી ઉત્પન્ન થયેલો સર્પ, જ્ઞાન થતા અજ્ઞાન સહિત લય પામે છે

૧૧૪ નિશ્ચલ સમાધિલાભનું ચિન્હ બુદ્ધિપ્રસાદ છે.

૧૧૫ જ્ઞાનીને દેહ છોડતી વખતે બીજુ સ્થાન પ્રાપ્ત કરવાનુ હોતુ નથી ઘટાકાશનો મહાકાશમા લય થાય છે, તેમ લિંગ શરીરરૂપી ઉપાધિનો વિલય માત્ર થાય છે અને તે જીવની બ્રહ્મપ્રાપ્તિ છે

૧૧૬ જ્ઞાનીને આત્મામાં પ્રીતિ હોવાથી ચેતન અચેતન-વાળા ઉત્તમ, મધ્યમ અને અધમ ભૂતોમાં સુખ

૧૧૦ જેમ મીઠુ પાણીમાં ગળી જઇ તેજરૂપ થાય છે પરખારૂ થતુ નથી. તેમ જીવ ઇશ્વરની ભક્તિદ્વારા શુદ્ધ ચૈતન્યરૂપ થાય છે

૧૧૧ જો આત્મા સ્વભાવથી કર્તા અને દુઃખરૂપ હોય તો મોક્ષની આશા ગણી શકાય નહિ જે વસ્તુનો જે સ્વભાવ હોય તે તેને છોડતો નથી જેમ અગ્નિની ઉષ્ણતા સિદ્ધાંતમા કર્તાપણુ માત્ર રાગદ્વેષવાળાને લાગે છે

૧૧૨ દેવદત્તના વસ્ત્રોનો નાશ થવાથી દેવદત્તનો નાશ થતો નથી તેમ દેહનો નાશ થતા આત્માનો નાશ થતો નથી

૧૧૩ રજ્જુમા સર્પ દેખાવાનુ કારણ અજ્ઞાન છે તે રજ્જુ અથવા સર્પની માફક વ્યક્ત નથી અજ્ઞાનમાથી ઉત્પન્ન થયેલો સર્પ, જ્ઞાન થતાં અજ્ઞાન સહિત લય પામે છે

૧૧૪ નિશ્ચલ સમાધિલાભનુ ચિન્હ બુદ્ધિપ્રસાદ છે.

૧૧૫ જ્ઞાનીને દેહ છોડતી વખતે બીજુ સ્થાન પ્રાપ્ત કરવાનુ હોતુ નથી ઘટાકાશનો મહાકાશમા લય થાય છે, તેમ લિંગ શરીરરૂપી ઉપાધિનો વિલય માત્ર થાય છે અને તે જીવની બ્રહ્મપ્રાપ્તિ છે.

૧૧૬ જ્ઞાનીને આત્મામાં પ્રીતિ હોવાથી ચેતન અચેતન-વાળા ઉત્તમ, મધ્યમ અને અધમ ભૂતોમા સુખ

ભોગાત્મક પ્રયોજન નથી અને પોતે નિષ્કામ હોવાથી તેને પુણ્ય અને પાપનો સંબંધ થતો નથી

૧૧૭ ભગવાનને કોઈના પુણ્ય પાપ સાથે સબંધ નથી જે શ્રુતિમા એમ કહેલ છે કે જેને સુમાર્ગે ચઢાવવા હોય તેની પાસે તે પુણ્ય કરાવે છે અને કુમાર્ગે ચઢાવવો હોય તેની પાસે પાપ કરાવે છે એ શ્રુતિમા કર્મ પ્રમાણે ફળ સમજવાનુ છે

૧૧૮ જેમનુ મન સર્વ ભૂતમા સામ્ય પ્રકારે સ્થિત અને નિશ્ચલ થયુ છે તેમણે આ જન્મ જીતી લીધો છે

૧૧૯ બ્રહ્મ નિર્દોષ અને અવિષય છે સુવર્ણના સિંહાસન ઉપર સુવર્ણની મૂર્તિને સુવર્ણ જોવાવાળા સુવર્ણરૂપે જુએ છે અને પુતળી આકારવાળી આકૃતિ જુએ છે. તેમા પૂજનથી ઉત્પન્ન થયેલ ભ્રાંતિકૃત તારતમ્યતા છે

૧૨૦ તેથી બ્રહ્મજ્ઞાની બધુ બ્રહ્મરૂપ જોતા વ્યુત્થાન અવસ્થામા પણ બ્રહ્મમા સ્થિતિ કરી રહે છે

૧૨૧ અભક્તના ચિત્તમા રાગદ્વેષ હોવાથી ત્યા ભગવાનની વિશેષ અભિવ્યક્તિ થતી નથી

૧૨૨ ભગવાન કહે છે કે મારૂ સતત ભજન કરનારને હુ બુદ્ધિયોગ આપુ છુ, આહી બુદ્ધિયોગનો અર્થ જ્ઞાનનિષ્ઠા છે આવી નિષ્ઠા હોય ત્યારે જેમ નદીઓ

નામ રૂપ છોડી દઇ સમુદ્રમાં પ્રવેશ કરે છે તેમ ભક્તો ભગવદ્ સ્વરૂપમાં પ્રવેશ કરે છે

૧૨૩ મોક્ષનુ સુખ મુખ્ય અને અક્ષય હોવાથી તેને માટે બહારનુ સુખ છોડવું સુત્યજ છે.

૧૨૪ અત્યંત સુખ એટલે દ્રષ્ટા દ્રશ્ય ભાવનો જે પરિચ્છેદ તેને અતિક્રાંત કરી જે નિર્વિશેષ પરમાનંદરૂપ સુખ મળે છે તે

૧૨૫ બ્રહ્મવિત્ સોપાધિક અને નિરૂપાધિક એમ બે જાતના હોય છે. સંપ્રજ્ઞાત સમાધિવાળા સર્વ પ્રાણીમાત્રને ઉપાદાન બુદ્ધિથી સર્વાત્મભાવે જુએ છે. અસંપ્રજ્ઞાત સમાધિવાળા બધા પ્રાણી માત્રને રજ્જુમાં સર્પ, દંડ, ધારાની માફક અધ્યસ્ત રૂપે જુએ છે

૧૨૬ ભગવાન કહે છે કે આત્મજ્ઞાન सुसुखकर्तुम છે એટલે માત્ર અજ્ઞાનને દૂર કરવાથીજ પ્રાપ્ત થાય છે કારણ કે તે વસ્તુતંત્ર છે.

૧૨૭ આત્મા દુઃખી થતો હોય તો આત્યંતિક દુઃખ નિવૃતિ વખતે આત્માના નાશનો પ્રસંગ આવે.

૧૨૮ જેમ તીવ્ર અભિનિવેશથી જોતા રજ્જુ સર્પ શમી જાય છે અને અધિષ્ઠાન ભૂત રજ્જુનો આવિર્ભાવ થાય છે તેમ વસ્તુતાએ ભગવાનની મૂર્તિ ચિદ્‌રૂપ છે તેમાં જડપણુ અધ્યસ્ત છે. તેને ઘણો કાળ

અભિનિવેશની ચર્મ અનુક્રમે જેના મૂર્તિમા અન્તર્ગત કહેલુ જડમા તિરોહિત થાય છે અને ચૈતન્યનો આવિર્ભાવ થાય છે તેથી અચેતન દેખાતી મૂર્તિનુ તત્વ પણ વિશ્વરૂપ છે

૧૨૯ વિશ્વરૂપ પણ અસ્મિતા ભાવમા અન્તર્ગત છે. તે બરાબર જેતા અસ્મિતા માત્ર અવશેષ રહે છે અસ્મિતા શુદ્ધ ચિતમા અન્તર્ગત હોવાથી સમાહિત મનમા મનના સંકલ્પોની સાથે અસ્મિતા તિરોધાન થાય છે અને શુદ્ધ ચિત અવશેષ રહે છે

૧૩૦ તત્વજ્ઞાનનુ પ્રયોજન અવિદ્યાની નિવૃતિ અને આનંદની પ્રાપ્તિ છે

૧૩૧ બ્રહ્મનુ સવિશેષત્વ, નિષ્કલાત્મક બોધની પહેલા જણાય છે તત્વજ્ઞાન થયા પછી પ્રતીત થતુ નથી

૧૩૨ અગ્નિનો વિસ્ફુલિંગ અગ્નિરૂપ છે, અંશ નથી તે પ્રમાણે જીવ પણ બ્રહ્મજ છે, બ્રહ્મનો અંશ નથી નિરંશ સ્વરૂપમા અંશાશીની કલ્પના બનતી નથી અંશભાવ કલ્પિત ઉપાધિ સ્વીકારી ઉપચારથી બોલાય છે

૧૩૩ જ્યારે પુરુષ પ્રકૃતિના ગુણોમા સ્થિતિ કરે છે અને તાદાત્મ્ય કરે છે ત્યારેજ તે પ્રકૃતિના ગુણો ભોગવે છે.

૧૩૪ જ્ઞાની જાણે છે કે ઉપાધિનુ ઉત્ક્રમણ થાય છે ઉપહિતનુ થતું નથી

૧૩૫ પુરુષોત્તમ એટલે કાર્ય કારણ ઉપાધિથી રહિત સ્વરૂપ.

૧૩૬ વિદ્વાનને કર્મમાં પ્રવૃતિનુ કારણ અજ્ઞાન નષ્ટ થયુ હોવાથી ત્યાગ સ્વત. સિદ્ધ થાય છે, તેથી તેના પ્રતિ કર્મનો વિધિ કે કર્મનો ત્યાગ કહેવામા આવતો નથી.

૧૩૭ જે માણસ વિશ્વને ભગવદ્રુપ જોઇ શકે છે તે નિર્વૈર થઇ શકે છે.

૧૩૮ જ્યારે બીજુ જાણવાનુ ન રહે ત્યારે જ્ઞાનની પરાનિષ્ઠા ઉત્પન્ન થાય છે

૧૩૯ જ્ઞાનીને દેહના ઉપાદાનભૂત અવિદ્યાનો નાશ થયા પછી પણ થોડો વખત દેહાદિનુ પ્રતિભાન રહે છે એ જીવનમુક્તની દશા ધ્યાનમા લઇને ભગવાને કહ્યુ છે કે જ્ઞાની અને તત્ત્વદર્શી પુરુષો જીજ્ઞાસુઓને જ્ઞાન આપે છે

૧૪૦ જેમ સુતેલા માણસને કોઇ તેના નામે બોલાવે તો જાગી જાય છે, તેમા બીજી ક્રિયાની જરૂર પડતી નથી, તેમ અજ્ઞાનમા સુતેલો જીવ, પોતાના નિજ આત્માના ગુણ સાભળી જાગી જાય છે.

૧૪૧ જેમ ઘટની અંદર રહેલ દીપપ્રભા ઘટને વ્યાપ્ત કરે છે, ઘટના છિદ્રદ્વારા જ્યારે તે બહાર નીકળે છે ત્યારે બહારના થોડા પદાર્થોને પ્રકાશ કરે છે. સર્વાત્મના ઘટની બહાર નીકળે તો બધાને પ્રકાશ કરે છે તેમ અંતઃકરણમાં પ્રતિબિંબિત બિંબ ચૈતન્ય દેહથી અવચ્છિન્ન થઈ દેહનેજ પ્રકાશ કરે છે જ્યારે તે ઇન્દ્રિયદ્વારા વૃત્તિરૂપે બહાર જાય છે ત્યારે ઘટાદિને પ્રકાશ કરે છે અને ગુરુકૃપાથી જ્ઞાન મળે તો દેહનું અભિમાન છોડી સમસ્ત બ્રહ્માકાર થાય છે. ત્યારે સર્વાત્મભાવ ઉત્પન્ન થવાથી યોગીઓને સર્વજ્ઞતા અને સર્વ કાર્યોની પ્રાપ્તિ થાય છે

૧૪૨ વળી જ્ઞાનથી અંતઃકરણની વૃત્તિ બ્રહ્માકાર થાય તો સત્ બીજ માત્ર થાય છે. સીંદરી બાળી નાખી હોય તેવુ અથવા બાળેલા બીના જેવુ અંતઃકરણ થઇ જાય તો વૃત્તિ ઉપશમ થવાથી કેવલ અધિષ્ઠાનરૂપ થઇ જાય છે

૧૪૩ અધ્યસ્તથી અધિષ્ઠાન અદ્વિતીય થતું નથી કારણ કે અધ્યસ્ત તુચ્છ છે.

૧૪૪ ભેદ મિથ્યા છે છતાં જેમ સ્વપ્નમા વ્યવહાર થાય છે તેમ જાગ્રતમા વ્યવહાર થાય છે

૧૪૫ પ્રત્યગાત્મા સર્વ રસ રૂપ છે, તે નિરૂપાધિક પ્રેમગોચર છે આવુ પ્રત્યગાત્માનું સ્વરૂપ જે જાણતા નથી તે અલ્પ મિથ્યા સુખમા પડે છે

૧૪૬ યોગ સિદ્ધિમાં જે આસક્ત છે તે અતૃપ્ત છે, તેને સિદ્ધિઓનુ પુરૂ સુખ મળતુ નથી કારણ કે તે અનિત્ય છે અને મોક્ષ સુખ પણ મળતું નથી કારણ કે વૈરાગ્યનો અભાવ છે તેથી તેને સસાર મળે છે.

૧૪૭ ઉત્તમ અને અધમ જાતિની વ્યવસ્થા અને વેદશાસ્ત્રનુ પ્રમાણ જ્ઞાન પહેલાંજ રહે છે, જ્ઞાન થયા પછી રહેતુ નથી.

૧૪૮ પ્રપચમા બ્રહ્મ છે પણ બ્રહ્મમાં પ્રપચ નથી

૧૪૯ કર્મ અને ઉપાસનાનો સમુચ્ચય થઇ શકે છે કારણકે બન્નેમાં કર્તાપણુ છે પણ જ્ઞાન અને કર્મનો સમુચ્ચય થઇ શકતો નથી કારણકે જ્ઞાનથી જીવનુ અકર્તાપણુ રહે છે અને કર્મબુદ્ધિથી કર્તાપણુ રહે છે



## પ્રકરણ ૮ મુ.

## વેદાંત રસ બિન્દુઃ

### સાધન.

૧ જેને વિશ્વ એ પોતાનુ ઘર લાગે છે તેને પરિગ્રહ રાખવાની જરૂર નથી.

૨ દેહમા રોગ હોય ત્યારે રોગનુ વિસ્મરણ રહે તો વધારે સારૂ, રોગનુ સ્મરણ રહેવાથી દેહનુ સ્મરણ થઇ જાય છે

૩ જેણે પોતાના નિર્વાહ જેટલુ ધન મેળવી લીધુ છે તે માણસ જો અધિક ધનના સગ્રહની ઇચ્છા કરે

વેદાંત રસ બિન્દુ નામનુ હિંદી ભાષાનુ એક નાનું પુસ્તક સ્વામીશ્રી નિત્યાનન્દજીને બહુ ગમતુ હતુ. તે પુસ્તકના વખાણ તેમણે એકથી વધારે વખત કર્યા હતા તેમણે સમાધિ લીધા પછી તેમના પુસ્તકોમાથી આ પુસ્તક મળી આવેલ છે.

અને તેને વિશેષ ભોગની તૃષ્ણા થાય તો તે માણસ કામી, ક્રોધી અને લોભી થાય છે, અનેક પ્રકારના પાપ ગણે છે, અનેક પ્રકારની ચિંતામા રહે છે, અનેક અપમાન અને હાનિ સહન કરે છે અને ચિંતામા ને ચિંતામા નરકને લાયક બને છે.

૪ સંન્યાસાશ્રમની જરૂર સ્વીકારવાથી અને તે ગ્રહણ કરવાથી તેના નિયમો પાળવાની ટેવ કરવી પડે છે, તેનાથી નવો અભ્યાસ બધાય છે, તેથી હાલ જે આશ્રમમાં જીજ્ઞાસુ હોય તેમાજ રહી બધા અભ્યાસ નિવૃત કરવાની ટેવ પાડવી એ વધારે સારૂ છે

૫ કોઇના થોડા ગુણોની સ્તુતિ કરવી એ અસૂયાનો અભાવ છે, બીજાના ગુણોનો અનાદર કરી તેમા દોષ જોવો એ અસૂયા છે; તેથી કોઇની અસૂયા એટલે ઇર્ષા કરવી નહિ.

---

આ પુસ્તકમાં વેદાંતના કેટલાક ગૂઢ સિદ્ધાંતો હિંદી ભાષામા બહુ સરળ રીતે સમજાવેલા છે પણ કેટલાક જીજ્ઞાસુઓ હિંદી ભાષા જાણતા નથી અને વાંચી પણ શકતા નથી તેમના લાભ માટે આ પ્રકરણમા તે પુસ્તકમાંથી કેટલાક મુખ્ય સિદ્ધાંતોનો સંગ્રહ ગુજરાતી ભાષામા આપવામા આવે છે.

આ પુસ્તકમાં સ્વામીશ્રી મંગલનાથજીનો ઉપદેશ છે તેમણે થોડા વર્ષ પહેલાંજ રૂપીકેશમા સમાધિ લીધી છે તેમની પ્રતિભા અલૌકિક હતી તેઓ રૂષીકેશના સંત શિરોમણિ કહેવાતા, અખંડ બ્રહ્મચારી, સમર્થ ત્યાગી, યોગી, જ્ઞાની અને લોકહિતકારી હતા તેમણે જ્યારે શરીર છોડયુ ત્યારે નામાંકિત વૃદ્ધ નિવૃતિપરાયણ

૬ જે વસ્તુ સામાન્યરૂપથી જાણેલી હોય અને વિશેષ રૂપથી જાણેલી ન હોય તે જ્ઞાનનો વિષય છે જ્ઞાનથી અજ્ઞાન સહિત ભ્રમ નીકળી જાય છે સપૂર્ણ દ્રશ્ય સામાન્યરૂપથી એટલે ઇદરૂપથી સતરૂપે જ્ઞાત છે અને બ્રહ્મરૂપથી અજ્ઞાત છે એ અજ્ઞાત બ્રહ્મ સદેહનો વિષય છે અને તે વિચાર અને પ્રમાણને આધીન છે અદ્વૈત અખડ આનદસ્વરૂપ બ્રહ્મજ્ઞાન વિચારથી થાય છે

૭ ભ્રમ બે પ્રકારના થાય છે —

(૧) સવાદી ભ્રમ—આ ભ્રમમા વસ્તુમા વસ્તુ તત્વની સભાવના દેખાય છે આત્મ સાક્ષાત્કાર થયા પહેલા સર્વ દ્રશ્યનુ બ્રહ્મરૂપે ધ્યાન કરવુ એ સવાદી ભ્રમ છે એ

---

સતો પણ ભાવયુક્ત હૃદયે અશ્રુપૂર્ણ નેત્રે એમ કહેતા હતા કે રૂપીકેશ શૂન્ય થયુ સ્વામીશ્રી રામતીર્થ પણ તેમને ઉચ્ચ કોટીના મહાત્મા માનતા હતા

ગુજરાતી ભાષામા આ સગ્રહ આ પુસ્તકમા છાપવા માટે તે પુસ્તકના પ્રકાશક શ્રીયુત સીતારામ ગુપ્ત તરફથી પરવાનગી મળેલ છે. તે માટે તેમનો આભાર માનવામા આવે છે

જેઓને આ પુસ્તક મૂળ હિદી ભાષામા વાચવાની ઇચ્છા હોય તેઓએ "પ્રબન્ધક પજાબ-સિધક્ષેત્ર, રૂપીકેશ, જિલ્લો દેહરાદુન" એ સરનામે હિદી ભાષામા અથવા અગ્રેજી ભાષામા કાગળ લખી સાત પૈસાની ટપાલની ટિકિટ મોકલવાથી આ પુસ્તક હિદી ભાષામા મફત મળી શકશે

ભ્રમ અભ્યાસથી સાક્ષાત્કાર
દશામાં પ્રમાણ થઇ જાય છે

(૨) વિસંવાદી ભ્રમઃ-વિપરીત ભાવના એ વિસંવાદી ભ્રમ છે. જગતને જગત રૂપે માનવું એ વિસંવાદી ભ્રમ છે, તે મિથ્યાજ્ઞાન છે તે મિથ્યાજ્ઞાનનો આત્મ સાક્ષાત્કારથી બાધ થાય છે

૮ અસંસર્ગ એટલે અસંગપણુ અને નિરંતર બ્રહ્માભ્યાસ, એ નિવૃતિનો ઉપાય છે બ્રહ્માભ્યાસ સિવાય બીજા જે સમાધિ વિગેરે ઉપાય છે તે કઠણ છે, તેનાથી વિશેષ લાભ થતો નથી

૯ મોટી વાસના દૈવી સંપતથી દૂર થાય છે અને અતિસૂક્ષ્મ વાસના દેહપાત થયા પછી નિવૃત્ત થાય છે. મરણ કાળે રોગ અથવા દુઃખ ઉત્પન્ન થવા એ અદ્રષ્ટ (કર્મ) ને આધીન છે તેને જ્ઞાન સાથે વિશેષ સંબંધ નથી

૧૦ જ્ઞાન પ્રાપ્તિમાં મુખ્ય હેતુ શ્રદ્ધા અને તત્પરતા છે. શ્વેતકેતુને છેલ્લો ઉપાય ‘શ્રદ્ધા’ બતાવેલ છે

૧૧ ત્યાગ મુખ્ય સાધન છે, દેહના અભિમાનનો ત્યાગ એ મુખ્ય ત્યાગ છે.

૧૨ બીજા મુખ્ય સાધન સતોષ સમતા ભગવત શરણ અને ઉત્તમ આચરણ છે

૧૩ વિક્ષેપની નિવૃત્તિ આત્મજ્ઞાનથી થાય છે ભોજન વિગેરેનો વ્યવહાર અનિદ્ય હોવો જોઇએ પ્રાણ ધારણ કરવા માટે આહાર જોઇએ અને તત્વ જીજ્ઞાસા માટે પ્રાણ રાખવો જોઇએ અને ફરીથી દુ ખ ન આવે એટલા માટે તત્વ જીજ્ઞાસા રાખવી જોઇએ

૧૪ या निशा सर्व भूताना એ ગીતાના શ્લોકનો અર્થ એ છે કે અજ્ઞાની બ્રહ્માકાર વૃત્તિમા પ્રસુપ્ત છે, જ્ઞાની એમા જાગે છે, અને જે અવિદ્યા અને તેના કર્મમા અજ્ઞાની જાગે છે તે અવિદ્યા અને તેના કાર્ય જ્ઞાનીની દૃષ્ટિમા અત્યતાભાવ રૂપ છે તથા અપ્રવૃત્તિનો વિષય હોવાથી સયમી મુનિ તેમા પ્રસુપ્ત છે

૧૫ ભગવાન ગીતામા કહે છે કે.—मत्त· परतर नान्यत् किंचिदस्ति धनजय અને सदसच्चाहमर्जुन એટલે કે મારાથી ભિન્ન કાઇ નથી, સત અને અસત્ હુ છુ. કૃષ્ણથી કાઇ ભિન્ન નથી એવુ જ્ઞાન જેને થાય છે તે પોતે કૃષ્ણ થાય છે જ્ઞાન થયા પછી જે કાંઇ દેખાય તે કૃષ્ણરૂપ છે ઉચ્ચ બ્રાહ્મણ મુસલમાનને અડીને પોતાને મુસલમાન માને છે તો કૃષ્ણના સ્પર્શથી આપણે પોતાને કૃષ્ણ કેમ ન માનીએ? કૃષ્ણ સિવાય બીજુ જોવુ એ ભ્રાંતિ છે. તાત્પર્ય

ભ્રમ અભ્યાસથી સાક્ષાત્કાર
દશામાં પ્રમાણ થઇ જાય છે

(૨) વિસંવાદી ભ્રમઃ–વિપરીત ભાવના એ વિસંવાદી ભ્રમ છે. જગતને જગત રૂપે માનવું એ વિસંવાદી ભ્રમ છે, તે મિથ્યાજ્ઞાન છે તે મિથ્યાજ્ઞાનનો આત્મ સાક્ષાત્કારથી બાધ થાય છે

૮ અસંસર્ગ એટલે અસંગપણુ અને નિરંતર બ્રહ્માભ્યાસ, એ નિવૃતિનો ઉપાય છે બ્રહ્માભ્યાસ સિવાય બીજા જે સમાધિ વિગેરે ઉપાય છે તે કઠણ છે, તેનાથી વિશેષ લાભ થતો નથી

૯ મોટી વાસના દૈવી સંપતથી દૂર થાય છે અને અતિસૂક્ષ્મ વાસના દેહપાત થયા પછી નિવૃત્ત થાય છે. મરણ કાળે રોગ અથવા દુ:ખ ઉત્પન્ન થવા એ અદ્રષ્ટ (કર્મ) ને આધીન છે તેને જ્ઞાન સાથે વિશેષ સબંધ નથી

૧૦ જ્ઞાન પ્રાપ્તિમાં મુખ્ય હેતુ શ્રદ્ધા અને તત્પરતા છે. શ્વેતકેતુને છેલ્લો ઉપાય 'શ્રદ્ધા' બતાવેલ છે

૧૧ ત્યાગ મુખ્ય સાધન છે, દેહના અભિમાનનો ત્યાગ એ મુખ્ય ત્યાગ છે.

૧૨ બીજા મુખ્ય સાધન સંતોષ, સમતા, ભગવત્ શરણ અને ઉત્તમ આચરણ છે.

૧૩ વિક્ષેપની નિવૃત્તિ આત્મજ્ઞાનથી થાય છે ભોજન વિગેરેનો વ્યવહાર અનિદ્ય હોવો જોઇએ પ્રાણ ધારણ કરવા માટે આહાર જોઇએ અને તત્વ જીજ્ઞાસા માટે પ્રાણ રાખવો જોઇએ અને ફરીથી દુખ ન આવે એટલા માટે તત્વ જીજ્ઞાસા રાખવી જોઇએ

૧૪ या निशा सर्व भूतानां એ ગીતાના શ્લોકનો અર્થ એ છે કે અજ્ઞાની બ્રહ્માકાર વૃત્તિમા પ્રસુપ્ત છે, જ્ઞાની એમા જાગે છે; અને જે અવિદ્યા અને તેના કર્મમા અજ્ઞાની જાગે છે તે અવિદ્યા અને તેના કાર્ય જ્ઞાનીની દૃષ્ટિમા અત્યતાભાવ રૂપ છે તથા અપ્રવૃત્તિનો વિષય હોવાથી સયમી મુનિ તેમા પ્રસુપ્ત છે

૧૫ ભગવાન ગીતામા કહે છે કે'—मत्त: परतर नान्यत् किंचिदस्ति धनजय અને सदसच्चाहमर्जुन એટલે કે મારાથી ભિન્ન કાઇ નથી, સત્ અને અસત્ હુ છુ. કૃષ્ણથી કાઇ ભિન્ન નથી એવુ જ્ઞાન જેને થાય છે તે પોતે કૃષ્ણ થાય છે. જ્ઞાન થયા પછી જે કાંઇ દેખાય તે કૃષ્ણરૂપ છે ઉચ્ચ બ્રાહ્મણ મુસલમાનને અડીને પોતાને મુસલમાન માને છે તો કૃષ્ણના સ્પર્શથી આપણે પોતાને કૃષ્ણ કેમ ન માનીએ? કૃષ્ણ સિવાય બીજુ જોવુ એ ભ્રાંતિ છે. તાત્પર્ય

ભ્રમ અભ્યાસથી સાક્ષાત્કાર
દશામાં પ્રમાણ થઇ જાય છે.

(૨) વિસંવાદી ભ્રમઃ-વિપરીત ભાવના એ વિસંવાદી
ભ્રમ છે જગતને જગત
રૂપે માનવુ એ વિસંવાદી
ભ્રમ છે, તે મિથ્યાજ્ઞાન છે
તે મિથ્યાજ્ઞાનનો આત્મ સાક્ષા-
ત્કારથી બાધ થાય છે

૮ અસંસર્ગ એટલે અસંગપણુ અને નિરંતર બ્રહ્માભ્યાસ, એ નિવૃતિનો ઉપાય છે. બ્રહ્માભ્યાસ સિવાય બીજા જે સમાધિ વિગેરે ઉપાય છે તે કઠણ છે, તેનાથી વિશેષ લાભ થતો નથી

૯ મોટી વાસના દૈવી સંપતથી દૂર થાય છે અને અતિસૂક્ષ્મ વાસના દેહપાત થયા પછી નિવૃત્ત થાય છે. મરણ કાળે રોગ અથવા દુ:ખ ઉત્પન્ન થવા એ અદ્રષ્ટ (કર્મ) ને આધીન છે તેને જ્ઞાન સાથે વિશેષ સંબંધ નથી

૧૦ જ્ઞાન પ્રાપ્તિમાં મુખ્ય હેતુ શ્રદ્ધા અને તત્પરતા છે. શ્વેતકેતુને છેલ્લો ઉપાય 'શ્રદ્ધા' બતાવેલ છે

૧૧ ત્યાગ મુખ્ય સાધન છે, દેહના અભિમાનનો ત્યાગ એ મુખ્ય ત્યાગ છે.

૧૨ બીજા મુખ્ય સાધન સતોષ, સમતા, ભગવત્ શરણ અને ઉત્તમ આચરણ છે.

૧૩ વિક્ષેપની નિવૃત્તિ આત્મજ્ઞાનથી થાય છે ભોજન વિગેરેનો વ્યવહાર અનિદ્ય હોવો જોઇએ પ્રાણ ધારણ કરવા માટે આહાર જોઇએ અને તત્વ જીજ્ઞાસા માટે પ્રાણ ગખવો જોઇએ અને ફરીથી દુ:ખ ન આવે એટલા માટે તત્વ જીજ્ઞાસા રાખવી જોઇએ

૧૪ या निशा सर्व भूतानां એ ગીતાના શ્લોકનો અર્થ એ છે કે અજ્ઞાની બ્રહ્માકાર વૃત્તિમાં પ્રસુપ્ત છે, જ્ઞાની એમા જાગે છે, અને જે અવિદ્યા અને તેના કર્મમા અજ્ઞાની જાગે છે તે અવિદ્યા અને તેના કાર્ય જ્ઞાનીની દૃષ્ટિમાં અત્યતાભાવ રૂપ છે તથા અપ્રવૃત્તિનો વિષય હોવાથી સયમી મુનિ તેમા પ્રસુપ્ત છે

૧૫ ભગવાન ગીતામા કહે છે કે —मत्तः परतर नान्यत् किंचिदस्ति धनजय અને सदसच्चाहमर्जुन એટલે કે મારાથી ભિન્ન કાઇ નથી, સત્ અને અસત્ હુ છુ. કૃષ્ણથી કાઇ ભિન્ન નથી એવુ જ્ઞાન જેને થાય છે તે પોતે કૃષ્ણ થાય છે જ્ઞાન થયા પછી જે કાઇ દેખાય તે કૃષ્ણરૂપ છે ઉચ્ચ બ્રાહ્મણ મુસલમાનને અડીને પોતાને મુસલમાન માને છે તો કૃષ્ણના સ્પર્શથી આપણે પોતાને કૃષ્ણ કેમ ન માનીએ? કૃષ્ણ સિવાય બીજુ જોવુ એ ભ્રાતિ છે. તાત્પર્ય

એ છે કે ભગવાનને સભારવા, તેનુ સ્મરણ કરવુ, તેનેજ જોવા, બીજી વસ્તુને નહિ જો બીજું જોશો તો માથા ઉપર નકામો બોજો આવશે સર્વત્ર આનદજ છે એ ગીતાનો તાત્પર્ય અર્થ છે

૧૬ જ્ઞાનમા માત્ર શિષ્યની પ્રજ્ઞા કારણભૂત છે

૧૭ यमेवैषवृणुते तेन लभ्यः એટલે જે અધિકારીને આત્માને મેળવવા તીવ્ર ઇચ્છા છે તેની ઇચ્છાના સત્ય સકલ્પ વડેજ આત્મા તેને પ્રાપ્ત થાય છે, તે અધિકારીને આ આત્મા પોતાનુ સ્વરૂપ પ્રકાશિત કરે છે.

૧૮ ભક્તિ વૈરાગ્ય અને જ્ઞાન સાથે સાથે રહે છે

૧૯ ચતુશ્લોકી ભાગવતમા ભગવાને બ્રહ્માજીને કહેલ છે કે—આદિ, મધ્ય, અત અને શેષ બધુ હુ છુ એ સ્થિતિ પરમજ્ઞાનનિષ્ઠાવાળી છે. જેને પ્રતિબધક પાપ છે તેને કઠણ અને દુર્લભ લાગે છે. પોતાના પુરૂષાર્થથી અને ઇશ્વરના અનુગ્રહથી સુલભજ છે

૨૦ પોતે અસગ રહેવુ અને પોતાને અસગ સમજવું એ શાતિનો ઉપાય છે છીપમા રૂપાની ભ્રાતિ થાય છે ત્યારે તે મેળવવાની પ્રવૃત્તિ થાય છે અને રજ્જુમા સર્પની ભ્રાતિ થાય છે ત્યારે તેનાથી બીને માણસ ભાગે છે, માટે વિધિ નિષેધરૂપ પ્રવૃત્તિ અને નિવત્તિનો આશ્રય ભ્રમ છે



સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજ

( ચ બામા પૂર્ણિમા વખતે-સંવત ૧૯૬૮ )

૨૧ આપણે આપ અખંડ આત્મરૂપ છીએ તેમાં અન્ય બુદ્ધિ એ ભ્રમ છે તો પછી ત્યાગ ગ્રહણનો આધાર ક્યાં છે ?

૨૨ ખરી અસંગતા એટલે આત્મા સિવાય અન્યનો અભાવ

૨૩ કાળક્ષેપને વાસ્તે તો જ્ઞાનનો અભ્યાસજ પરમ ઉપાય છે

૨૪ સ્થૂલ દેહથી સૂક્ષ્મ દેહનું છૂટવું તેને મૃત્યુ કહે છે, પણ વસ્તુતાએ અજ્ઞાન એજ મૃત્યુ છે આત્મા અસંગ છે પણ દેહના અભિમાનથી પોતાને મરણ ધર્મવાળો માને છે, ભોગથી ભોક્તા માને છે અને અબંધથી સંબંધી માને છે અજ્ઞાનથી પ્રમાદ થાય છે તેથી પ્રમાદને મૃત્યુરૂપ કહ્યું છે બ્રહ્મનિષ્ઠામાં પ્રમાદ કદાપિ કરવો નહિ

૨૫ પ્રમાદ એટલે સ્વરૂપનું વિસ્મરણ

૨૬ આત્મભાવ કોઇકજ મનુષ્ય વ્યવહારમાં લાવી શકે છે તેથી જ્ઞાનનું ફળ સ્પષ્ટ જોવામાં આવતું નથી લૌકિક રીતે જીવવું એ દુઃખકારક છે લૌકિક મરવું સુખકારક છે

૨૭ જન્મ્યા પહેલાં કોઇ સાથે સંબંધ ન હતો, મર્યા પછી રહેતો નથી તો પછી વચમાં સંબંધ શી રીતે સત્ય થાય ?

૨૮ પુત્ર પૌત્રાદિકના પુણ્યથી બધાએલ માણસને તેમના સ્નેહપાશથી છૂટવુ મુશ્કેલ પડે છે. તેથી પ્રબળ વિચારથી સ્નેહનો ત્યાગ કરવો જોઇએ

૨૯ ઇચ્છા ત્યાગથીજ સુખી થવાય છે. નિરહકારતા પ્રાપ્ત કર્યા વગર મોક્ષ મળશે નહિ દેહમાં અભિમાન છોડી એમ જાણવું કે હું અનગ શિવ છુ. એજ રસાયન છે અને મૃત્યુનુ મૃત્યુ છે

૩૦ સકલ્પ દૃઢ થતાં થતાં માસમય થઇ જાય છે અને વાસના બધાય છે. બ્રહ્મના સસ્કાર દૃઢ કરવાથી બ્રહ્મરૂપજ નિશ્ચય થાય છે અને બીજી વાસના નિવૃત્ત થાય છે.

૩૧ ધનવાન માણુસ પોતાનુ ધન નષ્ટ થતા જેટલું દુખ માને છે તેટલુ દુઃખ પરમાત્માના ચિતન વીના વખત ગાળવાથી કેમ નથી લાગતું ?

૩૨ ભગવાન સદા કૃપાળુ છે તેનુ શરણ લેવું જોઇએ, ભગવાન માણસની માફક કદી અપ્રસન્ન થતા નથી.

૩૩ જે ભગવાનનુ છે તે તેને શા માટે ન સોંપી દેવું ?

૩૪ સ્વરૂપમાં એકાગ્રતા વધારવી અને વિક્ષેપનુ ભાન ન થાય તેમ રહેવું એ પરમ લાભ છે

૩૫ વિક્ષેપની નિવૃત્તિ માટે નિદિધ્યાસન છે. જ્ઞાન તો મનનથી થઇ જાય છે અનાત્માના દર્શન, શ્રવણ, મનન અને વિજ્ઞાનથી આ સર્વનુ જ્ઞાન થાય છે

એ બૃહદારણ્યકની શ્રુતિમા નિદિધ્યાસનની વ્યાવૃત્તિ છે જેને અનુભવ નથી થયો તેને નિદિધ્યાસન કરતા કરતા કોઇ વખતે પ્રમાજ્ઞાન થઇ જશે

૩૬ જેટલા દેશમા અહવૃત્તિ છે તેટલા દેશમા બ્રહ્મ સાક્ષીરૂપથી જ્ઞાત છે બાકીનુ અનિદરૂપ બ્રહ્મ પોતાની કલ્પિત અવિદ્યાથી આવૃત હોવાથી અજ્ઞાત છે તેમા ઇદનો અધ્યાસ થાય છે પચકોશથી શરૂ કરી ઇશ્વર પર્યન્ત બધુ ઇદરૂપ અવિદ્યાની વૃતિ છે ઇદરૂપ જે દેહનો સઘાત છે તેમા અહવૃત્તિનો સાક્ષી સહિત આભાસ થાય છે. તેને ચિદાભાસ કહે છે પહેલા અહવૃત્તિમા સઘાતરૂપ ઇદ અધ્યાસ અને પછી ઇદરૂપ સઘાતમા અહ અધ્યાસ. એવા બે પ્રકારના અધ્યાસથી હુ દેહ છુ. મનુષ્ય છુ એવો ખોટો વ્યવહાર થાય છે ને દેહ સઘાતને મિથ્યાત્મા કહે છે મિથ્યાત્મારૂપી ગા અવિદ્યાગ્રથીને હૃદયગ્રથી કહે છે જેમ બીજાના દેહમા ઇદ બુધ્ધિ થાય છે તેમ પોતાના દેહમા ઇદ બુધ્ધિ થાય અથવા સર્વ દેહમા અહ બુધ્ધિ થાય તો અતકરણ શુદ્ધ થાય છે અને હૃદયગ્રથીનુ ભેદન થાય છે

૩૭ જીવ પોતાની વિપરીત બુદ્ધિથી બ્રહ્મને જગત નામથી બોલાવે છે અને પોતાની બુદ્ધિથી ઇદને [illegible] માને છે પણ તેણે સમજવુ જોઇએ કે ત

બુદ્ધિ પાગલ છે. તેનાથી જે નિશ્ચય થશે તે વિપરીત થશે તેથી પહેલી પાગલ બુદ્ધિથી થયેલ નિશ્ચયોનો અત્યંત અભાવ કરવો જોઇએ અને ઇશ્વરના નિસ્વાર્થ નિશ્ચયમાં શ્રદ્ધા રાખવી જોઇએ

૩૮ ઇશ્વરનો નિશ્ચય એવો છે કે—मदसच्चाहं अर्जुन। એટલે કે જે વ્યક્તાવ્યક્ત તે માની રાખ્યુ છે તે નહિ, જે કાંઇ છે તે હું છું. શ્રદ્ધાવાનને નિશ્ચય માટે આટલો ઉપદેશ પુરતો છે

જ્યારે ભગવાનજ આવી બુદ્ધિ આપે છે તો તેનો નિશ્ચય આપણે સ્વીકાર કરવો, પોતાના પૃથક્ અનુભવથી ઇશ્વરને ન સમજવા કારણકે તે વિપરીત ભાવ છે

૪૦ ઇશ્વરના નિશ્ચયથી તમે ઇશ્વર છો કારણ કે તેનાથી અન્ય કોઇ નથી તેથી આ અનુભવ તમારો થયો અને મહાત્માઓનો પણ એજ અનુભવ છે. હિંદુ મુસલમાનનુ પાણી પીવાથી મુસલમાન થાય છે તો તમો ઇશ્વરનો નિશ્ચય સ્વીકારવાથી ઇશ્વર કેમ ન થઇ શકો ? રાજાઓએ આપેલી નાની નાની પદવીઓ લોકો ખુશીથી સ્વીકારે છે તો ઇશ્વરની આપેલી મોટી પદવી ખુશીથી શા માટે સ્વીકારતા નથી

૪૧ કાર્ય કારણતા બે પ્રકારની છે (૧) વાસ્તવિક કાર્યકારણતા જેમકે ગાયમાંથી ગાય ઉત્પન્ન થાય

છે (૨) બૌધ કાર્યકારણતા આમા બુદ્ધિનિષ્ઠ કાર્યકારણતા થાય છે જેમકે રજ્જુમા સર્પ અને એવી રીતે આત્મામા જગત્ જ્યા વાસ્તવિક કાર્યકારણતા હોય ત્યા કાર્યના જ્ઞાનથી કારણનુ જ્ઞાન થાય છે અથવા કારણના જ્ઞાનથી કાર્યનુ જ્ઞાન થાય છે અને કાર્યની ઉત્પતિ પછી કારણનુ અસ્તિત્વ રહેવાની જરૂર નથી; જેમકે ગાયમાથી વાછરડી થયા પછી ગાયને રહેવાની જરૂર નથી

જ્યા કારણના અજ્ઞાનથી કાર્ય રહે છે ત્યા કારણના જ્ઞાનથી કાર્યની નિવૃત્તિ થાય છે જાગૃત્મા જાગૃત્ એ વાસ્તવિક જાગૃત્ નથી, તેમા બ્રહ્મભાવ અજ્ઞાત છે જો ગુરૂ અને શાસ્ત્રની મદદથી બ્રહ્મથી અભિન્ન સાક્ષીભાવાપતિરૂપ વાસ્તવિક જાગૃત અનુભવમા આવે તો જાગૃત્ જાગૃત્ સહિત અજ્ઞાન નિદ્રા રહેશે નહિ જગતની તરફથી સુષુપ્તિ અને બ્રહ્મથી અભિન્ન સાક્ષી ભાવમા જાગૃતભાવ એજ પરમ પુરુષાર્થ છે

૪૨ માગવુ અને લેવુ એ ભક્તિનુ અ ગ નથી ભગવાને જ્યારે પ્રહ્લાદને વર માગવાનુ કહ્યુ ત્યારે તેણે જવાબ આપ્યો કે આપ અનાશ્રય નિર્વિશેષ છો, આપથી બીજુ આપની પાસે છે નહિ અને મને કાઇ જોઇતુ નથી. હુ નિષ્કામ છુ તેથી લેવુ દેવું બનતુ નથી જે લેવા દેવાની ઇચ્છા કરે છે તે ભક્ત નથી અહ તા, ઇદ તા. મન સર્વ ભગવાનને અર્પણ કરી દો

૪૩ રમ્યતા અને અરમ્યતા બન્ને આવિદ્યક છે બન્નેને મિથ્યા સમજી બાધ કરી, અસત સમજી, પાષાણના જેવી સમતા પ્રાપ્ત કરવી તેનાથી સંસાર મટે છે

૪૪ અન્યદ્વૈતનો સદાકાળ અભાવ હોવાથી આ આત્મા હમેશા સ્વરૂપથી અસંગ છે બાહ્ય વ્યવહારથી પણ હમેશા અસંસક્ત રહેવા યોગ્ય છે તથા અસંસક્ત રહેવું જોઇએ તેવુ નહિ કરો તો વ્યવહારમા અસાવધાન રહેવાથી અહંમમરૂપ દશ્ય અવશ્ય લાગશે અને દુઃખ દેશે

૪૫ સુખની ઇચ્છા છોડવાથી સુખ સ્વરૂપ આત્મા આપના આપ ઉપલબ્ધ થાય છે

૪૬ સમાધિ બે પ્રકારની થાય છે (૧) ક્રિયા સમાધિ (૨) જ્ઞાન સમાધિ પહેલી સમાધિ મન અને ઇંદ્રિયોની ક્રિયાને આધીન છે, તેમા ઉત્થાન થાય છે, એ અજ્ઞાનનુ કાર્ય છે. ઉત્થાનમા ફક્ત સમાધિની ભાવના છે

૪૭ જ્ઞાન સમાધિમા ઉત્થાન નથી આત્મા અપ્રચ્યુત છે, સર્વદા અપને આપકો અખંડ અદ્વિતીય આત્મા સમજી રહેવું એ જ્ઞાન સમાધિ છે આત્માથી ઇતર કાંઇ નથી તેથી તે સદા વ્યુત્થાનથી રહિત છે આવી સમાધિ રામ, કૃષ્ણ વિગેરેની હતી આવી જ્ઞાન સમાધિને સહજાવસ્થા કહે છે.

૪૮ ગ્રહણરૂપ અવિદ્યાની દૃષ્ટિથી અવિદ્યા આપને આપ બહુ મનાય છે અને વિદ્યાની દૃષ્ટિએ કેવળ બ્રહ્મ આપને સે આપ વિદ્યમાન છે એના ગુણાશમા જે દ્ બાહ્યાગ્ર છે તેજ અવિદ્યારૂપ ભેદભાવ છે, તેને પ્રકૃતિ કહે છે

૪૯ બધુ વિસ્મરણ કર્યા વગર આત્મામા સ્થિતિ થશે નહિ

૫૦ એમ ન સમજવુ કે અવિદ્યા કાઇ છે અને વિદ્યાથી નિવૃત્ત થવાય છે અવિદ્યા પહેલેથીજ નિવૃત્ત હતી પણ માની લીધી હતી ફરીથી વિચારથી નિવૃત્તની નિવૃત્તિ નિશ્ચય થાઇ

૫૧ ગીતામા ભિન્નભિન્ન પ્રકારનો ઉપદેશ ભિન્નભિન્ન અધિકારીઓ માટે છે પરતુ सर्वमिदमहं એ મુખ્ય જ્ઞાનરૂપ પરમ ઉપદેશ છોડીને બીજો ઉપદેશ ગ્રહણ કરવાનુ શુ પ્રયોજન છે?

૫૨ આત્તા મમતારૂપ જીવભાવ છોડી " અદ્વિતીય અખંડ બ્રહ્મજ " મારૂ સ્વરૂપ છે એવો દૃઢ નિશ્ચય કરવો જોઇએ. એવો દૃઢ નિશ્ચય નહિ કરો તો જેવી જેવી જીવન્મુક્તિ વિદેહ મુક્તિ સ્થિતપ્રજ્ઞતા વિગેરેની કલ્પના જે મનુષ્ય કરશે તેવુ તેવુ તેને વર્તવુ પડશે એટલા વ્યર્થ પરિશ્રમથી શો લાભ છે નીચેનુ વાક્ય યાદ રાખવુ

सर्वब्रह्मेति बुद्ध चेत् नाहं ब्रह्मेति धीःकुतः।
अह ब्रह्मेति बुद्ध चेत् किम असतोष कारणम ॥

જો બધુ બ્રહ્મ છે એવુ જ્ઞાન થયુ તો "હુ બ્રહ્મ નથી" એવી બુદ્ધિ કેમ ઉત્પન્ન થાય અને જો એમ લાગે કે હું બ્રહ્મ છુ તો અસતોષનુ કારણ શુ છે?

૫૩ આજકાલ સહકાર અને અસહકારની ખૂબ વાયુ ભડક રહી છે, એ વેગમા દબાઈને આપ આપને નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, એક અદ્વૈત સચ્ચિદાનંદ સ્વરૂપમાં કોઈ અસાધ્ય અથવા કષ્ટસાધ્ય સકલ્પ કરી દેવો નહિ, કારણ કે આત્મા એ પરમેશ્વર છે અને સત્ય સકલ્પવાળો છે, તે જેવો સકલ્પ કરશે તેવો તેને અનુભવ કરવો પડશે, પછી જેવી જેની મરજી

૫૪ કોઇ અપરાધ માટે કોઇની માફી માગવી વ્યર્થ છે તેથી માફીની માફી માગવી ઉચિત છે, માફી ઉચિત નથી જે માફી માગવી ઉચિત સમજે છે તે નિઃસદેહ પોતાથી જુદો કોઇ સમજે છે તેથી તેના મતમા માફી માગવી એ શિષ્ટાચાર થઇ ગયો છે. જેના મતમાં પોતાથી અતિરિકત દ્વિતીયનુ દર્શન ખપુષ્પવત છે તેના મતમા માફીનુ માગવુ એવુ છે કે જાણે કોઇ જાગતો માણસ આખ વીંચી ઘુરરાટા મારે અને જો મને પૂછે તો મારી તરફથી ઉત્તર છે કે ચુપ!

## સિદ્ધાંત.

૫૫ જેને અજ્ઞાની માણસ કર્મ સમજે છે તે વસ્તુતાએ અકર્મ બ્રહ્મજ છે જેમ કોઇ વહાણમા બેસી ફરનાર માણસ પોતાને ભૂલથી અક્રિય માને છે અને કિનારે ઉભેલા માણસોને ભૂલથી ચાલતા દેખે છે તેમ અજ્ઞાની માણસને ભ્રમથી અકર્મમા કર્મ દેખાય છે

૫૬ વેદમા વિધિમુખ અને નિષેધમુખ વાક્યો છે તેનુ તાત્પર્ય નિર્વિશેષ અદ્વિતીય અખંડ બ્રહ્મ સાક્ષાત્કાર કરાવવામા છે વિધિવાક્ય અને નિષેધવાક્ય અધિકારી ભેદે કહેવાય છે કોઇ તત્વનો જીજ્ઞાસુ હોય અને એમ પૂછે કે આ શુ છે? તો તેનો જવાબ વિધિવાક્યથી એમ અપાય છે કે — सर्वंखल्विदंब्रह्म સર્વ બ્રહ્મજ છે, પણ જે માણસ સંસારથી બીએ છે તેને શ્રુતિ નિષેધવાક્યથી એમ કહે છે કે नेतिनेति એટલે ઇદન્તારૂપ દ્રશ્ય નથી, इदंब्रह्म. तत्सत्य. तत्त्वमसि. એટલે આ બ્રહ્મ છે. તે સત્ય છે. તે તું છો દ્રષ્ટાંતમા—સર્પ નથી. રજ્જુ છે જેને રજ્જુમા સર્પ દેખાતો નથી અને જે બીતો નથી તેમજ તે શુ છે એ ખબર નથી તેને નિષેધવાક્યની જરૂર નથી સિદ્ધાંતમા જેણે જગતને જગતરૂપે જાણ્યુ નથી અને તે શુ છે તેની ખબર નથી તેને નિષેધ વાક્યની જરૂર નથી.

જેણે બ્રહ્મની જગ્યાએ જગત જોયુ છે તેને માટે નિષેધવાકયની જરૂર છે

૫૭ પ્રારબ્ધ, દુ ખની નિવૃત્ત માટે હોય છે, વ્યવહારના સુખની પ્રાપ્તિ માટે માનવું નહિ

૫૮ આત્માનુસ ધાનરહિત રાગદ્વેષ એ મુખ્ય રાગદ્વેષ છે આત્મચિંતનપૂર્વક દૃઢઆસક્તિરહિત રાગદ્વેષ એ એ રાગદ્વેષનો આભાસ છે.

૫૯ દેહમા અહ ભાવ ન હોય તો જીવ પોતેજ ઇશ્વર છે

૬૦ પરમાત્માને સ્ત્રીપુરુષની દૃષ્ટિ નથી, તે માત્ર (શબરીને હતી તેવી) ભક્તિ દેખે છે

૬૧ ચિત્ત સસાર છે, અચિત્તતા બ્રહ્મરૂપતા છે

૬૨ ઇદ, અહ, મમતારૂપ જે મિથ્યાભિમાન છે તે કપટનો પડદો છે, પોતે જેવો છે તેવો પોતાને જાણવો એટલે કે "અદ્વિતીય, અખડ, પૂર્ણાત્મા હુ છુ" એમ નિશ્ચય થવો—એ પડદો ઉઠાવવા બરોબર છે.

૬૩ જેમ રાહુથી ગ્રસ્ત ચદ્ર પ્રતીત થતો નથી પણ રાહુ નિવૃત થાય તો પ્રતીત થાય છે તેમ માયા વિદ્યમાન હોય તો આત્માનુ ભાન થતુ નથી અને માયા ન હોય ત્યારે આત્માનુ ભાન થાય છે એ ચતુ શ્લોકી ભાગવતનુ વચન પ્રમાણરૂપ છે

૬૪ પરમાર્થ દર્શનથી 'ઇદતાનો અધ્યાસ થતો નથી, પ્રહ્લાદની માફક નિશ્ચય રાખવો જોઇએ

૬૫ કોઇ વિષય સુખરૂપ કે દુખરૂપ નથી મન જે પ્રકારનો સબંધ તેની સાથે બાંધે છે તે પ્રમાણે સુખદુખ થાય છે

૬૬ ઇદતા ભ્રમથી કલ્પિત છે ઇદ રૂપથી કાઇ જોવુ નહિ, સર્વ અહરૂપ સત્તા સ્ફુર્તિ સ્વરૂપ છે

૬૭ જ્ઞાનથી કેવળ ભેદ દ્રષ્ટિ નિવૃત્ત થાય છે તે દુખની નિવૃત્તિ છે, બાકી સર્વદા સુખજ સુખ છે

૬૮ દ્રષ્ટા દ્રશ્યનો કાઇ સબધ નથી બની શકતો કારણકે એકજ અદ્વિતીય જ્ઞપ્તિમાત્ર સત્તા અવિદ્યાથી ઉભયાત્મક હોય તેવુ ભાન થાય છે વાસ્તવિક રીતે દ્રશ્ય પણ દ્રષ્ટાનુ સ્વસ્વરૂપ છે

૬૯ પ્રતીતિ સતનીજ થાય છે નામરૂપની પ્રતીતિ થતી નથી અધ્યાસ માત્ર થાય છે પ્રતીતિ બ્રહ્મનીજ થાય છે અસતની પ્રતીતિ થાય તો સસલાના શીગડાની પણ પ્રતીતિ થવી જોઇએ

૭૦ બ્રહ્મ અને જગતનો એકજ સર્ગ છે તેથી બ્રહ્મમા સર્વનો કલ્પતાભાસ છે બ્રહ્મથી અન્ય કાઇ છે એમ માનશો તો તે પોતાની નનાથી કદી નહિ શકે

૭૧ નિદ્રામાં મન અજ્ઞાનમાં લીન થાય છે, સમાધિમા મન બ્રહ્મમા લીન થાય છે એટલે કે બ્રહ્મથી અભિન્ન સાક્ષીભાવમાં સ્થિત થાય છે. વિદ્વાનનુ અજ્ઞાન જ્ઞાનથી બાધિત થવાથી તેને સર્વકાળ સમાધિ છે નિદ્રા પહેલાં મસ્તકમાં આવે છે પછી આખોમા આવે છે, પછી ડોકમા, અને પછી જ્યારે શરીરમા નિદ્રા આવે છે ત્યારે શરીર પડી જાય છે. સમાધિમાં શરીર પડી જતુ નથી પચદશીમા કહ્યુ છે કે સર્વ પ્રકારથી વિસ્મૃત થયેલ મન પરમ સુખને પ્રાપ્ત થાય છે

૭૨ સુષુપ્તિમાંથી જાગ્યા પછી પહેલા દિવસનુ જગત દેખાતું નથી બધુ નવું નવુ દેખાય છે વાસનારૂપ પૂર્વના સજાતીય સસ્કારથી એવો નવો નવો સંસાર સ્ફુરણ થાય છે પ્રારબ્ધ ફળ જે વખતે ભોગ દેવા માટે આવતું નથી તેટલો વખત વિક્ષેપ નિવૃત્ત થાય છે, વિક્ષેપ અજ્ઞાનમા લીન થાય છે, અજ્ઞાન સુખ સ્વરૂપ બ્રહ્મમા એકીભૂત થાય છે પણ એ અજ્ઞાન જ્યાંસુધી બાધિત નથી ત્યાસુધી તે સંસારનો હેતુ છે તેથી સુષુપ્તિ એ પુરૂષાર્થ નથી

૭૩ आत्मेत्येवोपासीत, એ શ્રુતિનો અર્થ એવો છે કે આત્મા અન્ય અનાત્માથી રહિત છે એમ જાણી સ્વસ્થ આત્મસ્વરૂપમા સ્થિત થવુ

૭૪ અજ્ઞાનના મહિમાથી જીવને સમાધિમા વ્યુત્થાનનો ભ્રમ થઇ રહ્યો છે અક્રિયમા ક્રિયાનો અધ્યાસ થઇ રહ્યો છે સમાધિમા વિદ્વાનનો વ્યવહાર થાય છે કારણ કે તેના નિશ્ચયમાં અધિષ્ઠાન સિવાય કાંઇ નથી નાક, કાન, મોઢુ દબાવાથી કોઇની સમાધિ થતી નથી જે સમાધિ પહેલેથી લાગી છે તે કોઇ લગાવી શકતું નથી અને જે સ્વરૂપમા લાગી છે તેનાથી કોઇ વ્યુત્થાન કરી શકતું નથી

૭૫ પ્રાણ હમેશાં અધિષ્ઠાનરૂપથી અચલ છે, લોકોને અચલમાં ચલનનો ભ્રમ થયો છે

૭૬ આત્મામા અનાત્માનો અધ્યાસ છે તે વિચારથી નિવૃત્ત કરો, કાંઇ કર્તવ્ય નથી માત્ર સમજવાનુ છે સર્વ અખંડ અદ્વૈત આત્મા આપ પોતેજ છે તેમા દ્વૈત કોઇ વખતે થયુ નથી આ પરમ નિશ્ચયરૂપ સમાધિ છે

૭૭ ભૂમા અકર્મ છે. તે કોઇમા પ્રતિષ્ઠિત નથી. બીજું કાંઇ હોય તો બીજામા પ્રતિષ્ઠિત થાય

૭૮ અજ્ઞાત બ્રહ્મમા દ્રશ્યનો અધ્યાસ છે જો જ્ઞાન થયુ તો અધ્યાસ ક્યા ? આનંદજ આનંદ છે

૭૯ હુ મરીશ એમ જાણવુ એ પશુબુદ્ધિ છે જે ઉત્પન્ન થયો નથી તે કેવી રીતે મરશે ? પરમાર્થ નિશ્ચયથી બધા૨ મારો બીજો પુરુષાર્થ નથી

૮૦ જેને જેવુ વિશેષપણુ પોતામા હોય તેને તેવો અધ્યાસ છે એમ જાણવુ

૮૧ આહુથી બીજુ જ્યા જ્યાં 'ઇદ' અધ્યાસ છે ત્યા ત્યા 'ઇદ' કોઇ છેજ નહિ વાસ્તવ સર્વત્ર અપના આપજ છે.

૮૨ આ બાબત છાદોગ્ય ઉપનિષદમા સ્પષ્ટ કરેલ છે ત્યા પહેલા સામાન્ય પરોક્ષભાવથી એમ કહેલ છે કે ભૂમા (બ્રહ્મ) નીચે છે, ઉપર છે, આગળ, પાછળ, દક્ષિણ, ઉત્તર એજ સર્વ છે વળી પરોક્ષભાવ નિવૃત્ત કરવા માટે કહેલ છે કે "હુજ નીચે, ઉપર, આગળ, પાછળ, દક્ષિણ ઉત્તર વિગેરે સર્વરૂપ છુ, તે પછી અનાત્માની નિવૃત્તિ માટે કહેલ છે કે આત્માજ ઉપર, નીચે, આગળ, પાછળ, દક્ષિણ, ઉત્તર છે. સર્વ ઇદં આત્માજ છે, ઇદ છેજ નહિ

૮૩ જે આત્મવૃત્તિવાળુ અંત કરણ છે તેજ સત્વમાત્ર છે બાકીના અત કરણ આભાસ માત્ર છે, સર્વાત્મભાવથી હૃદયગ્રથી ત્રુટી જાય છે, સર્વાત્મભાવ ભૂમા વિદ્યામાં આપેલો છે કે ' હુ જ સર્વ છુ'

૮૪ દ્રષ્ટા એકજ છે ઘણા નથી, એજ સ્રષ્ટા છે, એની કલ્પનામા બધુ દૃશ્ય છે તે પોતેજ પોતાની કલ્પનાથી ઘણા દ્રષ્ટા દેખે છે, તેથી કલ્પિત ઉપાયથી કલ્પિત બધન નિવૃત્ત થાય છે

અદ્વતીય છે અર્થાત સ્વરૂપથી અભિન્ન છે. શેષનામ રૂપાત્મક ભિન્ન ઉપાધિ કથન માત્ર છે. અજ્ઞાનનું કાર્ય છે મિથ્યા છે.

૯૩ મિથ્યાત્વ નિશ્ચયરૂપ બાધ એજ અજ્ઞાનની અત્યંત નિવૃત્તિ છે પહેલા પણ અજ્ઞાન ન હતુ પણ અધ્યાસના વેગથી તેની ખબર ન હતી એથી અત્યંત નિવૃત્તની નિવૃત્તિનો નિશ્ચય થયો કારણ કે કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપજ થાય છે

૯૪ વિદ્વાન બ્રહ્મરૂપથી દર્શન કરતા, જગતરૂપથી દેખાતા નથી જ્ઞાનનુ ફળ માત્ર અજ્ઞાન નિશ્ચયનો બાધ છે

૯૫ બ્રહ્માકારવૃત્તિનુ નામ જ્ઞાન છે, તેનાથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. બ્રહ્મ જેવુ છે તેવુજ છે વ્યવહારમા પણ તેવુજ છે સંપૂર્ણ અજ્ઞાન 'નેતિ નેતિ' વગે શ્રુતિ વિચારથી નિવૃત્ત થાય છે

૯૭ જીવ ભાવ ભ્રમ માત્ર છે જ્યાં જીવ ઇશ્વર અને જગતના ભેદવાળાં વાકયો છે ત્યાં લૌકિક અનુવાદ માત્ર છે, આરોપ માત્ર છે, તે પ્રમાણરૂપ નથી કારણ કે 'નેતિ નેતિ' વિગેરે વાકયોથી તેમનો બાધ થાય છે

૯૮ મહાવાકયનુ રટણ કરવું એ બ્રહ્માકારવૃત્તિ નથી. પરંતુ નિરૂઢ બ્રહ્માભિમાન એ બ્રહ્માકારવૃત્તિ છે

૯૯ ગ્રાહ્ય અને ગૃહીતા મિથ્યા વિકલ્પ છે.

૧૦૦ મિથ્યાજ્ઞાનના સાદ્રશ્ય સસ્કારથી ક્ષણક્ષણમા એવાજ સસ્કારના સમુદાયરૂપ સંસારની કલ્પના થાય છે, પણ તે ચાલ્યા ગયા તેથી સંસારની કલ્પના કાઇ રહી નહિ વાસ્તવમા નિર્વિભાગ સન્માત્ર જેવાને તેવા છે

૧૦૧ ગુરુશાસ્ત્રના ઉપદેશથી જણાય છે કે જગત. જીવ વગેરે સર્વ આત્માનુ અન્યથા ગ્રહણ છે અને તેનુ કારણ આત્માના અગ્રહણરૂપ અજ્ઞાન છે, તેથી સમજવું જોઇએ કે કોઇ પોતે વાસ્તવમા આત્માથી પૃથક્ નથી, સર્વ તેનોજ ચમત્કાર છે; માત્ર ગ્રહણ-રૂપ આત્માજ અપને આપમા સ્થિત થાય છે, એનેજ સમ્યક્ જ્ઞાનરૂપ મોક્ષ કહે છે.

૧૦૨ બ્રહ્મદ્રષ્ટિથી ઇદંતા નથી, અજ્ઞાન નથી અને અન્યથા જ્ઞાન પણ નથી કેવળ આપહી આપ સ્વયપ્રકાશ આત્મા પૂર્ણ છે

१०३ જે કાંઈ છે તે હુ છુ એવો ઈશ્વરનો નિશ્ચય, છે તેજ યથાર્થ નિશ્ચય છે તેમા આપણો નિશ્ચય મેળવી નિશ્ચિત થવુ જોઈએ

१०४ જેની દ્રષ્ટિમા અવિદ્યા અને સસાર છે તેની દ્રષ્ટિમા ઈશ્વર કારણ છે અને જગત કાર્ય છે. પરતુ જેની દ્રષ્ટિમા કેવળ સન્માત્ર છે તેને અવિદ્યા કે સસારની ઉત્પતિ જણાતી નથી તો કાર્યકારણભાવ ક્યા રહે ?

१०५ ત્યાગથી ઈશ્વર પ્રાપ્તિ થાય છે ઈશ્વર થઈને ઈશ્વરને મળી શકાય, જીવ રહીને મળી શકાય નહિ ઈશ્વરે કાંઈ ત્યજ્યુ નથી मत्स्थानि કહીને પોતાનાથી બીજુ છોડી દીધુ છે

१०६ मत्स्थानि એમ ભગવાને ગીતામા કહેલુ છે તેથી એમ ન સમજવુ કે સત અને અસત જેવુ કાંઈ છે અને હુ પણ કાંઈક છુ વ્યક્ત અવ્યક્ત કાંઈ છેજ નહિ अनादिमत परब्रह्म न सत तत नाऽसत् उच्यते એ વાક્યમા સત અસતના બાધાર્થની આવૃત્તિ છે

१०७ ત્યાગનુ તાત્પર્ય એ નથી કે કાંઈ ત્યાગ ગ્રહણ કરવાનુ છે જ્યા ત્યાગ છે ત્યા ગ્રહણ છે જે કર્તા ગ્રહણ છે તેનોજ (કર્તા વિનિર્મુક્ત) ત્યાગ છે એ સમજવાનુ છે કરવાનુ કાંઈ નથી.

१०८ બાજીના ગોળાના બિંદુની સાદૃશ આ દૃશ્ય નિરિક્ષિત [illegible] [illegible] અવિદ્યા [illegible]

પોતેજ આદૃશ્ય થઈને, તેનો સાક્ષી થઈને દૃશ્ય માને છે એમ ન માનવું કે દૃશ્ય કાંઈ છે તેને દેખે છે. એમ હોય તો દૃશ્ય અને સબંધ સત્ય થવાથી અનિર્મોક્ષ પ્રસંગ થાય છે

૧૦૯ નામરૂપનુ જ્ઞાન એ અજ્ઞાન છે

૧૧૦ જે કાલ રહેવાનુ નથી એ આજ સત્ય શા માટે માનવુ ?

૧૧૧ જગત્‌ને મિથ્યા કહેવું એ પણ એને સ્થિર રાખવા જેવુ છે. તેથી એક અખંડ બોધ સ્વરૂપ કેવલ ઘન જાગ્રતજ સમજવુ જોઈએ

૧૧૨ મુખ્ય સિદ્ધાંત અજાતવાદ માનવા યોગ્ય છે

૧૧૩ બોધની પુનરાવૃત્તિ એ બ્રહ્માકારવૃત્તિનો પ્રવાહ છે તે બ્રહ્મનિષ્ઠામા ઉપયોગી છે પણ તે આત્માનો ધર્મ નથી, અંત.કરણનો ધર્મ છે અને અનિત્ય છે

૧૧૪ આ દેહ પણ વસ્તુત· મૃગતૃષ્ણાની માફક અવિદ્યમાન છે

૧૧૫ અન્ય ભેદ દર્શનથી રહિત દ્રષ્ટાભાવથી રહેવાથી સદા આનંદજ આનંદ છે

૧૧૬ જેમ સ્વપ્ન દૃશ્ય, દ્રષ્ટાના સ્વરૂપથી જુદુ નથી તેવીજ રીતે દ્રષ્ટાથી જૂદો સંસાર નથી તેની અસંગતા અન્યના અભાવથી છે સ્વરૂપ ભૂત નિશ્ચય કરવાનો છે, કર્તવ્ય કાંઈ નથી

૧૧૭ યોગવાસિષ્ઠમાં કહેલ છે કે —

नात्मन. प्रकृति भिन्ना. घटान्मृन्मयता यथा ।
मन्मृन्मात्र यथा चात्मगात्मैव प्रकृतिस्तथा ॥

આત્માથી પ્રકૃતિ ભિન્ન નથી જેમ ઘટ મૃતિકા માત્ર છે જેમ ઘટ મૃતિકા માત્ર છે તેમ પ્રકૃતિ આત્મા માત્ર છે

૧૧૮ વિદેહમુક્તિ, જીવન્મુક્તિ વિગેરે કલ્પનાઓની જરૂર નથી એ બધી અવિદ્યાની કલ્પના છે જ્યાં ઉપદેશ છે ત્યાં અજ્ઞાનને આગળ રાખીને ઉપદેશ થાય છે

૧૧૯ કાળક્ષેપ કરવા વિગેરેની શંકાને કોઈથી પ્રસંગે કાળ નથી વ્યર્થ શાસ્ત્રનો બોજો શા માટે ઉપાડવો

૧૨૦ જ્ઞાનીને અજ્ઞાન સહિત વિક્ષેપ વ્યવહાર [illegible] છે પણ સાથે સ્વરૂપાનુસંધાન વિદ્યમાન હોવાથી તે વિક્ષેપ જતો રહે છે

૧૨૧ જ્ઞાનીને માટે કોઈ વિધિ કે કર્તવ્ય નથી [illegible] પોતાનામાં કર્તવ્ય [illegible] તે બીજાના [illegible] આરોપણ [illegible] કે પોતે [illegible] નિત્ય મુક્ત છે તે કોઈ જ [illegible] કર્તવ્ય [illegible]

૧૨૨ [illegible]

૧૨૩ આત્માની વિસ્મૃતિ થાય તો સ્મૃતિ માટે આવૃતિની જરૂર પડે છે તેથી તેની વિસ્મૃતિ કરવીજ નહિ.

૧૨૪ આત્માને ન સમજવાથી આત્માજ અનાત્માદિ શબ્દથી વ્યવહારગત થાય છે

૧૨૫ અધિષ્ઠાન સત્તાથી ભિન્ન અધ્યસ્તની સત્તા નથી

૧૨૬ જે કાંઇ અવિદ્યા દ્રષ્ટિથી કહેવામા આવે છે તે શ્રીકૃષ્ણ વાકયઃ—

सदसच्चाहमर्जुन એ વિદ્યાદ્રષ્ટિના વાકયમા સમાઇ જાય છે શ્રીકૃષ્ણના જ્ઞાનનો વિષય શ્રીકૃષ્ણથી અતિરિક્ત નથી તમે, હુ સર્વ કૃષ્ણ છીએ

૧૨૭ પરિપૂર્ણમા આવવું જવુ અસભવ થઇ જાય છે.

૧૨૮ અવિદ્યા નથી અને તેની નિવૃત્તિ નથી.

૧૨૯ ત્રણે કાળમાં આત્મા એક અદ્વૈત છે અને સદા એકલો રહે છે એમ જાણી આપે હમેશા અપને આપમા સતુષ્ટ રહેવુ. ભૂલથી કદી કોઇના સવાલ જવાબના ફંદમાં ફસાવુ નહિ.



પચદશીના પ્રખ્યાત લેખક શ્રી વિદ્યારણ્ય સ્વામીએ 'જીવન્મુક્તિ વિવેક' નામનો એક ગ્રંથ સસ્કૃત ભાષામા લખેલ છે. તેના ઉપર વેદશાસ્ત્રસપન્ન વાસુદેવ શાસ્ત્રી અને ગણેશ શાસ્ત્રીની ટીકા પણ સસ્કૃતમા છે આ ગ્રથ સ્વામીશ્રી નિત્યાનન્દજીએ એક વખત ગ વ ભા ગુલાબ-રાયભાઇ સાથે વાચેલ છે, તેમા કેટલીક નોધ પણ કરેલ છે અને કોઇ કોઇને આ ગ્રથ પોતે સ્વમુખે પણ સભ-ળાવેલ છે; પણ આ ગ્રથમા આપેલ બધા અભિપ્રાયો સાથે સ્વામીજી મળતા થતા ન હતા એમ ગુલાબરાય-ભાઇનુ કહેવુ છે

જીવનમુક્તિ અને વિદેહમુક્તિના લક્ષણો વિગેરે જાણવા પહેલા જીજ્ઞાસુઓએ વેદાન્તની પ્રણાલિકા અને સાત ભૂમિકાઓ બરાબર જાણવાની જરૂર રહે છે તે સાત ભૂમિકાઓની વિગત ટુકામા આ પુસ્તકના છેવટના ભાગમા પરિશિષ્ટ ૩ મા આપેલ છે.

"જીવન્મુક્તિ વિવેક"ના લેખક શ્રી વિદ્યારણ્ય સ્વામીના મત પ્રમાણે જેમણે વિદેહ મુક્તિ પ્રાપ્ત કરવાની છે તેમણે વિવિદિષા–સંન્યાસ ધારણ કરવો જોઇએ જેમ બહુ ભૂખ લાગવાથી ભોજન સિવાય બીજુ કાઇ ગમતુ નથી અને તેમા વિલબ થાય તે પણ ગમતુ નથી તેમ જન્મ મરણના હેતુરૂપ કર્મોમા તેને અત્યત અરૂચિ ઉત્પન્ન થવી જોઇએ વળી તેણે વિવેક વૈરાગ્ય ષટ્સપત્તિ અને મુમુક્ષુતા એ બહિરગ સાધન પ્રાપ્ત કર્યા પછી, શ્રવણ, મનન

અને નિદિધ્યાસન રૂપ અંતરંગ સાધનથી ગુરૂદ્વારા તત્ત્વમસિ વિગેરે મહાવાક્યનો અર્થ જાણી અસંભાવના અને વિપરીત ભાવનાનો ઉપશમ કરી આત્માનો સાક્ષાત્કાર કરવા રૂપ ચોથી ભૂમિકા સુધી પહોંચવાનું છે તે ભૂમિકામાં કાંઇક બ્રહ્માનંદ મળે છે અને વિષયોના રસનો શરીરમાંથી કાંઇક ઉપશમ થાય છે પણ પ્રાણ અને મનની અંદર તેનો વિક્ષેપ થયા કરે છે તેથી તેના બ્રહ્માનંદની રક્ષા થતી નથી

સ્વામીશ્રી નિત્યાનન્દજી કહેતા હતા કે 'ચોથી ભૂમિકાએ મનનો નાશ અને વાસનાનો સંપૂર્ણ ક્ષય થતો નથી પાંચમી ભૂમિકાથી ચઢતાં ચઢતાં જેમ જેમ સત્ત્વની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ મનના સંકલ્પોનો અને વાસનાનો ક્ષય થતો જાય છે. આત્મામાં નિષ્ઠા વધતી જાય છે અને જીવન્મુક્તિનું સુખ મળે છે

તેમા તેને અત્યત્વ બુદ્ધિ થતી નથી આવી બુદ્ધિ શરીરના અત સુધી બરાબર પકવ રહે અને વિપરીત ભાવના ઉત્પન્ન ન થાય તો તે પુરૂષને વિદેહમુક્તિ મળે છે, પણ શરીર રહે ત્યાં સુધી પ્રારબ્ધના જોર પ્રમાણે મનમાં અને પ્રાણમાં વિક્ષેપ લાગે છે. તેની નિષ્ઠા બરાબર બધાતી નથી તેથી તે જીવન્મુક્તિનુ સુખ ભોગવી શકતો નથી

આ બાબતમાં વિદ્યારણ્ય સ્વામી એમ માને છે કે જેઓ રાગદ્વેષવાળા હોય છે અને કનક અને કાન્તા મનથી પણ ત્યાગ કરી શકતા નથી, છતાં પોતાને જનકની માફક જીવન્મુક્ત માને છે તે લોકોને ભૂલાવનાર બે પગના ગધેડા છે તેમનો એવો મત છે કે આત્મજ્ઞાન થયા પછી મનોનાશ અને વાસનાક્ષય માટે વિદ્વત સંન્યાસ લેવો જોઇએ અને પાચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકા સુધી પહોચવાનો ઉત્સાહ રાખવો જોઇએ

પહેલી ચાર ભૂમિકા સુધી જગત્‌ને સ્વપ્નવત જાણવા ઉપર બહુ ધ્યાન રહે છે તેથી ચિત્તની શુદ્ધિ થાય છે, પણ પ્રાણ અને શરીરમાં રહેલો વિક્ષેપ તદ્દન બધ થતો નથી તેથી જીવ પણ સ્વપ્નવત છે એ બાબત બરાબર અનુભવમાં આવતી નથી. તે કામ પાચમી ભૂમિકાથી શરૂ થાય છે આ વિદ્યારણ્ય સ્વામીનો મત છે પણ સ્વામીશ્રી નિત્યાનન્દજી એમ કહેતા હતા કે જો બ્રહ્મજ્ઞાનથી આવડું મોટુ જગત બ્રહ્મરૂપ થઇ જાય છે તો ચિદાભાસ

જેવડા નાના જીવ બ્રહ્મરૂપ કેમ થઇ ન જાય માટે તેમના મનમાં જીવ પણ બ્રહ્મરૂપ છે એમ ચોથી ભૂમિકાએ સમજાય છે

વળી સ્વામીશ્રી નિત્યાનન્દજી કહેતા હતા કે વિવિદિષા અભ્યાસ માટે ભગવા કપડા પહેરવાની જરૂર છે કે જેથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં બહારના વિક્ષેપ ઓછા થાય પણ જ્ઞાન થયા પછી નિષ્ઠા માટે એટલે વિદ્વત-અભ્યાસ માટે ભગવા કપડા પહેરવાની જરૂર નથી પણ પ્રવૃત્તિ ઓછી કરવાની જરૂર છે તેમ થઇ શકે તો ગમે તે આશ્રમમાં અથવા વર્ણમાં તે સુરૂપ હોય તો પણ નિષ્ઠા થઇ શકે છે

ત્રણ જીજ્ઞાસુ પોતે જે આશ્રમમાં હોય અથવા વર્ણમાં હોય તેમાં આત્મજ્ઞાન થઇ શકે છે તેના કેટલાક દૃષ્ટાંતો નીચે પ્રમાણે છે -

જો સન્યાસ વગર જ્ઞાન થઇજ ન શકે એમ લાગતું હોયતો ઉપરના પુરુષોએ ગયા જન્મમા સન્યાસ લઇ કેટલુક ઉપયોગી જ્ઞાન મેળવ્યુ હોવું જોઇએ અને પછી આ જન્મમા, તે જ્ઞાનના જોરને લઇને જે આશ્રમ અને વર્ણમાં પોતે હોય તેમા જ્ઞાન પૂર્ણ થયુ હોવુ જોઇએ તે ઉપરના દ્રષ્ટાંતોથી સિદ્ધ થાય છે આ ઉપરથી જોતા જણાશે કે આપણે સસાર છોડવા કરતાં આપણામાથી સસાર કાઢવાની વધારે જરૂર છે અને આપણામાથી સસાર નીકળી જાય તેટલા પ્રમાણમા બહારનો ત્યાગ પણ જરૂરનો છે

જ્ઞાનની ઉત્પત્તિ અને જ્ઞાનની સ્થિતિ એ બન્ને જુદી વસ્તુ છે જ્ઞાનની ઉત્પત્તિથી વિદેહમુક્તિ મળે છે અને જ્ઞાનની સ્થિતિથી જીવન્મુક્તિ મળે છે, એટલુજ નહિ પણ જ્ઞાનની સ્થિતિ અથવા નિષ્ઠામા પણ ફેર રહે છે પાચમી ભૂમિકાની નિષ્ઠા છઠ્ઠી ભૂમિકાની નિષ્ઠા જેવી હોતી નથી અને છઠ્ઠી ભૂમિકાની નિષ્ઠા સાતમી ભૂમિકાની નિષ્ઠા જેવી હોતી નથી.

નિષ્ઠામા ફેર પડે છે તેનુ એક કારણ એ છે કે બધા જ્ઞાની પુરુષોનુ પ્રારબ્ધ સરખુ હોતું નથી. "જીવન્મુક્તિ વિવેક"માં પ્રારબ્ધ કર્મના નવ ભેદ નીચે પ્રમાણે બતાવેલ છે:—

૧ સ્વેચ્છાથી તીવ્ર વેગવાળુ પ્રારબ્ધ
૨ સ્વેચ્છાથી મધ્યમ વેગવાળુ પ્રારબ્ધ

૩ સ્વેચ્છાથી મંદ વેગવાળુ પ્રારબ્ધ
૪ પરેચ્છાથી તીવ્ર વેગવાળુ પ્રારબ્ધ
૫ પરેચ્છાથી મધ્યમ વેગવાળુ પ્રારબ્ધ
૬ પરેચ્છાથી મંદ વેગવાળુ પ્રારબ્ધ
૭ અનિચ્છાથી તીવ્ર વેગવાળુ પ્રારબ્ધ
૮ અનિચ્છાથી મધ્યમ વેગવાળુ પ્રારબ્ધ
૯ અનિચ્છાથી મંદ વેગવાળુ પ્રારબ્ધ.

આ બધી સ્થિતિઓનુ વધારે વિસ્તારથી અહી વર્ણન થઇ શકે તેમ નથી પ્રારબ્ધના જોર પ્રમાણે ધ્યાનનો લાભ ઓછો વધતો મળે છે જ્યારે વૃતિ બ્રહ્માકાર થાય અને તે સ્થિતિ છોડવી ન ગમે ત્યારે સારૂ ધ્યાન થયુ કહેવાય. જે માણસોને તત્ત્વજ્ઞાનના જોર કરતા પ્રારબ્ધનુ જોર વધારે લાગે છે તેમનામા મન અને વાસનાનો જોઇએ તેટલો ઉપશમ થયો હોતો નથી તેઓએ મનના સંકલ્પો ઓછા આવે તેવા અને વાસનાનો ક્ષય થાય તેવા ઉપાય લેવા જોઇએ. શ્રી વિદ્યારણ્યસ્વામી તો કહે છે કે તેઓએ પતંજલિમુનિની પ્રણાલિકા પ્રમાણે યોગ સાધના કરવી જોઇએ અને જરૂર પડે તો હઠયોગ પણ કરવો જોઇએ. પણ શ્રી નિત્યાનન્દસ્વામી કહેતા હતા કે હઠયોગથી દેહનુ અભિમાન તરત આવી જાય છે તેથી સૌથી ઉત્તમ જ્ઞાનયોગ છે, એટલે કે ઉપર કહેલ સાધનોથી મહાવાકયના વિચારદ્વારા પદપદાર્થ જાણી જે માણસ ચોથી ભૂમિકાએ પહોચ્યો હોય છે તેણે જીવન્મુક્તિના

ભૂમિકામા તે વ્યુત્થાન દશામાં જગતને દેખતો નથી પણ બ્રહ્મજ દેખે છે, કારણ કે તેનો બોધ નિર્વાસનામય થઈ ગયો હોય છે. સ્વામીશ્રી નિત્યાનન્દજી મહારાજની આવી દશા ઘણા માણસોના અનુભવમાં આવી હતી. ગીતામા કહેલ છે કે वासुदेवःसर्वम् इति स महात्मा सुदुर्लभः એ શ્લોકમા બ્રહ્મનિષ્ઠ મહાત્માનાં છઠ્ઠી ભૂમિકાના લક્ષણોનુ વર્ણન છે

છઠ્ઠી ભૂમિકાવાળા બ્રહ્મનિષ્ઠ મહાત્મામાં સંકલ્પસિદ્ધિ સહજ આવે છે. તે ત્રણ પ્રકારે પોતાના શિષ્યના હૃદયમાં પોતાની શક્તિનો સંચાર કરી શકે છે

(૧) પક્ષીઓ જેમ પોતાના બચ્ચાને સ્પર્શથી સેવી મોટાં કરે છે તેમ આવા ગુરુ સ્પર્શથી પોતાની શક્તિ શિષ્યને આપે છે.

(૨) કાચબો અને કાચબી જેમ પોતાનાં બચ્ચાંને દ્રષ્ટિથી સેવે છે તેમ આવા ગુરુ દ્રષ્ટિ માત્રથી પણ શિષ્યનુ અજ્ઞાન દૂર કરી શકે છે.

(૩) માછલી જેમ ધ્યાનથી પોતાનાં બચ્ચાને સેવે છે તેમ આવા ગુરુ ધ્યાનથી પણ શિષ્યનુ અજ્ઞાન દૂર કરી શકે છે.

પણ જે ગુરુ સિદ્ધ સંકલ્પવાળા ન હોય અથવા સિદ્ધ સંકલ્પવાળા હોય પણ તેની શક્તિ ધારણ કરવાની

શિષ્યમા તાકાત ન હોય તો શ્રવણ, મનન અને નિદિધ્યાસનદ્વારા, મહાવાક્યનો બોધ આપી તે શિષ્યનુ અજ્ઞાન દૂર કરે છે

જે બ્રહ્મજ્ઞાન લે છે તેને બ્રહ્મજ્ઞાન થયુ છે કે નહિ તેનુ એક મુખ્ય લક્ષણ એ છે કે તેનામા પહેલાના જેવુ સંસારીપણું રહેતું નથી જેનામા પહેલાના જેવુ સંસારીપણુ રહે છે તેને બ્રહ્મજ્ઞાન થયુ નથી જેનામાંથી સંસારીપણું ગયુ નથી તે પુરુષોએ વિવિદિષા-સંન્યાસથી શરૂઆત કરી વેદાંતની ઉત્તરોત્તર ભૂમિકાએ ચડવુ જોઈએ

સંસારનો મોહ છૂટવા માટે મનના સંકલ્પોનો નાશ થવાની જરૂર છે તે નાશ થવા માટે વાસનાક્ષય અને તત્ત્વજ્ઞાનની જરૂર છે અને તત્ત્વજ્ઞાન માટે મનોનાશ અને વાસનાક્ષયની જરૂર છે, એમ આ ત્રણેને પરસ્પર સબંધ છે અને જીવન્મુક્તિના સુખ માટે ત્રણેને પ્રાપ્ત કરવાની જરૂર છે એ ત્રણેની પ્રાપ્તિ માટે મુખ્ય બે સાધન 'યોગવાસિષ્ઠ' ગ્રંથમા વસિષ્ઠ મુનિએ શ્રી રામચંદ્રજીને નીચેના શ્લોકોમા બતાવેલ છે -

द्वौ क्रमौ चित्त नाशस्य योगो ज्ञानं च राघव ।
योगस्तद्वृत्तिरोधोहि, ज्ञानं सम्यगवेक्षणम् ॥
असाध्यः कस्यचिद्योगः कस्यचिज्ज्ञाननिश्चयः ॥
प्रकारौ द्वौ ततो देवो, जगाद परमेश्वरः ॥

અર્થ—ચિત્તના સંકલ્પોના નાશ માટે બે મુખ્ય સાધન છે



સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજ
પીઠડીઆમા ગુરૂપૂર્ણિમા વખતે

(૧) યોગ (૨) જ્ઞાન યોગ એટલે વૃત્તિઓનો નિરોધ કરવો અને જ્ઞાન એટલે બધું બ્રહ્મરૂપ જોવું. કોઇને વૃત્તિઓના નિરોધરૂપ યોગ મુશ્કેલ લાગે છે અને કોઈને સમ્યકદ્રષ્ટિ કરવી મુશ્કેલ લાગે છે તેથી ભગવાને મુમુક્ષુ જનોના હિતાર્થે આ બન્ને માર્ગ ખુલ્લા મૂક્યા છે.

બન્ને રસ્તે એક પ્રકારની નિષ્ઠા થાય છે, બન્ને રસ્તે નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત થાય છે ખરીરીતે જોઇએ તો ગયા જન્મોમાં જે પુરુષ યોગને માર્ગે ચાલ્યો આવતો હોય તેને આ જન્મમાં યોગ માર્ગ ગમે છે અને જે પુરુષ ગયા જન્મોમા જ્ઞાનને માર્ગે ચાલ્યો આવતો હોય તેને આ જન્મમાં જ્ઞાન માર્ગ ગમે છે પણ બન્ને એકજ દશાએ પહોચે છે. જેને એમ લાગે છે "મારે કાઇક કરવું જોઇએ" તે પુરુષ યોગ માર્ગને લાયક છે અને જેને નિત્ય એમ લાગે છે કે "હું કોણ" તેને માટે જ્ઞાન માર્ગ છે.

યોગમાર્ગવાળા એમ માને છે કે જ્યારે વૃત્તિઓનો નિરોધ ન હોય ત્યારે 'वृत्ति सारूप्यमितरत्र" એ પતંજલિના સૂત્ર પ્રમાણે આત્મા વૃત્તિરૂપ થઇ જાય છે. જ્ઞાન માર્ગવાળા એમ માને છે કે જ્યારે વૃત્તિઓનો નિરોધ ન હોય ત્યારે પણ આત્મા તો સ્વસ્વરૂપમા સ્થિત છે, તે વૃત્તિરૂપ થતો નથી જો તે એક વૃત્તિનું રૂપ લઇ લે તો બીજી વૃત્તિ જાણવાની તેનામાં શક્તિ રહે નહિ. છતા મનના સંકલ્પો અને વાસનાઓ એકદમ દૂર થતાં નથી

તેથી પોતે જાણે છે કે તે રૂપ થઇ ગયો હોય તેવો ઘણા માની લે છે અને જે એવું માને છે તેને માટે દીર્ઘકાલ સુધી અભ્યાસ કરી દ્રઢ ભૂમિ કરવાનું રહે છે તેને સમ્યક્ દ્રષ્ટિ પ્રાપ્ત થતાં વાર લાગે છે.

જ્ઞાન માર્ગમાં શ્રવણ મનન, અને નિદિધ્યાસનથી, ઉપર કહ્યુ તેમ અસંભાવના અને વિપરીત ભાવનારૂપી પ્રતિબંધ તરત નીકળી જાય છે કારણ કે બ્રહ્મથી ભિન્ન વસ્તુ માત્રનો બાધ થઇ જાય છે; તેને સમ્યક્દ્રષ્ટિ તરત પ્રાપ્ત થાય છે અને પૂર્વ કર્મ અને ઉત્તર કર્મથી પણ આત્માનુ અસગ-પણુ અનુભવી શકાય છે. છતાં તેને પ્રારબ્ધ કર્મનો વિક્ષેપ નડવાથી તેની સમ્યક્દ્રષ્ટિ એકદમ સ્થિર રહી શકતી નથી તે માણસ જગતનો બાધ તરત કરી શકે છે પણ મન અને પ્રાણના ચચળ સ્વભાવને લઇને જીવ ભાવનો બાધ તરત કરી શકતો નથી કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે પ્રારબ્ધનો વેગ નવ પ્રકારનો હોય છે આ વેગ અટકાવવાનુ એક મુખ્ય સાધન એ છે કે સ્વસ્વરૂપનુ અનુસધાન ત્રુટવા દેવું નહિ તે ન ત્રુટે તેટલા પ્રમાણમાં બહારની પ્રવૃત્તિ ઓછી કરવી જોઇએ અને ત્રુટે તો સત્સગનુ જોર રાખવુ જોઇએ પણ જ્ઞાનમાર્ગ છોડીને કર્મ અથવા ઉપાસનામા ચિત્ત લાગે તો તેને માટે સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજ કહે છે કે “તે માણસ હાથીની અબાડી ઉપરથી ઉતરીને ગધેડા ઉપર બેસે છે”

આ બાબતમાં જીજ્ઞાસુઓ ભૂલમાં ન પડે તેટલા માટે કર્મ ઉપાસના અને જ્ઞાનનો પરસ્પર સબધ જાણવાની જરૂર છે

કર્મ ઉપાસના અને જ્ઞાનમાં જ્ઞાન એ મોક્ષનુ સાક્ષાત્ સાધન છે, કર્મ ચિત્તશુદ્ધિ ઉત્પન્ન કરતુ હોવાથી જ્ઞાનનુ બહિરગ સાધન છે અને ઉપાસના પરમેશ્વરના ગુણનુ શ્રવણ કરતી વખતે પણ વર્તમાન હોવાથી અતરગ સાધન છે

જ્ઞાન અને ઉપાસનામાં નીચે પ્રમાણે ચાર પ્રકારનો ભેદ છે—

(૧) કારણથી ભેદ—જ્ઞાન પ્રમાણ માત્રથી ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા પછી પુરૂષ પ્રયત્નથી પણ તેનુ નિવારણ થતુ નથી, ઉપાસના પુરુષ પ્રયત્નને આધીન છે

(૨) વિષયથી ભેદ—જ્ઞાન જેવી વસ્તુ હોય તેવી જણાવે છે. ઉપાસનાનુ ફળ ભાવનાને આધીન હોવાથી જેવી વસ્તુ છે તેવી જણાતી નથી, પરમેશ્વર નિર્વિકાર છે અને પુરુષબુદ્ધિ નિરકુશ છે તેથી

(૩) ફળથી ભેદ—જ્ઞાનથી તરતજ અજ્ઞાનની નિવૃતિ થવાથી, અજ્ઞાન-મૂલક સસારની પણ નિવૃત્તિ થાય છે અને એક બ્રહ્મભાવ રૂપ ફળ અહીજ મળે છે. ઉપાસનાનુ

ફળ કર્મની માફક ભવિષ્યમા દેશાન્તરે, સંસારના જેવું કાંઇક અતિશય સુખ વાળુ મળે છે અને ઉપાસનાના પ્રકાર પ્રમાણે ફળમા ફેર પડે છે

(૪) સ્વરૂપથી ભેદઃ—જ્ઞાન, બ્રહ્મ અને આત્માનો અભેદ જણાવે છે, ઉપાસનામા ઉપાસ્ય ઉપાસકનો ભેદ રહે છે.

કેટલાક માણસો એટલે ખાસ કરીને યોગમાર્ગવાળા અને કેટલાક જૈનધર્મવાળા એમ માને છે કે માત્ર જડ અને ચેતનના ધર્મોનો ભેદ જાણવામા વેદાત પુરૂ થાય છે અને આટલા જ્ઞાનથી કેટલાક આવા વેદાતીઓની સ્વચ્છંદ પ્રવૃત્તિ જોઇ તેઓ એવું અનુમાન બાંધે છે કે "વેદાંતીઓ એટલે શુષ્કજ્ઞાનવાળા", આવા શુષ્કજ્ઞાનવાળાને આત્મામા રમણતા કેમ કરવી એ ખબર હોતી નથી પણ ખરીરીતે જોતા વેદાતમાં જેમ વિદેહમુક્તિ માટે વિવિદિષા સન્યાસની જરૂર માની છે તેમ જીવન્મુક્તિ માટે એટલે આત્મામા રમણતા માટે વિદ્વત્-સન્યાસની પણ જરૂર માની છે જીવન્મુક્તિનો ક્રમ એ ઉત્તમ પ્રકારનો જ્ઞાનયોગ છે તે જ્ઞાનયોગ જો બરાબર સાધવામાં આવે તો તે સાધનાની અસર સાધકના પ્રાણ અને શરીરમા પહોચે છે, શરીરના દરેક પરમાણુ આનદમય બની જાય છે અને આત્મામા ખરી રમણતા આવે છે જ્ઞાનની રક્ષા માટે જીવન્મુક્તિના ક્રમની જરૂર છે

છતા જો આ કામ માટે એટલે તત્વજ્ઞાન થયા પછી મનોનાશ અને વાસના ક્ષય માટે તે જીજ્ઞાસુ યોગમાર્ગની કોઇ સાધના અથવા ક્રિયા કરવા માડે તો દેહનુ અનુસધાન થઇ જાય છે અને પહેલા મેળવેલું જ્ઞાન પણ જતું રહે છે અને છતા જીવન્મુક્તિના સુખ માટે મનોનાશ અને વાસનાક્ષયની જરૂર પણ વેદાતશાસ્ત્રમા માનેલી છે. તેથી જીજ્ઞાસુનુ કર્તવ્ય આવી દશામા શુ રહે છે ?

જો કાઇ ક્રિયા કરે નહિ તો મનોનાશ અને વાસના-ક્ષય થતો નથી અને કાઇ ક્રિયા કરે તો હુંપણાનુ અને દેહનુ અનુસધાન થઇ જાય છે અને મેળવેલુ જ્ઞાન પણ જતું રહે છે

આવી મુશ્કેલીને લઇને વૈષ્ણવોએ વચલો રસ્તો એ કાઢયો છે કે આત્મજ્ઞાનની અસર, જીજ્ઞાસુના પ્રાણ અને શરીરના પરમાણુમા આવે એવી સ્થિતિ જોઇએ તો તે માત્ર ઇશ્વરના અનુગ્રહની વાત છે, જીવભાવનો અભાવ કરવો એ સ્થિતિ જીવની કોઇ ક્રિયાથી પ્રાપ્ત થતી નથી પણ ઇશ્વરનો અનુગ્રહ મળે તેટલા પ્રમાણમા તેનામા શરણભાવ અને વિરહ દશા હોવી જોઇએ; તેઓ એમ માને છે કે જીવના સાધનદ્વારા તે સાધન પ્રમાણે ફળ મળે છે અને ઇશ્વરના થોડા અનુગ્રહથી તે કરતા પણ વધારે ફળ મળે છે તેથી પુષ્ટિ માર્ગવાળા પોતે નિ.સાધન થઇને ભગવાનને નિ.સાધનનુ સાધન કરે છે જ્ઞાની પુરૂષો કહે છે કે આ ભાવમા દ્વૈતનો અશ આવી જાય છે પણ ખરો વિરહી

તેજ કહેવાય છે કે જે દશામાં પોતાના દેહનુ પણ વિસ્મરણ રહે છે. આવો વિરહ એ જ્ઞાનીની અદ્વૈત દશા જેવો છે. તેથી તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ ત્રણે પ્રાપ્ત કરી પાચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકામા પહોચવા માટે ઘણા ઉત્સાહ અને વૈરાગ્યની જરૂર છે અને એ ભૂમિકાએ પહોચેલા ગુરૂના સાન્નિધ્યની વધારે જરૂર છે

ચોથી ભૂમિકાએ પહોંચ્યા પહેલાં જેણે ભગવાનની ભક્તિ સારી કરેલ હોય છે તેનામા મનના સકલ્પો અને વાસનાનું જોર ઘણાં ઓછાં થઇ ગયા હોય છે, તે કૃતોપાસ્તિ જ્ઞાની કહેવાય છે. પણ કોઇને પહેલાં ઘણી ભકિત કર્યા વગર પણ મહાવાકયનો બોધ થાય છે તે અકૃતોપાસ્તિ જ્ઞાની કહેવાય છે પહેલાં જ્ઞાનીને જીવન્મુકિત માટે ઇશ્વરનો અનુગ્રહ સહજ મળ્યા કરે છે, બીજા પ્રકારના જ્ઞાનીને ઇશ્વરનો અનુગ્રહ માગવાની વારંવાર જરૂર પડે છે

કોઇ એમ કહે છે કે દેહ પ્રાણ અને મનના ધર્મોથી આત્માને જુદો જાણી શકીએ તો પછી વધારે પ્રયત્નની શી જરૂર છે? તેનો જવાબ આ છે કે "હું બધાથી જુદો છુ" એ વ્યતિરેક ભાવનુ જ્ઞાન એ અરધુ જ્ઞાન છે, "મારાથી કાઇ જુદુ નથી" એ અનુભવ થાય એ પૂર્ણ-જ્ઞાન છે અને એ જ્ઞાન થવા માટે પૂર્ણ વાસનાક્ષય અને મનોનાશ થવાની જરૂર છે જ્યા સુધી કાઇક પણ વાસનાનો અશ અથવા મનના સકલ્પો ઉઠ્યા કરશે ત્યાં સુધી પોતે દેહમાં છે એવો ભાસ રહ્યા કરશે, જ્ઞાનની દશા થઇ શકશે

નહિ અને કોઇ વખતે સંશય પણ થયા કરશે. આવા સશયમા એક સશય એવા પ્રકારનો હોય છે કે જો બધુ બ્રહ્મરૂપ છે તો અજ્ઞાન થયુ કેને? ઇશ્વરને અજ્ઞાન હોય નહિ અને જીવ તો અજ્ઞાન આવ્યા પછી ઉત્પન્ન થાય છે.

આ પ્રશ્નનો સીધો જવાબ એ છે કે પ્રશ્ન કરનાર માણસ કઇ ભૂમિકામાં રહીને પ્રશ્ન કરે છે તે તેને પૂછવું જોઇએ જો બ્રહ્મ થઇને તે પ્રશ્ન પૂછે તો તે પ્રશ્ન ઘટતો નથી કારણ કે તે દશામાં અજ્ઞાન હોતું નથી અને પ્રશ્ન પણ ઉત્પન્ન થતો નથી અને જીવની ભૂમિકામાથી ચિદાભાસ એ પોતાનુ સ્વરૂપ છે એમ માની પ્રશ્ન પૂછે તો તે અજ્ઞાન સ્વીકારીને પ્રશ્ન પૂછે છે તેથી તેનો જવાબ એ છે કે "અજ્ઞાનનું કારણ પણ અજ્ઞાન છે."

શુકદેવજીને જ્ઞાન થયા પછી સશય થયા હતા તેથી તેને જનક પાસે જવુ પડયુ હતું અને રામચન્દ્રજીને જ્ઞાન થયા પછી સશય થયા હતા તેથી તેને વસિષ્ઠમુનિ પાસે જવુ પડયુ હતુ.

જ્યારે જ્ઞાન સ્થિત થતુ નથી ત્યારે સંશય ઉપરાંત, બીજી લોક સેવાની પ્રવૃત્તિઓમા પણ ભૂલથી પડી જવાય છે તે દશામાં ચિત્તની અશુદ્ધિ હોય છે પણ લોકો તરફથી મળતા વખાણને લઇને તે ભૂલ તરત પકડી શકાતી નથી શુદ્ધ ચિત્ માત્ર બ્રહ્માનંદમા મસ્ત રહે છે જગત ત્રણે કાળમાં નથી એમ જાણ્યા પછી જગત સાથે પહેલાંના ભાવે સબધ રાખીએ તો આત્મજ્ઞાન સ્થિર થતુ નથી અને

આત્માનો આનંદ પણ વધતો નથી વળી પ્રારબ્ધ ભોગવવામા પણ ક્લેશ રહે છે, તે દૂર કરવા માટે અસપ્રજ્ઞાત સમાધિની જરૂર છે તેને માટે ગીતામાં કહેલ છે કે—

यदा विनियत चित्त आत्मन्येवाव तिष्ठते।
निःस्पृहः सर्व कामेभ्यो. युक्त इत्युच्यते तदा॥

જ્યારે નિયમમા લાવેલુ ચિત્ત આત્મામાજ સ્થિર થાય છે અને સર્વ કામનાઓમા નિઃસ્પૃહતા આવે છે ત્યારે તે માણસ યુક્ત અથવા યોગી કહેવાય છે

તે વખતે જેમ પવન વગરના પ્રદેશમાં દીવો બરાબર બળ્યા કરે છે તેમ ચિત્ત આત્માના આનદમા મસ્ત થઇ જાય છે આવા જીવન્મુકતને હેય કે ઉપાદેય કાંઇ રહેતુ નથી, એટલે કે ન હોય તે મેળવવાની ઇચ્છા રહેતી નથી અને હોય તે છોડવાની ઇચ્છા રહેતી નથી

આવો જીવન્મુકત પુરુષ કદાચિત વ્યુત્થાન પામે ત્યારે પણ તેનુ મન સમાધિના અનુભવથી એટલું બધુ શાત થઇ ગયુ હોય છે કે તે કોઇવાર એમ બોલી ઉઠે છે કે-

किं करोमि, क्व गच्छामि, किं गृह्णामि त्यजामि किम्।
आत्मना पूरित सर्व महाकल्पाम्बुना यथा॥

એટલે કે જેમ મહાકલ્પ વખતે બધુ જળમય થઇ જાય છે તેમ આત્માથીજ બધુ પૂરાયેલુ હોવાથી હુ શુ કરૂ, ક્યા જાઉં, શુ ગ્રહણ કરૂ કે શુ તજુ ?

આ શ્લોક સ્વામી શ્રી નિત્યાનન્દજી છેલ્લી અવસ્થામાં બોલ્યા હતા, તે ઉપરથી તેમની નિષ્ઠા જાણી શકાય તેમ છે

શ્રી શંકરાચાર્ય "આત્મનિરૂપણ"મા લખે છે કે—

किंचिन्त्य किमचिन्त्य किं कथनीय किमप्यकथनीयम् ।
किं कृत्य किमकृत्य निखिल ब्रह्मेति जानतां विदुषाम् ॥

અર્થ,—જે મહા પુરૂષો બધુ બ્રહ્મરૂપ જાણે છે તેને શુ ચિતન કરવાનુ છે કે શુ નથી ચિતન કરવાનુ? શુ કહેવાનુ છે કે શુ નથી કહેવાનુ? શુ કરવાનુ છે કે શુ નથી કરવાનુ? અર્થાત્ તેને માટે કોઇ કર્મ રહેલ નથી

આવા જ્ઞાનયોગી પોતાના આત્માને નિત્ય સર્વત્ર જોઇ શકે છે અને અનાત્મમય જગતનો અત્યતાભાવ જોઇ શકે છે તેને એમ લાગે છે કે એવી કોઇ જગ્યા નથી કે જ્યા હુ નથી અને એવી કોઇ વસ્તુ નથી કે જે મારામા ન હોય અને બધુ મારૂ સ્વરૂપ છે તો મારે બીજુ શુ જોઇએ?

જીવન્મુક્ત પુરુષ જાગે છે ત્યારે તેને બીજાના જેવી જાગ્રત અવસ્થા હોતી નથી

આપણે આપણુ શરીર છોડયા પછી કયાં જશુ તેનુ પ્રત્યક્ષ પ્રમાણ જોઇતું હોય તો રોજ સવારે જાગીને આખા દિવસમા આપણે કયા કયાં ફરીએ છીએ અને આપણી અદર કેવી કેવી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે તે ઉપર બરાબર ચોકી રાખવી જોઇએ સવારે જાગીને જયા જઇએ છીએ ત્યા એટલે તેવી ભાવનાવાળા પ્રદેશમા દેહ છૂટી ગયા પછી આપણે જવાના અને સવારે જાગ્યા પછી બ્રહ્મભાવ

ઘણો વખત આખા દિવસમાં ચાલુ રહે તો જરૂર બ્રહ્મરૂપ છીએ અને બ્રહ્મરૂપ થવાના. ચિત્તને અચિત્ત કરવું એ જીવન્મુક્તિનો ક્રમ છે. જીવન્મુક્ત પુરુષને જગત્ અને જીવની અપ્રતીતિ થતી નથી પણ પહેલાની દ્રષ્ટિનો બાધ થાય છે અને જીવ અને જગત્ નવી દ્રષ્ટિથી બ્રહ્મરૂપ લાગે છે.

સ્વામીશ્રી નિત્યાનન્દજી કહેતા હતા કે ચિત્તના ધર્મોનુ આત્યંતિક નિવારણ તો માત્ર સાતમી ભૂમિકામાં થાય છે, છતાં છઠ્ઠી ભુમિકાસુધી ચિત્તના ઘણા દોષનો ક્ષય થાય છે, આત્મામાં સાચી રમણતા આવે છે અને નિત્ય આનંદના સમુદ્રમા બુદ્ધિ ગળી જાય છે

સ્વામીજીના ઉપદેશમાં જ્ઞાનની રક્ષા અને આત્મામા નિષ્ઠા માટે બહુ ભાર દેવામાં આવતો હતો. સ્વામીશ્રી નિત્યાનન્દજીના એક ભક્ત કહે છે કે "વિદેહમુક્તિ" એ ઉધાર વેપાર છે અને "જીવન્મુક્તિ" એ રોકડીઓ વેપાર છે

હાલમા ૨૬ વર્ષ થયાં એટલે સને ૧૯૧૦થી આજ સુધી પોંડીચેરીમાં શ્રી અરવિંદ ઘોષ નામના યોગી યોગ સાધનામાં મસ્ત જીવન ગાળે છે તેમનો એવો અભિપ્રાય છે કે વિદેહમુક્તિ એ ખરી મુક્તિજ નથી, જીવન્મુક્તિ એજ ખરી મુક્તિ છે, પણ જીવન્મુક્તિના ક્રમ બાબતમા તેમનુ એવુ માનવું છે કે જ્યારે પરમહંસ જ્ઞાનીની આત્મામા સ્થિતિ બધાવા લાગે છે ત્યારે નવા પ્રકારનો યોગ સહજ સિદ્ધ થાય છે તેની અસર તે પુરુષના પ્રાણ અને શરીર

ઉપર એટલી બધી થાય છે કે તેના શરીર અને પ્રાણમાંથી બ્રહ્માનંદ સિવાય બીજુ કાંઇ નિકળતુંજ નથી, એટલે કે તેનો દેહ પણ ચિન્મય અને આનંદમય બની જાય છે વેદાન્ત મતમા આત્મા, મન પ્રાણ અને શરીરના ધર્મોથી અસંગ લાગે છે અને તેમના તાંત્રિક મતમા આત્મા, મન-પ્રાણ અને શરીરને ચલાવતો હોય તેમ લાગે છે તેથી તાંત્રિક મતમાં પ્રકૃતિનુ સંક્રમણ એટલે રૂપાંતર (transformation) માનેલ છે, સત્વગુણમાથી દિવ્ય તેજ નિકળે છે, રજોગુણમાંથી તપદ્વારા દિવ્યશક્તિ નિકળે છે અને તમોગુણમા ફેરફાર થઇ બ્રહ્માનંદ સ્થિર કરવામાં તે મદદ કરે છે તે પુરુષ વૃદ્ધ થતો નથી, માંદો પડતો નથી અને પોતાની ઇચ્છા હોય તો દેહને બીજાના કલ્યાણ માટે ઘણા વર્ષ સુધી રાખે અથવા મરજી પડે ત્યારે છોડી દે આ યોગને તે “ અધ્યાત્મયોગ ” અથવા “ પૂર્ણયોગ ” કહે છે.

તેમના આ મતનુ કાંઇક પ્રમાણ તેમણે શ્રીમદ્‌ભાગવત્‌મા શ્રીકૃષ્ણના જીવનમાથી લીધું હોય એમ લાગે છે. તેમનુ એમ માનવું છે કે કૃષ્ણનો ગોપીઓ સાથે રાસ એ આત્મજ્ઞાની પરમહંસની આત્મામા રમણતા છે, તે દશાની દિવ્ય અસર પ્રાણની જુદી જુદી શક્તિઓ ઉપર થાય છે અને તેમા દિવ્ય રસ આવે છે રાધાજીના જે સ્વરૂપનુ વર્ણન પુરાણોમા કરવામાં આવે છે તે આત્મજ્ઞાની પુરુષના શરીરના પરમાણુઓ પણ દિવ્ય આનંદવાળા થાય છે તેના બરાબર છે ગોપીઓનો અને રાધાજીનો શ્રીકૃષ્ણ સાથે જે અંગસંગ થયો હતો તે રૂપક છે પણ તેનો ખરો

અર્થ એ છે કે આત્મામા નિષ્ઠાની અસરથી પરમહંસ જ્ઞાનીના શરીરના બધા અંગોમા દિવ્ય આનંદનો આવિર્ભાવ થાય ત્યારે આત્મારૂપ શ્રીકૃષ્ણનો રાધારૂપ પ્રાણ અને શરીરની સાથે અંગસંગ થયો કહેવાય. તેનેજ વેદાંતની ભાષામા જીવન્મુક્તિનો ક્રમ કહે છે માત્ર તેમાં ફેર એટલો છે કે વેદાંતમા દેહાધ્યાસ છોડવા તરફ બહુ લક્ષ હોવાથી, આત્મજ્ઞાનની નિષ્ઠાની અસર દેહના પરમાણુમા આવવીજ જોઇએ એ વાત ઉપર ખાસ ધ્યાન આપેલ નથી અને બ્રહ્મથી ભિન્ન વસ્તુ માત્રનો અભાવ માનેલ હોવાથી અને તેથી પ્રકૃતિનો પણ અભાવ માનેલ હોવાથી પ્રાણ મન અને શરીરનો પણ બાધ કરી બ્રહ્મજ્ઞાની રહે છે [illegible]ના ઉપર કહ્યુ તેમ આત્મજ્ઞાનથી જેટલી સહેલાઇથી જગતનો બાધ થઇ શકે છે તેટલી સહેલાઇથી જીવભાવનો બાધ થઇ શકતો નથી તેથી નિષ્ઠાની જરૂર રહે છે અને તેથી પ્રાણ અને મનના ફેરફાર માટે જીવન્મુક્તિના સુખ માટે વાસનાક્ષય અને મનોનાશની જરૂર માનેલ છે જ્ઞાની

વ્યાકરણની દ્રષ્ટિએથી જોતા જીવો પ્રાણ ધારણે એટલે જે પ્રાણ ધારણ કરે છે તે જીવ કહેવાય છે, તેથી જીવન્મુક્તિમાં પ્રાણનો ફેરફાર અવશ્ય થવો જોઇએ સ્વામીશ્રી નિત્યાનન્દજી કહેતા કે જ્ઞાની પુરુષોના પ્રાણ ધીમા ચાલે છે બુદ્ધિ જે પ્રકારના નિશ્ચય બાંધે છે તે પ્રકારે પ્રાણની ઉર્મિઓમા ફેર પડે છે. કલાકારો તેને પ્રાણનુ સક્રમણ (transformation) કહે છે ભક્તિ માર્ગમાં તો આ બાબત ખાસ ભાર દઈને સમજાવવામાં આવે છે જ્ઞાન માર્ગમા જેને વૃતિ વ્યાપ્તિ કહે છે તેને ભક્તિ માર્ગમાં વાસનાનુ સક્રમણ કહે છે

ચિદાત્મામા આરોપિત કર્ત્તવ્ય, વિદ્યાથી દૂર થાય છે છતા અતકરણમા ચિત્ત છાયા રહેવાથી જ્યાસુધી અતકરણ શાંત થતુ નથી ત્યાસુધી વિશ્રાતિ મળતી નથી તેથી જો કે જ્ઞાનીને કાંઇ કર્ત્તવ્ય રહેતુ નથી છતાં જીવન્મુક્તિનો ક્રમ સ્વીકારવાથી મનોનાશ અને વાસનાક્ષય થાય છે અને તેથી અંતકરણમાં પણ વિશ્રાતિ મળે છે વળી પ્રારબ્ધ એ અદૃષ્ટ છે અને જ્ઞાનપૂર્વક યોગ એ દૃષ્ટ ફળ આપે છે તેથી જો પ્રારબ્ધ ભોગવવામા જ્ઞાનનુ જોર હોય તો જ્ઞાનની રક્ષા થાય છે અને આત્મામા સુખ અને શક્તિ વધે છે એ "જીવન્મુક્તિ વિવેક" ગ્રથના કર્તા શ્રી વિદ્યારણ્ય સ્વામીનો મત છે

વળી જેમ બાળકને પોતાની રમતમાં જ્યારે ચિત્ત આસક્ત થાય છે ત્યારે તે ઉઘાડે શરીરે જેમ તેમ રખડે છે અને તેને ટાઢ કે તડકાનુ વિશેષ ભાન રહેતુ નથી

તેમ જેનું મન ભગવાનમાં આસક્ત છે તેના શરીર ઉપર તે આસકિતની જરૂર અસર થાય છે. શ્રી અરવિંદ ઘોષ આ અસરને છેવટની હદ સુધી લઇ જાય છે અને જેમ ભગવાનમાથી ભગવાન સિવાય કાઇ નીકળે નહિ અને આનંદમાંથી આનદ સિવાય કાઇ નીકળે નહિ, તેમ જીવ અને જગત આનંદરૂપજ છે અને તેમાંથી આનદ સીવાય કાંઇ નીકળવું જોઇએ નહિ અને તે સીવાય બીજુ નીકળે ત્યાંસુધી નિષ્ઠા બરાબર થઇ છે એમ માની શકાય નહિ. જે માણસની અંદર આવી અત્યંત શીતલતા આવી હોય છે તે જગતને શીતલ જોઇ શકે છે અને જેનામાં તૃષ્ણા છે તે જગતને દુઃખરૂપ જુએ છે

તેથી જીવન્મુકિતનાં પાંચ પ્રયોજન છે—

(૧) જ્ઞાન રક્ષા,

(૨) તપ (તેને પરિણામે વાસનાક્ષય અને મનોનાશ થાય છે)

(૩) વિસવાદનો અભાવ (શંકા થતી નથી અને વાદ કરવાની ઇચ્છા થતી નથી)

(૪) દુઃખનો અભાવ,

(૫) દિવ્ય સુખનો જીવતાં અનુભવ.

આ પ્રયોજન માટે જીવન્મુક્તિ મેળવવી હોય તો નિર્ગુણબ્રહ્મ સર્વ શકિતવાન છે એ માન્યતા રાખવાની ખાસ જરૂર છે.



## પ્રકરણ ૧૦ મું.



### ગ્રંથાવલોકન

આત્મપ્રાપ્તિ માત્ર શાસ્ત્રોથીજ થતી નથી પણ અનુભવ ગમ્ય છે, છતાં શાસ્ત્રનો અભ્યાસ જેણે કર્યો હોય છે તેમનામાથી કેટલીક ખોટી શકાઓ નીકળી જાય છે. શાસ્ત્ર જાણનારને કોઇ ખોટે રસ્તે ચડાવી શકતું નથી. શાસ્ત્રની મદદથી આગળના ઋષિ મુનિઓના અનુભવ સાથે આપણો અનુભવ મેળવી શકાય છે અને હાલના મહાત્માઓના અનુભવ સમજવામાં પણ શાસ્ત્રો મદદરૂપ થાય છે. વળી કોઇ વખતે સત્સગ ન મળે ત્યારે શાસ્ત્રોનુ અવલોકન એ કેટલેક અશે સત્સગનો બદલો વાળે છે એ દ્રષ્ટિએ જોતાં શાસ્ત્રોનુ વાંચન જીજ્ઞાસુઓને અને સાધુઓને ઉપયોગી છે.

સ્વામી શ્રી નિત્યાનન્દજીએ કેટલાક સારાં પુસ્તકો પોતાના વાચન માટે રાખ્યાં હતા. તેની નોંધ આ પુસ્તકને છેડે પરિશિષ્ટ ૪ માં આપવામાં આવેલ છે તેમાથી કેટલાક પુસ્તકોનુ ટુંકુ અવલોકન આ પ્રકરણમા આપવામાં આવે છે.

સ્વામીજી કોઇવાર શ્રીમધુસૂદન સરસ્વતીની ટીકાવાળી ગીતા તથા ઘણીવાર શ્રીશંકરાનંદી ટીકાવાળી ગીતા વાચતા શ્રીશંકરાનંદ સ્વામી અદ્વૈત નિષ્ઠાવાળા હતા અને તે પંચદશીના પ્રખ્યાત લેખક વિદ્યારણ્ય સ્વામીના ગુરુ થાય શ્રીમધુસૂદન સરસ્વતી જ્ઞાની ભક્ત હતા તેથી નિર્ગુણ સ્વરૂપ સમજાવતા જ્યા જ્યા પ્રસંગ મળે ત્યા આત્માને એટલે પરમાત્માને ઘણા વિશેષણો આપે છે

૧

## ત્રણ પ્રકારની શરણાગતિ.

ભક્તમા ત્રણ પ્રકારની શરણાગતિ રહે છે એ જણાવવા સ્વામીજીએ નીચેનુ વાક્ય બે ત્રણ જગ્યાએ પોતાના પુસ્તકોમાં લખેલ છે.

(૧) तस्यैवाह (२)ममैवासौ (३) त्वमेवाहं इति त्रिधा भगवत् शरणत्व.

એટલે કે પહેલા હું ભગવાનનો, પછી ભગવાન મારા અને પછી તે અને હું એકજ એમ ભક્તિના ત્રણ પ્રકાર છે.

ગીતાના છેલ્લા શ્લોક ઉપર શ્રી મધુસૂદન સરસ્વતીની ટીકામા આ વિષય આવે છે તેનો અર્થ નીચે પ્રમાણે છે –

શરૂઆતની ભક્તિમા મૃદુભાવ રહે છે ત્યારે શ્રી શંકરાચાર્યના મત પ્રમાણે ભક્ત ભગવાનને કહે છે કે 'જો કે તમારા અને મારા વચ્ચે ભેદ નથી છતા જેમ સમુદ્રનો તરંગ કહેવાય છે પણ તરંગનો સમુદ્ર કહેવાતો નથી તેમ હું તમારો છું, તમે મારા નથી" तस्येवाह નો અર્થ છે

મધ્ય ભક્તિમાં સુરદાસની પેઠે ભક્ત ભગવાનને કહે છે કે "મારો હાથ છોડી તમે બળથી ચાલ્યા જાઓ છો તેમાં શું આશ્ચર્ય છે, મારા હૃદયમાથી નીકળી જાઓ તો તમારૂ પુરુષપણું સાચુ માનુ " એ ममैवाऽसौ નો અર્થ છે.

છેલ્લી ભક્તિ તીવ્ર હોય છે તેમા ભક્તને એવું લાગે છે કે આ સકળ વિશ્વ અને હુ બધા એક વાસુદેવરૂપ છીએ એ त्वमेवाह નો અર્થ છે

૨

## વિરૂદ્ધ સ્વભાવનું આશ્ચર્ય.

એક વખત સ્વામીજી આનંદમાં બેઠા હતા અને શાસ્ત્રનો કોઇ સુંદર પ્રસંગ કાઢવા માટે ઇચ્છા જણાવી તે ઉપરથી શ્રીમધુસુદન સરસ્વતીની ટીકાવાળી ગીતાના બીજા અધ્યાયના ૨૯મા શ્લોકનું વાચન ચાલ્યુ અને સ્વામીજી વચ્ચે વચ્ચે બહુ આનંદથી તે વિષય સમજાવવા લાગ્યા તે શ્લોક અને

ટીકા જીજ્ઞાસુઓને ઉપયોગી થાય તેમ છે તેથી ટુકામા નીચે આપેલ છે

आश्चर्यवत्पश्यति कश्चिदेन
माश्चर्यवत् वदति तथैवचान्य ·।
आश्चर्यवत् चैनमन्यः शृणोति
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित ॥

અહી અર્જુન એવી શકા કરે છે કે ઘણા વિદ્વાનો પણ શોક કરે છે તો મનેજ આપ આમ વારવાર કેમ ઠપકો આપો છો વિગેરે—તેના જવાબમા ભગવાન આ શ્લોક કહી એમ સમજાવે છે કે આત્મા મુશ્કેલીથી જાણી શકાય તેવો છે

કોઇ પુરુષ આત્માને આશ્ચર્ય જેવો જુએ છે, કોઇ તેને આશ્ચર્ય જેવો કહે છે, કોઇ તેને આશ્ચર્ય જેવો સાભળે છે અને સાભળ્યા છતા પણ કોઇ તેને જાણતો નથી

આ આત્મા કેવો દુર્વિજ્ઞેય છે તેને માટે ભગવાન કહે છે કે આ આત્મા આશ્ચર્ય જેવો દેખાય છે એટલે કે અવિદ્યાથી ઉત્પન્ન થયેલ વિવિધ પ્રકારના વિરૂદ્ધ ધર્મ જાણે કે તેનામા હોય તેવો દેખાય છે, એટલે કે વિદ્યમાન હોવા છતા જાણે કે વિદ્યમાન ન હોય, સ્વપ્રકાશ હોવા છતા જાણે કે જડ હોય, આનદરૂપ હોવા છતા જાણે કે દુઃખરૂપ હોય, નિર્વિકાર હોવા છતા જાણે કે વિકારવાળો હોય, નિત્ય હોવા છતા જાણે કે અનિત્ય હોય, પ્રકાશમાન હોવા છતા જાણે કે પ્રકાશમાન ન હોય બ્રહ્મથી અભિન્ન છતા

જાણે કે ભિન્ન હોય, મુક્ત હોવા છતાં જાણે કે બદ્ધ હોય, અદ્વિતીય હોવા છતા જાણે કે અદ્વિતીય ન હોય, એવા મનથી ઉપજાવી કાઢેલા વિચિત્ર અનેક પ્રકારના જ્ઞાનના વિષયરૂપ ભૂલથી માણસો જાણે છે, પણ છતાં શમ, દમ વિગેરે સાધનોથી યુક્ત છેલ્લા શરીરવાળો કોઇ—સર્વ નહિ—પરતુ કોઇકજ પુરુષ શાસ્ત્રના અને આચાર્યના ઉપદેશોથી અવિદ્યાને લીધે થએલા સઘળા દ્વૈતનો નિષેધ કરી, વેદાત મહાવાકયોમાથી ઉત્પન્ન થએલી. સઘળા પુણ્યોના ફળરૂપ અને પરમાત્માના સ્વરૂપનો અનુભવ પામેલી અત કરણની વૃત્તિમા પ્રતિબિંબિત પ્રસ્તુત આત્માને સમાધિના પરિપાકથી પ્રત્યક્ષ કરે છે. તેનુ કર્તાપણુ, ક્રિયાપણુ અને કર્મપણુ બધુ આશ્ચર્યવત્ છે સમાધિમા રહેલો છતા જાગ્રત થાય છે અને જાગ્રત થઇ પાછો સમાધિમા જઇ શકે છે આવી રીતે પ્રારબ્ધ કર્મની વિચિત્રતાથી આત્મજ્ઞાની વિચિત્ર ચરિત્રવાળો દેખાય છે તેથી તે આશ્ચર્યરૂપ છે સમાધિમાથી વ્યુત્થિત થાય તો પણ બ્રહ્મ સિવાય બીજાને દેખતો નથી એને લાભ. પુણ્ય, ખ્યાતિની ઇચ્છા નથી છતાં બીજાને ઉપદેશ આપી શકે છે તે પણ આશ્ચર્ય છે વિગેરે વિગેરે

૩

## કર્મયોગના પ્રકરણમાં-વિધિ નિષેધનો અભાવ.

(૧) ગીતામા ત્રીજો અધ્યાય કર્મયોગનો છે છતા કર્મની બાબતમા જ્ઞાની પુરુષોની ભૂલ ન થાય તેટલા

માટે તેજ અધ્યાયમા ૧૭મા શ્લોકમા શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે 'જેને આત્મામા રતિ છે, આત્મામા તૃપ્તિ છે. આત્મામાજ સતોષ છે તેને કર્તવ્ય નથી" અને ૧૮મા શ્લોકમાં કહે છે કે "તે મહાત્માને કોઇ કર્મ કરવાથી વિશેષ લાભ નથી અને કોઈ કર્મ કરવાનુ રહી જાય તો તેનો પ્રત્યવાય (પાપ) લાગતો નથી"

શંકરાનંદી ટીકાનો સાર—જે મહાત્માને એમ લાગે છે કે હુ સર્વ છું અને જે આત્મામાંજ આરામ અને આનદ લે છે તેને કોઇ કર્મના અનુષ્ઠાનથી કાંઇ પ્રાપ્ત કરવાનુ રહેતું નથી કારણ કે તે આત્મામા તૃપ્ત છે અને તેને બીજુ મિથ્યા લાગે છે. તેને યોગક્રિયાથી મળતી આકાશ વિગેરેમા ગમન કરવાથી સિદ્ધિઓની અપેક્ષા નથી, તપથી મળતું બ્રહ્મા અને ઇંદ્રનુ પદ જોઇતુ નથી કારણ કે પોતે સર્વાત્મભાવ પ્રાપ્ત કરેલ છે, પોતે જીવન્મુક્ત હોવાથી વૈદિક ક્રિયાથી થતી ચિત્ત શુદ્ધિ કરી તે દ્વારા તેને મોક્ષની અપેક્ષા નથી તેથી કર્મથી મળતો કોઇ અર્થ તેને સાધનીય નથી વળી આવા બ્રહ્મવિત્‌ને વિહિત કર્મ ન કરે તો દોષ લાગતો નથી અને તેના સ્વરૂપમાં હાનિ પહોંચતી નથી કારણ કે તે બધુ માયા માત્ર જાણે છે વિધિ પણ અવિદ્યામય હોવાથી મિથ્યા થતા તેનુ ઉલઘન કરતા વિદ્વાનને દોષ નથી.

અહી શ્રી નિત્યાનન્દજી મહારાજ લખે છે કે—

'જે પુરુષ આનદરૂપ બ્રહ્મને જાણે છે તે એ બેઉ પ્રકારના કર્મને બ્રહ્મભાવે કરી જુએ છે તેથી બ્રહ્મજ્ઞાનીને કોઇ કર્મ કરવાથી વિશેષ ફળ નથી અને કોઇ કર્મ કરવાનુ રહી જાય તો હાનિ થતી નથી"

૪

## કર્મમાં અકર્મ બુદ્ધિ અને અકર્મમાં કર્મ બુદ્ધિ.

ગીતાના ચોથા અધ્યાયના ૧૮મા શ્લોકમા ભગવાન કહે છે કે જે માણસ કર્મમા અકર્મપણુ અને અકર્મમા કર્મપણુ જુએ છે તેજ મનુષ્યમા બુદ્ધિમાન છે. તેજ યુક્ત છે અને તેણે બધા કર્મ કરેલા છે

શાકરાનદી ટીકાનો સાર—જેમ વાદળા ચાલતા છતા ચદ્ર ચાલતા દેખાય છે તેમ દેહ વિગેરેની ક્રિયા ભૂલથી પોતાની માની માણસ પોતાને ક્રિયાવાન માને છે બ્રહ્મવેત્તા પોતાને બ્રહ્મરૂપે જાણે છે તેથી તે દેહના નબધથી રહિત હોય છે અને દેહના કર્મ એ પોતાના કર્મ માનતો નથી તેને દેહમા "હુ અને મારૂ" એવો ભાવ નથી બીજા માણસના કરેલા કર્મથી જેમ આપણને દોષ લાગતો નથી તેમ આપણો દેહ એ પણ પરવસ્તુ છે તેના કર્મથી આત્માને દોષ નથી પણ માત્ર દેહ વિગેરેની ક્રિયા બધ કરે અને પોતે કાઇ કરતો નથી એમ માને તે મૂઢ છે કારણ કે તે વખતે તેના

મનની ક્રિયા ચાલતી હોય છે અને તે નિષ્ક્રિય અવસ્થા પુરુષ-તંત્ર વ્યાપાર હોવાથી તે અકર્મ પણ કર્મરૂપ છે તેથી જે માણસ બન્ને દશાના અધિષ્ઠાનરૂપ નિષ્કલ, નિષ્ક્રિય, શાંત, અખંડ આનંદમય બ્રહ્મને આત્મારૂપે જાણી તેમા રહે છે તે મનુષ્યમા બુદ્ધિમાન છે અને તેણે બીજાનાં શુભકર્મો પણ પોતે કરેલા છે એવુ લાગે છે કારણ કે અન્વયભાવે બધુ બ્રહ્મમય હતુ છે અને રહેશે

અહીં સ્વામીશ્રી નિત્યાનન્દજીએ ત્રણ નોંધ કરેલી છે.-

(અ) જેમ વિજયવડે પ્રાપ્ત કરેલ વસ્તુને આશ્રિત પુરુષો પ્રાપ્ત થાય છે તેમ બ્રહ્મવેત્તા પુરુષ અન્ય પ્રજા જે કાંઈ સત્કર્મ કરે તેને પ્રાપ્ત થાય છે

(ક) જે પુરુષ આ સર્વ દ્રશ્યને આત્માથી ભિન્ન જાણે છે તેનું સર્વ વ્યર્થ છે

(ખ) જે પુરુષ પોતાના અખિલ કર્મોનો જ્ઞાનથી નાશ કરે તે સર્વ પાપોથી તરી જાય છે

૫

## ભગવાનને અને જગતને સંબંધ.

સંવત્ ૧૯૮૯ની આષાઢી પૂર્ણિમાએ સાંજે જ્યારે સ્વામીજી અને બીજા ભક્તો બહાર ફરી આવીને સમાધિ મંદિરવાળા ચોકમાં બેઠા હતા ત્યારે કોઈએ જ્ઞાનનો વિષય કાઢવાની ઈચ્છા જણાવી એટલે એક જીજ્ઞાસુએ

સ્વામીજીને કહ્યુ કે "શકરાનદી ગીતા લઇએ," સ્વામીજીએ જવાબ આપ્યો કે,' બહોત અચ્છા" એ ગીતા મેરેકુ બહોત પ્રિય હૈ" તે ઉપરથી શકરાનદી ટીકાવાળી ગીતા તે જીજ્ઞાસુએ હાથમા લઇ સ્વામીજીને પૂછ્યુ કે " કયો અધ્યાય વાચીશુ"? એટલે સ્વામીજીએ કહ્યુ કે "નવમો અધ્યાય કાઢો" તે ઉપરથી નવમા અધ્યાયના પહેલા પાચ શ્લોકો અને તે ઉપર શ્રીશકરાનદી ટીકા વાચવામા આવી હતી અને પોતે તેનો અર્થ રસ-પૂર્વક સમજાવતા હતા તે શ્લોકો અને તેના ઉપર શકરાનદી ટીકાનો ટુક સાર નીચે પ્રમાણે છે—

આઠમા અધ્યાયમા મદ બુદ્ધિવાળાને ચિત્તશુદ્ધિદ્વારા યોગમાર્ગે ઉપાસના કરીને અર્ચિરાદિ માર્ગદ્વારા બ્રહ્મ પ્રાપ્તિ થાય છે એમ ભગવાને બતાવ્યુ પણ શુદ્ધબુદ્ધિવાળાને પરબ્રહ્મના જ્ઞાનથી અહીજ બ્રહ્મ પ્રાપ્તિ થાય છે તે બતાવવા નવમા અધ્યાયનો આરભ છે

તેથી આવા જ્ઞાનને ભગવાન ગુહ્યતમ એટલે બહુજ ગૂઢ કહે છે તેમા, યમ, નિયમ વિગેરેનો કલેશ નથી અને તે સાક્ષાત મોક્ષનુ સાધન છે, સગુણ જ્ઞાનમા જ્ઞાતૃજ્ઞેય વિગેરેનો ભેદ રહે છે પણ નિર્ગુણ સ્વરૂપના જ્ઞાનમા ભેદ ન હોવાથી પ્રત્યક્ષ અનુભવ આપે છે કારણ કે બ્રહ્મથી અતિરિક્ત કાઇ નથી.

વળી બીજી વિદ્યા સસારને વધારે છે પણ બ્રહ્મવિદ્યા એ રાજવિદ્યા છે તે ઉત્પન્ન તાજ સ્વપ્નમાથી ઉઠેલ

માણસને જેમ સ્વપ્નના દુખ જતા રહે છે તેમ સમાગ્ને કારણ સહિત નિવૃત્ત કરે છે વળી કેટલાક ઉપાસ્ય દેવો અને ગગાજી વિગેરે માત્ર પાપને મટાડે છે પણ બ્રહ્મજ્ઞાન તો પુણ્ય અને પાપ બન્નેને મટાડે છે.

બ્રહ્મનુ સુખ જમતી વખતના તરત મળતા સુખની માફક પ્રત્યક્ષ છે અને જેનુ અત.કરણ શુદ્ધ છે તેને ત પ્રાપ્ત કરવુ પણ સહેલુ છે.

ચોથા શ્લોકમા ભગવાન કહે છે કે આ સર્વ જગત મારી અવ્યક્ત મૂર્તિથી ઓતપ્રોત છે, તેથી એમ માનવાનુ નથી કે મારે તેમની સાથે વ્યાપ્ય-વ્યાપક સબધ છે, અથવા આધાર-આધેય સબધ છે. એ સંબધોમા ભેદ રહી જાય છે તેથી હવે પાચમા શ્લોકમા ભગવાન અને જગતને કેવા પ્રકારનો સબધ છે તેનો ખુલાસો શ્રીશકરાનદી ટીકામા એવી રીતે કરેલ છે કે:—

જે પરિપૂર્ણ બ્રહ્મ છે તે નિષ્કલ નિરાકાર અને નિર્વિશેષ છે તેની સાથે જગત અથવા જીવોને

(૧) સયોગ સંબધ થાય છે કે ?

(૨) સમવાય સબધ થાય છે કે ?

(૩) તાદાત્મ્ય સબધ થાય છે ?

પહેલો સયોગ સબધ બનતો નથી કારણકે બ્રહ્મ અપરિચ્છિન્ન છે અને પ્રાણીમાત્ર પરિચ્છિન્ન છે. પરમાણુની

પેઠે સંપ્રોગ સંબંધ બનતો નથી કારણ કે પરમાણુ અવયવી છે અને બ્રહ્મ નિરવયવી છે

બીજો સમવાય સંબંધ પણ થતો નથી કારણ કે બ્રહ્મ અને પ્રાણીમાત્રને પરસ્પર ગુણગુણિભાવ કે અવયવાવયવ વિભાગ જેવું કશું નથી

ત્રીજો તાદાત્મ્ય સંબંધ પણ બને નહિ કારણ કે બન્ને વિરૂદ્ધ ધર્મવાળા છે, તેથી,

માત્ર અધ્યાસ સંબંધ બન્ને વચ્ચે બને છે એટલે કે જેનામાં જે અધ્યસ્ત છે તે ત્યાં નામ માત્ર હોય છે, વસ્તુતાએ હોતું નથી જેમ છીપમાં રૂપું દેખાય છે પણ છે નહિ, न च मत्स्थानि भूतानि. પ્રાણી માત્ર હોય તો તેના પરિચ્છેદથી બ્રહ્મમાં અપૂર્ણતા આવી જાય અને બ્રહ્મ પૂર્ણ છે

જેમ પોતાનું આરોગ્ય પોતે જાણી શકીએ તેમ આવું બ્રહ્મસ્વરૂપ સ્વસંવેદ્ય છે

જે શ્રુતિમાં એમ કહેલું છે કે બધી પ્રજા ભગવાનને ઉત્પન્ન કરી છે અને ભગવાનમાં સ્થિતિ કરી રહેલ છે તે પારમાર્થિક નથી, પણ માયાના વિલાસના આધારથી લોક દ્રષ્ટિએ કહેવાય છે જો ભગવાન ખરેખર પ્રાણીઓને ઉત્પન્ન કરી તેમાં અભિમાનપણાથી રહ્યા હોય તો પ્રાણીઓનો નાશ થતા ભગવાનનો પણ નાશ થાય તેથીજ ભગવાન કહે છે કે—भूतभृन्नचभूतस्थो એટલે કે ભૂતો

મારામાં કલ્પિત છે જેમ મરૂભૂમિના જળને અસ્તિત્વ અને સત્તા નથી, જેમ આકાશમાં નીલપણાને અસ્તિત્વ અને સત્તા નથી, તેમ કલ્પિત પદાર્થને અસ્તિત્વ અને સત્તા નથી.

આ વિષયમા સ્વામીજીએ એવા ખુલાસા કર્યો હતા કે સાક્ષાત્ પરમાત્મા કહે છે કે "મારે વિષે સર્વ ભૂતો રહે છે પણ હું તેના વિષે રહેતો નથી કારણ કે મારાથી જુદું એવુ કાંઇ છેજ નહિ ત્યા મારે રહેવું કયા ?"

"જેમ સ્વપ્ન સૃષ્ટિ, મૃગજળ. અને રજ્જુ સર્પ, વસ્તુતાએ નથી છતાં દેખાય છે તેમ જગતનુ હોવાપણુ ત્રણે કાળમાં નથી છતાં દેખાય છે. પણ જેમ જાગવાથી સ્વપ્નનુ હોવાપણું અસત્ય ભાસે છે, મૃગજળ માટે દોડી દોડી દોડીએ તો ઢેકુએ પલળેલું દેખાતું નથી તેથી અસત્ય ભાસે છે અને દોરીને જાણીએ તો સર્પનુ અસત્યપણુ ભાસે છે તેવીજ રીતે પરમાત્માનુ જ્ઞાન થાય તો જગતનુ હોવાપણુ રહેતું નથી

૬

## માયા.

**नाऽहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः** ગીતા ૭-૨૫..

આ ભાગ સમજાવતાં સ્વામીજીએ કહ્યુ કે "જો કે પરમાત્માનુ સ્વરૂપ અનાવૃત છે એટલે સ્વચ્છ છે તોપણ સર્વ તેને દેખી શકતા નથી. એ માયા તેને પોતાને બાધકરૂપ નથી પણ જીવોને આવરણરૂપ છે સૂર્ય આડે

મોટું વાદળ હોય ત્યારે ચર્મચક્ષુથી સૂર્યને જોઇ શકાતો નથી છતા સૂર્ય તો પ્રકાશિત છે તેમ પરમાત્મા ચર્મ-ચક્ષુનો વિષય નથી બ્રહ્મજ્ઞાની સિવાય બીજા કોઇ તેને જાણી શક્તા નથી

૭

## અવ્યક્ત

अव्यक्ताद्व्यक्तय: सर्वा: प्रभवन्त्यहरागमे ગીતા ૮-૧૮

આ શ્લોક સમજાવતા સ્વામીજીએ કહ્યુ કે ચરાચર એ સર્વ વ્યક્તય, તેનુ ઉત્પતિસ્થાન માયા અને તેનાથી પણ નિરાળા અવ્યક્ત, તેનાથી બધી ઉત્પતિ અને તેમાજ લય દ્રષ્ટાંત—રાત્રિ અને દિવસ સૂર્યને લઇને થાય છે પણ તેને કે તેમા કાઇ અસર નથી તેમજ નિરાકાર પરમાત્મા તો સદા પ્રકાશિત છે, તેનાથી પ્રકાશતું જે સ્થાવર જંગમ છે અને તેમા જે બધી ગરબડો થાય છે તેની અસર પરમાત્માને કે પરમાત્માંમા નથી

૮

## પરંબ્રહ્મ અને અપરંબ્રહ્મ

अक्षरं ब्रह्म परमं स्वभावो ऽध्यात्ममुच्यते । ગીતા ૮-૩

આ બાબત સમજાવતા સ્વામીજીએ કહ્યુ કે "અક્ષર એટલે જેનો કોઇ દિવસ નાશ થતો નથી જે જન્મ રહિત છે તેને કાઇપણ બાધ કે હરકત હોતી નથી. તે આદિ અને અંત વિનાના છે વળી તે બ્રહ્મ પરમ છે એટલે બધાથી શ્રેષ્ઠ એ. માયાથી પર છે

પરમાત્માનો સ્વભાવ એ અધ્યાત્મ એટલે આત્મા છે અને જીવના કર્તાપણાનો અને ભોક્તાપણાનો દ્રષ્ટા છે તેથી તે પ્રત્યક ભાવને પામેલ છે પણ તેમાં અને સર્વત્ર વ્યાપક પરમાત્મામા કાંઇ ફેર નથી જે કાંઇ કરવા ભોગવવાપણુ છે તે જીવને છે બાકી આત્માની માત્ર છાયાજ ત્યા પ્રકાશે છે કે જે છાયાથી આ સર્વ દેખાઇ રહેલ છે, માટે પરમાત્માને ગોતતા પહેલા પોતાના શરીરમા જે વ્યાપક છે તેને ઓળખવો અને તેનુ ધ્યાન ધરવુ, એ ધ્યાન પરિપકવ થાય એટલે જ્ઞાન થાય અને જીવ કર્મથી મુક્ત થાય

अधिभूत क्षरो भावः એટલે નાશવાન વસ્તુ,

पुरुषश्चाधिदैवतम् એટલે તેમા હિરણ્ય ગર્ભરૂપે સૂક્ષ્મ શરીરનો અભિમાની પુરુષ અને अधियज्ञ એટલે થતા કર્મોનો દ્રષ્ટા અને પ્રર્વતક

૯

## જે જાણે છે તે જાણતો નથી.

### ઉપનિષદ્

ઉપનિષદમા કહેલ છે કે अविज्ञात विजानतां विज्ञात अविजानताम् એટલે કે જે માણસો એમ કહે છે કે 'મે જાણ્યુ' તેણે કાંઇ જાણ્યુ નથી અને જે કહે છે કે 'મેં જાણ્યુ નથી' તેણે જાણ્યુ છે. આ વિષય સ્વામી શ્રી નિત્યાનન્દજી પાસે સવત ૧૯૮૯ની આષાડી પૂર્ણિમા વખતે મૂકવામા આવ્યો હતો. સ્વામીજીએ જવાબ આપ્યો કે "જે કહે છે કે

ને જાણ્યુ તે જ્ઞાતા અને જ્ઞેય એ બન્નેની કલ્પના રાખીને કહે છે તેથી તે જાણતો નથી અને જે તેવી રીતે નથી જાણતો તે બ્રહ્મને જાણે છે વળી બીજી રીતે જોઇએ તો દરેક વસ્તુમા સત્ ચિત આનદ નામ અને રૂપ રહેલા છે જે દરેક વસ્તુને નામ અને રૂપે જાણે છે તેણે કાંઇએ જાણ્યુ નથી અને જે નામરૂપનો બાધ કરીને માત્ર સત્ ચિત્ આનદરૂપ જાણે છે તે ખરો જ્ઞાની છે"

૧૦

## અજાતવાદ, વિવર્તવાદ અને ઉત્પત્તિવાદ.

બીજી ઉપનિષદોનુ વાચન સ્વામીજીએ ગ રા ગુલાબરાયભાઇ સાથે કરેલુ હતું પણ તેમા માડૂક્ય ઉપનિષદ સ્વામીજીએ ખાસ મગાવેલ હતી તેના ઉપર સ્વામીજીની નોધ મળી શકે છે તેમાથી કેટલીક નોધનો સાર ચોથા પ્રકરણમા એટલે 'માળા' મા આપેલ છે

વેદાતમા "અજાતવાદ" એ ગભીર સિદ્ધાત છે, તેનો અર્થ એમ છે કે "કાઇ ઉત્પન્ન થયુ નથી" એ વાદ મુખ્ય બે આચાર્યોએ સિદ્ધ કરેલ છે એક શ્રી આદિશકરાચાર્યના ગુરુના ગુરુ શ્રી ગૌડપાદાચાર્ય અને બીજા યોગ વાસિષ્ઠના પ્રસિદ્ધ લેખક શ્રી વસિષ્ઠમુનિ આ બન્ને 'અજાતવાદ'ના આચાર્ય છે શ્રી આદિ શકરાચાર્યના વખતમા લોકોની બુદ્ધિ અજાતવાદ' સમજી શકે તેવી ન હતી તેથી તેમણે 'વિવર્તવાદ' સ્થાપન

કર્યો બન્ને વાદમા બહુ તફાવત નથી દ્રષ્ટાંતમા રજ્જુમા સર્પ દેખાવો અને સિદ્ધાંતમાં બ્રહ્મમા જગત દેખાવુ એને 'વિવર્તવાદ" કહે છે દ્રષ્ટાંતમા સર્પ ઉત્પન્ન થયોજ નથી પણ રજ્જુજ છે. અને સિદ્ધાંતમા જગત ઉત્પન્ન થયુજ નથી પણ બ્રહ્મજ છે તેને "અજાતવાદ" કહે છે જેમણે જગતરૂપે જગત જોઇ લીધુ છે તેમને માટે જગતનો બાધ કરવા માટે "વિવર્તવાદ"ની જરૂર છે અને જેણે જગતને જગતરૂપે જાણ્યુ નથી તેમને "અજાતવાદ" સમજવો સહેલો થઇ પડે છે જેણે 'અજાતવાદ'નુ રહસ્ય બરાબર સમજવુ હોય તેમણે યોગ વાસિષ્ઠમા નિર્વાણ પ્રકરણનો ઉત્તરાર્ધ ભાગ જોવો અને માંડૂક્ય ઉપનિષદ ઉપર 'અલાત શાંતિ પ્રકરણમાં "શ્રી ગૌડપાદાચાર્યની કારિકાઓ" બરાબર સમજી લેવી જોઇએ

જે માણસો કાઇને કાઇ પ્રવૃત્તિ કર્યા કરે છે, છોકરા ઉત્પન્ન કરે છે અથવા કાઇને કાઇ ઉત્પન્ન કર્યા કરે છે તેમને ઉત્પત્તિવાદ ગમે છે તેઓ અજાતવાદનુ રહસ્ય સમજી શકતા નથી નિવૃત્તિમાર્ગવાળા પરમહંસો અજાતવાદ સરળતાથી સમજી શકે છે

## ૧૧

## મહાવાક્ય રત્નાવલિ.

સ્વામીજીએ મહાવાક્ય રત્નાવલિ નામનો નાનો સંસ્કૃત ગ્રંથ પોતાના વાચન માટે રાખ્યો હતો તેના ઉપર કાશીના સંસ્કૃત્ત મહાવિદ્યાલયના તે વખતના પ્રધાન

અધ્યક્ષ શ્રીમદ્ વિદ્વદ્વર પંડિત દેવકીનંદન શાસ્ત્રીની સંસ્કૃતમાં ટીકા છે, પણ તપાસ કરતાં આ ટીકાવાળું પુસ્તક હાલ મળી શકતું નથી.

મહાવાક્ય રત્નાવલિનું મૂળ પુસ્તક સંસ્કૃતમાં 'નિર્ણય સાગર' પ્રેસમાં મુંબઈમાં મળે છે અને તેનું ગુજરાતી ભાષાન્તર સુરતમાં રાવબહાદુર છગનલાલ ઘેલાભાઈએ કરેલું છે.

૧૨

## વિચાર સાગર

વિચાર સાગર એ સ્વામીજીનો બહુ પ્રિય ગ્રંથ હતો. તે ગુજરાતીમાં અને હિંદી ભાષામાં મળી શકે છે. જે જીજ્ઞાસુઓ સંસ્કૃત જાણતા ન હતા તેમને સ્વામીજી આ ગ્રંથ સંભળાવતા હતા. તેમાં પદ પદાર્થનું સ્પષ્ટીકરણ બહુ સારી રીતે કરેલ છે અને એક રાજાના મંત્રી ભર્તૃનું દૃષ્ટાંત આપી સિદ્ધ કરેલ છે કે જો પોતાના અંતઃકરણમાં અને જ્ઞાનમાં દોષ હોય તો પ્રત્યક્ષ વસ્તુ જેવી છે તેવી જોઈ શકાતી નથી અને જાણી શકાતી નથી.

૧૩

## શ્રીમદ્ ભાગવત.

જ્યારે શ્રી કૃષ્ણભગવાન કંસને મારવા ગયા ત્યારે જુદી જુદી પ્રકૃતિના માણસોને તે જુદા જુદા સ્વભાવવાળા

દેખાયા હતા તે વિષે શ્રીમદ્ ભાગવતમાં નીચે પ્રમાણે લખેલ છે—

मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणांस्मरो मूर्तिमान् ।
गोपानां स्वजनोऽसतां क्षितिभुजां शास्ता स्वपित्रो शिशुः॥
मृत्युर्भोजपते र्विराडविदुषां तत्त्वं परं योगीनां ।
वृष्णीनां परदेवतेति विदितो रङ्गं गतः साग्रज ॥

જ્યારે શ્રી કૃષ્ણ ભગવાન મોટા ભાઈની સાથે અખાડામાં દાખલ થયા ત્યારે મલ્લોને વજ્ર જેવા જણાતા હતા. મનુષ્યોની દ્રષ્ટિમાં ઉત્તમ પુરૂષ જણાતા હતા, સ્ત્રીઓને કામદેવ રૂપ, ગોવાળીઆઓને પોતાના કુટુંબી, દુષ્ટ રાજાઓને શિક્ષા દેવાવાળા, પોતાના માબાપને બાળક રૂપ જણાતા હતા, કંસને મૃત્યુ રૂપ અને યાદવોને પરમ દૈવત રૂપ જણાતા હતા

માટે સિદ્ધાંતમાં ભગવાન સર્વસ્વ રૂપ છે પણ માણસને પોતાની ભાવના પ્રમાણે તે દેખાય છે *

* આ શ્લોકનો અર્થ ઉપર પ્રમાણે સ્વામીજી ઘણી વખત સમજાવતા હતા.



## પ્રકરણ ૧૧ મુ.



## જ્ઞાન ઝરણાં."

### ૧

### લયચિંતન.

જ્ઞાનાગ્નિઃસર્વકર્માણિ ભસ્મસાત્ કુરુતેઽર્જુન — એ શ્રીમદ્ ભગવદ્ ગીતાના શ્લોકમા ભગવાન અર્જુનને કહે છે કે જ્ઞાનરુપી અગ્નિથી સર્વ કર્મો બળી જાય છે. અહી સર્વ કર્મમા સચિત, ક્રિયમાણ અને આગામીનો સમાવેશ થાય છે. એટલે એ સઘળા કર્મનો બાધ થતા જીવને માત્ર પ્રારબ્ધ રહે છે

જેમ પ્રારબ્ધ શરીરને આધારે છે તેમ પુરુષાર્થ પણ શરીરને આધારે છે, કારણ કે શરીર ન હોય તો પ્રારબ્ધજ કયા રહે અને તે ભોગવવાના કોણ ?

પ્રારબ્ધ તો શરીરના છે, મારા નથી કારણ કે હુ તો અસગ આત્મા હોવાથી શરીર નથી પણ તે કરતાં જુદોજ છુ એમ માનતા, જ્ઞાન થવા રૂપ પુરુષાર્થ કોણ કરત અને શા માટે કરત ?

પચતત્વનું ઘડાયલુ શરીર પૃથ્વીને આધારે છે, પૃથ્વી જળને આધારે છે, જળ તેજને આધારે છે, તેજ વાયુને આધારે છે. વાયુ આકાશને આધારે છે, આકાશ ગુણને આધારે છે, ગુણ માયાને આધારે છે અને માયા બ્રહ્મમા શશ શૃગવત (સસલાને શીગડાં છે એમ કહેવું હોય તો માત્ર કલ્પનાથીજ કહીએ કારણ કે તેને શીગડા હોય નહિ તેવીજ રીતે) કલ્પના માત્ર છે અર્થાત્ છેજ નહિ એટલે પ્રારબ્ધ તથા પુરુષાર્થ કયાં રહ્યા. બેમાંનુ એકે મૂળે છેજ નહિ તો પછી મુખ્યામુખ્યની વાતજ કયાં રહી.

પ્રારબ્ધ અને પુરુષાર્થ એ બેમાં કોઇનો આત્મા સાથે [illegible]જ નથી માત્ર આધાર ભાવથી જોઇએ તો ઇશ્વર [illegible] એજ મુખ્ય છે. આ શરીર માત્ર પ્રપચનુ ભરેલુ છે [illegible] પ્રારબ્ધની સ્થિતિ કયા છે ? જેને જ્ઞાનીઓ પ્રારબ્ધ [illegible] છે તેતો અજ્ઞાનીને બોધ માટે છે એથી નિર્ણય થયો કે [illegible] આત્મા સિવાય બીજુ કાંઇ નથી કેવળ ચિન્માત્રજ [illegible] છે ૐ પૂર્ણમદ પૂર્ણમિદ.

૨

## માયા. (વિવર્તવાદની દ્રષ્ટિએ)

૧ જે વસ્તુ ભૂત, ભવિષ્ય, વર્તમાન, આદિ ત્રણે કાળમા છેજ નહિ તેને છે એમ માનવુ એનુ નામ માયા

૨ જીવના આત્મસ્વરૂપને જે પોતાના આવરણથી આચ્છાદિત કરે છે તે માયા

૩ જે વસ્તુ યથાર્થ જ્ઞાન થયા પછી સમૂળી નિવૃત્ત થઇ જાય તેનુ નામ માયા

૪ કાર્યકારણ (એટલે જગત્ એ કાર્ય અને પરમાત્મા એ કારણ)ના ભેદનુ કારણ અર્થાત કાર્યકારણના ભેદને ઉત્પન્ન કરનારી વસ્તુ તે માયા

૫ માયા એ વસ્તુત કંઇ છેજ નહિ પણ વેદમા આત્માને જગતનુ કારણ તથા સર્વ જગતરૂપ કહેલ છે તેથી જગતનુ કારણ સિદ્ધ થવા માટે માત્ર માયાની કલ્પના કરી છ

૬ પોતાનુ અધિષ્ઠાન જે આત્મા છે તેના સાક્ષાત્કાર વડે અજ્ઞાન નિવૃત્ત થઇ જાય છે એટલે સર્વત્ર સત્ય પરબ્રહ્મજ ભાસે છે માટે જ્ઞાનનેજ ભૂલથી માયા એવુ નામ આપેલ છે

૩

## ચૈતન્યના પ્રકાર.

૩ અંતઃકરણાવચ્છિન્ન પ્રમાતા ચૈતન્ય છે.
૪ અંતઃકરણની વૃત્તિથી અવચ્છિન્ન પ્રમાણ ચૈતન્ય છે
૫ વિષયાવચ્છિન્ન ચૈતન્ય એ પ્રમેય ચૈતન્ય છે
૬ વૃત્તિઓમા આરૂઢ ચૈતન્ય એ ફળ ચૈતન્ય છે

૪

## સંકલ્પમય જગત્.

હું અમુક રૂપ છુ એવો અહંકાર સ્ફુરી આવવો એ બંધ ઉત્પન્ન કરનાર છે અને હું એવું કાંઇ વસ્તુતાએ છેજ નહિ એમ જ્ઞાન થવું એ મોક્ષ આપનાર છે. અમુક મારૂ છે એમ ચિત્તમાં સ્ફુરણ થવું એ બંધ કારક છે અને હું એવી કોઇ વસ્તુજ નથી તો પછી મારૂ તો કયાંથીજ હોય એમ સમજાય એ મોક્ષકારક છે

હું એવું કાંઇપણ નથી એટલુ માત્ર સહન કરી લેવામા શી જબરી પીડા છે.

હુ એવો અહંકારજ જગત્ના પદાર્થ સમૂહના અંકુર રૂપ છે. એ અંકુરજ નિર્મૂળ થઇ જાય તો જગત્ પોતાની મેળેજ નિર્મૂળ થઇ જાય છે

જે નિમેષમા હુ એવો અહંકાર સ્ફુરે તેજ નિમેષમા હું એવી કોઇ વસ્તુજ છે નહિ એમ ચિત્તમાં લાવવાથી સંસારના જન્મ મરણ વિગેરે અનર્થોમાં પડી ફરીવાર શોક કરવો પડતો નથી દરેક પદાર્થની ઇચ્છા થવી એજ દૃઢ બંધન છે અને તેમા સર્વથા વૈરાગ્ય થવો એજ મુક્તપણુ છે.

૫

## એકડા ઉપર મીંડા.

એકને લઈને મીંડાની સત્યતા છે મીંડાને લઈને પરાર્ધ લગી સંખ્યા ગણાય જો એક ન હોય તો મીંડા ન ગણાય પણ વ્યવહાર સિદ્ધિ માટે એકડાની સાથે મીંડા ગણવા પડે છે વસ્તુતાએ મીંડા અસત્ય છે. એકડો સત્ય છે.

૬

## ચતુઃ શ્લોકી ભાગવત્.

यावानहं यथाभावो यद्रूप गुण कर्मकः ।
तथैव तत्त्वविज्ञानमस्तु ते मदनुग्रहात ॥ १ ॥

अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ।
पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥ २ ॥

ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ।
तद्विद्यादात्मनो माया यथा भासो यथा तमः ॥ ३ ॥

यथा महान्ति भूतानि भूतेषूच्चावचेष्वनु ।
प्रविष्टान्यप्रविष्टानि तथा तेषु न तेष्वहम् ॥ ४ ॥

મારૂ જેવું સ્વરૂપ જેવી સત્તા તથા જેવા રૂપો, ગુણો, અને કર્મો છે તે સર્વેનુ મારા અનુગ્રહથી તમને યથાર્થ જ્ઞાન થાઓ (એમ ભગવાન બ્રહ્માને કહે છે )

હે બ્રહ્મા ! આ સૃષ્ટિની પૂર્વે હુજ હતો. તે વખતે સ્થૂલ તથા સૂક્ષ્મ પ્રપચ અને તેનુ કારણ માયા વિગેરે કાઇજ ન હતું સૃષ્ટિની પછી પણ હુજ રહુ છુ જે આ સર્વ પ્રપચ દેખાય છે તે પણ હુજ છુ તથા પ્રલય પછી જે વસ્તુ બાકી રહે છે તે પણ હુજ છુ અર્થાત્ હુ અનાદિ અનત અને અદ્વિતીય હોવાથી પૂર્ણ સ્વરૂપ છું

જે વસ્તુ ન હોવા છતા પ્રતીત થાય અને આત્મામા પ્રતીત ન થાય તે મારી માયા જાણવી દ્રષ્ટાત જેમ ચદ્ર એક છે બે નથી, છતા આખના વિકારથી બે દેખાય છે તેમ આ જગત્ પણ વસ્તુતાએ મિથ્યા છે છતા સત્ય ભાસે છે વળી ગ્રહોમા જેમ રાહુ એક ગ્રહ છે તોપણ તે દેખાતો નથી તેમજ આત્મા સર્વનો સાક્ષી છે પરતુ માયાથી આચ્છાદિત હોવાને લીધે દેખાતો નથી.

જેમ પચમહાભૂતો સૃષ્ટિ ઉત્પન્ન થયા પછી ભૌતિક પદાર્થોમા અર્થાત્ ઉત્તમ મધ્યમ દેહમાં પ્રવેશ કરીને રહેલા હોય તેમ દેખાય છે કારણ કે તેઓમા જોવામાં આવે છે, પરતુ તેઓ દેહાદિકના કારણરૂપ હોવાથી પાછળથી તેઓમા પ્રવેશ કરીને રહ્યા હોય તેમ નથી પરતુ મૂળથીજ તેઓમાં છે તેમજ હું આ ભૌતિક પદાર્થોમા પાછળથી પ્રવેશ કરીને

રહ્યો નથી પરન્તુ તેના કારણ રૂપે પ્રથમથીજ તેઓમાં પ્રવેશ કરીને રહ્યો છુ અર્થાત મારી એવી સત્તા છે

હવે આત્મસ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા પુરુષે એટલુજ જાણવા જેવુ છે કે અન્વય તથા વ્યતિરેક વડે સદા સર્વ ઠેકાણે જે રહે છે તેને આત્મા જાણવો

હે બ્રહ્મા ! તમે પરમ સમાધિવડે એટલે એકાગ્ર મન વડે મારા આત્માને અનુસરો કે જેથી કલ્પ વખતે વિવિધ પ્રકારની સૃષ્ટિ કરતી વેળાએ “હુ સ્વતંત્ર કર્તા છુ” એવો મોહ તમને કોઇ દિવસ થશે નહિ

૭

## દ્વૈત મિથ્યાત્વ.

તમે બિછાનામા સૂતેલા છો અને ગાઢ નિદ્રામા હો તે વખતે કાંઇપણ દ્વૈત હોતું નથી નિદ્રા દરમ્યાન સ્વપ્ન આવ્યુ. સ્વપ્નમા અનેક જડ ચેતન્ય પદાર્થો નહી છતા ભાસવા લાગ્યા. તેને જોનાર અને ભોગવનાર તમે પણ સ્વપ્નામા મિથ્યા ઉભા થયા તમારા મિથ્યા સ્વરૂપે સ્વપ્નામા અનેક પુણ્ય અને પાપકર્મો કર્યાં અને સુખ દુઃખ ભોગવ્યા પરંતુ તે કર્મો અને તે સુખ દુખનો ભોગજ (તમે કે જે વાસ્તવિક રૂપમા સૂતેલા છો તેને) કિંચિત માત્ર સ્પર્શ કરતા નથી તમારું વાસ્તવિક સ્વરૂપ તો અચળ નિર્વિકાર રહે છે સ્વપ્નના કર્મ અને ભોગ સ્વપ્નામાના તમારા મિથ્યા સ્વરૂપને માત્ર લાગ્યા અને સ્વપ્ન પુરું થતા

સ્વપ્નમાં દેખાતા પદાર્થો પણ મટી ગયા, સ્વપ્નને જોના તમારૂં મિથ્યા સ્વરૂપ પણ તે સાથે મટી ગયું અને તે મિથ્યા સ્વરૂપે કરેલા કર્મ અને ભોગ પણ ત્યાંજ સમાઇ ગયા, એટલુંજ નહિ પણ આ તરફ જાગ્રતમાં તમે જેવા હતા તેવાજ રહ્યા. હવે જેને આપણે જાગ્રત કહીએ છીએ તે પણ સ્વપ્નુંજ છે જે આ બધા પદાર્થો દેખાય છે તે સત્તાવાળા ભાસે છે અને તેને જાણવાવાળા આપણે ભાસીએ છીએ. પ્રતીતિ મટી કે પદાર્થો અને આપણે રહેતા નથી માટે જે સ્વરૂપ આપણું માનીએ છીએ તે સ્વપ્નના જેવું મિથ્યા છે જગતની અપ્રતીતિ કાળે રહેવાનું નથી. પરંતુ એના આધારભૂત જે આપણું ચૈતન્ય સ્વરૂપ છે તેજ આપણું વાસ્તવિક સ્વરૂપ છે. તે સ્વરૂપને આપણા આભાસરૂપ મિથ્યા સ્વરૂપથી થયેલા કલ્પિત કર્મો અને ભોગ સ્પર્શ કરતા નથી. તેજ આપણું વાસ્તવિક સ્વરૂપ છે, તેજ ભગવાન છે, તેજ હરિ, વિષ્ણુ, મહાદેવ, કૃષ્ણ, પરમાત્મા છે સદા એજ સ્વરૂપ તમો છો અને જગત પ્રતીતિને અભાવે તમારા આભાસરૂપની નિવૃત્તિ થયે તમે પરમાત્માજ અભેદતા અનાયાસે પામશો એમ નિઃસંદેહ જાણવું મનમાંથી પાપ પુણ્યની કલ્પનાજ કાઢી નાખવી તમે તમારા નિજ સ્વરૂપથી પાપ કે પુણ્ય કર્યાં નથી મિથ્યા સ્વરૂપે કરેલાં પાપ પુણ્ય મિથ્યા છે વાસ્તવિક સ્વરૂપને તે સ્પર્શ કરતા નથી જેમકે સ્વપ્નમાંના મિથ્યા સ્વરૂપે કરેલા પાપ પુણ્ય મે કર્યાં એમ કોઇ માનતું નથી. ત્રણ

કાળમાં જગત થયું નથી સ્વપ્નામા લીલા માત્ર પ્રતીત થયેલું તેની સમાપ્તિ થયે હું પોતાના અખંડ અવિનાશી આનંદઘન ચૈતન્ય સ્વરૂપને વિષે જાગુ છું એવી દૃઢ ભાવનાવાળી અચળ દ્રષ્ટિ આપની થાઓ એવી અંતર્યામી પાસે આ મિથ્યા નામધારી પ્રાર્થના કરે છે

૮

## તત્ત્વમસિ મહાવાક્યનો અર્થ.

આ જગત જીવ અને ઇશ્વર બધી મનની કલ્પના છે એકવાર એ કલ્પનાને છોડી નિર્વાણપદનો અનુભવ કરો

સર્વ કહેવાથી સર્વજ્ઞતા છે અને અલ્પ કહેવાથી અલ્પજ્ઞતા છે

નિર્વાણપદમા સર્વજ્ઞતા અને અલ્પજ્ઞતાનો અભાવ છે,

જ્યા સર્વ અને અલ્પનો ભાવ નથી ત્યા જીવ અને ઇશ્વરનો ભેદ ક્યા છે? તે તું છો

વ્યષ્ટિ હોવાથી જીવની ઉપાધિ છે અને સમષ્ટિ એ ઇશ્વરની ઉપાધિ છે.

વ્યષ્ટિ અને સમષ્ટિનું જ્ઞાન હોતા જીવ અને ઇશ્વરનો [illegible] ઉપાધિઓ દૂર હોય તો તેનાથી પર જે છે તે [illegible]

અજ્ઞાન હોવાથી જીવ કહેવાય છે અને માયાના કારણ [illegible] અવિદ્યા અને માયા બન્નેનો બાધ થઇ

સ્વપ્નમા દેખાતા પદાર્થો પણ મટી ગયા, સ્વપ્નને જોનારૂ તમારૂ મિથ્યા સ્વરૂપ પણ તે સાથે મટી ગયુ અને તે મિથ્યા સ્વરૂપે કરેલા કર્મ અને ભોગ પણ ત્યાજ સમાઇ ગયા, એટલુજ નહિ પણ આ તરફ જાગ્રતમા તમે જેવા હતા તેવાજ રહ્યા હવે જેને આપણે જાગ્રત કહીએ છીએ તે પણ સ્વપ્નુજ છે જે આ બધા પદાર્થો દેખાય છે તે સત્તાવાળા ભાસે છે અને તેને જાણવાવાળા આપણે ભાસીએ છીએ પ્રતીતિ મટી કે પદાર્થો અને આપણે રહેતા નથી માટે જે સ્વરૂપ આપણુ માનીએ છીએ તે સ્વપ્નના જેવુ મિથ્યા છે જગતની અપ્રતીતિ કાળે રહેવાનુ નથી. પરતુ એના આધારભૂત જે આપાણુ ચૈતન્ય સ્વરૂપ છે તેજ આપાણુ વાસ્તવિક સ્વરૂપ છે. તે સ્વરૂપને આપણા આભાસરૂપ મિથ્યા સ્વરૂપથી થયેલા કલ્પિત કર્મો અને ભોગ સ્પર્શ કરતા નથી. તેજ આપણુ વાસ્તવિક સ્વરૂપ છે, તેજ ભગવાન છે, તેજ હરિ, વિષ્ણુ, મહાદેવ, કૃષ્ણ, પરમાત્મા છે સદા એજ સ્વરૂપ તમો છો અને જગત પ્રતીતિને અભાવે તમારા આભાસરૂપની નિવૃત્તિ થયે તમે પરમાત્માજ અભેદતા અનાયાસે પામશો એમ નિ.સદેહ જાણવું મનમાથી પાપ પુણ્યની કલ્પનાજ કાઢી નાખવી તમે તમારા નિજ સ્વરૂપથી પાપ કે પુણ્ય કર્યા નથી મિથ્યા સ્વરૂપે કરેલા પાપ પુણ્ય મિથ્યા છે. વાસ્તવિક સ્વરૂપને તે સ્પર્શ કરતા નથી જેમકે સ્વપ્નમાંના મિથ્યા સ્વરૂપે કરેલા પાપ પુણ્ય મે કર્યા એમ કોઇ માનતુ નથી ત્રણ

કાળમા જગત થયુ નથી. સ્વપ્નામા લીલા માત્ર પ્રતીત થયેલુ તેની સમાપ્તિ થયે હુ પોતાના અખંડ અવિનાશી આનદઘન ચૈતન્ય સ્વરૂપને વિષે જાગુ છુ એવી દૃઢ ભાવનાવાળી અચળ દ્રષ્ટિ આપની થાઓ એવી અંતર્યામી પાસે આ મિથ્યા નામધારી પ્રાર્થના કરે છે.

૮

## તત્ત્વમસિ મહાવાક્યનો અર્થ.

આ જગત જીવ અને ઇશ્વર બધી મનની કલ્પના છે એકવાર એ કલ્પનાને છોડી નિર્વાણપદનો અનુભવ કરો

સર્વ કહેવાથી સર્વજ્ઞતા છે અને અલ્પ કહેવાથી અલ્પજ્ઞતા છે.

નિર્વાણપદમા સર્વજ્ઞતા અને અલ્પજ્ઞતાનો અભાવ છે,

જ્યા સર્વ અને અલ્પનો ભાવ નથી ત્યા જીવ અને ઇશ્વરનો ભેદ ક્યા છે? તે તુ છો

વ્યષ્ટિ હોવાથી જીવની ઉપાધિ છે અને સમષ્ટિ એ ઇશ્વરની ઉપાધિ છે.

વ્યષ્ટિ અને સમષ્ટિનુ જ્ઞાન હોતા જીવ અને ઇશ્વરના ભેદ રૂપ ઉપાધિઓ દૂર હોય તો તેનાથી પર જે છે તે તું છો

અજ્ઞાન હોવાથી જીવ કહેવાય છે અને માયાના કારણથી ઇશ્વર [illegible] છે અવિદ્યા અને માયા બન્નેનો બાધ છે

જાય તો જીવ કે ઇશ્વર રહેતા નથી. બન્ને ભાવથી રહિત જે તત્ત્વ છે તે તુ છો

કાર્યભાવ હોવાથી કારણ કહેવાય છે અને કારણભાવથી કાર્ય કહેવાય છે કાર્ય કારણ રહિત જ્યા વસ્તુ છે ત્યા જીવ અને ઇશ્વરનો ભેદ કયા છે? તે તત્ત્વ તુ છો

ભોગવવાના ભાવથી ભોક્તા અને દેવાના ભાવથી દાતા કહેવાય છે. ભોગવવાના ભાવ અને ભોગપ્રધાન કરવાના ભાવ જતા રહે તો જીવ અને ઇશ્વરનો ભેદ નથી, તે ભેદ રહિત જે તત્ત્વ છે તે તુ છો.

અજ્ઞાનનો ભાવ હોવાથી સદ્‌ગુરુ એનો બાધ કરે છે દ્વૈત ભાવમા શિષ્ય ભાવના થાય છે અદ્વૈત આત્મ તત્ત્વમા ગુરુ કે શિષ્ય નથી તેથી ભેદભાવનો ત્યાગ કરતા જે ભેદ રહિત તત્ત્વ છે તે તુ છો

અદ્વૈત છે તેથી પ્રાપ્તિનો યત્ન કરવો પડે છે અને દ્વૈત છે તેથી તેનો બાધ કરવાનો યત્ન કરવો પડે છે. દ્વૈત અને અદ્વૈત તારોજ સકલ્પ છે તેને છોડતા જે અવશેષ તત્ત્વ રહે છે તે તુ છો

દૃશ્ય સત્ય હોય તો સાક્ષીભાવ ઘટે છે જો દૃશ્ય અસત્ય હોય તો તુ કયા દૃશ્યનો સાક્ષી થઇશ માટે જ્યાં દૃશ્ય અને સાક્ષીનો અભાવ છે ત્યાં ચુપ રહેવું, તે તત્ત્વ તું છો

શુદ્ધજ્ઞાન સ્વરૂપના નિજાનદના વિસ્તારરૂપ આ સસાર છે અથવા કાઇ નથી. તેથી તેમાં ત્યાગ કે ગ્રહણ કરવા

જડ અને ચેતન વિરૂદ્ધ સ્વભાવવાળા હોવાથી તેની એકતા થતી નથી પણ અજ્ઞાનથી એક્તા કરી જીવભાવ બની જાય છે.

અજ્ઞાનમા એવું સામર્થ્ય છે કે જે અશક્ય છે તેને શક્ય કરી બતાવે, અજ્ઞાનયુક્ત એવી ગરબડતાનુ નામ ગ્રથિ છે

હૃદયગ્રથિ અજ્ઞાનનુ કાર્ય છે તેથી તેને અજ્ઞાનગ્રથિ કહો અથવા જડ ચેતન ગ્રથિ કહો આ ગ્રથિમા અનેક પ્રકારના સુખદુઃખ જીવ ભોગવે છે આ ગ્રથિ બધન રૂપ છે

ગ્રથિ–અજ્ઞાન ભૂલથી છે આ ભૂલ નીકળી જાય તો ગ્રંથિ રહેતી નથી ભૂલ આપણુ સ્વરૂપ ન સમજવામાં છે પ્રત્યેકનુ પોતાનુ સ્વરૂપ પરબ્રહ્મ છે. તે પરાત્પર છ જેનાથી બીજુ નિકૃષ્ટ છે એવું તે પરાવર છે અથવા કાર્ય બ્રહ્મ અને કારણબ્રહ્મ પરાવર છે, તેની ઉપર જોઇએ તો પોતાનુ સ્વરૂપ છે એ વાત દ્રઢતાથી સમજાય છે ત્યારે અજ્ઞાન નિવૃત્ત થઇ જાય છે

ભૂલ રહેતી નથી. ભૂલ નીકળી જવાથી ભૂલથી ઉત્પન્ન થયેલ હૃદયગ્રથિ પણ ત્રુટી જાય છે અનેક પ્રકારના સશય અજ્ઞાન દશામા થયા કરે છે કે હું કોણ છુ, પરબ્રહ્મ શુ છે, સુખ દુઃખ શુ છે, કેને થાય છે, શા માટે થાય છે, એ બધા સશય રહેવાનુ સ્થાન નથી

જેમ સૂર્ય પૂર્ણ પ્રકાશમાન હોય ત્યારે પદાર્થ સ્પષ્ટ દેખાય છે શકા રહેતી નથી, એ પ્રકારે જ્ઞાન સ્વરૂપ

આત્મારૂપ સૂર્યનો પ્રકાશ હોય તો કોઇપણ જાતની શંકા રહેતી નથી. જન્મ મરણ અને તેની વચમાં અનેક પ્રકારના અનેક યોનિઓમાં ભોગ કર્મથી થયા કરે છે જેવું કર્મ તેને અનુસાર જન્મ અને ભોગ રહે છે અને આ બધા કર્મ સૂક્ષ્મ અજ્ઞાનની અવધિમાં ટકી રહે છે

જ્ઞાનથી સંચિત કર્મ બળી જાય છે આગામી કર્મ બાધક થતાં નથી. પ્રારબ્ધ ભોગથી નષ્ટ થાય છે, એ પ્રકારે કર્મો નાશ થઇ જાય છે

પરબ્રહ્મના અજ્ઞાનથી પરમપદની પ્રાપ્તિ થતી નથી શુદ્ધ અખંડ અદ્વૈત સ્વરૂપમાં બંધ વિગેરેનો ત્રણે કાળમાં અભાવ સમજવો એ જ્ઞાન છે

હું ભિન્ન છું એમ સમજવું એ બંધન છે અને હું અખંડ એકરસ અદ્વૈત-સ્વરૂપ છું એમ સમજવું એ મોક્ષ છે

મારો આત્માજ અદ્વય પરબ્રહ્મ સ્વરૂપ છે એવું અભિન્ન ભાવથી અપરોક્ષ જાણવું એને જ્ઞાન કહે છે

હું પૂર્ણ શાંતિ સ્વરૂપમાં અશાંતિને શોધતો હતો તે ભૂલ હતી. ધન્ય છે! ધન્ય છે! કેટલી સહજ વાત છે

જ્યાં સુધી મારી સમજમાં નહિ આવ્યું ત્યાં સુધી ભૂલેલ હતો હવે હું મારી મૂર્ખતા ઉપર હસું છું

૧૦

## કર્મનું કારણ.

[illegible] જીવને ઉપજાવી કર્મ કરાવે છે. તેના કર્મ [illegible] તે જીવને કર્મમાં પ્રવર્તાવે છે અને

થતા કર્મના દ્રષ્ટા છે પ્રવર્તક એવી રીતે કે શુભ અશુભ પડતા સંસ્કારોની છાયાજ કર્મ છે અથવા જે કર્મો થાય છે તે પડેલા સંસ્કારોને આધારેજ થાય છે. સ્થૂલ સૂક્ષ્મ શરીર જડવત્ છે તેનાથી કાંઇ ક્રિયા થતી નથી પણ ચિદાભાસથી ક્રિયા બની રહી છે

૧૧

## જગત્‌ની ઉત્પત્તિ.

દ્રષ્ટાંતમાં જેમ લુગડું છે તેને ઘટ્ટ કરવાને માટે ખળ લગાડે છે, પછી તેના ઉપર ચિત્ર છપાય છે અને પછી રંગ પૂરાય છે તેવીજ રીતે સિદ્ધાંતમાં શુદ્ધ બ્રહ્મ તે લુગડું છે. તેને માયારૂપી ખળ લગાડવાથી તે ઘટ્ટ થાય છે. તે પછી માયા શુદ્ધ બ્રહ્મની સાંનિધ્યમાં ચિત્ર ઉત્પન્ન કરે છે.

૧૨

## માયા (ઉત્પત્તિવાદની દ્રષ્ટિએ)

વિરાટ્ સ્વરૂપમાં સમસ્ત વ્યષ્ટિ સ્થૂલ અને સમસ્ત સમષ્ટિ સ્થૂલ શરીરોનો સમાવેશ થાય છે વિરાટ્ સ્વરૂપનો લય હિરણ્યગર્ભમાં થાય છે હિરણ્યગર્ભમાં વ્યષ્ટિ સૂક્ષ્મ અને સમષ્ટિ સૂક્ષ્મ શરીરોનો લય થાય છે અને હિરણ્ય-ગર્ભનો લય માયામાં થાય છે અને માયામાંથી બધાનો પ્રાદુર્ભાવ થાય છે પણ તે શુદ્ધ સ્વરૂપ પરમાત્મા અખંડા-

૧૦ થી ૧૯ સુધીના પારાગ્રાફ પીંડડીઆના માજી સ્કુલ માસ્તર ભગવાનજીભાઇની નોંધમાંથી લીધેલ છે તેમને સ્વામીજી સાથે થયેલ જ્ઞાનચર્ચાની તે યાદી છે

નન્દના આશ્રયે બને એકલા પરમાત્માથી ન બને માટે ઇચ્છાવડે માયાનો આશ્રય કરી ઉત્પત્તિ, સ્થિતિ, લય બને છે

પરમાત્મામા આદિ કે અત સભવતો નથી. તેના કોઇ એક ભાગમા માયા આશ્રય કરીને રહી છે દ્રષ્ટાંતમાં જેમ શરીરમા તલ રહે છે અને તે તલે જેટલી જગ્યા રોકી છે અથવા શરીરના જેટલા ભાગમા તલ છે તેટલા શરીરના મૂળ ભાગ સાથે તલનો દેખાવ થયેલ છે. તેથી મૂળભાગ અને તલના દેખાવની પેઠે પરમાત્મામાં માયા રહેલ છે એ માયા વડેજ અવ્યક્ત અવ્યય પરમાત્માના આશ્રયથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે બાકીનો તમામ ભાગ પ્રકાશરૂપ હોય છે તેમાં કોઇ હોતું નથી તેથી તેનુ ધ્યાન કરનારાનો પતો મળતો નથી

૧૩

## જાગ્રત્ અવસ્થા.

જેને પ્રભુના નામમા ખરો રસ લાગ્યો છે તેજ ખરેખરા જાગે છે, બાકીના સુતા છે

૧૪

## સંસ્કાર

મન ગમે તેટલુ વશ હોય, ઇદ્રિયો કબજે હોય પણ કોઇ વખતે વિષયભોગ વખતે પડેલા સસ્કારો સ્ફુરી આવતા મન પાછુ વિષયભોગ તરફ વળે છે ઇદ્રિયોને તેના વિષયોમા જતી અટકાવીને મન શાત કર્યું હોય ત્યારે નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ થાય છે અને નિર્વિકલ્પ

સમાધિમાં આત્માના દર્શન થાય છે છતાં પડેલા સંસ્કારોના બલવત્તરપણાથી મન પાછું ઇન્દ્રિયોના વિષયોમાં ભટકે છે અને સમાધિ છોડાવી દે છે સ્ત્રીઓ સાથે એકાંત ન કરવી એ બાબતમાં જૈમિનિ અને વ્યાસ વચ્ચે થયેલો સંવાદ અને અંતે જૈમિનિનો પરાજય એ સમજવા જેવો છે

૧૫

## સાધુઓનાં સૂતક

કોઇ માણસે કોઇ સાધુને પૂછ્યુ કે હે મહારાજ, કેમ કાંઇ કર્મ કરતા નથી ત્યારે તેણે જવાબ આપ્યો કે અમને બે પ્રકારનં સૂતક છેઃ—

૧ મોહરૂપી મા મરી ગઇ છે તેનુ સ્નાન સૂતક છે અને
૨ જ્ઞાનરૂપી દીકરો અવતર્યો છે તેનુ વૃદ્ધિ સૂતક છે તેથી મુછ મુંડાવીને ફરીએ છીએ સૂતકમા કર્મ ન થાય

૧૬

## અતિથિ સત્કાર

સાધુઓનો ધર્મ છે કે ટૂકડામાંથી પણ ટૂકડો અતિથિને આપવો. શ્રીમદ્ ભાગવતમા રાજા રંતિદેવની વાત કહી સ્વામીજીએ સમજાવ્યુ કે ૪૦ દિવસના ઉપવાસ પછી અનાજ મળ્યુ તે જમતા પહેલા એક પછી એક એમ ત્રણ અતિથિ આવ્યા. અનાજ અપાઇ જતાં પાણી પણ અપાઇ ગયુ ત્યારે પરમાત્માએ પ્રસન્ન થઇને કહ્યુ કે "વર માગ" તે વખતે તેણે એવુ વર માગ્યુ કે " હુ

સર્વ પ્રાણીઓને વિષે રહીને તેઓની પીડા ભોગવવા ઇચ્છુ છું કે જેને લીધે સર્વ પ્રાણીઓ દુ:ખ રહિત થાય"

૧૭

## મૂર્તિખંડન.

કોઇ માણસે એમ વાત કરી કે કોઇએ શિવલિંગની મૂર્તિ ભાગી નાખી સ્વામીજીએ કહ્યુ કે "એક માણસના હજાર ફોટા હોય તેમાથી એક ભાગી નાખે કે તોડી નાખે તેથી મૂળ માલિકને કાઇ થતું નથી,

વળી ચકમકમા અગ્નિ છે, વનસ્પતિમા અગ્નિ છે, એકાદ લાકડાનો કકડો સળગાવીએ તો અગ્નિ થાય છે તેથી સર્વત્ર રહેલા અગ્નિને શુ?

તેમજ એકજ ઠેકાણે સળગેલો અગ્નિ હોલવાઇ જાય તો પણ શુ? અવતારોમા એ પ્રમાણે સમજવાનુ છે"

૧૮

## જ્ઞાનીની શાંતિ

સમુદ્ર હમેશા પોતાની મર્યાદામાં રહે છે, હજારો નદીઓ અને મોટી મોટી નદીઓ ઘૂઘવાટા કરતી આવે છે પણ સમુદ્રમા તે કાઇ કળાતી નથી અથવા તેની અસર પણ નથી સમુદ્ર પોતે પોતાની મર્યાદામા શાતિમા રહે છે, તેવીજ રીતે હજારો સિદ્ધિઓ કે લાલચો આવે છે છતા જ્ઞાની પુરુષ શાત અને સ્થિર રહે છે જે ડગતો નથી તે શાતિ પામે છે કામ-કામી શાતિ પામતા નથી

૧૯

## શ્રાપનો ઉપયોગ.

બીજાને પાપ ભોગવવાનો વારો આવે છે ત્યારે સાધુ પુરુષોના શ્રાપ નિમિત્ત રૂપ થાય છે દ્રષ્ટાંતમાં દુર્વાસાના શ્રાપ અને શ્રીકૃષ્ણની યાદવાસ્થળી.

## પરચુરણ.

૨૦

સંસારમાં રહીને પુરેપુરૂ નિદિધ્યાસન થઈ શકતું નથી કારણકે કે થોડો ઘણો રાગ દ્વેષ રહ્યા કરે છે માટે તે દ્રષ્ટિએ બને તેટલો ત્યાગ કરવો એ ઘણુજ ઉત્તમ છે.

૨૧

સંતોએ આત્મ નિષ્ઠા કેળવવા માટે જ્યાં ત્યાં ફરવુ ન જોઇએ પણ એકાંત સ્થળમાં રહી, રાગ દ્વેષ ન બંધાય તેવી સંભાળ રાખી નિષ્ઠા વધારવી

૨૨

રામ અને કૃષ્ણ વિગેરે અવતારોની બ્રહ્માકાર વૃતિ "વડવાગ્નિ" જેવી હતી જેમ વડવાગ્નિ સમુદ્રનુ શોષણ કરતા છતા ઓલવાતો નથી તેમ રામ. કૃષ્ણ, વિગેરેએ મહાન યુદ્ધ કર્યા અને બીજી પ્રવૃતિઓ કરી છતા તેમની આત્મ નિષ્ઠામાં ભંગ થતો નહોતો

---

નંબર ૨૦ થી ૩૫ સુધીના વચનો, માસ્તર હિંમતલાલ ગીરધરલાલની નોધમાથી લીધેલ છે સ્વામીજી સાથે તેમને સત્સંગ થયો હતો તે બાબતની તે નોધ છે.

૨૩

વેદાંતમા 'નેતિ નેતિ' એમ બે વખત શબ્દ વપરાયો છે તેનુ તાત્પર્ય એ છે કે—એક વખત નેતિ કહેતા કાર્ય પ્રપચનો બાદ થાય છે અને બીજી વખત "નેતિ" કહેતા કારણુ પ્રપચનો (માયાનો) બાધ થાય છે. આવી રીતે અતદ્વ્યાવૃતિથી બ્રહ્મનુ નિરૂપણુ શાસ્ત્રોમા કરેલુ છે

૨૪

બ્રહ્મ અને જગતનો ભેદ કલ્પિત છે. બ્રહ્મ અને જગત એક વસ્તુ છે

૨૫

સમગ્ર વેદાંતનુ તાત્પર્ય જગતની ઉત્પતિમાં નથી જગત ભૂલથી પ્રતીત થાય છે

૨૬

સ્વરૂપ નિત્ય પ્રાપ્ત છે તેમાં કાઇ કર્તવ્ય નથી. ફકત ભ્રાતિ કાઢવાની છે

૨૭

સ્વપ્નમાં જેમ દ્રષ્ટા ભૂલથી દ્રષ્યરૂપે થયેલ છે તેવીજ રીતે જાગ્રતમાં પણુ ભૂલથી દ્રષ્ટા દ્રષ્ય રૂપે દેખાય છે.

૨૮

ભગવાન દીન દયાળ છે તેનો અર્થ એવો છે કે—એક તરફ જ્યારે મુમુક્ષુ જીવે વૈભવ, વિષયો વિગેરે તજી દીધા હોય છે અને બીજી તરફ જ્યારે ભગવદ્ પ્રાપ્તિ થઇ હોતી નથી ત્યારે એવી વચલી સ્થિતિવાળા જીવો ઉપર દયા કરવાવાળા છે તેથી તે "દીન દયાળ" કહેવાય છે

૨૯

જ્ઞાનની ગાસડી બાંધવા કરતાં ચારિત્રની ચપટીની કિંમત વધારે છે

૩૦

સબ ભૂલ જાનેકા હૈ, અપના આપામા મસ્ત રહેના.

૩૧

કોઇ અધિકારીને ગુરુના ઉપદેશથી તરત જ્ઞાન થયુ અથવા ગુરુ કૃપા થઇ અથવા ગુરુએ તેના માથા ઉપર હાથ મૂકયો અને તેને જ્ઞાન થયુ તો તેમાં તેની પૂર્વ જન્મની ખેડ એટલે પુરુષાર્થ મુખ્ય કારણ છે માટે પુરુષાર્થ કરવો, પ્રમાદ બીલકુલ કરવો નહિ

૩૨

તન ફકીરી ઔર બાબા,
મન ફકીરી ઔર હૈ,
હાલસે બે હાલ ઉનકા,
દિલ સોદા ઠોર હૈ.
કૌન બોલે, કોન ચાલે,
ના કીસીસે જોર હૈ,
ચુપ લગી ચુપ હો રહૈ,
વો મઝા કુછ ઓર હૈ.

૩૩

મને કોઇ કહેતુ, જગત સાચું
મને કોઇ કહેતુ, જગત ખોટું

અગર ખોટું તો મારે શું ?
કદી સાચુ તો મારે શુ ?
નથી થાતુ નથી જાતુ,
હું માં હું સમાણો છુ;
અખંડ આ સ્થિર જ્યોતિમાં,
નથી થાતુ નથી જાતુ.

૩૪

સોહં હંસા એક હે,
તુમ મત જાનો દોય;
જાના ઉસને દોય કર,
તેહી ગુરૂ મળ્યા ન કોઇ

૩૫

દાદૂ હેકુ ભય ઘણા,
નાહિકુ ભય નાહિ;
દાદૂ નાહિ હો રહિએ,
અપને સાહેબ માહી.

૩૬

## રાસલીલા

ગોપી મંડળ વૃતિ સબ, સાક્ષી કૃષ્ણ સ્વરૂપ,
સંધિન મૈં ભાસત રહે, યે હૈ રાસ અનૂપ,
ગોપી હરિકી પ્રાન હે, હરિ ગોપિન કે પ્રાન,
વેદ ભેદ માને નહિ, યા બિધ સમજ સુજાન

# પ્રકરણ ૧૨ મું.

## વેદાન્ત સિદ્ધાંત.*



"વેદાન્ત" શબ્દનો અર્થ કેટલાએક વેદનો અંત ભાગ હોવાનું કહે છે પણ ઋગ્વેદનુ નિરિક્ષણ કરવાથી તેમ જણાતું નથી તેમાં છેવટના આઠમા અષ્ટકમા વેદાન્ત ભાગ વિશેષ છે પરંતુ પ્રથમ અષ્ટકથીજ તે ભાગ દાખલ થયેલ જોવામા આવે છે અને સૂક્ષ્મ બુદ્ધિવાળા જ્ઞાનીને તો જેમ દુધમા ઘી, તલમા તેલ જોવામા આવે છે તેમ વેદમાં વેદાન્ત ઓતપ્રોત જોવામા આવે છે.

---

* આ પ્રકરણમા સ્વામી શ્રી નિત્યાનન્દજી ઉપર પૂજ્યભાવ ધગવનાર સદ્ધર્મ ભાસ્કર અને ધર્મરત્ન રા. રા ગુલાબરાય વજેશંકર ભાયાએ વેદાંતનો સિદ્ધાંત વાચનારાઓના લાભ માટે સમજાવેલ છે તેમણે સ્વામીજીના સત્સંગનો લાભ ઘણા વખત સુધી લીધેલ છે

૨ "વેદાન્તથી પરમાત્મા-બ્રહ્મનુ સ્વરૂપ જાણી શકાય છે તથા તેનો સાક્ષાત્કાર થયે મનુષ્ય જન્મમૃત્યુથી મુક્ત થઇ મોક્ષને પામે છે તે વિષય બતાવનારી વિદ્યા તે "ब्रह्मविद्या" પરાવિદ્યા, નામથી કહેવાય છે અને અન્ય સર્વ વિદ્યા-વેદ-પુરાણ આદિ સર્વ "અપરાવિદ્યા" કહેવાય છે. (मु. उ १-४) તે પરાવિદ્યા ઉપનિષદ્‌મા ગુથાયેલ છે બીજી કોટીના અધિકારી ઉપર કૃપા કરી શ્રીકૃષ્ણ પરમાત્માએ તેનુ દોહન કરી તે પરાવિદ્યા શ્રી ભગવદ્ ગીતામાં ગાઇ છે અને ઉપનિષદાદિમાની શ્રુતિયોમા બ્રહ્મજીવની ઐક્યતા બતાવવામા કાઇ શકા રહે અગર સ્પષ્ટતાથી ન સમજાય તેનુ નિરાકરણ શ્રી ભગવાન વ્યાસ-જીએ બ્રહ્મ સૂત્રો રચી તે દ્વારા કરેલ છે આ ત્રણ ગ્રથ ઉપનિષદ્, ગીતા અને વ્યાસકૃત બ્રહ્મસૂત્રો, એ પ્રસ્થાન ત્રયથી ઓળખાય છે અને તેના ઉપર શ્રી જગદ્‌ગુરુ શકરાચાર્ય વગેરેના ભાષ્યો છે જે અધિકારી તે બ્રહ્મવિદ્યા દ્વારા પરમાત્મા-બ્રહ્મનુ જ્ઞાન મેળવવાને જીજ્ઞાસુ હોય તેણે

અને વેદાતની પ્રક્રિયા શાસ્ત્રોના પ્રમાણ આપી મુમુક્ષુજનો સરળતાથી સમજી શકે તેવી રીતે લખેલ છે

તેઓશ્રી લખે છે કે—

ૐ **सच्चिदानन्द** પરમાત્માને પ્રણવિ ભાવે નમન કરી પ્રસ્તુત વિષય ઉપર સક્ષેપમા થોડા શબ્દોમા લખવા માગુ છુ તથા તે પરમદયાળુ **सच्चिदान्द** સ્વરૂપ બ્રહ્મીભૂત મહાત્મા સ્વામીશ્રી નિત્યાનન્દ સરસ્વતીને પૂર્ણ ભક્તિ પુરસર આ પ્રકરણ અર્પણ કરૂ છુ

કોઇ વિરક્ત મહાત્મા સન્યાસી પાસેથી શિષ્ય ભાવથી ઉપસન્ન થઇ શ્રવણ દ્વારા મેળવવુ જોઇએ પરંતુ તે પહેલાં તેણે વર્ણાશ્રમનાં ધર્મ પ્રમાણે નિષ્કામ કર્મ કરી ચિત્તશુદ્ધિ કરવી તથા ઉપાસના કે ભક્તિદ્વારા મનનો વિક્ષેપ દૂર કરવો જોઇએ જ્યાંસુધી ચિત્તશુદ્ધિ અને તેની નિશ્ચલતા પ્રાપ્ત નહિ થાય ત્યાંસુધી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત નહિ થાય. વળી, તેણે સાધન ચતુષ્ટય સપાદન કરવા જોઇએ, એટલે કે નિત્યાનિત્ય વસ્તુનો વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ-સપત્તિ તથા મુમુક્ષુતા એ ચાર સાધન પ્રાપ્ત કરવાં જોઇએ, તે સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી ગુરુ તેને બ્રહ્મવિદ્યાનો બોધ આપે છે

૩ "ब्रह्मविद्या"થી જ્ઞાનદ્વારા મોક્ષ થાય છે તે બાબત ઉપર **तैत्तिरीय–उपनिषद्**ની શ્રુતિ છે કે "**ब्रह्मविदाप्नोति परम्**" બ્રહ્મને જાણનાર નિરતિશય બ્રહ્મને પ્રાપ્ત કરે છે ચૌદ બ્રહ્માંડમાં કોઇ વસ્તુ તેનાથી અજ્ઞાત રહેતી નથી. તે બ્રહ્મનુ સ્વરૂપ–લક્ષણ બીજી શ્રુતિ બતાવે છે કે–"**सत्य ज्ञानमनन्तम् ब्रह्म**" તેનો અર્થ એવો છે કે બ્રહ્મ દેશ, કાળ વસ્તુના પરિચ્છેદથી રહિત છે એટલે કોઇ દેશનો ભાગ

"વેદાન્ત" વિષય અતિ ગભીર છે તથા તેથી પ્રતિપ્રાપ્તિ થતા પરમાત્મા **ब्रह्म** મન વાણીના અગોચર હોવાથી જેનુ અતદ્વ્યાવૃત્તિ રૂપથીજ વર્ણન થઇ શકે છે. તે ઔપનિષદ્ પુરુષના માટે કાઇ લખવુ તે સાહસ ગણાય તોપણ વાચક મહાશયો ઉદાર વૃત્તિથી સમજી લેશે એવી આશા છે ગુ. વ

અણુમા અણુ અગર મહાનૂમાં મહાન્ બ્રહ્મ સિવાય ખાલી નથી, તેમજ તે ભૂત-ભવિષ્ય-વર્તમાન એટલે ત્રણે કાળમા અસ્તિત્વ ધરાવે છે અને કોઇ પણ વસ્તુ તેનાથી ભિન્ન નથી

૪ હવે જ્યારે "ब्रह्म" તે પ્રમાણે સર્વ-વ્યાપક છે ત્યારે તેના દર્શન કે સાક્ષાત્કાર કેવા પ્રકારથી ક્યાં થાય તે માટે પછીની શ્રુતિ કહે છે કે, "यो वेद निहित गुहायां परमे व्योम्नन" ઉપર કહેલ સ્વરૂપ લક્ષણવાળા બ્રહ્મનો અધિકારી પોતાના હૃદય રૂપ ગુહામા સાક્ષાત્કાર કરી શકે છે, તથા તે પ્રમાણે સાક્ષાત્કાર થવાથી શ્રુતિ કહે છે કે તે અધિકારી સર્વ કામ એકી સાથે ભોગવે છે તે બાબત વિશેષ સ્પષ્ટ સમજાવવા શ્રી જગદ્ગુરૂ શકરાચાર્ય નીચે પ્રમાણે ભાષ્યમા લખે છે—

ब्रह्मणा सहेतिः ब्रह्मभूतो विद्वान् ब्रह्मस्वरुपेणैव सर्वान्कामान्सहाश्नुते, न यथोपाधिकृतेन स्वरुपेणऽऽत्मना जल सूर्यादिवत्प्रतिबिंबभूतेन ससारिकेण धर्मादिनिमित्तापेक्षांश्चक्षुरादिकरणापेक्षांश्च कामान्पर्यायेणाश्नुते लोकः। कथ तर्हि यथोक्तेन प्रकारेण, सर्वज्ञेन सर्वगतेन सर्वात्मना नित्य ब्रह्मात्मस्वरुपेण × × सर्वान्कामान्सहैवाश्नुते ॥

એનો અનુવાદ પડિત પિતામ્બર કૃત નીચે પ્રમાણે છે -

બ્રહ્મભૂત જો વિદ્વાન સો જ્ઞાનરૂપ હોનેસે સર્વજ્ઞ બ્રહ્મ સ્વરૂપસેંહી સર્વ ભોગનકુ એક કાલ વિષે ભોગતા હૈ, પરતુ જલગત સૂર્ય ઔર આકાશ આદિકકી ન્યાયી ઉપાધિ કૃત પ્રતિબિબ ભૂત સ સારી સ્વરૂપસેં પુણ્ય

આદિક નિમિતકી અપેક્ષાવાલા ઔર ચક્ષુ આદિક કર્ણકી અપેક્ષાવાલે લોક વિષે પ્રસિદ્ધ ભોગનકુ ક્રમ કરી ભોગતા; નહિ, કિંતુ ઉક્ત પ્રકારસ સર્વજ્ઞ સર્વાત્મા નિત્ય બ્રહ્માત્મ સ્વરૂપસેં પુણ્યાદિ નિમિતકી અપેક્ષાસે રહિત ઔર ચક્ષુ આદિક કર્ણકી અપેક્ષાસે રહીત સર્વ ભોગનકુ આથિહી ભોગતા હૈ

આ ઉપરથી સામાન્યરીતે એવો પ્રશ્ન ઉત્પન્ન થાય કે "બ્રહ્મ" સર્વ વ્યાપક છે છતા તેનો સાક્ષાત્કાર હૃદયમાજ થાય તે પ્રમાણે શ્રુતિ કેમ કહે છે. તેના ખુલાસામા કહેવુ જોઇએ કે પરમાત્માએ જ્યારે પ્રાણીઓના અનેક જન્મના પુણ્ય પાપ રૂપી કર્મનાં ફળ ભોગવાવવા સૃષ્ટિ માયાદ્વારા રચવા ઇચ્છા કરી ત્યારે પ્રથમ પચમહાભૂત ઉત્પન્ન થયા તેના સમગ્ર પચભૂતોના સત્વગુણના અશમાંથી અતઃકરણ ચતુષ્ટય ઉત્પન્ન કર્યું તથા સમગ્ર રજોગુણ અશમાથી પાચ પ્રાણ ઉત્પન્ન કર્યા વળી દરેકના સત્વગુણના અશમાથી શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જીહ્વા, ઘ્રાણ, એમ અનુક્રમે પાંચ જ્ઞાનેન્દ્રિયો અને દરેકના રજોગુણમાથી વાક, પાણિ, પાદ, ઉપસ્થ, વાયુ એમ અનુક્રમે પાચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન કરી તથા પાંચ ભૂતોના સમગ્ર તમોગુણનુ પચીકરણ કરી તેમાંથી ચૌદ ભૂવન તથા સ્થૂલ શરીરો બનાવ્યા તેમ કરી પાચ કોશવાળુ શરીર નિર્માણ કર્યું એટલે આનદમય કોશનુ કારણ શરીર તથા વિજ્ઞાનમય, મનોમય તથા પ્રાણમય કોશનુ સૂક્ષ્મ શરીર અને અન્નમય કોશનુ

સ્થૂલ શરીર બનાવ્યુ, તે સ્થૂલ શરીરમાં સૂક્ષ્મ અગર લિંગ શરીર અને તેમા કારણ શરીર એમ ગોઠવણ કરી. પરમાત્મા–બ્રહ્મ–સર્વ સ્થળે વ્યાપક છે તેથી તે શરીરો રૂપી કોશની અદર જે અવકાશ છે (જેને ગુહા કહી) તેમા તે વિશેષ પ્રકાશિત દેખાય છે, કારણકે પરમાત્માની બીલકુલ નજીક અતકરણ અને વિજ્ઞાનમય કોશ હોવાથી અને તે શુદ્ધ સત્ત્વગુણનુ કાર્ય હોવાથી તેમાં પરમાત્માનો વિશેષ પ્રકાશ અગર આભાસ કે પ્રતિબિંબ પડે છે તેથી તે દ્વારા પ્રભુનો સાક્ષાત્કાર થઇ શકે છે. તે સ્વય પ્રકાશ (પરમાત્મા) બ્રહ્મનો અતકરણમા આભાસ પડવાથી અતકરણ ચેતનવત્ બને છે તે આભાસને લઇને અત:કરણમા ક્રિયા શરૂ થાય છે તેના દ્રષ્ટાતમા કહેવું જોઇએ કે જેમ સૂર્યના કિરણો આગીયા કાચમા પડે ત્યારે અગ્નિ પ્રગટ થાય છે તેમ પરમાત્મા (બ્રહ્મ)નો પ્રકાશ અત.કરણમાં પડવાથી ક્રિયા શરૂ થાય છે સૂર્યનો પ્રકાશ આરસમા, દર્પણમા, મણિમા અને હુલબી કાચમાં જેમ અધિક અધિક દેખાય છે તેમ શરીરના સમગ્ર ભાગમાં પરમાત્માનો આભાસ પડે છે પરતુ તેનુ તારતમ્યપણુ અતકરણ સત્ત્વગુણનુ કાર્ય હોવાથી તેમા વિશેષ જણાય છે તે ક્રિયા પ્રાણીના પૂર્વ જન્મના કાર્યના સસ્કાર પ્રમાણે નિયમિત થાય છે તે જીવ સૃષ્ટિ કહેવાય છે

૫ તે પ્રમાણે પાચ કોશની અદર અતકરણરૂપી ગુહામા (અવકાશમા) પરમાત્માના સાનિધ્યથી જે પ્રકાશ

પ્રતિબિંબિત થાય છે અને જેને સામાન્ય રીતે ચિદાભાસ કહે છે તે પ્રતિફલિત થાય છે તેનેજ પરમાત્માનો પ્રવેશ તે ગુહામા થયાનુ શ્રુતિ કહે છે તે શ્રુતિ આ પ્રમાણે છે. "तत्सृष्ट्वा तदेवानुप्राविशत" પરમાત્માએ તે કોશો સર્જી તેમાં પ્રવેશ કર્યો અને છાદોગ્ય ઉપનિષદ્‌ની શ્રુતિ વિશેષ સ્પષ્ટતાથી કહે છે કે "अनेन जीवेन आत्मना अनुप्रविश्य नामरूपे व्याकरवाणि" પરમાત્મા જીવાત્મા તરીકે પ્રવેશ કરી નામરૂપથી વ્યક્ત થયા (छां. उ. ६–३–२)

પરમાત્મા વ્યાપક છે એ પ્રમાણે ઉપર જણાવેલી શ્રુતિએ સ્થાપિત કર્યું ત્યારે પછી તેથી અન્ય વસ્તુ હોઇ શકે નહિ. તેથી કેવી રીતે, શેમા, તેણે પ્રવેશ કર્યાનુ શ્રુતિ કહે છે. તે બાબતમા છાદોગ્યોપનિષદ્‌ની શ્રુતિ ૬-૩-૨ ઉપરના ભાષ્યમા નીચે પ્રમાણે ખુલાસો કર્યો છે—

जीवो हि नाम देवताया आभास मात्रम्। बुद्ध्यादि भूत मात्रा ससर्ग जनित आदर्श इव प्रविष्टः पुरुष प्रतिबिम्बो जलादिष्विव च सूर्यादिनाम्। अचिन्त्यानन्त शक्तिमत्या देवताया बुद्ध्यादि सबंध श्चैतन्याभासो देवता स्वरुपविवेकाग्रहणनिमित्तः सुखी दुःखी मूढ इत्याद्यनेक विकल्प प्रत्यय हेतुः। छाया मात्रेण जीवरुपेणानुप्रविष्टत्वा द्देवता न दैहिकैः स्वतः सुखदुःखादिभिः सबध्यते। यथा पुरुषादित्यादय आदर्शोदकादिषु च्छायामात्रेणानुप्रविष्टा आदर्शोदकादि दोषै र्न सबध्यन्ते तद्वद्देवताऽपि।

તેનો અનુવાદ પચોલી યમુનાશકરે નવલકિશોર પ્રેસની આવૃતિમા ૩૯૭મે પાને નીચેના મતલબથી કરેલ છે.—

ઇસ પ્રકાર ઉસ સત ચૈતન્ય દેવકા પ્રતિબિમ્બ ચિદાભાસ પ્રપચ સાથ મિલકે અપને વિષે અનેક પ્રકારકે અહંકારકો ધારતા હૈ સો ભી કેવલ છાયામાત્ર જીવરૂપસે પ્રવેશ કરનેસે હૈ નતુ ઉસ સત્ ચૈતન્ય દેવકો સ્વરૂપસે, વાસ્તવ કરકે તો ઉસ સત્ ચૈતન્ય દેવકા દેહાદિક અરૂ તિનકે ધર્મ કર્માદિક તિન સર્વકે સંસર્ગ સબધ રચક માત્રભી નહિ. વો તો સદા શુદ્ધ, બુદ્ધ મુકત સ્વભાવ સર્વસે અસગ નિત્ય નિર્વિકારીહી હૈ

૬ હવે વિશેષ સમજવા જેવું એ છે કે તે નામરૂપ-દ્વારા સ્પષ્ટ દેખાતી ક્રિયાનો કર્તા કોણ? અત કરણની વૃત્તિ? તથા તેમા પડેલો ચિદાભાસ? અગર અંત કરણમા (ગુહામા) રહેલ પરમાત્મા—પ્રત્યગાત્મા અગર જે કૂટસ્થ નામથી ઓળખાય છે, તે ત્રણમાથી કર્તા કોણ? જવાબમાં કહે છે કે અત કરણની વૃત્તિ તો જડ છે અને ચિદાભાસ તો મિથ્યા સમાન છે અને કૂટસ્થ અક્રિય છે, તેથી કેવળ પરમાત્માની માયાને લઇ, તે ક્રિયા, વ્યવહાર પક્ષમા, કૂટસ્થનો આભાસ અને અત કરણની વૃત્તિનો તાદાત્મ્ય થવાથી ઉત્પન્ન થઇ જેમ સૂર્યનાં કિરણો આગીયા કાચમા પડવાથી (આગીયો કાચ જડ છે ને સૂર્ય તો અતિ દૂર છે છતા) તેના જડ કિરણો દ્વારા ચેતનપણુ કાચમા જાણે પેદા કરતા હોય તેમ જણાય છે તેમ આ સ્થળે પણ પરમાત્મા અક્રિય છતા તેની માયા તેના આભાસ દ્વારા અત.કરણમા ક્રિયા ઉત્પન્ન કરે છે

૭ ઉપર પરમાત્માના પ્રવેશ સબંધી જે ચર્ચા કરી તેમાં જીવનુ સ્વરૂપ પણ કેટલેક અંશે આવી જાય છે. જીવ અને બ્રહ્મ સ્વરૂપે એકજ છે એવો વેદાંતનો શ્રુતિસિદ્ધ સિદ્ધાત છે પરમાત્મા (બ્રહ્મ)ની માયા શક્તિમા સત્વ–રજ તથા તમોગુણની સામ્ય અવસ્થા છે. જ્યારે તે શુદ્ધ સત્વગુણરૂપે હોય ત્યારે તે ઉપાધિથી પરમાત્મા (બ્રહ્મ) ઇશ્વર કહેવાય છે અને જ્યારે તે માયા મલીન સત્વગુણ રૂપે પરિણમે ત્યારે તેની અવિદ્યાની ઉપાધિ દ્વારા બ્રહ્મજ જીવભાવને પામે છે વસ્તુતાએ તો ઉપાધિને લઇ જુદા નામ છે, બાકી બ્રહ્મ એકજ છે, અવિદ્યાની ઉપાધિથી જીવ તરીકે પ્રાણીના જુદા જુદા શરીરમા તે અસ્તિત્વ ધરાવે છે પરતુ તે ઉપાધિથી તેનાં સ્વરૂપને કાઇ હાની થતી નથી જેમ સ્ફટિક–મણિ પાસે જાસુસનુ પુષ્પ રાખવાથી સ્ફટિક પણ લાલ દેખાય છે પરન્તુ ઉપાધિ દૂર થતાં તેમજ ઉપાધિની સાનિધ્યતા છે ત્યારે પણ જીવના શુદ્ધ સ્વરૂપમાં કાઇ વિકાર થતો નથી તે પ્રમાણે કીડીથી કુંજર પર્યન્ત તેમજ મનુષ્ય, દાનવ, દેવતા, રૂષી મુની વિગેરે તમામ શરીરધારીના માટે સમજવું શરીરરૂપી ઉપાધિને લઇને લઇ જુદી જુદી આકૃતિ દેખાય છે. વસ્તુતાએ એકજ ચૈતન્ય સર્વમાં વ્યાપી રહેલ છે જીવનુ પારિભાષિક (વાચ્યાર્થ) રૂપ કૂટસ્થ, ચિદાભાસ તથા અત:કરણ ત્રણ મળી થાય છે, તે પૈકી ઉપર જણાવી ગયા પ્રમાણે અત કરણ જડ છે, ચિદાભાસ મિથ્યા જેવો છે તે બે ચેતન ન હોવાથી બાદ કરતા

અવશેષમા કૂટસ્થ રહે છે તેજ જીવનુ ખરૂં સ્વરૂપ (લક્ષ્યાર્થ) છે તથા તેજ પ્રત્યગાત્મા (બ્રહ્મ) છે.

૮ જીવ-બ્રહ્મની ઐકયતાનો નિશ્ચય થવાથી મનુષ્યને મોક્ષ હસ્તામલકવત પ્રાપ્ત હોય એમ સમજાય છે તે ઐકયતા વિશેષ પ્રક્રિયા દ્વારા સિદ્ધ કરવા માટે પંચકોશનુ વર્ણન આગળ કહેવાઇ ગયુ તેનાથી પ્રત્યગાત્માને પૃથક્ કરી તેનો સાક્ષાત્કાર કરવાનો છે, તે પ્રક્રિયા એવી છે કે અન્નમય કોશ એટલે સ્થૂલ-શરીર તો જડ છે તથા નાશવત છે તેમા શકા હોયજ નહિ, સૂક્ષ્મ-શરીર કે જે વિજ્ઞાનમય કોશ (એટલે બુદ્ધિ તથા પાચ જ્ઞાનેન્દ્રિયો તથા મનોમય કોશ અને પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ પ્રાણ અને કર્મેન્દ્રિયોનો) બનેલો છે તે પણ જડ છે તે પચમહાભૂતના કાર્ય છે અને પચમહાભૂત માયાના કાર્ય છે અને માયા પોતે જડ છે આ પ્રમાણે ૧૯ તત્ત્વનુ બનેલુ સૂક્ષ્મ શરીર જડ છે તે સહેજ વિચારથી સ્પષ્ટ સમજાય છે (કોઇ ગ્રન્થકાર ૧૭ તત્ત્વનુ લિગ શરીર હોવાનુ કહે છે ત્યાં ચિત્ત અને અંહકારનો મન-બુદ્ધિમાં અતરભાવ કરે છે) જાગૃત અવસ્થામા તે ૧૯ તત્ત્વ ક્રિયા કરતા હોય એમ આભાસ થાય છે, પરન્તુ હકીકતમાં તે ચેતન તરફથી મળેલ સ્ફુરણ તથા પ્રકાશને લઇ ક્રિયા કરે છે સ્વપ્ન અવસ્થામા તથા સુષુપ્તિ અવસ્થામાં તે હકીકતનો નિશ્ચય થઇ શકે છે સૂક્ષ્મ-શરીર પણ જ્ઞાનદ્વારા મોક્ષ થયે નાશ પામે છે એટલે તે અવિનાશી નથી છેવટના આનંદમય

કોશમાં આનદ સાથે મયટ્ પ્રત્યય છે તે કેવળ માયાને લઇ આગળના ચાર કોશમાથી અનુસ્યૂત થતો આવ્યો છે, પરંતુ તેનો હકીકતમાં બાદ થયે માત્ર આનદ અવશેષ રહે છે અને તે "આનન્દ" પરમાત્મા બ્રહ્મનું સ્વરૂપલક્ષણ છે

૯ પરમાત્માનુ સતચિતપણુ પણ વેદાંતની પ્રક્રિયા દ્વારા સિદ્ધ થાય છે પ્રત્યગાત્માની અતિ સાનિધ્યમાં અંત કરણ છે તેને તેનો પૂર્ણ પ્રકાશ તથા સ્ફુરણા પ્રાપ્ત થાય છે જેમ દીવા પરની પહેલી ચીમનીમા પ્રકાશ તથા ઉષ્ણતા વિશેષ જોવામા આવે છે તેથી ન્યૂન તે ઉપરના ગ્લોબમાં અને તેથી ન્યૂન તે બહારના પ્રદેશમા જોવામા આવે છે, અગર જેવીરીતે અગ્નિમા તપાવેલ લોઢુ અગ્નિરૂપ થઇ જાય છે પરન્તુ તેના હાથામા એટલે તેના નજીક ભાગ કરતા દૂરના ભાગમા ઉષ્ણતા અગર દાહક શક્તિ કમ હોય છે તેમ પરમાત્માનાં સ્વરૂપમાથી ચેતન, બુદ્ધિ આદિ અત કરણમાં વ્યાપ્ત થાય છે અને તેથી બુદ્ધિને કર્તા કહેવામા આવે છે, તે બુદ્ધિ દ્વારા તેની પછીના મનોમય કોશમાં કાંઇ ન્યૂન અશે તે પ્રકાશ (ચેતનપણુ) વ્યાપ્ત થાય છે, તે પછી પાચ પ્રાણમાં તથા પછી ઇન્દ્રિયોમાં અને છેવટ સ્થૂલ શરીરમાં ઘણી ન્યૂનતાથી જોવામા આવે છે (જુઓ શ્રીશંકરાચાર્ય કૃત 'સર્વ વેદાન્ત સિદ્ધાન્ત સાર" શ્લોક ૪૮૨–૪૮૬) ને ગોગાખીશ જાણે ચૈતન્યને પ્રકાશવાનાં દ્વાર હોય નહિ તેમ પ્રત્યક્ષ દેખાય છે તે ૧૯ દ્વાર કે જે

ઉપર જણાવ્યા તે પૈકી બે કાન દ્વારા દૂરથી શ્રવણ થાય છે, ત્વચાથી સ્પર્શ થયે જાણવામાં આવે છે, બે ચક્ષુથી બહારના પદાર્થો દેખાય છે, જીભ્હાથી સ્વાદ બેસ્વાદ જણાય છે, નાકથી સુગધ દુર્ગંધ જાણી શકાય છે તેવીજ રીતે વાકથી બોલાય છે, હાથથી ગૃહણ થાય છે, પગથી ચલાય છે, ઉપસ્થ તથા પાયુથી મૂત્ર પુરિષ આદિ મળનો ત્યાગ થાય છે પાચ પ્રાણ પોતપોતાના કાર્ય કરે છે અને અંત કરણ ચતુષ્ટય પણ પોતાનાં કાર્ય કરે છે તે તમામ પ્રત્યગાત્મા કૂટસ્થ તરફથી બુદ્ધિદ્વારા મળતા ચૈતન્ય સ્ફુરણ તથા પ્રકાશને લઇ ક્રિયા કરે છે. તે જાગ્રતમાજ જોવામાં આવે છે તેજ દ્વાર સ્વપ્નમાં હયાત હોય છતા કોઇ ઉપયોગ દેતા નથી તેમજ સુષુપ્તિ, મૂર્છા તથા મૃત્યુ પછી શબમા હોવા છતાં કાઇ કામ આવતાં નથી તે એમ બતાવે છે કે સ્વત જડ હોઇ પ્રત્યગાત્માજ અંત:કરણની ગુહામા પ્રકાશ સ્વરૂપ છે તેના તરફથી મળતા ચૈતન્યથી ઉપયોગમા આવે છે સુષુપ્તિમા ચિદાભાસ પરમાત્મામા લીન થઇ જાય છે તેથી પ્રભુ સિવાય અન્ય કોઇ રહેતુ નથી, તેથી અન્ય દેખાતું નથી તથા સ્વપ્ન મૂર્છા–મૃત્યુ અવસ્થામાં ન્યૂનાધિક આવરણને લઇ તે દ્વારને પ્રત્યગાત્મા તરફથી જાગ્રત જેવી પ્રેરણા મળતી નથી મતલબ, તે રીતે પ્રત્યગાત્માનુ સત્ અને ચૈતન્યપણુ પૂર્ણરીતે સિદ્ધ થાય છે

૧૦ તેવીજ પ્રક્રિયાથી મહાવાકય દ્વારા પ્રત્યગાત્મા જીવ-ચૈતન્યનુ સત ચિત તથા આનન્દપણુ સિદ્ધ થાય છે

ઋગ્વેદનુ મહાવાક્ય प्रज्ञानं ब्रह्मનો શબ્દાર્થ એવો થઇ શકે કે प्रकृष्टेन ज्ञानस्वरुप ब्रह्म. જ્ઞાન શબ્દમાં ચૈતન્ય, નિત્યતા તથા સ્વપ્રકાશપણું સમાય છે શ્રી પચદશીકાર સ્વામી વિદ્યારણ્યમુનીએ તથા વિચાર સાગરમાં નિશ્ચલદાસજીએ તે સ્પષ્ટતાથી સમજાવેલ છે, એટલે કે સત ચિત્ આનન્દ એ પરમાત્મા (બ્રહ્મ)નુ સ્વરૂપ લક્ષણ છે એમ બતાવ્યું છે તેમાં પ્રત્યગાત્મા કૂટસ્થ કે જે પ્રાણીના હૃદયાકાશ રૂપી ગુહામાં સ્થિત છે તેનો પણ સમાવેશ કરે છે ઉપર કહેલ ૧૯ દ્વાર દ્વારા તે ચૈતન્ય તથા પ્રકાશ સ્થૂલ શરીરના બહારના પ્રદેશને સ્ફુરાયમાન કરે છે મહાવાક્યથી સ્થાપિત થતા અર્થ પરથી અધિકારી अह ब्रह्मास्मि તે યજુર્વેદના મહાવાક્યથી પોતાને બ્રહ્મ સ્વરૂપ સમજે છે ત્યાં “अह” શબ્દ અતઃકરણની વૃત્તિ છે તથા જડ છે અને ઉપર જણાવ્યા પ્રમાણે પ્રત્યગાત્માની વિશેષ સાનિધ્યમાં તે હોવાથી ચેતનવત્ થઇ હોય એમ જણાય છે તેથી તે અતઃ-કરણની વૃત્તિનો વાચક છે પરતુ ચેતનવત બનવાથી તે બ્રહ્મ પ્રત્યગાત્માને લક્ષ્ય છે તે રીતે “अह ब्रह्मास्मि” મહાવાક્ય પણ મનુષ્યને બ્રહ્મ હોવાનુ સૂચવે છે પ્રત્યગાત્મા અને બ્રહ્મ એકજ છે દરેક પ્રાણીને પ્રત્યગાત્મા છે તથા હકીકતમાં તે એક છે છતાં શરીરોની ઉપાધિથી ભિન્ન ભિન્ન જણાય છે જેમ ઘટ અદરનુ આકાશ ઘટાકાશ કહેવાય છે અને મઠ અદરનુ મઠાકાશ, પરતુ આકાશ ઘટ તથા મઠની ઉપાધિથી જુદા જુદાં નામ રૂપથી

ઓળખાય છે તેમ પ્રત્યગાત્મા પણ બ્રહ્મજ છે, માત્ર ઉપાધિથી તે અન્ય નામથી ઓળખાય છે. મનુષ્ય, પશુ, પક્ષી, દેવ, દાનવ, બ્રહ્માથી માંડી કીટ પર્યંત જે શરીર ધારી છે તેના જાતિ, આશ્રમ, ઉચ્ચતા, નીચતા વિગેરે કેવળ શરીરની ઉપાધિને લઈને છે. વસ્તુતાએ ચૈતન્ય તો સર્વ એક રસ કોઈપણ જાતના ભેદ સીવાય વ્યાપક છે તેજરીતે સામવેદનાં મહાવાકય तत्वमसिथी ગુરુ યોગ્ય અધિકારીને "તું પોતેજ બ્રહ્મ છો" એમ બોધ કરે છે અને अथर्ववेदના મહા વાકય "अयमात्मा ब्रह्म"થી પ્રત્યગાત્મા બ્રહ્મ છે એમ અધિકારીને બોધ થાય છે તથા તે દ્વારા પરમાત્માનું સત્ ચિત્ આનન્દ સ્વરૂપ સમજાય છે

૧૧ આ પ્રમાણે પરમાત્મા (બ્રહ્મ)નુ સ્વરૂપ બ્રહ્મવિદ્યા (જે વેદાન્તમા પ્રકાશિત કરેલ છે તે) દ્વારા જાણી અનુભવી, તેનો સાક્ષાત્કાર થયે અધિકારી મોક્ષને પામે છે

તે પરમાત્મા સર્વ પ્રાણીને શ્રેય રસ્તે દોરે તેવી પ્રાર્થના કરી વિરમુ છુ —ॐतत्सत्. ॥



## પ્રકરણ ૧૩ મું.

### શ્લોક સંગ્રહ

સ્વામીજીએ જુદે જુદે ઠેકાણે પોતાના હાથે કેટલોક બોધ શ્લોક રૂપે લખેલ છે, તે જીજ્ઞાસુઓની જાણ માટે નીચે આપેલ છે આમાંના કેટલાક શ્લોકો જુદા જુદા શાસ્ત્રોમાંથી તેમણે વીણેલ છે —

**સાધન.**

मृत्यो विंभेषि किं मूढ,
भीत मुञ्चति किं यमः ?
अजात नैव गृह्णाति
कुरु यत्नमजन्मनि ॥

હે મૂઢ! મૃત્યુથી શા માટે બીએ છે? બીકણને યમ કેમ છોડશે? જે આત્મા જન્મતો નથી તેને યમ ગ્રહણ કરતો નથી માટે તેવા અજન્મ આત્માના સાક્ષાત્કાર માટે યત્ન કર

सत्संग पार्थ कर्तव्यः स्वकुटुंबजनैः सह ।
सत्संगेन महत् सौख्यमिह लोके परे सदा ॥
सत्संगः सुखदा काशी सद्गुरुश्चैव शङ्करः ।
तत्र निवासमात्रेण, पुनर्जन्म न विद्यते ॥

પોતાના કુટુંબી જનો સહિત સત્સંગનો માર્ગ પકડવો, સત્સંગથી મહાન્ સુખ આ લોકમાં અને પરલોકમાં મળે છે, સત્સંગ એ સુખ આપનાર કાશી છે અને સદ્‌ગુરુ એ શંકર છે, ત્યાં નિવાસ કરવા માત્રથીજ પુનર્જન્મ આવશે નહિ.

विरला जानन्ति गुणान्
विरलाः कुर्वन्ति निर्धने स्नेहम् ।
विरलाः परकार्यरताः
परदुःखेन दुःखिता विरलाः ॥

વિરલ પુરુષોજ ગુણગ્રાહી હોય છે, નિર્ધન માણસ ઉપર સ્નેહ પણ વિરલ કરે છે વિરલ પારકાનું કામ કરવામાં ખુશી રહે છે અને વિરલાજ બીજાના દુખે દુખી થાય છે

मनोवाक्कायशुद्धानां, तीर्थराजः पदे पदे ।
तथा मलिनचित्तानां, गङ्गापि कीकटाधिका ॥

જેના મન વાણી અને શરીર શુદ્ધ છે તેને પગલે પગલે ગંગતીર્થ છે અને જેનું ચિત્ત મલિન છે તેને ગંગા પણ મગધદેશસમ શુદ્ધ કરી શકતી નથી

तितिक्षाज्ञानवैराग्यशमादिगुणवर्जितः ।
भिक्षामात्रेण यो जीवेत्, स पापी यतिवृत्तिहा ॥

જેનામાં તિતિક્ષા (સહન શક્તિ) જ્ઞાન, વૈરાગ્ય અને શમ, દમ વિગેરે ગુણો નથી અને માત્ર ભિક્ષાવૃત્તિથી જીવે છે તે પાપી છે અને સાધુત્વનો નાશ કરનાર છે

धनानि भूमौ, पशवश्च गोष्ठे, भार्या गृहद्वारि जनाः श्मशाने।
देहश्चितायां परलोकमार्गे, कर्मानुगो गच्छति जीव एकः ॥

જીવ એકલોજ પોતાના કર્મ સહિત પરલોકમા જાય છે, તેનુ ધન ભૂમિ ઉપર પડયુ રહે છે, ઢોર ગૌશાળામાં રહે છે, સ્ત્રી ઘર સુધીજ સાથે આવે છે, સગા સ્મશાન સુધી અને પોતાનો દેહ ચિત્તા સુધી સબધ રાખે છે

लक्षदोषान् परित्यज्य, गुणान् गृह्णन्ति सज्जनाः ।
लक्षगुणान् परित्यज्य, दोषान् गृह्णन्ति दुर्जनाः ॥

લાખો દોષોને છોડીને સજ્જનો ગુણ ગ્રહણ કરે છે, લાખો ગુણો છોડીને દુર્જનો દોષને ગ્રહણ કરે છે

अहिसा प्रथम पुष्प, पुष्पमिन्द्रियनिग्रहः ।
सर्वभूतदया पुष्प, क्षमा पुष्प विशेषतः ॥
शान्तिः पुष्पं तपः पुष्पं, ध्यान पुष्प तथैव च ।
सत्यमष्टविध पुष्प, विष्णो प्रीतिकरं भवेत् ॥

અહિંસા એ પહેલુ પુષ્પ, બીજુ ઇન્દ્રિયનિગ્રહ, ત્રીજું પુષ્પ સર્વ પ્રાણીમાત્ર ઉપર દયા, ચોથુ ક્ષમા, પાચમું શાતિ, છઠું તપ, સાતમુ ધ્યાન અને આઠમું પુષ્પ સત્ય છે, એ આઠ પુષ્પથી વિષ્ણુ પ્રસન્ન થાય છે.

जिह्वे कीर्तय केशव मुररिपु, चेतो भज श्रीधरम् ।
पाणिद्वद्व, समर्चयाऽच्युतकथां, श्रोत्रद्वय त्वं शृणु ॥
कृष्ण लोकय, लोचनद्वय, हरे गच्छाङ्घ्रिपद्मालयम् ।
जिघ्र, घ्राण, मुकुन्दपादतुलसीं, शीर्षन्नमाधोक्षजम् ॥

હે જીભ ! તુ કેશવ મુરારિનુ કીર્તન કર, હે ચિત્ત ! તુ શ્રીધરને ભજ, બન્ને હાથ ! તેને પગે લાગો, બન્ને કાન ! તેની કથા સાભળો, હે આંખો ! તમે કૃષ્ણને જોયા કરો, પગ ! તમે હરિ

ન દિગ્મા જાઓ, નાક! મુકુન્દના ચરણની તુલસીનેજ સુંઘો અને હે મસ્તક! તમે શ્રી હરિનેજ નમન કરો.

यो मे गर्भगतस्यापि वृत्ति कल्पितवान्प्रभु. ।
शेषवृत्तिविधानाय स किं सुप्तोऽथवा मृतः ॥

જે પ્રભુએ ગર્ભમા મારૂ રક્ષણ કર્યુ તે બાકીના જીવનના રક્ષણ માટે શુ સુઇ ગયા છે કે મરી ગયા છે? (અર્થાત બાકીનુ જીવન પણ તેજ ચલાવે છે)

तिस्रो रेखा विभूतेस्तु, श्रद्धाभक्तिविरक्तयः ।
पूजाधिकारसिध्यर्थं, धार्या स्वांगेषु शाम्भवैः ॥

વિભૂતિની ત્રણ રેખાના નામ, શ્રદ્ધા, ભક્તિ અને વિરક્તિ છે પૂજનનો અધિકાર પ્રાપ્ત થવા માટે શિવ ભક્તે પોતાના શરીર ઉપર એ ત્રણે ધારણ કરવા

या प्रीतिरविवेकानां, विषयेष्वनपायिनी ।
त्वामनुस्मरतः सा मे हृदयान् मापसर्पतु ॥

જેવી પ્રીતિ અવિવેકીઓની વિષયોમા હોય છે તેવી પ્રીતિ મને તમારા સ્મરણમા રહે અને તમે મારા હૃદયમાથી ખસો નહિ એવુ ઇચ્છુ છુ

साधनाना हि सर्वेषां वरिष्ठ साधुसगति. ।
तया तु सिद्धया सिद्ध सर्वमेव हि साधनम् ॥

બધા સાધનોના ઉત્તમ સાધન સાધુનો સત્સગ છે તે મળે તો બધુ સિદ્ધ થાય છે કારણ કે તે સાધન સર્વોત્તમ છે

यत्फल लभते मर्त्यः कोटिब्राह्मणभोजनै. ।
तत्फल समवाप्नोति ज्ञानिन यस्तु भोजयेत् ॥

જે ફળ માણસને કરોડો બ્રાહ્મણને જમાડવાથી મળે છે તે ફળ એક જ્ઞાની પુરુષને જમાડવાથી મળે છે

अशौची करुणाहीनः अशौची नित्यमैथुनः ।
अशौची परद्रव्येषु, अशौची निंदया भवेत् ॥

જેનામા કરૂણા નથી તે અશુદ્ધ છે, જેને નિત્ય મૈથુનની ટેવ છે, જે પરદ્રવ્ય ગ્રહણ કરે છે અને જે બીજાની નિંદા કરે છે તે અશુદ્ધ છે

सत्यं शौच, दमः शौच शौचमिंद्रिय निग्रहः ।
सर्वशौच दया शौच जलशौच च पचमम् ॥

શુદ્ધિ પાચ પ્રકારની છે (૧) સત્ય રૂપી શુદ્ધિ. (૨) દમ રૂપી શુદ્ધિ (૩) ઇંદ્રિય નિગ્રહ (૪) દયા (૫) જલથી થતી શુદ્ધિ.

यमेवैष वृणुते तेन लभ्यः ।
तस्यैष आत्मा विवृणुते तनु स्वाम ॥

જીસ્કો નિશ્ચય કરકે યહ મુમુક્ષુ ઇચ્છા કરતા હૈ તિસિ કરકે પાને યોગ્ય હૈ, ઉસકો યહ આત્મા અપને સ્વરૂપ પ્રકાશતા હૈ

कामाद् द्वेषाद् भयात्स्नेहाद् यथा भक्तयेश्वरे मनः ।
आवेश्य तदघ हित्वा बहवोस्तदगतिं गताः

કામથી દ્વેષથી ભયથી કે સ્નેહથી, જો ભક્ત ઇશ્વરમા મન જોડી દે છે તો તેના આવેશથી તેનુ પાપ ધોવાઇ જાય છે. આવી રીતે ઘણા ભક્તોની સદ્ગતિ થઇ છે

गोप्यः कामाद्भयात्कसो, द्वेषाच्चैद्यादयो नृपाः ।
सबधात् वृष्णयः स्नेहाचूय भक्तया वय विभो ॥

ગોપીઓ કામથી, કસ બીકથી, શિશુપાલ વિગેરે રાજાઓ દ્વેષથી, વૃષ્ણી કુળના માણસો સંબંધથી, સ્નેહથી તમે અને ભક્તિથી અમે ભગવાનને પ્રાપ્ત થયા છીએ

दैतेया यक्षरक्षांसि स्त्रियः शूद्रा व्रजौकसः ।
खगा मृगाः पाप जीवाः सन्त्येतेह्यच्युतगताः ॥

દૈત્યો, યક્ષો, સ્ત્રીઓ, શૂદ્રો, વ્રજવાસીઓ, પક્ષીઓ, પશુઓ, પાપી જીવનવાળા પણ ભક્તિથી ભગવાનને પ્રાપ્ત થયા છે

यस्यात्मबुद्धि· कुणवे त्रिधातुके, स्वधीः कलत्रादिषु
भौम, इज्यधीः यस्तीर्थबुद्धिः सलिले च कर्हिचित्
जनेष्वभिज्ञेषु स एव गोखरः ॥

જેને પોતાના ત્રણ ધાતુવાળા દેહમા આત્મબુદ્ધિ છે, દેહ હુ છુ, સ્ત્રી આદિક મારા છે એવી બુદ્ધિ છે, ભૂમિવિકાર મૂર્તિ વિગેરેમા પૂજ્યતાની બુદ્ધિ છે, જળમા તીર્થની બુદ્ધિ છે તે ડાહ્યા માણસોમા બળદ અને ગધેડા જેવો છે

ॐ मित्येकाक्षर ब्रह्म ध्येय सर्वैर्मुमुक्षुभि ।
ॐ कारं यो न जानाति ब्राह्मण· स भवेन्नहि ॥

ॐ એ એકાક્ષર રૂપ બ્રહ્મનુ બધા મુમુક્ષોએ ધ્યાન કરવુ જોઇએ, જેને ૐકારની ખબર નથી તે બ્રાહ્મણ નથી

ब्रह्मप्रणवसलग्न नादो ज्योतिर्मयात्मकः ।
अर्धमात्रा समायुक्तः प्रणवो मोक्षदायकः ॥

બ્રહ્મ અને પ્રણવ સંબધ છે, નાદ જ્યોતિર્મય છે, અર્ધમાત્રાથી સમભાવ પમાય છે, આ પ્રમાણે પ્રણવ મોક્ષ આપનાર છે

भवाम्भोधिपोत शरण्य व्रजामः

ભવ સાગરમા પડેલા અમે આપને શરણે આવ્યા છીએ

यथा चतुर्भि कनक परिक्ष्यते
सघर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भि· पुरुष· परीक्ष्यते
त्यागेन शीलेन गुणेन कर्मणा ॥

જેમ સોનાની ચાર પ્રકારે પરીક્ષા થાયછે ઘસવાથી, છેદવાથી, તાપથી અને ટીપવાથી તેમ પુરૂષની ચાર પ્રકારે પરીક્ષા થાય છે, ત્યાગથી, શીલથી, ગુણથી અને કર્મથી

ईश्वरो जीवकलया प्रविष्टो भगवानिति।
प्रणमेद् दण्डवद् भूमावाश्वचाण्डाल गोखरम॥

ઇશ્વરેજ, જીવ કલા દ્વારા બધામાં પ્રવેશ કરી બધાં રૂપ ધારણ કરેલ છે તેથી ભૂમિમા ઘોડાને, ચંડાળને અને ગધેડાને પણ દંડવત્ પ્રણામ કરવા

तथा चरेद्धि योगी च सतां धममनुस्मरन्।
जना यथाऽवमन्येरन्, गच्छेयुर्नैव सगतिम्॥

યોગીએ સાધુઓનો ધર્મ પાળી એવી રીતે વિચરવુ કે જેથી લોકો અવગણના કરે અને સગ કરવા ઢૂકડા પણ ન આવે.

असन्मानात्तपो वृद्धिः सन्मानाच्चत्तपः क्षयः
अर्चितः पूजितो विप्रो दुग्धा गौरिव सीदति॥

લોકો અવગણના કરે તો તપની વૃદ્ધિ થાય છે, લોકો સન્માન આપે તો તપનો ક્ષય થાય છે જે વિપ્ર માન લે છે અને પોતાની પૂજા સ્વીકારે છે તેને વગર દોયેલી ગાયની પેઠે સર્વ લોકો ચુમી લે છે

प्रतिकूलं तु मन्यन्ते येषु वस्तुषु जन्तवः।
तेषु दुःखानि वर्तन्ते नान्यभावे कदापि भोः॥

જે જે વસ્તુઓમા જીવોને પ્રતિકુળતા લાગે છે તેમા તેમને દુખ થાય છે, પોતાની માન્યતા સિવાય બીજે ઠેકાણે કદાપિ દુ,ખ નથી

अनुकूले सुखंभाति, सर्वेषां स्वस्व निश्चयैः।
सुखं यदि पदार्थेषु तत्सर्वान् किं न गच्छति?॥

તેણે જે પદાર્થમા અનુકુળતા માની છે તેને તે પદાર્થમા [illegible] લાગે છે જો સુખ પદાર્થમાજ હોય તો બધાને તે મળવુ જોઇએ પણ તેમ બનતુ નથી

दु वर्तेनुमन् सस्कार. सस्काराज्जायते स्मृति।
इच्छा स्मृतेरर्थेच्छातः प्रवृत्तिर्दुःखरूपिणी॥

દુઃખનું બીજ સંસ્કાર છે, સંસ્કારથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે, સ્મૃતિથી ઇચ્છા ઉત્પન્ન થાય છે અને ઇચ્છાથી પ્રવૃતિ થાય છે, તેમાં ઉત્તરોત્તર વધારે દુઃખ છે સંસ્કારથી સ્મૃતિમાં વધારે દુઃખ છે, કારણ કે એક વખત નષ્ટ થાય છે, તેવીજ રીતે સ્મૃતિથી વધારે દુઃખ ઇચ્છામાં છે અને ઇચ્છાથી વધારે દુઃખ પ્રવૃતિમાં છે

यतीनां प्रशमो धर्मो नियमो वनवासिनाम् ।
दानमेव गृहस्थाना शुश्रूषा ब्रह्मचारिणाम् ॥

શાંતિ રાખવી એ યતિનો ધર્મ છે, નિયમ પાળવા એ વાનપ્રસ્થનો ધર્મ છે, ગૃહસ્થનો ધર્મ દાન દેવું તે છે અને સેવા કરવી એ બ્રહ્મચારીઓનો ધર્મ છે

दुर्लभो विषयत्यागो दुर्लभ तत्त्वदर्शनम् ।
दुर्लभा सहजावस्था सद्गुरोः करुणां विना ॥

વિષયોનો ત્યાગ બહુ દુર્લભ છે, તત્વ દર્શન દુર્લભ છે અને સદ્ગુરુની કરૂણા વિના સહજાવસ્થા પણ દુર્લભ છે

शब्दजाल महारण्य चित्तभ्रमणकारम् ।
तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ॥

શબ્દ જાલ એ મોટું અરણ્ય છે અને ચિત્તભ્રમણનું કારણ છે, તેથી ધીર પુરૂષોએ જ્ઞાન મેળવીને નિષ્ઠા રાખવી જોઇએ

सहन सर्वदुःखानाम प्रतीकारपूर्वकम् ।
चिन्ताविलापरहित सा तितिक्षा निगद्यते ॥

પ્રતિકાર કર્યા વગર સર્વ દુઃખો સહન કરવા અને ચિંતા કે વિલાપથી રહિત રહેવું તેને તિતિક્ષા કહે છે.

यथा निरिन्धनो वह्नि स्वयमेवोऽपशाम्यति ।
तथा वृत्तिक्षयाच्चित्त स्वयमेवोऽपशाम्यति ॥

જેમ અગ્નિમાં લાકડાં ન નાખવાથી પોતેજ શાંત થઇ જાય છે તેમ વૃત્તિઓનો ક્ષય થવાથી ચિત્ત પોતેજ શાંત થઇ જાય છે

न त्यजेत् चेत् यति मुक्तो यो माधुकरमातरम।
वैराग्यजनक श्रद्धाकलत्र ज्ञाननदनम् ॥

જો યતિએ મુક્ત થઇને ફરવુ હોય તો માધુકરી જેવી મા, વૈરાગ્ય જેવા પિતા, શ્રદ્ધા જેવી સ્ત્રી અને જ્ઞાનરૂપી સતાનને છોડવા નહિ

देहो देवालयः प्रोक्तः स जीवः केवलः शिव।
त्यजेदज्ञाननिर्माल्य सोहभावेन पूजयेत् ॥

દેહ એ દેવાલય છે તેમા જીવ એ શિવ છે. અજ્ઞાનરૂપી નિર્માલ્ય દૂર કરવું અને સોહ ભાવથી તેની પૂજા કરવી

ईश्वरानुरक्तिस्सा भगवद्भक्तिः

ઇશ્વરમા લગનીને ભગવાનની ભક્તિ કહે છે

मोक्षसाधन सामग्र्याम भक्तिरेव गरीयसी।
स्वस्वरुपानुसधानम् भक्तिरित्यभिधीयते ॥

મોક્ષના સાધનના સાહિત્યમા ભક્તિજ વધારે મોટી છે પોતાના સ્વરૂપનુજ નિરતર ધ્યાન એ ભક્તિ કહેવાય છે

आयुर्नश्यति पश्यताम् प्रतिदिनम्
यात‍ि क्षयम् यौवनम् ।
प्रत्या यान्ति गता पुनर्न दिवसाः
कालो जगद् भक्षकः ॥
लक्ष्मी स्तोय तरगभगचपला
विद्युच्चल जीवितम् ।
तस्मान्मां शरणागत शरणद
त्वम रक्ष रक्षाधुना ॥

જોતાજોતાનુ આયુષ્ય નાશ પામે છે, યૌવન ક્ષય થાય છે, ગયેલા દિવસો પાછા આવતા નથી, કાળ જગતનો ભક્ષક છે, સમુદ્રના તરંગના ભંગાણ જેવી ચપળ લક્ષ્મી છે અને વિજળીના ઝપાટા જેવુ જીવન ચલિત છે તેટલા માટે, હે શરણને આપનાર! તારે શરણ આવેલા મને હવે તુ બચાવ, બચાવ.

महेश्वरो वा जगदीश्वरो वा
जनार्दनो वा, जगदन्तरात्मा ।
न वस्तु भेदो प्रतिभाति मैवम
तथापि भक्तिस्तरुणेन्दुशेखरे ॥

જગતના ઇશ્વર એવા મહાદેવ અથવા અંતરાત્મા જનાર્દન હોય તો પણ મને વસ્તુ તત્ત્વમા ભેદ દેખાતો નથી, છતા પણ મારી ભક્તિ તો જેના મસ્તકમા નાનો ચંદ્ર છે તેને વીશે છે

स्मरण कीर्तन केली, प्रेक्षणम् गुह्यभाषणम् ।
सकल्पो ऽध्यवसायश्च, क्रियानिष्पत्तिरेवच ॥

સ્ત્રીઓનુ સમરણ, કીર્તન, ક્રિડા, ધારીને જોવુ, છાની વાત કરવી સંકલ્પ કરવા, નિરતર ધ્યાન કરવુ અને મૈથુન એ આઠ પ્રકારના સ્ત્રી સમર્ગથી રહીત રહેવુ તેને બ્રહ્મચર્ય કહે છે

मुक्तिमिच्छसि चेत्तात, विषयान विषवत्यज ।
क्षमार्जवः दया तोष सत्य पीयुषवद्भज. ॥

હે બાપ, જો તુ મુક્તિની ઇચ્છા કરતો હોય તો શબ્દાદિ પાચ વિષયાને ઝેર જેવા ગણીને તજ (અને તેથી જો મન સ્થિર રહેતુ ન હોય તો) તેને બદલે ક્ષમા, સરળતા, દયા, સંતોષ અને સત્યને ભજ

आरोग्यम भास्करादिच्छेत, धनमिच्छेद हुताशनात ।
ज्ञानम जनार्दनादिच्छेत् मोक्षमिच्छेद महेश्वरात् ॥

શરીર સંપતિ જોઇએ તો સૂર્ય પાસે માગવી, ધન અગ્નિ પાસેથી ઇચ્છવુ, જ્ઞાન વિષ્ણુ ભગવાન પાસેથી ઇચ્છવુ અને મહેશ્વર પાસેથી મોક્ષ માગવો.

देह बुद्धया तु दासोऽह जीव बुद्धया त्वदशक ।
आत्म बुद्धया त्वमेवाह, इतिमे निश्चला मति ॥

દેહ દેહના અભિમાનથી હુ દાસ છુ, જીવ દ્રષ્ટિથી હુ ઇશ્વરનો અંશ છુ પણ આત્મબુદ્ધિથી તો તુ એજ હુ છુ

પિતાના વચનથી ધર્મોની રક્ષા કરવા માટે વનમાં પધાર્યા હતા અને પ્રિય એવા સીતાજીએ ઇચ્છેલા માયાવી મૃગની પાછળ પણ સીતાજી ઉપર પ્રીતિ હોવાથી દોડ્યા હતા. તે આપના ચરણારવિંદને હું પ્રણામ કરું છું.

## સિદ્ધાંત.

**यो न सन्तं नचासन्तं, नाश्रुतं न बहुश्रुतम्।**
**नसुवृत्तं नदुर्वृत्तं,- वेदकश्चित् स ब्राह्मण ॥**

જે છે તે જાણતો નથી અને નથી તેપણ જાણતો નથી, જે સાંભળેલું જાણતો નથી અને બહુ સાંભળેલું જાણતો નથી, જે સુવૃત્ત અને દુર્વૃત્તને પણ જાણતો નથી તે બ્રાહ્મણ છે.

**उत्तमा आत्मचिंता च मोहचिंता च मध्यमा।**
**अधमा कामचिंता च, परचिंताऽधमाऽधमा ॥**

આત્માની ચિંતા કરવી એ ઉત્તમ છે, મોહનું ચિંતન મધ્યમ છે, કામની ચિંતા અધમ છે અને બીજાની ચિંતા કરવી એ અધમમાં અધમ છે.

---

* આ વિભાગના છેલ્લા ૧૧ શ્લોક સ્વામીશ્રી શંકરાનન્દજીની નોંધમાંથી મળેલા છે. સ્વામી શ્રી નિત્યાનન્દજી સાથે તેમનો પરિચય લાંબા વખતનો હતો. સ્વામીશ્રી નિત્યાનન્દજીએ સ્વામીશ્રી શંકરાનન્દજીને પ્રસંગે પ્રસંગે કહેલા શ્લોકોની યાદી સ્વામીશ્રી શંકરાનન્દજી પાસે છે. તેમાં કેટલાક ગીતાના અને ભર્તૃહરિ (વૈરાગ્ય શતકના) શ્લોકો છે. તેમજ તુલસીકૃત રામાયણના દોહા વિગેરે છે. એ ત્રણે પુસ્તકો [illegible] સઘળા મુમુક્ષુઓને મનન કરવા યોગ્ય હોવાથી તે શ્લોક વિગેરે અહીં દાખલ કરેલ નથી. વળી પરાપૂજાના કેટલાક [illegible] એ સ્વામી શં[illegible]ને કહેલા છે તે શ્રી આદિ [illegible] છે. તેને 'નિર્ગુણ માનસ પૂજા' કહે છે. તે [illegible] આ પુસ્તકના પરિશિષ્ટ ૫ માં આપેલ છે.

मुक्ति हित्वाऽन्यथा रूप स्वरूपेणह्यव स्थितिः ।*

મુક્તિ એટલે અન્યથારૂપ છોડીને સ્વરૂપમાં સ્થિતિ કરવી

न कामये ऽह गतिमीश्वरात्परामष्टर्द्धि युक्ताम पुनर्भव वा।
आर्ति प्रपद्येऽखिलदेहभाजामन्तः स्थितो येन भवन्त्य दुःखाः॥

હું ઇશ્વર પાસેથી અષ્ટ મહાસિદ્ધિવાળા ઉત્તમ ઐશ્વર્યની અથવા તો મોક્ષની ઇચ્છા રાખતો નથી, પરંતુ સર્વ પ્રાણીઓને વિષે રહીને તેઓની પીડા ભોગવવા ઇચ્છુછુ કે જેને લીધે સર્વ પ્રાણીઓ દુખ રહિત થાય, એવી મારી પ્રાર્થના છે (શ્રીમદ્ ભાગવતમા રાજા રતિદેવની પ્રાર્થના)

इद तीर्थमिद तीर्थं, भ्रमन्ति तामसा जनाः।
आत्मतीर्थं न जानन्ति, कथमोक्षः शृणुप्रिये॥

આ તીર્થ કરૂ કે તે તીર્થ કરૂ એમ તામસ જનો ભ્રમણ કરે છે તેઓ આત્મતીર્થને જાણતા નથી, તો હે પ્રિયે! સાભળ, તેને મોક્ષ કેમ મળશે?

स्नात तेन समस्ततीर्थसलिले सर्वापि दत्तावर्ना
यज्ञानां च कृत सहस्रमखिला देवाश्च सपूजिताः।
ससाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योप्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि, स्थैर्य मनः प्राप्नुयात्॥

---

* આ વાક્ય માટે એવી કથા છે કે જ્યારે વૈષ્ણવ આચાર્ય શ્રીવલ્લભાચાર્યજીને એમ લાગ્યુ કે હવે તેમનો દેહ લાંબો વખત ટકશે નહિ ત્યારે તેમના પુત્રોને બોલાવી એવો ઉપદેશ આપ્યો કે "શ્રીકૃષ્ણ એ અલૌકિક તત્વ છે, એને લૌકિક ભાવે ભજશો નહિ" વિગેરે ઉપદેશના ૩।। શ્લોક કહ્યા છતા તેમના પુત્રોની શકા દૂર થઇ નહિ તેથી ત્યા તે વખતે શ્રીકૃષ્ણ પ્રગટ થયા અને આ અર્ધ-શ્લોક ઉમેર્યો કે मुक्तिर्हित्वाऽन्यथारूप स्वरूपेणह्यव स्थितिः।



રેવાભાઈ વિદેહમુક્ત થયા પછી તરત લીધેલો ફોટો

જેનું ચિત્ત એક ક્ષણવાર પણ બ્રહ્મના વિચારમાં સ્થિર થયું છે, તેણે બધા તીર્થમાં સ્નાન કરી લીધું છે, તે સમગ્ર પૃથ્વિનું દાન આપી ચુક્યો, તેણે બધા યજ્ઞો કરી લીધા છે, હજારો દેવોને પૂજેલા છે, પોતાના પિતૃઓનો સંસારમાંથી ઉદ્ધાર કરેલ છે અને તે માણસ ત્રણે લોકમાં પૂજ્ય છે

भावाद्वैतं सदाकुर्यात्, क्रियाऽद्वैतं न कारयेत्।
अद्वैतं त्रिषु लोकेषु, नाद्वैतं गुरुणा सह ॥

ભાવ અદ્વૈત હમેશા કરવું, ક્રિયાનું અદ્વૈત ન કરવું, ત્રણે લોકમાં અદ્વૈત કરવું પણ ગુરૂની સાથે અદ્વૈત ન કરવું

अयं निजः परोवेत्ति, गणना लघुचेतसाम्।
उदारचरितानां तु, वसुधैव कुटुंबकम् ॥

આ હું, આ પારકો એવી ગણના હલકી બુદ્ધિવાળા કરે છે. ઉદાર ચારિત્રવાળાને તો પ્રાણીમાત્ર કુટુંબીઓ છે

वदन्तु शास्त्राणि, यजन्तु देवान्
कुर्वन्तु कर्माणि, भजन्तु देवताः।
आत्मैक्यबोधेन, विनाऽपि मुक्तिः।
सिध्येन्नच वर्षशतांतरेऽपि ॥

શાસ્ત્રો ભલે ભણો, યજ્ઞ કરી દેવોને પ્રસન્ન કરો કર્મ કરો દેવોને ભજો, પણ બ્રહ્મ અને આત્માના ઐક્ય અને જ્ઞાન વગર બ્રહ્માના સેંકડો વર્ષ સુધી પણ મુક્તિ સિદ્ધ થતી નથી

परमात्मनि निरन्तरे भक्तिश्चेत् प्रेमलक्षणा।
सर्वमेव तदा सिद्धं कर्तव्यं नावशिष्यते ॥

જો નિરંતર પરમાત્માના પ્રેમ લક્ષણા ભક્તિ ઉત્પન્ન થાય તો તે માણસ સર્વ સિદ્ધ કરી લીએ છે તેને માટે બીજું કર્તવ્ય બાકી રહેતું નથી

आत्मक्रिड आत्मरति विचरामीह बालवत् ।
वासे बहूनां कलहो भवेद्वार्ता द्वयोरपि
एक एव चरेत् तस्मात्कुमार्या इवकङ्कणम् ॥

હુ આત્મામા ક્રીડા કરતો, આત્મામાજ રતિ રાખીને બાળકની માફક વિચરૂ છુ કારણ કે બહુ માણસોના સગથી કજીઓ થાય છે અને બેના સગમા પણ વાતો થાય છે તેથી કુમારીના એક કકણની માફક હુ એકલોજ ફરૂ છુ (એકાદશ સ્કધમા શ્રીદત્તાત્રેયનો જવાબ)

अनिमित्ता भागवती भक्तिः सिद्धेर्गरीयसी

ભગવાનમા નિષ્કામ ભક્તિ એ સિદ્ધિથી પણ શ્રેષ્ઠ છે

न जातिः कारण तात गुणाः कल्याणकारणम् ।
वृत्तिस्थमपि चांडाल त देवा ब्राह्मण विदुः ॥

કલ્યાણનુ કારણ જાતિ નથી કિંતુ ગુણો કલ્યાણકારણ છે ચાડાલ હોય પણ સારી વૃત્તિવાળો હોય તો દેવો તેને બ્રાહ્મણ માને છે.

अहमेव इद सर्वं यद्वानाह न किंचन ।
इत्येषां सन्मयी दृष्टिर्नेतरो विद्यते क्रमः ॥

હુજ આ સર્વ છુ અથવા હુ એ નથી, તેમ કશુએ નથી એવી સદ્ભાવવાળી દ્રષ્ટિ જેની થઇ છે તેને માટે બીજો ક્રમ નથી

सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यमेवमप्युत, दीयमान न गृहृणन्ति विना मत्सेवन जनाः ॥

ભગવાન ઉદ્ધવજીને કહે છે —

સાલોકય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય, એ ચાર પ્રકારની મુક્તિમાંથી હુ કોઇપણ ભાગ ભક્તને આપુ છુ તો તે મારી સેવા વગર બીજુ કાંઇ માગતા નથી

यस्य सौंदर्यलेशेन सकल सुंदरीकृतम ।
स सौंदर्यनिधिर्ज्ञेयो भगवान् सर्वसुंदरः ॥

જે ભગવાનના લેશ માત્ર સૌન્દર્યથી આ સર્વ સુંદર લાગે છે તે ભગવાન સૌન્દર્યના નિધિ છે અને તે સર્વ સુંદર છે

आत्मानं यदि निन्दन्ति निन्दन्ति स्वयमेवहि ।
शरीरं यदि निन्दन्ति सहायास्ते मता मम ॥

જે કોઇ માણસ આત્માની નિંદા કરે છે તો તે પોતાનીજ નિંદા કરે છે અને જે કોઇ માણસ શરીરની નિંદા કરે તો તે માણસ મતને મળતા છે

ज्ञाननिष्ठो विरक्तो वा, मद्भक्तो वाऽनपेक्षकः ।
सलिङ्गानाश्रमां स्त्यक्त्वा, विचरेद्विध्यगोचरः ॥

મારો ભક્ત, જ્ઞાનનિષ્ઠ હોય, વિરક્ત હોય અને અપેક્ષા વગરનો હોય તે આશ્રમ અને ચિન્હો ત્યજી, વિધિને ઉલ્લંઘીને વિચરે છે

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥

જે ચેતન્ય રૂપ પરબ્રહ્મરૂપે સર્વ પદાર્થોમાં વ્યાપક છે તેમ સર્વ પદાર્થો મારા પરબ્રહ્મ સ્વરૂપમાં રહેલા છે આ પ્રમાણે જે જાણે છે તેને ઉત્તમ વૈષ્ણવ સમજવો

ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु च ।
प्रेम मैत्रीकृपोपेक्षा यः करोति स मध्यमः ॥

જે ભગવાન ઈશ્વર ઉપર પ્રેમ, ઈશ્વરના ભક્તો સાથે તેની મૈત્રી [illegible] ઉપર [illegible] તથા [illegible] ઉપર ઉપેક્ષા રાખે [illegible] તે [illegible] મધ્યમ [illegible] પ્રેમના કરતાં [illegible] બુદ્ધિમાં [illegible]

आत्मक्रिड आत्मरति विचरामीह बालवत ।
वासे बहूनां कलहो भवेद्वार्ता द्वयोरपि
एक एव चरेत तस्मात्कुमार्या इवकङ्कणम् ॥

હું આત્મામાં ક્રીડા કરતો, આત્મામાંજ રતિ ગણીને બાળકની માફક વિચરૂં છું કારણ કે બહુ માણસોના સંગથી કજીઓ થાય છે અને બેના સંગમાં પણ વાતો થાય છે. તેથી કુમારીના એક કંકણની માફક હું એકલોજ ફરૂં છું (એકાદશ સ્કંધમાં શ્રીદત્તાત્રેયનો જવાબ)

अनिमित्ता भागवती भक्तिः सिद्धेर्गरीयसी

ભગવાનમાં નિષ્કામ ભક્તિ એ સિદ્ધિથી પણ શ્રેષ્ઠ છે

न जातिः कारण तात गुणाः कल्याणकारणम् ।
वृत्तिस्थमपि चांडाल त देवा ब्राह्मण विदुः ॥

કલ્યાણનું કારણ જાતિ નથી કિંતુ ગુણો કલ્યાણકારણ છે ચાંડાલ હોય પણ સારી વૃત્તિવાળો હોય તો દેવો તેને બ્રાહ્મણ માને છે.

अहमेव इदं सर्वं यद्वानाह न किंचन ।
इत्येषां सन्मयी दृष्टिर्नैतरो विद्यते क्रमः ॥

હુંજ આ સર્વ છું અથવા હું એ નથી, તેમ કશુએ નથી એવી સદ્‌ભાવવાળી દ્રષ્ટિ જેની થઇ છે તેને માટે બીજો ક્રમ નથી

सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यमेवमप्युत, दीयमान न गृह्णन्ति विना मत्सेवन जनाः ॥

ભગવાન ઉદ્ધવજીને કહે છે—

સાલોકય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય, એ ચાર પ્રકારની મુક્તિમાંથી હું કોઇપણ માગ ભક્તને આપું છું તો તે મારી સેવા વગર બીજું કાંઇ માગતા નથી.

यस्य सौंदर्यलेशेन सकल सुदरीकृतम् ।
स सौंदर्यनिधिर्ज्ञेयो भगवान् सर्वसुदरः ॥

જે ભગવાનના લેશ માત્ર સાૈદર્યથી આ સર્વ સુદર લાગે છે તે ભગવાન સાૈદર્યના નિધિ છે અને તે સર્વ સુદર છે

आत्मान यदि निन्दन्ति, निन्दन्ति स्वयमेवहि ।
शरीर यदि निन्दन्ति, सहायास्ते मता मम ॥

જો કોઇ મારા આત્માની નિદા કરે છે તો તે પોતનીજ નિદા કરે છે અને જો કોઇ મારા શરીરની નિદા કરે તો તે મારા મતને મળતા છે

ज्ञान निष्ठो विरक्तो वा, मद् भक्तो वाऽनपेक्षकः ।
सलिङ्गानाश्रमा स्त्यक्त्वा, विचेरद्विध्यगोचर ॥

મારો ભક્ત, જ્ઞાનનિષ્ટ હોય, વિરક્ત હોય અને અપેક્ષા વગરનો હોય તે આશ્રમ અને ચિન્હો ત્યજી, વિધિને ઉલ્લઘીને વિચરે છે

सर्वभूतेषु य पश्येद्भगवद्भावमात्मन ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥

હુ ચૈતન્ય રૂપ પરબ્રહ્મરૂપે સર્વ પદાર્થોમા વ્યાપક છુ, તેમ સર્વ પદાર્થો મારા પરબ્રહ્મ સ્વરૂપમા રહેલા છે, આ પ્રમાણે જે જાણે છે તેને ઉત્તમ વૈષ્ણવ સમજવો

ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु च ।
प्रेम मैत्रीकृपोपेक्षा यः करोति स मध्यमः ॥

જે મનુષ્ય ઇશ્વર ઉપર પ્રેમ, ઇશ્વરના ભક્તો સાથે મૈત્રી, મૂર્ખો ઉપર કૃપા તથા શત્રુઓ ઉપર ઉપેક્ષા રાખે તેને મધ્યમ વૈષ્ણવ જાણવો કારણ કે તે પ્રથમના કરતા કાઇક ભેદ બુદ્ધિવાળો હોય છે

अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते ।
न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतः स्मृतः ॥

જે મનુષ્ય શ્રદ્ધા રાખીને મૂર્તિમાંજ ભગવાનની પૂજા કરે પરંતુ ભગવાનના ભક્તોની પૂજા કરે નહિ તેમ બીજાઓની પણ પૂજા કરે નહિ તેને પ્રાકૃત વૈષ્ણવ એટલે ભક્તિનો આરંભ કરનારો જાણવો.

येन इदं सर्वं जानाति तं केन विजानियात ।

જેની સત્તાથી આ સધુ જાણવામાં આવે છે તેને કોણ જાણી શકે?

स्वो देहो व्रजवासिनां जनपदो हृत्कंजकं गोकुलम
गावश्चैव निवासिनो गुणगणा गोप्यस्तु सद्वृत्तयः ।
श्रीकृष्णस्तु चिदात्मकः सुमतिसिर्गोपीभिराक्रीडते
विद्याराधिकयास्मं सुरसते प्राप्नोत्यपारं सुखम ॥

પોતાનો દેહ એ વ્રજ ભૂમિ છે, હૃદય એ ગોકુલ છે, ગુણો એ ગાયો છે, વૃત્તિઓ એ ગોપીઓ છે, શ્રીકૃષ્ણ એ ચિદાત્મા છે, તે સુમતિરૂપી ગોપીઓની સાથે રમે છે, વિદ્યા એ રાધિકાજી છે, તે જ્યારે ચિદાત્મારૂપી શ્રીકૃષ્ણ સાથે રમે છે ત્યારે અપાર સુખ પ્રાપ્ત થાય છે

न पारमेष्ठ्य न महेन्द्रधिष्ण्यं न सार्वभौम न रसाधिपत्यम् ।
न योग सिद्धीरपुनर्भवंवा मय्यर्पितात्मेच्छतिमद्विनान्यत ॥

ભગવાન ઉદ્ધવજીને કહે છે કે મારો ભક્ત મારા સિવાય પરમેષ્ઠી-પણુ કે મહાન ઇંદ્રનુ પદ કે સાર્વભૌમપણુ કે રસ વિદ્યા કે યોગ-સિદ્ધિ કે પુર્નજન્મ ન આવે તેવી મુક્તિ પણ માગતા નથી

नष्टे पूर्वे विकल्पे तु यावदन्यस्यनोदयः ।
निर्विकल्पकचैतन्यं स्पष्ट तावद्विभासते ॥

જેટલો વખત ભૂતકાળના સંકલ્પોનો નાશ થાય છે અને બીજા સંકલ્પો ઉઠતા નથી તેટલો વખત નિર્વિકલ્પ ચૈતન્ય સ્પષ્ટ ભાસે છે.

अमात्रोऽनन्तमात्रश्च द्वैतस्योपशमः शिवः ।
ॐकारो विदितो येन समुनिर्नेतरो जनः ॥

ૐકારમા જે નિર્ગુણ અમાત્ર સ્વરૂપ છે તે અનત માત્રવાળુ છે, તે દ્વૈતનો ઉપશમ કરે છે, તે શિવ છે જેણે ૐકારને જાણ્યો છે તેજ મુનિ છે, બીજો ઇતર જન મુનિ નથી

रोहिणीतनयो विश्व, अकाराक्षर सम्भवः ।
तैजसात्मकप्रद्युम्नः उकाराक्षर सम्भवः ॥
प्राज्ञात्मकोऽनिरुद्धोऽसौ, मकाराक्षरसम्भवः ।
अर्धमात्रात्मक. कृष्णो, यस्मिन् विश्व प्रतिष्ठितम् ॥

રોહીણી પુત્ર તે અકારમાથી ઉત્પન્ન થયેલ વિશ્વ છે,
પ્રદ્યુમ્ન એ ઉકારમાથી ઉત્પન્ન થયેલ તૈજસ છે,
અનિરૂદ્ધ એ મકારમા ઉત્પન્ન થયેલ પ્રાજ્ઞ છે,
અને કૃષ્ણ એ અર્ધમાત્રાત્મક છે કે જેમા આખુ વિશ્વ સમાઇ ગયુ છે

निवृत्तेः सर्व दुःखानामीशान. प्रभुरव्ययः ।
अद्वैतः सर्वभावानां देवस्तुर्यो विभु.स्मृत. ॥

અવ્યય પ્રભુ સર્વ દુખની નિવૃત્તિ કરવા સમર્થ છે, બધા ભાવને અદ્વૈતમા સમાવનાર તે દેવ તુરીય અને વિભુ કહેવાય છે

त्रिषु धामषु यत्तुल्य सामान्य वेत्ति निश्चित. ।
सपूज्यः सर्वभूतानां वन्द्यश्चैष महामुनिः ॥

ત્રણે ધામમા રહેલુ જે સામાન્ય સ્વરૂપ નિશ્ચય પૂર્વક જાણે છે તે મહામુનિ સર્વ પ્રાણીઓમા પૂજ્ય અને વદ્ય છે

कृष्णात्मिका जगत्कर्त्री मूलप्रकृतिरुक्मिणी ।
ॐकारप्रभव सर्वं, त्रैलोक्य सचराचरम् ॥

કૃષ્ણની સ્ત્રી એ જગતને ઉત્પન્ન કરનાર મૂલ પ્રકૃતિ રૂકમણી છે, ત્રૈલોક્યમા જે સચરાચર ઉત્પન્ન થયુ છે તે ૐકારથી થયુ છે

पुण्योऽहं पुण्यकर्माहं पुण्यात्मा पुण्यसम्भव ।
त्वमहं पुंडरीकाक्ष नभेदोऽस्ति कदाचन ॥

હું શુદ્ધ છું શુદ્ધ કર્મવાળો છું શુદ્ધ આત્મા અને શુદ્ધ જન્મ વાળો છું હે પુંડરીકાક્ષ! તમે છો તેજ હું છું એમા કદીપણ ભેદ નથી

येन केनापि भावेन यत्रकुत्र मृता अपि ।
योगिनस्तत्र लीयन्ते घटाकाशमिवाम्बरे ॥

કોઇપણ ભાવથી કોઇપણ જગ્યાએ મરણ થાય તો એ ઘટાકાશ જેમ મહાકાશમા મળી જાય છે તેમ યોગીઓ બ્રહ્મમા લીન થાય છે

तीर्थे चान्त्यजगेहे वा नष्टस्मृतिरपि त्यजन् ।
समकाले तनु मुक्तः कैवल्यव्यापको भवेत् ॥

તીર્થમા શરીર પડે કે ચાંડાલના ઘરમા પડે, મૂર્છાવશ થઇને પડે કે સમભાવથી છૂટે તોપણ કૈવલ્યને આવા યોગી પામે છે

रथ्याकर्पट विरचितकन्थः पुण्याऽपुण्य विवर्जित पन्थ ।
शून्यागारे तिष्ठति नग्नो शुद्धनिरंजनसमरसमग्न ॥

રસ્તા ઉપર પડેલા ચિંથરાની બનાવેલી કંથા જેને હોય, પૂણ્ય અને અપૂણ્યથી રહિત જેનો પંથ હોય એવો યોગી શૂન્ય પ્રદેશમા નગ્ન, શુદ્ધ, નિરંજન સમરસ મગ્ન થઇને રહે છે.

देहमवस्थित मुत्थित वा
प्राज्ञो न पश्यति यतोऽध्यगमत्स्वरूपम् ।
दैवादुपेतमथ दैववशादपेत
वासो यथा परिकृत मदिरामदांधः ॥

દેહ બેઠો હોય કે ઉઠતો હોય તેને પ્રાજ્ઞ પુરુષો જોતા નથી કારણ કે તેમણે પોતાનુ સ્વરૂપ જાણેલુ છે જેમ મદિરા પીધેલ માણસના વસ્ત્રનુ ઠેકાણુ રહેતુ નથી તેમ આવા પુરુષનુ શરીર પ્રારબ્ધ પ્રમાણે આમ તેમ ચાલ્યા કરે છે

देवो हि दैववशग खलु कर्म यावत्
स्वारभक प्रतिसमीक्षत एव सासुः ॥
ते सप्रपचमधिरूढसमाधियोग
स्वाप्न पुनर्नभजते प्रतिबुद्ध वस्तु ॥

દેહ એ પ્રારબ્ધને વશ છે, જ્યા સુધી તેના આરભના કર્મ છે ત્યા સુધી રહે છે જેમ સ્વપ્નમાથી ઉઠેલો પુરુષ સ્વપ્નને ફરીથી યાદ કરતો નથી તેમ જે પુરુષ સમાધિયોગમા આરૂઢ થયેલ છે તે દેહને અને પ્રપચને યાદ કરતા નથી

त्रिभुवनविभवहेतवेऽप्यकुण्ठ स्मृति रजितात्मसुरादिभिर्वि मृग्यात् ।
न चलति भगवत्पदारविन्दाल्लवनिमिषार्धमपि यः स वैषणवाग्र्यः ॥

જે પુરુષ ત્રણ લોકના વૈભવ માટે, ભગવાનમા મન રાખનારા દેવાદિકોને પણ દુર્લભ હોવાથી શોધ કરવા યોગ્ય એવા ભગવાનના ચરણારવિંદના ધ્યાનમાથી લવ તથા અર્ધ નિમેષ પણ ચૂકતો નથી તે મનુષ્યને ઉત્તમ વૈષ્ણવ જાણવો

अशेषमलविक्षेपनाश कर्मादिभिः कुरु ।
ब्रह्माभ्यासै. स्वरूपज्ञः सकर्तव्यमिदमहत् ॥

હે જીજ્ઞાસુ ! કર્મ અને ઉપાસના દ્વારા સપૂર્ણ મન અને વિક્ષેપના દોષોને નાશ કરવા પછી બ્રહ્મના અભ્યાસથી સ્વરૂપજ્ઞ થવુ એ મ્હોટુ તારૂ કર્તવ્ય છે

ब्रह्माऽस्मीति विचारो वै भवेन्निर्व्यवधानतः ।
पश्चाद् वृत्तेरभावः स तुरीयातीत उच्यते ॥

એકાતમા સ્થિર ચિત્ત કરી, બીજા વિચાર મનમા ન આવે તેવી રીતે. જે બ્રહ્મ છે તે હુ છુ એવો વિચાર કરી પછી તે વૃત્તિનો પણ અભાવ કરી સ્વરૂપમા સ્થિતિ કરવી તે તુરીયાતીત પદ કહેવાય છે

पुण्योऽहं पुण्यकर्माहं पुण्यात्मा पुण्यसंभव ।
त्वमहं पुंडरीकाक्ष नभेदोऽस्ति कदाचन ॥

હું શુદ્ધ છુ શુદ્ધ કર્મવાળો છુ, શુદ્ધ આત્મા અને શુદ્ધ જન્મ-વાળો છુ હે પુંડરીકાક્ષ! તમે છો તેજ હુ છુ એમા કદીપણ ભેદ નથી

येन केनापि भावेन यत्रकुत्र मृता अपि ।
योगिनस्तत्र लीयन्ते घटाकाशमिवाम्बरे ॥

કોઇપણ ભાવથી કોઇપણ જગ્યાએ મરણ થાય તો એ ઘટાકાશ જેમ મહાકાશમા મળી જાય છે તેમ યોગીઓ બ્રહ્મમા લીન થાય છે

तीर्थे चान्त्यजगेहे वा नष्टस्मृतिरपि त्यजन् ।
समकाले तनु मुक्तः कैवल्यव्यापको भवेत् ॥

તીર્થમા શરીર પડે કે ચાડાલના ઘરમા પડે, મૂર્છાવશ થઇને પડે કે સમભાવથી છૂટે તોપણ કૈવલ્યને આવા યોગી પામે છે

रथ्याकर्पट विरचितकन्थः पुण्याऽपुण्य विवर्जित पन्थ. ।
शून्यागारे तिष्ठति नग्नो शुद्धनिरंजनसमरसमग्नः ॥

રસ્તા ઉપર પડેલા ચિથરાની બનાવેલી કથા જેને હોય, પુણ્ય અને અપૂણ્યથી રહિત જેનો પથ હોય એવો યોગી શૂન્ય પ્રદેશમા નગ્ન, શુદ્ધ, નિરંજન સમરસ મગ્ન થઇને રહે છે

देहमवस्थित मुत्थित वा
प्राज्ञो न पश्यति यतोऽध्यगमत्स्वरूपम् ।
दैवादुपेतमथ दैववशादपेत
वासो यथा परिकृत मदिरामदांधः ॥

દેહ બેઠો હોય કે ઉઠતો હોય તેને પ્રાજ્ઞ પુરુષો જોતા નથી કારણ કે તેમણે પોતાનુ સ્વરૂપ જાણેલુ છે જેમ મદિરા પીધેલ માણસના વસ્ત્રનુ ઠેકાણુ રહેતુ નથી તેમ આવા પુરુષનુ શરીર પ્રારબ્ધ પ્રમાણે આમ તેમ ચાલ્યા કરે છે

देवो हि दैववशग खलु कर्म यावत्
स्वारभक प्रतिसमीक्षत एव सासुः ॥
ते सप्रपचमधिरूढसमाधियोग
स्वाप्न पुनर्नभजते प्रतिबुद्ध वस्तु ॥

દેહ એ પ્રારબ્ધને વશ છે, જ્યા સુધી તેના આરભના કર્મ છે ત્યા સુધી રહે છે જેમ સ્વપ્નમાથી ઉઠેલો પુરુષ સ્વપ્નને ફરીથી યાદ કરતો નથી તેમ જે પુરુષ સમાધિયોગમા આરૂઢ થયેલ છે તે દેહને અને પ્રપચને યાદ કરતા નથી

त्रिभुवनविभवहेतवेऽप्यकुण्ठ स्मृति रजितात्मसुरादिभिर्वि
मृग्यात् ।
न चलति भगवत्पदारविन्दाल्लवनिमिषार्धमपि यः स
वैष्णवाग्रय. ॥

જે પુરષ ત્રણ લોકના વૈભવ માટે, ભગવાનમા મન રાખનારા દેવાદિકોને પણ દુર્લભ હોવાથી શોધ કરવા યોગ્ય એવા ભગવાનના ચરણારવિંદના ધ્યાનમાથી લવ તથા અર્ધ નિમેષ પણ ચૂકતો નથી તે મનુષ્યને ઉત્તમ વૈષ્ણવ જાણવો

अशेषमलविक्षेपनाशं कर्मादिभि· कुरु ।
ब्रह्माभ्यासैः स्वरूपज्ञः सकर्तव्यमिदमहत् ॥

હે જીજ્ઞાસુ ! કર્મ અને ઉપાસના દ્વારા સપૂર્ણ મન અને વિક્ષેપના દોષોને નાશ કરવા પછી બ્રહ્મના અભ્યાસથી સ્વરૂપજ્ઞ થવુ એ મ્હોટુ તારૂ કર્તવ્ય છે

ब्रह्माऽस्मीति विचारो वै भवेन्निर्व्यवधानतः ।
पश्चाद् वृत्तरभावः स तुरीयातीत उच्यते ॥

એકાતમા સ્થિર ચિત્ત કરી, બીજા વિચાર મનમા ન આવે તેવી રીતે, જે બ્રહ્મ છે તે હુ છુ એવો વિચાર કરી પછી તે વૃત્તિનો પણ અભાવ કરી સ્વરૂપમા સ્થિતિ કરવી તે તુરીયાતીત પદ કહેવાય છે

अनुकूल प्रतिकूल यस्त्यत्यवत्वात्मनि तिष्ठति ।
उदासीनः सुखे दुःखे द्रष्टा भूत्वा स पश्यति ॥

સુખદુખનુ કારણ અનુકૂળતા અને પ્રતિકૂળતા છે તેને છોડી જ્ઞાની આત્મામા સ્થિત રહે છે સુખદુખમા ઉદાસીન રહી સાક્ષી રૂપે તેને દેખે છે.

सुखं शेते राजपुत्रः समाधिस्थो यति स्तथा ।
चिन्तया रहितो जीवः सुख शेते हि नान्यथा ॥

રાજપુત્ર સુખથી સુએ છે અને સમાધિ નિષ્ઠ યોગી સુખથી સુએ છે અને જે જીવ ચિંતા રહિત હોય છે તે સુખથી સુએ છે, ચિંતાવાળાને સુખ-પૂર્વક નિદ્રા આવતી નથી

जलचरः स्वरूपस्थः सुखेन चरते यतिः ।
योयो जीवो ऽ पराधीनो यथा खग मृगादयः ॥

જે પુરુષ સ્વરૂપમા સ્થિત છે તે જેમ જલચર પ્રાણી, પક્ષી તથા મૃગ વિગેરે અપરાધીન જીવ સ્વતત્રતાથી વિચરે છે તેમ વિચરે છે.

क्वचिद् ग्रामे क्षेत्रे सुरसरिति वाऽथो तरुतले ।
क्वचिद् शून्यागारे, गहनवन मध्ये वसति वा ॥
श्मशाने वा क्वापि क्वचिदपि च भूपालशयने ।
यथाप्रारब्ध वै रमयति च पत्र तु पवनैः ॥

જેમ પ્રારબ્ધના વેગ અનુસાર વાયુના વેગથી સુકુ પાદડુ જ્યા ત્યા ઉડે છે તેમ જ્ઞાની પુરુષ કોઇ વખતે ગામમાં, કોઇ વખતે તીર્થમા, કોઇ વખતે ગગા નદીને કિનારે, કોઇ વખતે શૂન્ય મકાનમા, કોઇ વખતે ભયાનક વનમા, કોઇ વખતે રાજમહેલમાં એમ પ્રારબ્ધ પ્રમાણે રહે છે

अश्व मुंचेत्तु का हानि र्नास्ति शेष यदा पथ. ।
वपुस्त्यागे तु किः शोकः कर्तव्य न यदा क्वचित् ॥

જ્યારે ચાલવાનો પંથ બાકી નથી તો પછી ઘોડો છોડી દેવાથી શી હાનિ છે? તેમ જ્યારે કર્તવ્ય કંઇ પણ શેષ નથી તો પછી શરીર ત્યજી દેવાથી શોક શો થવાનો હતો?

चदानन्दरूप प्रकाशस्वरूपम्
निरस्तप्रपञ्च परिच्छेदशून्यम् ।
अहब्रह्मवृत्यैकगम्य तुरीयम्
परब्रह्म नित्य तदेवाहमस्मि ॥

જે પરબ્રહ્મ આનંદરૂપ છે, પ્રકાશ સ્વરૂપ છે, જેમાં પ્રપંચ નથી જે પરિચ્છેદથી રહિત છે અને "અહં બ્રહ્માસ્મિ" એ વૃત્તિથી જણાય છે તે તુરીય નિત્ય તત્વજ હું છું

भोजनाच्छादने चिंतां वृथा कुर्वन्ति वैष्णवाः ।
योऽसौ विश्वभरोदेवः सभक्तान् किमुपेक्षते ॥

ભોજન અને વસ્ત્ર માટે વૈષ્ણવો વૃથા ચિંતા કરે છે જે દેવ વિશ્વની સંભાળ રાખે છે તે શું ભક્તોની ઉપેક્ષા કરશે?

विश्वभर ! भर त्व मां विश्वस्माद्वा वहिः कुरु ॥
अथ पक्षद्वयाभावे त्यज विश्वभराभिधाम् ॥

હે વિશ્વંભર, કાતો અમારૂં ભરણપોષણ કરો કારણ કે આપ વિશ્વંભર છો, હું વિશ્વની અંદર છું, કદાચ ભરણપોષણ ન કરવું હોય તો વિશ્વમાંથી બહાર કાઢો અને તેમ પણ ન બને તો આપનો વિશ્વંભર હોવાપણાનો દાવો છોડી દ્યો

तच्चिंतन तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।
एतदेकपरत्व च ब्रह्माभ्यास विदुर्बुधा ॥

ભગવાનનુંજ ચિંતન, તેનું કથન, અન્યોન્ય તેનીજ વાતો અને તત્પરતા તેને વિદ્વાનો બ્રહ્માભ્યાસ કહે છે

कौपीनयुगल कथा दड एक. परिग्रहः ।
यते. परमहसस्य नाधिक तु विधियते ॥

એ કૌપીન, એક કથા, એક દંડ, એટલોજ પરિગ્રહ પરમહંસ યતિને માટે કહ્યો છે વધારે રાખવાની આજ્ઞા નથી

न जाग्रन्नमे स्वप्नको वा सुषुप्ति
र्न विश्वो न वा तैजसः प्राज्ञको वा।
अविद्यात्मकत्वात त्रयाणां तुरीयः
तदेकोऽवशिष्ट शिवः केवलोऽहम ॥

મારામા જાગૃત્ અવસ્થા નથી, સ્વપ્ન નથી, સુષુપ્તિ નથી તેમ વિશ્વ તૈજસ કે પ્રાજ્ઞ પણ નથી, એ બધી દશા અવિદ્યાની છે તે ત્રણેથી રહિત તુરીય પદ જે કેવળ શિવરૂપ છે તે હુ છુ

द्वे रूपे वासुदेवस्य चर वाऽचरमेवच ।
चर सन्यासिनो रूप मचर प्रतिमादिकम ॥

ભગવાન કૃષ્ણના બે રૂપ છે એક ચર અને બીજુ અચર ચર સન્યાસીનુ રૂપ છે અને અચર પ્રતિમાનુ રૂપ છે.

दृष्टि ज्ञानमयीं कृत्वा पश्येद् ब्रह्ममय जगत ।
सर्व ब्रह्मैव सतत सर्व ब्रह्मैव केवलम ॥

જ્ઞાનમય દ્દષ્ટિ કરીને જગત બ્રહ્મમય જોવુ સતત સર્વ બ્રહ્મરૂપ જોતા, સર્વ માત્ર બ્રહ્મરૂપજ જણાશે.

सर्व ब्रह्मैव सतत, सर्व ब्रह्मैव चेतनम् ।
सच्चिदानदमद्वैत, सच्चिदानदमद्वयम् ॥

બધુ સતત બ્રહ્મરૂપે જોતાં, બધુ બ્રહ્મજ અને ચેતન લાગશે, તે સચ્ચિદાનંદ અદ્વૈત છે, તે સચ્ચિદાનદ અદ્વય છે

सच्चिदानन्दमात्र हि, सच्चिदानन्द मन्यकम् ।
ब्रह्मैव सर्व चिन्मात्र ब्रह्ममात्र जगत्त्रयम् ॥

જે બીજુ કાંઇ દેખાય તે પણ સચ્ચિદાનદ માત્ર છે, સર્વ ચિન્માત્ર બ્રહ્મ છે અને ત્રણ જગત પણ બ્રહ્મમાત્ર છે

यदा पश्यति चात्मान केवल परमार्थत ।
मायामात्र जगत्सर्वं तदा भवति निर्वृतः ॥

જ્યારે આત્માને માત્ર પરમાર્થ દ્રષ્ટિથી જુએ છે ત્યારે જગત માયા માત્ર જણાય છે ત્યારે નિવૃતિ મળે છે

एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥

એકજ આત્મા પ્રાણી માત્રમા રહેલો છે અને એક છતા જલમા જેમ અનેક ચદ્ર દેખાય છે તેમ ઉપાધિ ભેદે બહુ દેખાય છે

अग्निर्यथैको भुवन प्रविष्टो
रूप रूप प्रतिरुपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूप रूप प्रतिरूपो बहिश्च ॥

જેમ એક અગ્નિ અનેક આકારે દેખાય છે તેમ એકજ આત્મા સર્વ પ્રાણી માત્રમા રહી ઉપાધિભેદે અનેક રૂપ લાગે છે

अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।
विज्ञातेऽपि परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ॥

જો પર તત્વને જાણ્યુ નહિ તો શાસ્ત્રનો અભ્યાસ નકામો છે અને જો પરતત્વને જાણ્યુ તો એ પછી શાસ્ત્રનો અભ્યાસ નકામો છે

देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ।
यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥

દેહાભિમાન દૂર થતા અને પરમાત્માનુ જ્ઞાન થતા જ્યા જ્યા મન જાય છે ત્યા ત્યા સમાધિ પ્રાપ્ત થાય છે

क्षण ब्रह्माहमस्मीति य कुर्यादात्मचिंतनम् ।
स महापातक हन्यात्तमः सूर्योदयो यथा ॥

એક ક્ષણ પણ બ્રહ્મ હુ છુ એવુ આત્મચિંતન થઇ શકે તો જેમ સૂર્ય અધારાનો નાશ કરે તેમ અનાનરૂપી મહાપાતકનો નાશ કરે છે

मय्येव सकल जात मयि सर्व प्रतिष्ठितम् ।
मयि सर्व लय याति तद्ब्रह्माद्वयमस्म्यहम ॥

તમામ જગત મારામા ઉત્પન્ન થયુ છે, મારામા સ્થિતિ કરી રહેલ છે અને મારામા લય પામે છે, તે અદ્વય બ્રહ્મ હુ છુ

देहात्मज्ञानवज्ज्ञान देहात्मज्ञानबाधकम् ।
आत्मन्येवभवेद्यस्य स नेच्छन्नऽपि मुच्यते ॥

દેહને આત્મા સમજવાનુ જેવુ અબોધદશાનુ જ્ઞાન છે તેવુજ દેહાત્મજ્ઞાનનુ બાધક આત્મજ્ઞાન જેને સ્વરૂપમા થાય તે ન ઇચ્છે તો પણ મુક્ત થાય છે.

ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालम्बतया स्थिति. ।
ध्यानशब्देन विख्याता परमानन्द दायिका ॥

બ્રહ્મ તે હુ છુ એવી સદ્વૃતિથી જે નિરાલબ સ્થિતિ ઉત્પન્ન થાય તો તે ધ્યાન કહેવાય છે, તે પરમ આનદ આપનાર છે.

निर्विकारतया वृत्त्याब्रह्माकारतया पुनः ।
वृत्तिविस्मरण सम्यक् समाधिर्ज्ञानसज्ञक. ॥

નિર્વિકાર વૃત્તિ થઇને પછી બ્રહ્માકાર થાય અને પછી વૃત્તિનુ બરાબર વિસ્મરણ થાય તેને સમાધિ કહે છે

द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञान च राघव ।
योग स्तद्वृत्तिरोधोहि ज्ञान सम्यगवेक्षणम् ॥

ચિત્તની ચચળતા મટાડવા માટે બે ક્રમ છે, યોગ અને જ્ઞાન ચિત્તવૃતિના નિરોધને યોગ કહે છે અને સમ્યક્‌દ્રષ્ટિને જ્ઞાન કહે છે

भिद्यते हृदयग्रथिश्छिद्यन्यते सर्व सशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मन् दृष्टे परावरे ॥

પરમાત્માનો સાક્ષાત્કાર થતા હૃદયગ્રથી ભેદાઇ જાય છે, સર્વ સશય છેદાઇ જાય છે અને કર્મનો ક્ષય થાય છે

# પ્રકરણ ૧૪ મુ.

## સ્વામીજીના રચેલા ભજનો.*

### પદ ૧ લું (દરબારી કાનડો)

અરે મન ! લગે રહો હરિ શરણ . . . . ટેક૦

કર સતસંગ, જાન સદસત કુ, કરતા કારણ કરણ,
વિષય વાસના દૃઢ ત્યાગ ભજ, હોગા જગમે વરણ. અરે મન.

પૂરણ વ્યાપ્ત રહ્યા ઘટ ઘટ મે, ઉત્પત્તિ પાલન હરણ,
દુઢત હૈ સુરનર મુનિ કરકે, યોગ ધારણા ધરણં અરે મન

જબ લગ દ્વૈત રહે મન મૂરખ, તબ લગ હો ભવ મરણ.
હો અદ્વૈત જાન આતમ કુ, નિશ્ચય હો ભવ તરણ અરે મન

દ્વિજદાસ રઘુબીર સ્વામી કે, સેવત હૈ નિત ચરણં,
જન્મબંધ અજ્ઞાન મૂલકુ, કાટોગે જગ મરણ અરે મન

---

સ્વામીજી જ્યારે આમોદના અને બીજી જગ્યાએ વિચરતા હતા તે વખતે તેમણે આ પ્રકરણમાં આપેલા ભજનો રચ્યા હતા

## પદ ૨ જું.

આશા કારણ કર્મ કરત હે, જન્મ મરણ ઉનકું કહના. ટેક.

અહંકાર મન બુદ્ધિ સંગ હે, પંચ તત્ત્વ માયા રચના,
નિશ્ચય જાણો જગત સબ મિથ્યા, વ્યાપક હોઇ આપ રહના ૧

ભિન્ન ભિન્ન સબ રૂપ દેખ કે, મનમે સોચ નહિ કરના,
આદિ અંત મેં હે કછુ નાંહી, મધ્યમે સુપના કહના. ૨

દ્વિજદાસ બીન ભક્તિ રામકી, નાહક નર પછપચ મરના.
બીના પ્રેમ રીજે નહિ રઘુવર, ઢુંઢત ફિરો સબ ભુવનાં ૩

## પદ ૩ જું.

કથની કો કરની પ્યારે, કહેને સે કયા હોતા હે ટેક૦

મમતા રાગ વિષય ના છૂટે, કામાદિક નિશદિન સબલૂટે,
અહંકાર ત્યાગા નહિ જાતા, પડયા અધગ્રહ રોતા હે ક૦

કરતા નહિ ચતુષ્ટય સાધન, શોચ કરે બહુ સુત દારા ધન.
મનુષ્ય દેહ સત્‌સંગ જબ પાયા, વૃથા જન્મ કયુ ખોતા હે ક૦

હો અસંગ મનકુ વશ કરલે, દૃઢ વિશ્વાસ મનમે ધરલે;
પૂરણ ગગન મગન હો ચિત્તમે, માર જ્ઞાનકા ગોતા હે ક૦

કહેતા કહેતા પડયા રહેગા, જન્મ મરણ હરબાર ગ્રહેગા,
ચેત યાર ભ્રમ સીટે સબેરા, દ્વિજદાસ કયુ સોતા હે ક૦

---

એમ લાડી અને આસોદરના તેમના ભક્તો કહે છે સ્વામીજી તે વખતે દ્વિજદાસના નામથી પદ રચતા હતા. આંસોદર છોડયા પછી સ્વામીજીએ પદો રચવાનું બંધ કર્યું હતુ.

## પદ ૪ થું

ખાયા તું ચાહે તો વિષ્ણુકા પ્રસાદ ખા,
પિયા તું ચાહે તો સુર ભરી જલ પીબરે;
કરના તું ચાહે તો વેદ કથિત કર્મ કર,
ઇશ્વર મે અરપણ કર કામના કું ત્યાગ કે.
પાપ કે સમૂહ તરે છનમે સબ દૂર હોય,
આત્મ વ્યવસાય બુદ્ધિ હોવે જન જાન રે,
ભાગ્યા તું ચાહે તો ભાગ્ય બુરે કરમસેં,
આના તું ચાહે તો રામ શરણ આવ રે.
કરના તું ચાહે તો કરલે તું સાધુ સગ,
જીસે હોય જ્ઞાન મીટે માયા ભ્રમ ફંદ રે,
જાના તો તીરથકા શ્રેષ્ઠ કહા વેદો મે,
જગન્નાથ સપ્તપુરી રામનાથ ભજરે
કાટા તું ચાહે તો કર્મકી ગ્રથી કાટ,
ખોલા તુ ચાહે તો જીવ ગ્રથી ખોલ રે,
માયા પ્રગટરૂપ, કચન નારીકુ ત્યાગ,
સુરનર મુનિ નાગ અસુર, સબ જગહે વશરે
સાધન યહ સાર કહ્યા, વેદકે પ્રમાણ સિદ્ધિ,
નૌકા ભવ સાગરકી જાન હૃદય ધર રે,
મનમે વિચાર સાર બાત એહી જાન તુ,
ભૂલા કયુ ફેર પાય મનુષ્ય યહ તનરે.
કહે દ્વિજદાસ સુમર ચિત્તકુ લગાઇ રામ,
વ્યાપક હરિ બ્રહ્મ ઔર બાકી સબ છલ હૈ

## પદ ૫ મું.

અહી મેં શરણ પૂરણ કી, સોઇ શ્રીનાથ પ્યારા હે ...ટેક૦
કોઇ ઉસીકું અલખ કહે તે, ન્યાય કરતા વિચારા હે
વેદને બ્રહ્મ કહ ગાયા, સોઇ વેદાંત ધારા હે . અહીમે
કોઇ ઉસીકુ શેવ શિવ કહતહે, કીસી મત શન્ય સારા હે
બોદ્ધ ઉસીને બુદ્ધ કર જાને, જૈન અરિહંત કહાયારે . અહીમે
મિમાંસા કર્મ કુ કહેતા, સભી મત શાસ્ત્ર ગારા હે
સર્વગતજાન એક હરિકુ, એહી નિશ્ચય હમારા હે અહીમેં
પુરુષ એક સત્ય હે જગમેં જગત દ્રષ્ટા આધારા હે
એહીમત સાંખ્યકા જાનો, પ્રકૃતિસે આપ ન્યારા હે . અહીમેં
ગર્વવિત ગર્વ ગર્વાત્મા, મુનિને સબ હરિ પુકારા હે
સગુણકું જાણો હે નિર્ગુણ, માયા જીસકી અપારા હે .. અહીમે
સભી મત રામ કે જાનો, કોઇ સે ન ન્યારા હે
ઉસીસે પ્રગટ હે જગમેં, રામ હરિકા સહારા હે . અહીમેં
શરણ જીસને અહી હરિકી, સોઇ જગને ઉવારા હે
સુમર નર સત્ય વિભુ હરિકું, સકલ જન દ્વૈત જારા હે ...અહીમે
કર્મ મન બુદ્ધિ મેરે એ, રામજી ઇષ્ટ હમારા હે
એસો દ્વિજદાસકી બિનતી, કહે પ્રભુ વારવારા હે... અહીમેં

## પદ ૬ ઠું.

સગુણ બ્રહ્મ પ્રગટ ભયે, નર સુમર રામકુ મૂઢ ભલા...ટેક૦
અજ નિર્ગુણમેં અધ્યાસ કિયા, સબ વિશ્વ અયોધ્યા જ્ઞાન કલા
વિશ્વ તેજસ પ્રાજ્ઞ તુરીયકું કહે, ચતુર મૂર્તિ રૂપ ધર તનમે રલા
સમુદ્ર અકાર સો વિશ્વ મયા, તે ઉકાર ભરત તેજસકી જલા



સ્વામીજી વિદેહમુક્ત થયા પછી પાલખીમાં શરીરની પધરામણી.

તુમ લક્ષ્મણ કારણ પ્રાજ્ઞ સુનો, જીસકી માયાસે વિશ્વ ઢલા
અર્ધમાત્રા રામકા રૂપ કહે, તુર્યાતીત શુદ્ધ અતીત ભલા
શ્રીશક્તિ હે જગદાનંદ કરી, સીય જાનકી જગકી મૂલ ફલા
હરરૂદ્ર પવન સુત આપ ભયે, રઘુવીર ભક્તિસે નાહી ટલા
દ્વિજદાસ જાણ એહી શરણ ગ્રહી, નર જાનત નાહી માયાસે ચલા

## પદ ૭ સું.

પૂરણ પ્રભુ શ્રીનાથ કૃષ્ણ કી, જાન શરણ લીજે . ટેક૦
વ્યોમ સદૃશ ચિદ્ વ્યાપક જગમે, ધરીએ ધ્યાન સ્થિરકરત મનસે
જ્યોતિ શુદ્ધ આનંદ ઘન રસકુ, પ્રેમ સહિત પીજે પૂ૦
મેરૂ સમાન દોષ નિજ જનકુ, જાનત પ્રભુ તૃણ સમ અઘ તનકે
પરમ ઉદાર આત્મગતિ દાતા, કરુણા કર રીજે. પૂ૦
આત્મ દ્રષ્ટિ સબ જગમે રાખે, કોમલ વચન જીભસે ભાખે
ત્યાગ વાસના જો હેતુ નરકકી, જન્મ સફળ કીજે. પૂ૦
મનુષ્યદેહ ઉત્તમગ્રહ પાયો, સુમરણ બીન જન જન્મ ગુમાયો
દ્વિજદાસ સોચે જમપુર નર, તબ પકડ દાંત ખીજે પૂ૦

## પદ ૮ સું

મન મસ્ત હુવા તબ ક્યું બોલે રે . એ રાગ.

પુરણ બ્રહ્મ આત્મ સત્ ચિત્તમે, લીન હુવા હોલેહોલે . ૧
લીના જાન પ્રપંચ જુઠ જગ. વિષયોમે ફિર ક્યુ ડોલે ૨
ખોલ ગઈ ગ્રંથી. દૂર હુવે સંશય. નાશ હુવે સૂક્ષ્મ સોલે ૩
દ્વિજદાસ ખોહે મે સંશય, પુરણકુ ફિર ક્યો તોલે ૪

## પદ ૯ સું.

માયાકા ગુલામ પ્રાણી, કયા જાણે બંદગી .. ટેક૦

હરિજન સંત સાથે, રાખે સદા રંદગી;
સત્ય કદી ભાખે નહિ, વાત કરે ફંદકી....માયાકા.

કપટકી માલા ફેરે, તિલક ધારે ચંદકી,
રામરૂપ જાણ્યા નહિ, ધિક તેરી જીંદગી ...માયાકા.

બડી ફિકર મનમેં કરે, ગ્રહ કર્મ ધંધકી;
ચિત્ત શુદ્ધ કીન્હો નહિ, મનમે ભરી ગંદકી. ..માયાકા.

સતસંગ જબ હોવે, મૂઢ નર બંદગી;
દ્વિજદાસ હોવે કૃપા, જબ નંદ નંદકી .. માયાકા.

## પદ ૧૦ સું.

મૈં નહિ દેખા તુમસે દૂજા .......

વ્યાપક હો સબ હી ઘટ ભીતર, જહાં દેખુ તહા તુમેરી પૂજા
મેં નહિ દેખા ૧
જૈસે શ્વાન કાચકા મંદિર, દેખ આપકુ આપી ગુંજા....
તુમસે દૂજા. ૨
રૂપ અનેક માયા મે કીના, ભ્રમત ફીરે નર કાહુ ન સુજા ૩
દ્વિજદાસ સબ પ્રપંચ ત્યાગકર, આપ મે ફીર આપહી સુજા. ૪

## પદ ૧૧ સું.

વિના વિવેક બધાતું આફી, ફીર ફેસા જ્યુ તલના હે
શુદ્ધ સ્વરૂપ સત્ય હે તેરા, કલ્પિત સબ માયા ને ઘેરા;
જુદા રંગ દેખ તું મોહ્યા, અબ ચોરાશી ધરના હે ૧

મેં હુ મેરા કહેને લાગા, દેહ ગેહ સુત ધન મે પાગા,
આઠ પહોર ભોગે વિષયોકુ, એક ઘડી ના કલના હે ૨

બીન સતસંગ હું બ નહિ જાતા, ઘટમે રહ્યા યાદ નહિ આતા,
કર વિચાર તજી ભ્રમ છુટેકુ, બીન જાને સુખ પલના હે ૩

હરિ સ્મરણ સે જાય અવિદ્યા, ભાનુ સદૃશ જબ પ્રગટે વિદ્યા;
અહંકાર સમતા સબ કાટે, મનકુ મનસે દળનારે ૪

વ્યાપક સ્ફટિક સદૃશ જબ સુજે, કર્મ ગ્રંથી સંશય સબ ભૂજે;
દ્વિજદાસ હો મગન રૂપસે, જયા માયાકા બલના હે. ૫

## પદ ૧૨ સું

વેદોસે કર્મ જાના પુરાણોકા અર્થ જાના;
જ્યોતિષ ગુણ જાના, વૈદ વિદ્યામે પૂર હે.
મંત્રોકા પ્રયોગ જાના, તંત્રો સે યંત્ર જાના,
સ્મૃતિઓ સે ધર્મ જાના, કવિતાપતિ સુર હે.
રાગોકુ ગાઇ જાના, જોગી હોય સિદ્ધિ જાના,
ચાતુરી પઢાઇ જાના, સર્વ વિદ્યામે સુર હે
કહે દ્વિજદાસ જાના, ગુણ માન રૂપ
જાના એક રામ નહિ, તેરા જાના સબ ધૂર હે

## પદ ૧૩ સું.

સત્યબાત અબભવ તરનેકી. હરિ અવિનાશી કહેતે હે ટેક૦

રેલકુ ત્યાગ કર્મ મત કરના શ્રુતિ ગુરુવાક્ય ચિતમે ધરના,
આજ પા જાપ વિચાર હૃદયમે. પુરણ વ્યાપક રહેતે હે સ

માતુ સમાન દેખ પરનારી. પરનિંદા તજ હો ઉપકારી,
કામ ક્રોધ મદ લોભ મોહકે, કઠિન વેગ કયુ સહેતે હે. સ.
ત્યાગ સંકલ્પ રોક ઇંદ્રિયનકુ, જીત પ્રાણ સ્થિરકર મન તનકું;
કર વિશ્વાસ શુદ્ધ ચેતનમે, સારે કિલ્મિષ દહતે હે સ
પુરણ બ્રહ્મ રામકું જાનો, ઇંદ્રજાળવત્ જગકુ માનો;
દ્વિજદાસ હરિ નામ સુલભ બીન, ભવ સાગરમે વહેતે હે સ.

## પદ ૧૪ સું

સબ સાધન હીન પુકાર કરૂં, શ્રીનાથ સુનો ઘટઘટ વાસી–ટેક.
મહિમા તવ અપર પાર બડી, એક જાનત હર સેવત કાશી,
ચાર ખાણુ જગ તારણકુ, નિત્ય રામ જપે શિવ અવિનાશી–
સબ. ૧
ઘન જ્ઞાન રૂપ ભરપુર રહે, ચિતવ્યોમ સદશ આનંદ રાશી,
તુમ કેતીક શકિતકે નાયક હો, પ્રભુ વિદ્યા અવિદ્યા તમારી
દાસી સબ ૨
કુછ યત્ન નહિ બનતા મુજસે, લાચાર જયોતિ નહિ તનભાસી
જડચેતનકી મહાગ્રંથી લગી, તુમ કાટો નાથ મેરી ભવ ફાંસી
સબ –૩
હો પુરણ પરમ ઉદાર તુમે, દ્વિજદાસ છોડ અબ કહાં જાસી
જનકી અબ લાજ તુમે હરીહે, ચાહે બાંઇગ્રહો કરે જગ હાંસી
સબ–૪

## પદ ૧૫ સુ.

સર્વ રૂપ સર્વાત્મા નટવર, આપે આપ ખેલાડીરે....ટેક.
ભટકત ફિરત મોહ માયાવશ, પુજત રવિ ત્રિપુરારીરે,
ગણપતિ શક્તિ રુદ્ર ઇંદ્રાદિક, બુદ્ધિ કામના જારીરે.. .૧

નાના રૂપ વિચિત્ર દેખ જગ, જાનત નાહિ અનાડીરે
હુઠ હૃદયમેં કૃષ્ણ બ્રહ્મકુ, પરમ જ્યોતિ સુખકારીરે ..૨
શ્રુતિ પુરાણ અવલોકન સ્મૃતિકુ, કૃષ્ણ ભક્તિ જીન ધારીરે
તારણ તરણ રહત જગ માહી, એક રૂપ હિતકારીરે ...૩
ઉત્તમ ધર્મ ભાગવત શુકને, મોક્ષ હેતુ જીન તારી હે
દ્વિજદાસ પ્રહલાદ મુનિને, સબ મનમેં એહી વિચારીરે ..૪

## પદ ૧૬ સું

સોહે શિર જટા જુટ, ગ્રીવા બીચ કાલ ક્ટ,
રિદ્ધિ સિદ્ધિ દે અખુટ, બર દાયક ભારી.
હે ભસ્મકુ ચડાયો ગાત, બામે ગજવકુમાલ,
ખણ મુખકો કહે તાત, જાનવી જલ ધારી હે;
માથે ત્રિનેત્ર જાકે, ડમરૂ ત્રિશલ વાકે.
સર્પ ઉર માલ તાકે, પિનાક ધનુષ ધારી હે,
કહે ભગત દ્વિજદાસ, રામ રટો સર્વે શ્વાસ,
પૂરણ કર મેરી આશ, વ્યાપક ત્રિપુરારી રે

## પદ ૧૭ સું.

સુનો તુમ સાધન સત સારા, પ્રકૃતિસે જીસવિધ હો ન્યારા
પથમ હરિકથા શ્રવણ કરના, સત્ય, ક્ષમા દયા હૃદે ધરના
જીવકી હિંસાસે ડરના, જાણના સુખ હરિ કે શરણા
વર્ણાશ્રમ કે ધર્મકુ, શ્રદ્ધાસે કર જાન
દેશ કાળકુ શોચકે, હરિજન કુ દે દાન
ત્યાગના પરધન પરદારા . સુનો તુમ ૧

કથાકુ સુણ વિવેક હોવે, હ્રદયકા મેલ સબી ધોવે
ચિત્ત હરિ મહિમા મે પ્રોવે, જન્હ સુગ વિષયોકા ખોવે
સત્ સંગત યહ સારહે, જીસ્સે ઉપજે જ્ઞાન
કોહં કહાસે મે હુવા, મેરા કોન નિદાન
સોચ યહ ઉપજે અતિભારા ...સુનો તુમ ૨.

ગુરુકી શરણ ફેર જાના, ઇષ્ટ સમ ગુરુ કુ સન્માના
ધાર કર બ્રહ્મચારી બાના, કહે ફિર દ્યો મુજકું જ્ઞાના
ભવ સમુદ્ર મેં વહત હુ, પકડો મેરો હાથ
શરણ ગ્રહી મે આપકી, તુમહી મેરે નાથ
તત્વકા હો જાનન હારા ...સુનો તુમ ૩.

ગુરુને અધિકારી ચીના, પ્રેમસે સંગ અપને લીના
માયાકા વર્ણન સબ કીના, જ્ઞાન પ્રભુ પુરણકા દીના
સદા વાસના ત્યાગની, સમહે ઇશકા નામ
બાહ્યવૃતિકુ રોકના, પૂરણ આતમરામ
વહે નહિ ભવસાગર ધારા .. સુનો તુમ ૪

બ્રહ્મમેં મનકુ તુમ પાગો, કામાદિક વિષયોસે ભાગો
સ્વપ્નવત્ માયાસે જાગો, રહ્યો મણિગણ મે જયુ ધાગો
સ્થૂલ સૂક્ષ્મ કારણ નહિ, પંચકોશ સે ભિન્ન
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિકા, સાક્ષી તેરા ચિન્હ
રૂપ સત્ ચિત્ નંદ ઘન પ્યારા....સુનો તુમ પ

વૃત્તિ સુણ જ્ઞાન મયી કરણી, દ્રષ્ટિ એક આત્મમય ધરણી
દ્રષ્ટિ યહ ભવસાગર તરણી, સત્ય દુ:ખ જન્મ મરણ હરણી
શુક વસિષ્ઠ નારદ મુનિ, બ્રહ્મવૃત્તિ રહે માંહ
દ્વિજદાસ નહિ ત્યાગના, કહતા તુમરે તાંહ
મિટે ભ્રમ હો ભવસે પારા. સુનો તુમ ૫

## પદ ૧૮ મું

સ્થિર કરકે મન કુ તનમે દેખો, બ્રહ્મકા પ્રકાશ હે. ટેક.
જા લૌ જુદા તુમ માનેગા, તા લૌ માયાકા દાસ હે,
હરિસે જુદા ન જાનો કુછ સબ, બ્રહ્મકા વિલાસ હે ..૧
જલસે તરંગ ઉઠતી હે, જલ રૂપ જલમે બાસ હે,
એસે હિ જાનો બ્રહ્મકુ તુમ, એક સત ચિત આકાશ હે ..૨
કહેને હે દ્વિજદાસ મનકી, જુઠી જગકી આશ હે,
પૂરણ બિચારા એક તો, દ્વિતીયા કહાસે પાસ હે .૩

## પદ ૧૯ મું.

આ પદ સ્વામીજીનુ બનાવેલુ છે, પણ ફાટેલ કાગળમાથી મળ્યું છે તેથી અધુરૂ છે —

ભજો તુમ રઘુવીર સુખદાઇ, તાપ તીનો મીટ જાઇ ટેક
વિષયકુ છાડ રામ જપના, જગતહે મિથ્યા સબ સપના
વિષયકુ વિષવત્ તુમ જાનો, બધ કારણ સત્ માનો
સાખી
ઉમર વીતી જાત હે. સોયેગા ફીર આપ.
કરના હોય સો જલદી કરલે યેહી બાત હે સાર

વેદમેં જીનકા ગુણ ગાતા, ભજો તુમ રઘુવીર સુખદાઇ
તાપ તીનુ મીટ જાઇ...૧

જાન ના સુત દારા મેરે, જુઠ હે ભ્રમ નાના તેરે
કાયકું મમતા તુમ કરના, રેનદીન ભટકત કયુ ફિરના

સાખી

કાલ બલી ઉપર ખડા, તુજે નહિ હે શોક
એક દિન જમપુર જાયગો, બાત બનેગી ફોક

નરકમેં જાવેગા ભાઇ, ભજો તુમ રઘુવીર સુખદાઇ,
તાપ તીનુ મીટ જાઇ...૨

કર્મકા લીખા સો હોવે, કાહીકું ચાર પડા રોવે
પૂર્વ જો દીયા તુને પાયા, નિશ્ચય યહ તુમ જાણ લે
હરિસે કરલે પ્રીત જન્મ સફલ હો જાયગા,
એહ મુનીનકી રીત, બાત એહી હો ગઇ અધીકાઇ
ભજો તુમ રઘુવીર સુખદાઇ, તાપ તીનુ મીટ જાઇ...૩



## પ્રકરણ ૧૫ મું.

## સ્વામીજીએ પસંદ કરેલા ભજનો

---

### બાપુનો સંદેશો.

બ્રહ્મદર્શી ગુરુ મળ્યા રે મનના ભાવતા,
તેણે તે કીધા અમને દેહ છતા વિદેહ જો.
હું મારૂં સમી ગઈ મનની માન્યતા,
તેથી ટળીયા ચિત્તથી સુતવિત ગેહ જો બ્રહ્મદર્શી ૧
પોતાનો જાણીને કૃપા બહુ કરી,
નવ જોયો કાંઈ અપરાધીનો ફંદ જો,
આપીને વરદાન ભવ ભય ટાળીઆ,
પાયું તે સુજને અમૃત બ્રહ્માનંદ જો. બ્રહ્મદર્શી ૨

---

આ પ્રકરણમાં આપેલા ઘણા ભજનો સ્વામીજી પોતે ગાતા હતા તે તથા બીજા થોડાક ભજનો કે જે તેમને પ્રિય હતા તેનો [illegible]

ગુરુએ કહ્યું તું પુરણ બ્રહ્મ પરમાત્મા,
તે મારગે અમે જઇને કીધો પ્રવેશ જો,
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ મૂકીને ચાલીયા,
આગળ દીઠી કાંઇ તુર્યા અવસ્થા શેષ જો ...બ્રહ્મદર્શી ૩
તુર્યાથી આઘેરી ઉન્મની પાંચમી,
તેનુ તે નિર્વિકલ્પ—સમાધિ નામ જો,
જેને જોતાં આવાગમન વિરમે,
લાધ્યુ તે મુજને મર્મથી નિજ સુખ ધામ જો ...બ્રહ્મદર્શી. ૪
જાગૃતમા હુ ધરી રહ્યો સર્વ સઘાતને,
ઇંદ્રિયદ્વારા કરૂ નાના વ્યવહાર જો;
સ્વપ્નામાં નવ તત્ત્વ કલેવર આથડે,
તેના સુખદુ:ખનો હુ એકજ જાનનહાર જો બ્રહ્મદર્શી ૫
લીનને વ્યવહારે સુષુપ્તિ પાધરી,
કોઇ નહિ ત્યાં હુજ પ્રકાશક એક જો,
જાનન હારો તુર્યાથી પણ વેગળો,
જ્ઞાતા જ્ઞાન ને જ્ઞેય તણી નહિ ટેક જો .બ્રહ્મદર્શી ૬
બોલુ છુ પણ મૌન્ય ટળે નહિ માહરૂ,
દેખુ પણ નવ દેખું એવી રીત જો,
સાભળુ પણ સાંભળુ નહિ કોઇ વાતને,
એવો અમારો અનુભવ વેદ વિહિત જો ..બ્રહ્મદર્શી ૭
હુ રે અસગી સગ નહિ મારે દેહનો,
નકુચકી જેમ માખણ અળગુ હોય જો,
ભાગ્યુ છુ સરખો પણ સૌથી વેગળો,
રગ તણો સ્ફટિકમા નવ હોય સ્પર્શ જો . બ્રહ્મદર્શી. ૮

અગ્નિસંગે શીતળ લોહ તપાવીએ,
લોહ બળે પણ અગ્નિ તે કહેવાય જો,
તેમ મારી સત્તાએ દેહ રહ્યુ છે આથડી,
ઇન્દ્રિય તન મન ચૈતનવત્ દરશાય જો બ્રહ્મદર્શી. ૯
સર્વ વ્યાપક જેમ અચળ આકાશ છે,
તેમ અવિગત સર્વમા પૂરણ હુ પરમાત્મ જો,
જીવ અને ઇશ્વર કોઇ નહિ મારે વિષે,
ભેદ અવિદ્યામા જો ને કલ્પાય જો બ્રહ્મદર્શી ૧૦
એવો હુ પરિપૂરણ ચિદ્‌ઘન એકલો,
બીજુ તે કલ્પિત જેવરીમા જેમ સાપ જો,
વાચાને રંભણ તો નામ ને રૂપ છે.
વિલસ્યુ કેવળ ચેતન આપે આપ જો બ્રહ્મદર્શી ૧૧
ચેતનવત કહુ તો જડવત્ બીજુ કલ્પવુ,
કાઇ વિશેષણ દીધુ નવ દેવાય જો
મુગો શુ કહે સાકરના સ્વાદને,
જેમ છે તેમ બાપુ નવ કહેવાય જો બ્રહ્મદર્શી ૧૨

૨

## સ્વરૂપાનુભવ

રાગ–ધનાશ્રી તાલ–ત્રેતાલ

સત ચિત્ આનંદ ઘન સ્વરૂપે હુ તો સત ચિત આનંદ ઘન ટેક
દેશ અબાધિત કાળ અબાધિત વસ્તુ અબાધિત સત્ સ્વ ૧
સર્વ પ્રકાશક, સર્વ નિયામક અનપેક્ષિત ચેતન સ્વ ૨
પ્રિય પ્રિયતર પ્રિયતમ પોતે પ્રેમાસ્પદ હુ પ્રસન્ન સ્વ ૩

આદિ રહિત હુ, અંત રહિત હુ, નાશ રહિત ચિદ્દઘન. સ્વ ૪
સ્થાવર જંગમ પ્રાણી પદારથ, માયિક મમ દર્શન સ્વ ૫
વિશ્વ સમસ્ત છે કલ્પિત મુજમા, જેમ રજ્જુમા ભુજંગ. સ્વ. ૬
અગમ અગોચર ગુરુગમ ગોચર, સાધન સાત્વિક મન સ્વ ૭
ક્લેશ રહિત હું કેવળ સુખમય, જાણે અનુભવી જન સ્વ ૮
ભવહર ગુરુ ભગવાન દયાથી, રંગિન લક્ષ કથન સ્વ ૯

૩

## વસ્તુ વિલાસ

હમ કેવલ વસ્તુ વિલાસી, હો સેવક સેવ્યકી હાસી ટેક
તજી વૈભવ સતી નિજપતિ ભજતી, કુલટા વૈભવ પ્યાસી હમ
છપ્પન કોટિ સહાયક તજ કે, અર્જુન કૃષ્ણ ઉપાસી હમ.
વૃક્ષ પુષ્પ ફલ તજ કે મધુકર, રંગિન ગુરુરસ પ્રાસી હમ

૪

## મેરી ગતિ×

(કામી શુ ના કરે—એ ઢબ)

ગોવિંદ મેરી ગતિ, સુઝોરે ગોવિંદ મેરી ગતિ—ટેક.
જાકે સ્વપ્નમે જો જો ભાસે, તિનસે નહિપર પૃથક પ્રકાશે
ત્યુમે પ્રભુકે પ્રતિ ગોવિંદ ૧

સ્વામીજીને આ પદ બહુ પ્રિય હતુ અને એકાતમા સમાધિના સુખ વખતે બોલતા. ખાસ કરીને "તજી વૈભવ સતી નિજપતિ ભજતી", ત્યાથી શરૂઆત કરતા હતા. આ કાવ્ય ગાવાનો વખત રાત્રિના ૩ થી ૬ સુધીમા હતો

× મહાત્મા રંગીનદાસ શર્માના બધા ભજનો "વેદાંત વિલાસ" નામના જુદા પુસ્તકમા પ્રસિદ્ધ થયલ છે, તે પુસ્તક રા રા ગુલાબરાય વજેશંકર છાયા, વકીલ, સદર–રાજકોટ એ સરનામે મળે છે.

ઉપાદાન તું અધિષ્ઠાન તું, સૃષ્ટા પ્રેરક રાજમાનતું
નહિં સંદેહ રતિ ગોવિંદ. ૨
જ્યું સેવાલ અતિ હૈ ગંદા, તદપિ જલત્યું પ્રભુકે બંદા
નિર્મળ હો તે મતિ ગોવિંદ. ૩
લક્ષ પ્રતિબિંબ, ભિન્ન કદિ ભાસે, રવિસે એક ઉપાધિ નાસે
જાની વસ્તુસ્થિતિ ગોવિંદ. ૪
નિત્ય, એક. અદ્વય શ્રુતિ ગાયો, ગુરુ ભગવાન કૃપા તે પાયો,
રંગિન ભ્રાંતિ પતિ ગોવિંદ ૫

૫

## જ્ઞાનીની દશા.

રાગ-સોરઠ

જ્ઞાની જ્ઞાન દશાની દોર કદી ચૂકે નહીંરે જ્ઞાની (ટેક)
વિધ વિધ વ્યવહારો મર કરતા, સઘળુ કરતા છતા અકર્તા,
દોર ઉપર જેમ સુરતા, નટ ચૂકે નહીંરે જ્ઞાની ૧
જળમા કમળો નિશદિન ન્હાતા જળ ન ગાતે જળમય થાતા.
અનગતા જેમ સંગ છતા મૂકે નહીંરે જ્ઞાની ૨
હાવભાવ વિધ વિધના કરતી, આડી અવળી દ્રષ્ટિ કરતી,
હેલ નજરથી સુવતિ જેમ ચૂકે નહીંરે જ્ઞાની ૩
રસના રસમા રસમય બનતી. સ્વાદે સ્વાદે તન્મય થાતી.
આલેપતા જેમ લેપ છતા મૂકે નહીંરે . જ્ઞાની ૪
જ્ઞાની ગુરુ ભગવાન મહાત્મા. પ્રપંચરૂપ છતા પરમાત્મા
નિજ મહિમામા રમતા. હદ મૂકે નહીંરે જ્ઞાની ૫

૬

## જ્ઞાનીની ગતિ

રાગ–તિલક–કામોદ–દીપચંદી

રહત નહિ જ્ઞાનીકુ ભવ ભય ભાઇ
જાકી અહંતા મમતા કટાઇ રહત નહિ. ટેક.
દૃષ્ટા દૃશ્ય વિવેક કરી કે, દેહસે પાઇ જુદાઇ
મૃગજળ સમ સબ દૃશ્ય સમજકે, રાગકી આગ બુઝાઇ,
રહત ૧

દેખન માત્ર વપુ વરણાશ્રમ, કિંતુ ન તાસે સગાઇ
સત્ય અસત્ય સ્વરૂપ સમજકે, સત્ય સમાધિ લગાઇ;
રહત. ૨

સંચિત કર્મકો દાહ કિયો હે, જ્ઞાનકી અગ્નિ જલાઇ,
આગામી વાકુ સ્પર્શ કરત નહિ, જલબિચ કમલકી ન્યાંઇ,
રહત ૩

ભૂજ લિયા ચાને ગુંજા ન દીસે, જૈસાહિ તૈસા ચનાહી,
બોઇ દીયા તોભી છોડ ન નીકસે, સો સ્થિતિ જ્ઞાનીને પાઇ,
રહત ૪

દો વિષ દંત નીકસ ગયે મુખસે, વિષધર નહિ દુ:ખદાઇ
મે ઓર મેરા વિસર ગયા મનસે, જબ મારે જમરાઇ,
રહત ૫

લોહ અસિ બસી પારસ સંગમે, કનક બની બદલાઇ
સદ્ગુરુ સંગસે જીવ મીટીકે, શિવજીકી પદવી પમાઇ,
રહત. ૬

આપ અમાપ એકરસ પેખત, દ્વૈત પ્રતીતિ ભૂલાઇ
ગુરુ ભગવાન દયા તે રંગિન, જીવન્મુક્તિ મિલાઇ,
રહત ૭

૭

# અમુલખ આંખ

લાવણી (દશની છાયામા)

મને મળી અમુલખ આંખ, વિવેક વિચારનીરે,
દયા ગુરુ દ્વારનીરે ટેક

બહિર મુખે હુ બહુબહુ ભટક્યો, અધારામા અહી તહીં અટક્યો
જ્યા પૂછુ ત્યા રાત, ન વાત સવારની રે ..મને ૧

ગુરુ મદીરમાં રાત ન ભાગી, જ્ઞાન દિવાકર રહ્યો પ્રકાશી,
તેને શરણે શોધ કરી, મુજ દ્વારનીરે . મને ૨

શરીર વિષે કોણ સત્તાધારી, દેહ કહે સત્તા સૌ મ્હારી,
પણ તે માસ રુધિર રૂપ વાત ચમારની રે મને ૩

અદર પ્રસતા ઇન્દ્રિય નારી, કહે શરીર પર સત્તા મ્હારી
ઘટે નહિ સત્તા વ્યભિચારી નારની રે મને ૪

ગાજ્યો અગાડી મન મહારાણો. કહે માલિકી મ્હારી જાણો
પદ અધિપતિ વાત એ શરમ અપારની રે . મને. ૫

તદનતર પ્રજ્ઞા પટરાણી. મન ઇન્દ્રિય વપુની મહારાણી.
એ રાણી પણ રાણી વાત વિચારની રે મને ૬

પ્રજ્ઞાથી પર અગમ્ય વાણી અવાચ્ય પદ ત્યા શી કહુ કહાણી
અતર્યામી સત્તા આત્મ અપારની રે મને ૭

ગુરુ ગમથી હુ પોતે આત્મા, દેહ પ્રાણ મન બુદ્ધિ અનાત્મા,
સ્વ સાન્નિધ્ય વડે. સત્તા વ્યાપારની રે મને ૮

વ્યષ્ટિ તણો હુ સાક્ષી આત્મા, તેમ સમષ્ટી વિષે પરમાત્મા,
લક્ષવડે હુ એકજ તત્વ વિચારથી રે .. મને ૯

શુદ્ધ અપાર પૂર્ણ હું વ્યાપક, હુ દ્રષ્ટા હુ દ્રષ્ય નિયામક,
અકલિત વાત વદુ શુ અપર પારની રે મને ૧૦

ભવહર ગુરુ ભગવાન દયાથી, આ અનુભવ અપરોક્ષ થવાથી,
લિજત લહે રંગીન આ અનુપમ બહારની રે મને. ૧૧

૮

## ચિદાત્મ ચમત્કૃત્ય.

રાગ—માઢ

વાહ, વાહ વીર મદારી, શી કૃતી તારી, જાઉ બલહારી યાર;
આ શી માયા વિસ્તારી પીંછી પસારી જાય નધારી લગાર,
તું પ્રભુ એકઠસાઠસ વ્યાપક; સત્ ચિત આનદ રૂપ,
શાથી શીરીતથી શેમાં બનાવ્યુ, આ વીશ્વ વિચિત્ર અનુપ
વાહ વાહ. ૧

ચેતન ઘનમાં તું જડ કયાથી લાવ્યો, શેમાં બનાવ્યો આકાર
ભેદવડે ભરપુર આ ભાસે, અદ્રય અનઅવકાશ—વાહવાહ ૨

હોય ન તેતો દેખાય પલકમાં, દેખાતું તે ટલી જાય.
કયાંથી એ આવે કોણ બનાવે, દીસે ન સેમા સમાય
વાહવાહ. ૩

તુ સૂત્રધારને પ્રકૃતિ નટી, ચતુરાનો આ ચમત્કાર
અજ્ઞાન અંજન આંજી જીવોને, દેખાડે વિશ્વ વિસ્તાર
વાહવાહ ૪



સ્વામીજીની ષોડશી ક્રિયા વખતે પીઠડીઆમાં પધારેલા સંત મહાત્માઓ, મેમાનો વિગેરે.

એક અનેક થવા કરી ઇચ્છા ત્યાં, પ્રકૃતિ પામી વિકાર,
તું વિષે તારી શક્તિ પરિણામના તું જાણે જગદાકાર
વાહવાહ ૫

રજ્જુમાં સર્પને છીપમાં રૂપું, સ્થાણુમાં ચોર જણાય.
ગુરુભગવાન સ્વરૂપમાં રંગીન વિશ્વ વિવર્ત વદાય
વાહવાહ ૬

૯

## જ્ઞાનવિના મોક્ષનો અસંભવ

(ઋતે જ્ઞાનાન્નમુક્તિ)

(મધુર સ્વર ક્યાંથી આ સંભળાય—એ ઢબ)

જ્ઞાન વિણ મુક્તિ કદી નહીં થાય કોટી જન્મ વહી જાય—જ્ઞાન
મોક્ષ નથી કોઈ દેશ કે દોલત. ધન ખરચે ન પમાય—જ્ઞાન
ભવ ભય છૂટી અભય સુખ લેવું મુક્તિ કૈવલ્ય કહેવાય—જ્ઞાન
કર્મતણું ફલ જન્મ મરણ છે કર્મ છૂટેથી છૂટાય—જ્ઞાન
જપ તપ યજ્ઞ સમાધિ તીર્થગો, કર્મથી કર્મ બધાય—જ્ઞાન
કર્મ ઉપાર્જન સ્વર્ગ પમાડે. પુણ્ય ખવાયે પડાય—જ્ઞાન
પાતક નાશક તીર્થ વ્રતાદિક. નાશન પુણ્યનો થાય—જ્ઞાન
પુણ્ય ભોગવતા પાતક થાશે. રેંટ હલવાય ભરાય—જ્ઞાન
પુણ્ય પાપથી રહિત થયા વિણ, જન્મ મરણ ન હણાય—જ્ઞાન
કર્મ અકર્મ વિકર્મ વિચારે ગુણ કર્મો સમજાય—જ્ઞાન
હોતા હું કર્મ કરાતા કોણથી સમજ પડેથી છૂટાય—જ્ઞાન
[illegible] [illegible] માની કર્તૃતા, અજ્ઞાને [illegible]—જ્ઞાન

સદ્‌ગુરૂ ચરણે શિર નમાવે, તો અજ્ઞાન કપાય-જ્ઞાન
નિજ સ્વપ્નનાં બંધનનું દુખ, જાગ્યા વિણ નહીં જાય-જ્ઞાન.
તત્ત્વ વિચારે ભવ ભય છૂટે, રંગિન અનુભવ ગાય-જ્ઞાન.

૧૦

## અદ્વૈત જાદુ

રાગ-માઢ

(એવો અમારો રામ-એ ઢબ).

મેરે મસ્તીકમેં ધમધોરરે, ક્યા કેવે જાદુકા જોર,
પ્રભુ દેખુંમે ઠોરહી ઠોરરે, મોહે મુજ પરે નહી ઓર (ટેક.)
જાગત દેખું, સ્વપ્નમે પેખુ, નીંદમે કેવલ સોઇ,
શબ્દમેં, સ્પર્શમેં, રૂપમેં રસમે, ગંધમે વોઇકા વોઇરે
—ક્યા કેવે૦ ૧
દેખું જો આગેં તો, આગે દિખાવે, પીછે દેખું તોબી હોત,
જા હમ જાવે, સંગમે આવે, હો કેં પ્રકાશક જોતરે
—ક્યા કેવે૦ ૨
ભૂત હો જાવે, ભૂત નચાવે, ભૂત ભવિષત જોય,
શૂન્ય સમુદ્રમે, બાલહો સુંદર, ઉરમે અજાગજ હોયરે.
—ક્યા કેવે૦ ૩
મીનહો આવે, કૂર્મ હો જાવે, સુવર દિખાવે કૂર,
સોઇ વારાહ, નૃસિંહ બનીકે, હો જાવે ટુક બટુકરે,
—ક્યા કેવે૦ ૪

અકમ વસ્તુકા, બિંબ ન દીસે, પ્રતિબિંબસે દૃશ્ય,
આકાશ જલમે પિંડ બ્રહ્માંડમેં, નિરખુ નાથ અવશ્યરે,
—ક્યા કેવે૦ ૫

કલ્પના જલ્પના, તલ્પના તાકી, તાબિન લવનાં ગુહાત,
ધ્યાનમેં ગાનમે, ભાન બેભાનમે, પ્રાનમે સોપર-ખાતરે,
—ક્યા કેવે૦ ૬

ભેદકો છેદક, ક્લેશ નિષેધક, રંગિન ભવકો અંત.
ઉપનિષદ વાક્યકો 'અદ્ભુત જાદુ', ગુરૂ ભગવાન પઢતરે.
—ક્યા કેવે૦ ૭

૧૧

## ગુરૂ પ્રાર્થના.

રાગ—માઢ

ગુરૂ ઉગારો, ભવ તારો હું છું ભક્ત નથી જગભક્ત,.
ગુરૂ ભગવાન—ટેક
બાળવાળી, છળવાળી કળવાળી, ખળવાળી મળવાળી, માયા
મહાનાગ,
કામેથી, ક્રોધેથી લોભેથી, મોહેથી, દ્રોહે ઝબોળે છે આજ—
ગુરૂ૦ ૧
દાનીને જ્ઞાનીને, સ્નાનીઇમાનીને છાની છેતરતી નાગ,
યુક્તિના, શક્તિના, મુક્તિના ભક્તિના ભંગ કરી ઘતી
સ્વાદ—ગુરૂ૦ ૨
નહિ તનથી, નહિ મનથી નહિ ધનથી નહિ જનથી.
તેમનથી વશ નહિ થાય
ત્યાગેથી રાગેથી આગેથી ભાગેથી નાગે હાથે ન ગ્રહાય—
ગુરૂ૦ ૩

જાયાનો, કાયાનો, માયાનો, છાયાનો, સ્નેહ ત્રોડી ન શકાય,
શત્રુથી, મિત્રોથી, પુત્રકલત્રોથી, કેવળ કલેશ પમાય-ગુરૂ૦ ૪

પિતા છો, માતા છો, ભ્રાતા છો, ત્રાતા છો, આપ અનાથના નાથ,
દવ ઠારો ભવ તારો, નવ મારો, ઉગારો. આજે થયો હું.
અનાથ ગુરૂ૦ ૫

કરૂણાની દૃષ્ટિથી, અમૃત વૃષ્ટિથી, પુષ્ટિ કરો મહું દીન,
સદ્રૂપે, ચિદ્રૂપે, આનન્દઘનરૂપે, અભયપદ આપો રગીન-
ગુરૂ૦ ૬

૧૨

## રાસલીલા

કલ્યાણાદિ-તાલ દાદરો.

(નાચી રહ્યો જગ નચાવી રહ્યો શુ નટવર વસત) એ ઢબ
છાઇ રહ્યો જગ છવાઇ રહ્યો, આ સત્ ચિત્ આનદ બ્રહ્મ
છાઇ રહ્યો-ટેક.

સાખી.

શબ્દ સ્પર્શ રસ રૂપને, ગધ વિષે અતિ ભેદ,
પણ તેનુ જે જ્ઞાન ઘન.. એતો એ . ક અભેદ.

નિત્ય જ્ઞાનરૂપ ભૂપ વ્યાપક વિવર્તમા, વિધવિધ રસથી શું
હૃદય વીધી રહ્યો,
વીંધી રહ્યો જગ વિંધાઇ રહ્યો-આ સત ચિત્ આનદ૦ ૧

સાખી.

તંતુથી પટની નથી .. સત્તા પૃથક લગાર,
વિવર્ત છે તતુ વિષે . નામ રૂ પ આકાર

જલમાં સ્પન્દ તરંગો બુદ્બુદ, જલવિણ અન્ય ન થાય-
જગત૦ ૪
પટમાં વેલ બુટાદિક ચિત્રો, તંતુ ન અન્ય ભણાય-જગત૦ ૫
હાર હમેલ કડાંને કુંડલ, હેમથી અલગ ન થાય-જગત૦ ૬
આત્મસ્વરૂપમાં સ્ફૂર્ણ સ્ફૂરેથી, વિવિધ વિલાસ કળાય-
જગત૦ ૭
અંતર મુખથી નિજપદ ભાસે, બહિર મુખી જગ ગાય-
જગત૦ ૮
બહિર્મુખે જગમાં જેમ ઉતરે, તેમ તેમ ડુબતો જાય-
જગત૦ ૯
ચેતન સ્થિત થઇ દૃશ્ય નિરખતાં, આનન્દ ઉર ન સમાય-
જગત૦ ૧૦
અતિ અદ્ભૂત અજાયબ ઠાઠ આ, ચેતનમાં ચલકાય-જ૦ ૧૧
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર ઇન્દ્રાદિક બ્રહ્મ વિભૂતિ જણાય-જગત૦ ૧૨
અનુભવ કરતાં અન્ય ન ભાસે, નિજપદ મય દર્શાય-
જગત૦ ૧૩
તાપ ત્રિવિધ નહિ કલેશ ન દીસે, આનંદ કંદ સદાય-
જગત૦ ૧૪
સ્વસંવેદ્ય છે અનુભવ કીજે, જન્મ મરણ ટળી જાય-
જગત૦ ૧૫
ભવહર ગુરૂ ભગવાન કૃપાથી, રંગિન નિજપદ નહાય-
જગત૦ ૧૬

૧૫

## જગત્ મિથ્યાત્વ.

સોગ્ટ વિગેરેની ગઝલ

( અસ્તિ ભાતિ પ્રિય સો સત્ય હે–એ ઢબ )

કહો આત્મ પટમેં ચિત્ર સમ, કલ્પિત જગતસેં કયા ભયા,
કલ્પિત જગતસે કયા ભયા (૨) કહો આત્મ મણિમે
પાનીવત્–કલ્પિત જગતસે.

નિઃશબ્દ પ્રભુસે નભ ભયા, કહો અસ્તિ બિન નભ કયા હુવા,
ન અશબ્દસેં કબી શબ્દબ્હે, અબર અસત્ ન કછુ
ભયા–કહો૦ ૧

નભસે પવન પેદા ભયા, ગતિવેગ સ્પર્શ ભયા નયા,
નભમે ન તાતેં મૃષા હુવા, વાયુ કહાતો કયા ભયા–
કહો૦ ૨

કહો વાયુમે કહાં રૂપ હે, તાસે તેજ દૃશ્ય સરૂપહે,
નિર્બીજ તેજ અસત્ હુવા, અગ્નિ કહા તો કયા ભયા–
કહો૦ ૩

અગ્નિ ઉદરસે જલ બના, ઠંડા મધુર રસમય રહા,
જાદુ ભયા નહી જલ ભયા પાની કહા તો કયા ભયા–
કહો૦ ૪

ચલ જલસે પૃથ્વી તલ ભયા જાકા ગંધ ગુન હોતા નયા,
નિર્મલસે મલ ભ્રમ હો રહા, પૃથ્વી કહેસેં કયા ભયા–
કહો૦ ૫

બને નટવા અઠલ નારી, ધરે કયા ગર્ભ ઉર ધારી,
જનિ મૃતિ આદિ ખટ્ગાંની, સ્વપ્નકા નાટયવત્ માની
નહીં. ૪

દ્વૈત અધ્યસ્ત નિર્માની, કહે અદ્વૈત કયા ગ્નાની.
નહીં હે દાન કયા દાની, જ્યું કી ત્યું વસ્તુ સમજાણી
નહીં. ૫

યહી સિદ્ધાંતકી ખાની દ્વૈત દલ મર્દ મર્દાની.
સમજ શક્તિ મતિ શાની, ગુરૂ ભગવાનકી બાની-નહીં. ૬

સુમુક્ષુ માત કલ્યાની, જીવન મુકતનકી પટરાણી,
શાન્તિ સુખદાઇની દાની, મિલિ રગિન મન માની-નહીં. ૭

૧૭

## અદશ્ય દેવ.

બારમાસીની ગત.

હમકુ છોડ ચલે બન માધુ—એ ઢબ.

હમકું દેવ મીલે નહી ભાઇ, ખોજો મતિ તુમ દેવ
કુહાઇ-હમકું. (ટેક.)

જડમેં નાહીં અજડમે નાહીં, સતમે નાહીં
અસત કેસે રે;
જડ ચેતનતા સત્ય અસત્તા, દશ્યનેતિ શ્રુતિ
સ્પષ્ટ કથેરે-હમકુ૦-૧

ઇંદ્રિય મનસેં જો ન દિખાવે, મન ઇદ્રિય
જાસેં પરખેરે,

બની નિરાશ, બેભાન બને જબ, તજી છલ
તબ પ્રભુ પરસે,
મૂગે મુખ સાકર સમ સુખદે, ભગે ભાન
નહીં દરસેરે-પરસે કેસે૦-૩
ઇંદ્રાદિકકુ જો નહી દરસે, બ્રહ્માદિક અતિ તરસે,
હમ દરસે પરસે જો બાક્તે, મે જાનુ નર ખરસે રે-
પરસે કેસે૦-૪
ધ્યાન ગુમાન અહપદ વાચક, વાચ્ય રૂપસે મરકે,
ગુરૂ ભગવાન કલા ગૃહિ રગિન, ચિદાનદ પ્રભુ પરસેરે-
પરસે કેસે૦-૫

૧૯

## પ્રભુ દર્શન

વસત આશા પીલુ બિહાગ—વિગેરે

સો પ્રભુ મેરા, દિલમેં ડેરા, સોહમ્ હેરા,
ફિરે ન ફેરા-સો૦ (ટેક)
સ્વપ્ન બનાવે, સ્વપ્ન જનાવે, સ્વપ્ન હરીહર,
કરત નિવેરા-સો પ્રભુ૦—૧
સબહીં છુડાવે, નીંદ લગાવે, અનુપ પિલાવે,
પિયૂષ બટેરા-સો પ્રભુ૦—૨
કલેશ કટાવે, શકિત બઢાવે, શ્રમ ભ્રમ જાવે,
જાસુ ઘનેરા-સો પ્રભુ૦—૩
અન્ન પચાવે, પ્રાન ચલાવે, શબ્દ સુનાવે, જબ
હમ બહેરા-સો પ્રભુ૦—૪

ભર્યામા ભર્યો ને ઠાલામાં ઠાલો, ઓછે અધૂરો,
પૂરા અધૂરા ઠાલામાં તેનો તે, અસંગ અલબેલો .
બ્રહ્માનંદ. ૨

જ્ઞાને વિજ્ઞાને ગળેલો ઠરેલો, ભ્રાંતિમાં ભેળો,
જ્ઞાન વિજ્ઞાન અજ્ઞાનમાં તેનો તે, અસંગ અલબેલો....
બ્રહ્માનંદ. ૩

વિવિધ વેશ વીશે વિશ્વરૂપી, ખેલ છે ખેલો,
તેવામાં તેવો તેવો દિશે પણ, અસંગ અલબેલો ..
બ્રહ્માનંદ. ૪

વિશ્વ થયું હવે ઇશ ગુરૂ ગયા, માયાના મહેલો,
વિશ્વ રૂપી રહ્યો આપેં અરૂપી, અસંગ અલબેલો ...
બ્રહ્માનંદ. ૪

૨૧

## અકથ્ય પથ.

(ઠુમરી).

અકથ વિતથ અવિતથ, પથ વારોરે (૨)
અવિતથ પથવારો વિતથ વસનારોરે ...અકથ. (ટેક).
નાશી વિનાશી, નાશી પ્રકાશી,
અવિનાશી સ્વપ્રકાશી પ્રકાશક ન ન્યારોરે . અકથ. ૧
જગ નહિં જામે, જો નહિં જગમેં,
જગત સબ તામેં સ્વગત ન ખિગારોરે....અકથ ૨
રૂપ વિરૂપી, રૂપ નિરૂપી,
બહુરૂપી અનિરૂપી સ્વરૂપકો સિતારોરે... અકથ ૩

નિજપદ જૈસો, ભિન્ન ન તૈસો,
નહિં વૈસો નહિં તૈસો, કથત સો લવારોરે....અકથ.
અજ અવિકારી, ગુરૂ રૂપધારી,
રંગિન લિયો તારી, વિતથ ડુબનારોએ...અકથ.

૨૨

## નિજરૂપ બ્રહ્મ.

(રાગ–માઢ)

જન જાણો બ્રહ્મ સ્વરૂપ રે, જન જાણો બ્રહ્મ સ્વરૂપ,
શ્રુતિ શાસ્ત્રથી નિજરૂપરે. જન જાણો૦ ટેક.
વ્યાપક બ્રહ્મ અખંડ અનાદિ, સર્વાન્તર ભરપૂર,
અવ્યય અક્રિય એક અલૌકિક, નહિ નેરે નહિ દૂરરે જન૦
મર્કટ ને મૃગ તુલ્ય બની જઇ, ભટકી રહ્યા સૌ કોય
પુંજ ગુંજાથી ટાઢ ટળે શું? કસ્તુરી તૃણમાં હોય ? રે
જન૦
અન્તરયામી અળગા માની, શોધો કાં દેશ વિદેશ,
વ્યાપકને વિચ્છિન્ન ગણો કાં, આસ્તિકનો ધરી વેષ રે.
જન૦
મનવાણીનો વિષય નથી જે, ઇન્દ્રિયથી અદૃશ્ય;
અસ્તિ ભાતિ આનંદ પ્રકાશી, નામ ને રૂપ સમક્ષ રે.
જન૦
ઇન્દ્રિય ગણ મન પ્રાણ ને બુદ્ધિ, જેથી પ્રકાશે સદાય
સૂર્ય શશી ગ્રહગોલક વાયુ, જે સત્તાથી જણાય રે.
જન૦

ચેતનને ચળકાટે ચળકે, ભૌતિક આ બ્રહ્માંડ,
તેજ પ્રભુ પરમેશ્વર ગાયે, વેદ તણા એ કાન્ડ રે.
જન૦ ૬

સાક્ષાત્કાર કરાય હૃદયમાં, અન્ય ન એવું સ્થાન,
પ્રતિમા ઇચ્છિત હોય પ્રભુની, પેખો વિશ્વ સમાન રે.
જન૦ ૭

સેવક થઇને સેવવા ચાહો તો, સેવો સંત સુજાણ,
શ્રવણ મનન ભક્તિ ભાવેથી, પામો પદ નિર્વાણ રે
જન૦ ૮

દેહ રૂપે તો દાસ પ્રભુના, જીવતણા જગદીશ,
શુદ્ધ સ્વરૂપે સેવ્ય ન સેવક. એક અભેદ નિરંશ રે
જન૦ ૯

આમ વિવેકે ભક્તિ મુક્તિને. પ્રકટ કરે જન શિષ્ટ,
ભાવ ધરી ભગવાન ભજો સૌ, રંગિન ઇષ્ટ અભીષ્ટ રે
જન૦ ૧૦

૨૩

## સંત સ્વરૂપ.

રાગ–ભોપાલી કલ્યાણ

(અલક જગાકે દ્વાર ખડો જોગી–એ ઢબ)

પ્રગટ પ્રભુ સોહી સતકુ જાનો—ટેક
રાગ રહીત વૈરાગી જગતસે, ભોગ ભવ રોગ દૃઢ માન્યો
–પ્રગટ૦ ૧
મોહ મમત્વકો નાશ કીયોહે. દૃશ્ય શશશૃંગ સમ જાન્યો
–પ્રગટ૦ ૨

સચરાચર વ્યાપક શિવતત્વ, સો નિજ પદ રૂપ દર્શાનો
—પ્રગટ૦ ૩
ભવ હર સત કો લછન રંગિન, ગુરૂ ભગવાન તેં પિછાન્યો
—પ્રગટ૦ ૪

૨૪

## જ્ઞાનની પરાકાષ્ટા.

રાગ ધનાશ્રી તાલ–ત્રેતાલ.

કેની આગળ કહું? અનુભવ મારો કેની આગળ કહું—ટેક
અજ્ઞાનીને વાત કહુ તો, ગાડો કહે છે સહુ, અનુભવ—૧
નામ ન રૂપ અરૂપ છુ આપે; શું દેખાડી દઉં? અનુભવ—૨
ચારે વાણીથી પાર રહ્યો હુ, વૈખરીમા શું લઉં? અનુભવ.—૩
વાદ વિવાદનો ત્યાગ કરીને, મૌન ધરીને રહું, અનુભવ.—૪
સદ્‌ગુરુ શરણુ રહી સાધ્યા તે, સમજી રહ્યા છે સહુ અનુ ...૫

૨૫

## પરમહંસ દશા.

વીતરાગીને શું થાય રે વીતરાગીને
સદા સમાન જણાય રે વીતરાગીને—ટેક.

આભ ઉપરથી તૂટી પડે કદી
પૃથ્વી ફાટી ભલે જાય રે—વીતરાગીને ૧

પર્વત સહુ પડવાને લાગે
મહાસાગર મળી જાય રે—વીતરાગીને ૨

બ્રહ્માંડ આખુ ઉંચુ નીચુ થઇ
ઉથલ પાથલ થાય રે—વીતરાગીને ૩

દૃઢ જ્ઞાનીને કહો ભાઇ તેથી
હાનિ કે લાભ શુ થાય રે—વીતરાગીને ૪

૨૬

## રાગ–કાફી, મીરાના પદનો.

પ્યાલો મે પીધોરે, લીનો મેં લગ્ન કરી.
પરિબ્રહ્મ ભાસ્યારે, અદ્વૈત ગુભર ભરી. પ્યાલો
સદ્દગુરુએ શ્રવણે રસ રેડયો, ચોટયો હ્રદયાની માંહી,
સાંધે સાંધે મ્હારસ સચર્યો, ઉનમુનિ ગ્યો ઠેરવાઇ,
સુરતા જેની સુન થઇરે, પાછી ઉતરે નહિ ફરી . .પ્યાલો
લોભ લાલચ મમતા ને માયા, આવરણ થઇ ગયાં અસ્ત,
નવ પદર આભાસ અતરથી શમ્યા, મટી ગઇ પીડા સમસ્ત,
નજરે ન આવેરે, બીજો કોઇ દુજો હરિ પ્યાલો.
કથણી અને બકણી સર્વે છુટી, કેના ગાવા રહ્યાં ગીત,
બોલણ હારો માંહિ ખોવાયો, આપે રહ્યો અદ્વૈત,
પાળો ગળી પાણી રે, હતું તેમ રહ્યુ ઠરી પ્યાલો
ગુગે સાકર ગળી ગળામા, સમજ સમજ મુસકાય,
રવિરામ રસ કહે કોણ એ, વસ્તુ વીણ જીભ્હાય,
ઘટો ઘટ બોલે રે, સ્વાગ તો અનેક ધરી પ્યાલો

૨૭

### રાગ–ધીગનો.

સ્વરૂપ વિચારોરે, કેવળ એક રહ્યો,
અણછતું આલસ્યુ રે, દ્વિતીયા ભાવ ગયો ...સ્વરૂપ
કંચનનુ જ્યારે જ્ઞાનજ પ્રગટયુ, ત્યારે ઘાટ કચનનો જાય,
ઘાટ હવે તો કચનમા ભળશે, ગયે નથી કાઇ હાણ,
એવું મન ધારો રે, આભૂષણ ભાવ ગયો . સ્વરૂપ.

અણુ માત્ર કાંઇ ખાલી ન દીસે, બ્રહ્મરૂપ રહ્યો ભરપુર,
આનંદ વાધ્યો સહુમાં સરખો, ભર્યો નિરંતર નૂર,
વાણી જ્યાં થાકી રે, કશું નહી જાય કથી ..સ્વરૂપ
ભિન્ના ભિન્ન જ્યારે ભેદ મટી ગયો, ત્યારે કવિતા અને સુરતા એક,
રવીરામ રંગ લાગ્યો હરીસે, એ શમસ્યામાં તું ચેત્
ઘટોઘટ બોલે રે, વ્હાલો મારો પ્રગટ થયો ...સ્વરૂપ

૨૮

રાગ–પ્રભાતિ

રસબસ થઇ હુ તો ગુરુજીની સંગે
રમવું છે એકજ રંગે રે . રસબસ. ટેક

રાગ દ્વેષનો ગર્વજ ગળીયો
નાહી હુ તો જ્ઞાનરૂપી ગંગેરે રસબસ.

બ્રહ્મ અગ્નિમા બીજને રે બાળ્યુ,
આપપણુ મારૂ ટાળ્યુ રે,

લક્ષ્યાર્થ સદ્‌ગુરુએ બતાવ્યો
સ્વરૂપમા મન ગાળ્યુ રે . રસબસ

તત્પદ, ત્વંપદ એકે નાંહી
ગઇ હુ તો અસિપદ માંહી રે

પિયુને ખોળતા હુજ ખોવાણી
સ્થિર થઇ ગઇ ત્યાંહી રે રસબસ.

અદ્વય બ્રહ્મ હું પુરુષજ પામી
મલ્યા અખંડાનંદ સ્વામી રે

નરસૈયાનો સ્વામી સભર ભરીયો
પોતે નિરંજન નામી રે . રસબસ

૨૯

## પ્રભાતીયું (ઝુલણા છંદ)

કેમ પૂજા કરૂ, કૃષ્ણ કરૂણા નિધે,
અકળ કળા નવ જાય ધારી;
વિશ્વરૂપે હરી વિશ્વમા વસી રહ્યા,
તે વસ્યા ભગતના હૃદય માંહી—કેમ પૂજા ૧

બાર મેઘે તમે ન્હાવો દીનાનાથજી,
અબુજલ સ્નાન પ્રભુ કેમ સોચે—કેમ પૂજા. ૨
સાગર રૂપે હરિ સાગરમાં રમી રહ્યા,
તે પ્રભુ કરડીયે કેમ સમાયે—કેમ પૂજા. ૩

અઢાર જાત વનસ્પતિ જેના અગમાંહી રહી,
પુષ્પથી પૂજે પ્રભૂ કેમ રીઝે—કેમ પૂજા ૪
ઓગણપચાસ વાયુ જ્યા વિંજણ ધારી રહ્યા,
ચમર ઢાળે પ્રભુ કેમ રીઝે—કેમ પૂજા ૫

સદાય દિનકર પ્રભુ ત્યાં દિપક શું ધરૂ
નાદ કરે નારદજી શંભુ નાચે—કેમ પૂજા ૬
દેવના દુદભી અખડ વાજી રહ્યા,
ઘટીને નાદ પ્રભુ કેમ રીઝે—કેમ પૂજા. ૭
ભાવનાં ભોજન જ્યાં નિત્ય કમળા ધરે,
અલ્પ ભોજન પ્રભુને કેમ ભાવે—કેમ પૂજા ૮

કહે નરસૈયો, શિશ અર્પણ કરે,
પૂન્યવત ગર્ભ ના નિકટ જાવે—કેમ પૂજા ૯

૩૦

## શીતલતા

(રાગ મલાર-કાનરો તાલ કવાલી)

(ગુરુ રામ શરણ શિરનામું એ ઢાળ)

શીતલતા સભર ભરાઇ (૨)

તન શીતળ મન શીતળ, રોમ રોમ હરખાઇ,
વિરાગ વાદળી, જ્ઞાન જળ ભરી, હૃદય ઘને ઘેરાઇ,
શમ દમ યમ નિયમોની વૃષ્ટિ, સચરાચર છવરાઇ . શીતલતા.

ભક્તિ ભૂમિકા પ્રેમરસ ભરી, રસબસ થઇ ઉભરાઇ,
ઉપરામ આરામની બહાર, અનુપમ દેશ પથરાઇ .. શીતલતા.

ધન્ય ધન્ય કૃત કૃત્ય પ્રાપ્ત પ્રાપ્તવ્ય પદવી પરખાઇ
ધન્ય ગુરુ! અહો શાસ્ત્ર! ધન્ય, ધન્ય, અહો આત્મ
મધુરાઇ . શીતલતા.

૩૧

## અમૃત મયતા

રાગ-મલાર-કાનરો-તાલ કવાલી

ગુરુ અમૃત મયતા દરશે,
વરસે ગુરુ વાદળ અમૃત, અમૃત સ્પર્શે,
અમૃત કરશે ગુરુજી, ટેક.

દ્રષ્ટિમય અમૃત વૃષ્ટિ, સૃષ્ટિ અમૃતમય કરશે,
દ્વૈત દીશાના દાહ ગ્રીષ્મના, આગ રાગની ઠરશે, ગુરુ.

જ્ઞાન ધ્યાનના નિર્મળ નીરે, મલ વિક્ષેપો હરશે,
તત્ત્વમસિની તત્ત્વ ટેકરી, અમૃત ફાલો ફળશે, ગુરુ.
ધર્મ કર્મની ધાર હજારો, અમૃત ઝરણાં ઝરશે,
અમૃત અમૃતમાં મળશે, શિવ જીવ ભાવના ટળશે ગુરુ

૩૨

ગઝલ–કવાલી

દીઠો ઘટમાં પ્રભુ પ્યારો, હવે અમને નથી પરવા
મળે નહિ અન્ન ખાવાને, મળે નહિ પાણી પીવાને
મળે નહિ ચીર ધરવાને, નથી તોયે હવે પરવા–૧
બને જો રહેવું જંગલમા, બને જો રહેવુ પર્વતમા
બને જો રહેવું દરીયામાં, નથી તોયે હવે પરવા–૨
નથી ભય રાખતા યમનો, નથી ભય દેવ દેવીનો
નથી ભય ભૂતપ્રેતોનો, રહી શી તો હવે પરવા–૩
મળે જો હર્મ્ય મહેલાતો, મળે જો મોતી હીરાઓ
મળે જો ચાંદી સોનાં તો, નથી હવે અમને પરવા–૪
કદી રેશમ કે મલમલનાં, મળે જો ચીર તન ધરવા
મળે કો દિન બદ્દરના, નથી તોયે હવે પરવા–૫
કદી વિધ વિધ પકવાનો, બહુ પ્રીતે મળે ખાવા
મળે જો લુણની કાંજી, નથી તોયે હવે પરવા–૬
ગઈ મત ગચ્છની મમતા, ગઈ કુળ ધર્મની મમતા
કુગુરુ બંધ છૂટયો છે, નથી અમને હવે પરવા–૭
નથી ચ્હાતી જગત કીર્તિ, નથી થાતી વિષય પ્રીતિ
નથી ગમતી જગત રીતિ, પછી શેની હવે પરવા–૮

વિકારોને કરી તાબે, દમી છે ઇન્દ્રિયો જાતે
થયો વશ મન મર્કટતો, કહો શાની હવે પરવા-૯
કરે છો કોઇ નિંદા કે, જુવે કો અલ્પ દોષોને
પડે વિપદા અમોને તો, નથી ચિત્તે હવે પરવા-૧૦
સુખી કરવા બધા જીવો, થઇ છે વૃત્તિ અંતરમાં
સુપથે દોરવા ઇચ્છા, નથી બીજી હવે પરવા-૧૧
નથી રહી કાંઇએ શંકા, નથી ઉત્થાન જીવનમાં
ભર્યું શિવ સુખ અંતરમા, રહી શાની હવે પરવા-૧૨

૩૩

## ધોળ

સદ્‌ગુરુજીના શબ્દ વિચારતા
ટળે મોહ માયા અહંકાર ...હરિરસ પીજીએ.
બાળી ભસ્મ કરે બીજી વાસના
ઉર પ્રગટે પ્રેમ અપાર ....હરિરસ પીજીએ.
એવો અજર અમીરસ જે પીએ,
તેનાં નેણ વેણ પલટાય . .હરિરસ પીજીએ.
ચઢી બ્રહ્મ ખુમારી ન ઉતરે
સુખ મુખે કહ્યાં નવ જાય ..હરિરસ પીજીએ
તેને સંભવ નથી શરીરનો
થયો આત્મદ્રષ્ટિ ઉઘાડ ... હરિરસ પીજીએ.
મરજીવો થઇને હરિને મળે
ગાળે જ્ઞાન હિમાળે હાડ ...હરિરસ પીજીએ.
બ્રહ્મજ્ઞાને ગગનવત્ થઇ રહે

જેમ કુભ મહાજળ માંય ....હરિરસ પીજીએ.
જઈ સરિતા સાગરમાં મળે,
તેનુ નામ નદી મટી જાય ....હરિરસ પીજીએ.
કહે પ્રીતમ સદ્ગુરુ સેવતાં
ટળે અતર એક રસ થાય ....હરિરસ પીજીએ.

૩૪

## સંત તે સ્વયં હરિ

### ધોળ

ધન્ય ધન્ય એ સંત સુજાણને
જેનુ ઉલટી પલટયુ છે આપ સંતતે સ્વયંહરિ. ૧
આપ ટળી મળ્યા ભગવાનમા
તેને પરશે નહિ પૂણ્ય પાપ સંતતે સ્વયંહરિ ૨
જેના શીશમાં શીશ છે શ્યામનુ
જેના નેણમાં નાથના નેણ સતતે સ્વયહરિ ૩
જેના મુખમા મુખ મહારાજનુ
જેના વેણમાં વ્હાલાનાં વેણ સતતે સ્વયંહરિ. ૪
જેના કાનમા કાન શ્રીકૃષ્ણના
જેના નાકમા નાક શ્રી નાથ સતતે સ્વયહરિ. ૫
જેની જીભમા જીભ જીવન તણી,
જેના હાથ છે હરિના હાથ સંતતે સ્વયહરિ ૬
જેના હૃદયમાં હૃદય હરિતણું,
જેના વાળમા પ્રભુજીના વાળ સતતે સ્વયહરિ. ૭

જેમ હીરો હીરાવડે વિંધીએ,
તેમ થયો તે સહજ સમાસ  સંતતે સ્વયં હરિ. ૮
એમ સંતમાં રહ્યા છે શ્રી હરિ,
માટે સંત છે સુખનુ ધામ  સંતતે સ્વયં હરિ ૯
ધર્મ ભક્તિ વૈરાગ્યને જ્ઞાન જે,
તેને રહેવાનુ સંત છે ઠામ  સંતતે સ્વયં હરિ ૧૦
એવા સંત શિરોમણિ ક્યા મળે
જેણે દેહબુદ્ધિ કીધી દૂર  સંતતે સ્વયં હરિ. ૧૧
કહે નિષ્કુલાનંદ એના સંગમાં
ઉગે અંતરે આનંદ સૂર  સંતતે સ્વયં હરિ ૧૨

૩૫

## જીવન્મુક્તિ વિવેક

(ધોળ, મહાદેવ વિવાહનો રાગ.)

સમજ્યા તે નર ત્યાં શમ્યા, ને અણ સમજ્યા અકળાય
મન ન આવે મારૂ હાથમા, પછી ઠાલો દેહ દમાય ૧
ભૂપ ભિખારી ભયો ઘેનમા, ઘેર ઘેર ભીખ મંગાઇ
જાગ્યો ત્યા સર્વે ગઇ આપદા, ને મળ્યો મહાપદમાય ૨
જાગ્યા તે નર જગ જીત્યા ને સુતા ચોરાશીએ જાય
તત્ત્વપદની તપાસ નહિ, પછી આપમાં આપ અથડાય ૩
પૂર્ણ બ્રહ્મ શુ પ્રીત કરી લે, અન્ય નથી રે ઉપાય
સંશય સર્વે સમાવતા, પછી આનંદ ઘર ઓળખાય ૪
મરી તે શૂર, રણ ચઢે. તેની સામુ તે કોણ થાય
મુઆ પહેલા જે મરી રહ્યો, પછી મુઓ તે કોણ કહેવાય ૫

જન્મ મરણ નહિ શિવને, દેહતો આવેને જાય
આકાશમાં જેમ વાંદળાં, એ તો થાય અને અળગાય ૬
અગ્નિ ઉદકને તેજ વાયુ, મળીને સ્થુલ બંધાય
ભૂતળ માહી ભળી રહ્યો, પછી કાળ તે કોને ખાય ૭
લવણરસ કરી પૂતળી, સિંધુને તાગવા જાય
દાસ કલ્યાણ કે આવે નહિ, એ આપમાહી ગલપાય ૮

૩૬

ગઝલ

અજબ હેરાન હુ ભગવાન! તુમે કયોં કર રીઝાવુ મે,
નહિં હૈ ચીજ કોઇ એસી, જીસે સેવામે લાઉ મે,
કરૂ કિસ તરહસે તુમારા આવ્હાહન, જહા દેખુ
વહાપર તુમહી હો મૌજુદ,
નિરાદર હૈ બુલાને કો, અગર ઘટી બજાઉ મે,
તુમ્હી હો મૂર્તીયોમે ભી, તુમ્હી વ્યાપક હો ફૂલોમે,
ભલા ભગવાન પર ભગવાન, કો કૈસે ચઢાઉ મે;
લગાના ભોગ જો તુમકો, યેભી એક અપમાન તેરા હૈ,
ખિલાતા હૈ સભી સંસારકો, કયો કર ખિલાઉ મે,
તુમારી જયોતિસે રોશન હૈ, સુરજ ચંદ્ર ઔર તારે,
મહા અંધેર હૈ તુજકો, અગર દિપક દિખાઉ મે;
ન ભૂજા હૈ ન સીના હૈ, નહિ ગરદન હૈ નહી પૈશાની,
તુમ્હી નિર્લેપ નારાયણ, કહા પર ચંદન લગાઉ મેં ×

×આ ભજન બાબતમા કોઇએ સ્વામીજીને પ્રશ્ન કર્યો "આમા ભગવાનની પૂજાનો પણ નિષેધ થાય છે" એટલે સ્વામીજીએ કહ્યુ

૩૭

## ( ભજન ભેદ )

( અજબ ભેદ બતલાવુ રે—એ રાગ. )

આ ભજન ભેદ ભણી લેજોરે... .. ભક્તો પ્યારા,
હ્યો- અમિરસ પ્યાલો પીજો રે . પ્રેમી મ્હારા . આ૦
જગ નાટક સ્વપ્ના જેવું,
વધ્યા સુત ખેલે એવુ,
એ પાકુ મહી લેખી લેવુ રે ભક્તો પ્યારા .આ૦
જે જે એ આંખે દેખું,
તેને તરણાવત લેખુ,
તન, ધન, ને માન ઉવેખુ રે ભક્તો પ્યારા .. આ૦
ચાળા મન ચચળતાના,
જીવતા ષડ રિપુ પોતાના,
છો માલિક મન જીત્યાના રે . ભક્તો પ્યારા ..આ૦
ના શોક, મોહમા મરવું,
મનને નિર્વાસન * કરવું,
પછી ભલે ગમે ત્યા ફરવુ રે .. ભક્તો પ્યારા . આ૦
પ્રેમી જન અધ અપગો,
"સાગર" હરિ રંગે રગ્યો,
સુખ દુખ સસલાના શૃગો રે ભક્તો પ્યારા ..આ૦

* આ ભજન ઉચા ભાવવાળાએ રચેલુ છે, જુઓ ! મારી ઓરડીમા પણ કાઇ પૂજાની સામગ્રી નથી છતા હુ ભગવાનને ભૂલતો નથી માટે જે ભજન જે ભાવનુ હોય તે તે ભાવથી સમજી લેવુ જોઇએ

૩૮

( રાગ—ગઝલ કાનરા )

ઝળકતી વીજ અજવાળે, પરોવી મોતી તું ઝટ લે;
ચલી ચલીઓ ચલી જાશે, પછી તું વ્યર્થ પસ્તાશે.
ઝળકતી. ૧

ઇજ્જત, ધન, માલ ને મિલ્કત, બધી તારીજ છે સરજત;
તને શે બાંધી રાખે છત, ઉડી જો યાર ઉડાશે
ઝળકતી. ૨

ભણ્યો ઇંગ્લીશ તેથી શું, વકીલ ડાકતર બન્યાથી શું,
કલા કવિતા રચ્યેથી નહિ, જીવ્યું તારૂં સફળ થાશે
ઝળકતી ૩

લગાડી લે અસલ લગની, મહોબત છોડ મિટ્ટીની,
ન કિમ્મત ત્હારી કોડીની, કયામત પર કબુલાશે
ઝળકતી. ૪

ન થા કાઝી ઘરોઘરનો, હુકમ અલબત ગુરૂ ઘરનો,
લવારો સુણ ‘ સાગર ’નો, રમત જલદી પતી જાશે
ઝળકતી. ૫

૩૯

પદ

આવો અનુભવી સતની ટોળી રે, પીજે રામ રસાયન ઘોળીરે
રામ રસના તે વીરલા ભોગીરે, રસ જીરવે તે સુગરા જોગીરે
અજર રસ જીરવ્યો ન જાયે રે, ગુરૂગમ હોય તો જીરવાયરે
ગુરૂગમ વિના કથવા તે થોથાં રે, પાર ન આવે પઢતાં પોથારે
ગુરૂગમ વિના કથણી કેથે રે, મહિ વીણ જેમ પાણી મથેરે
એવા કૃષ્ણજીની ગુરૂગમ આવીરે, પરોક્ષ વસ્તુ તે પ્રત્યક્ષ બતાવીરે.

૪૦

## અખંડાનંદમાં સ્થિતિ

બ્રહ્માનંદ મે રહેના, અહોનિશ બ્રહ્માનંદ મેં રહેના
યહ સંસાર અતિ દુઃખદાયક (૨) સુખ દુઃખ આવે સો સહેના
અહો નિશ. . ૧
માયા મે મત લીપટો જાઇ (૨) બાર બાર ક્યા કહેના
અહો નિશ ..૨
પલ પલમે ઉઠ ચલના ભાઇ (૨) કયા લેના કયા દેના
અહો નિશ . ૩
મિથ્યા રૂપ પ્રપંચ દિસત હૈ (૨) દેખો! ખોલી નૈનાં
અહો નિશ . ૪
મોક્ષ ચહો તો બ્રહ્મ પરાયણ (૨) સદ્ગુરૂ આશ્રય લેના
અહો નિશ ..૫

૪૧

ધોળ

રામ સભામા અમે રમવાને ગ્યાતા (૨)
પસલી ભરીને રસ પીધો, હરિનો રસ પૂરણ પાયો ટેક
પહેલો પ્યાલો મારા સદ્ગુરૂએ પાયો; (૨)
બીજે પ્યાલે થઇ છુ ઘેલી હરીનો રસ.
ત્રીજો પ્યાલો મારી રોમે રોમે વ્યાપ્યો (૨)
ચોથે પ્યાલે થઇ છુ ઘેલી હરીનો રસ
રસ બસ થઇ છું રંગ રસીયાની સાથે (૨)
વાત ન સુઝે બીજી વાટે હરિનો રસ
મોટા જોગીશ્વર જેને, સ્વપ્ને ન આવે (૨)
તે મારા મંદિરયામા મ્હાલે હરિનો રસ

અખંડ હેવા તણ્ મારા, સદ્‌ગુરૂએ દીધાં (૨)
અખંડ સૌભાગી અમને કીધા . ... હરિનો રસ.
ભલે મળ્યા રે મહેતા, નરસૈંયાના સ્વામી
દાસી પરમ સુખ પામી . હરિનો રસ.

૪૨

ગઝલ

રામ કૃષ્ણ કહેવામા, અમોને તો મઝા આવી,
ને એ મસ્ત નિશામાં, પડી રહેતા મઝા આવી,
બધા એ તાર લાવોની, ભરી છે જે ચમત્કૃતિ,
નિહાલી આંખ મીંચવામાં, અમોને તો મઝા આવી,
જુઠી આ જગની માયા, વિષે સહુ લોકની પ્રીતિ,
હસિત વદને ખરે આંસુ, નિરખવામાં મઝા આવી,
અજબ આ પ્રેમની મસ્તી, વિષે સહુ ભેદને ભૂલી,
પ્રબળ આ પ્રેમનો નિશો, જમવવામાં મઝા આવી;
બનીને જડ અજ્ઞાની, રહીને ચુપ બે ભાની,
સકલ આ દ્રશ્યના દ્રષ્ટા, સમઝવામાં મજા આવી,
ગૃહીને સાર સૌ સ્થળથી, રહીને સ્થિર સુખદુખથી,
સુકા આ પર્ણની પેઠે, વિચરવામા મઝા આવી

૪૩

## સ્વરૂપ ચમત્કૃતિ

ભજન

અજબ ખેલ હમ દેખા, પરમ ગુરૂ અજબ ખેલ હમ
દેખા હોજી–ટેક૦
પરા પાર હૈ આસન જીનકે, નહિ રૂપ રંગ રેખા–પરમ ૧

સદ્‌ગુરૂ મોંપે કરૂણા કીની, તબ અંતરમે નિરખ્યા,
ઇસ નૈનાસે દેખ ન પાવે, જ્ઞાન ચક્ષુસે દેખા—પરમ ૨
બિના નૈન મુખ દેખત બોલત, પ્રગટ પુરાને પેખા,
હાથ પાવ નહિ શિષ જીનુકે, ઘટ ઘટ રમતા દેખા—પરમ ૩
પ્રકાશ જીનકા સબકુ પ્રકાશે, ચંદા સુર સરીખા,
અગ્નિ વીજ તારા સબજાતે, સો નજીક હમ દેખા—પરમ ૪
જગ ઉત્પાદક પાલનકારક, લયકારક હમ લેખા,
સર્વાંતર સામાન્ય રૂપસે, વ્યાપક વસ્તુ દેખા—પરમ ૫
વેદ વચન ગુરૂ મુખસે સુનકે, લગી અનુભવ સેખા,
ચૌદ લોકમે એકહી વ્યાપક, દ્રઢ નિશ્ચય કરી દેખા—પરમ ૬
સૂત્રકાર અરૂ ભાષ્યકાર ને, પ્રસિદ્ધ અનુભવ પેખા,
સનકાદિક નારદ જનકાદિક, સબકે મત એહી દેખા—પરમ ૭
વિશ્વનાથ ગુરૂ દયા ભઇ તબ, ટળી કરમકી રેખા,
ડોસાકે દુઃખ દૂર કીયે જબ, કૃપા દ્રષ્ટિસે દેખા—પરમ ૮

૪૪

## ગુરૂ ભક્તિ.

યેહ ભક્તિમે જો મઝા થા, મુઝે માલુમ ન થા,
મેરે પ્રારબ્ધમે લીખા, મુઝે માલુમ ન થા,
જંજાળ માયાકી નિશદીન, જો લગતીથી ગલે,
વોહતો સબ છૂટ ગઇ પલમે, મુઝે માલુમ ન થા ૧
વૃતિ સબ શાંત હુઇ, દિલકુ તો સંતોષ હુવા,
અહં મમ ભાવસે છૂટા, મુઝે માલુમ ન થા. ૨

જીસ્કુ મે ઢુંઢતા ફિરતા થા, જીવ રૂપ હો કે,
સો મે શિવ રૂપ દીખાયા, મુઝે માલુમ ન થા ૩
બિના બડે ભાગ્યસે ચીજ વોહ મીલતી નહિ,
ગુરૂ કરૂણાસે પાયા મે, મુઝે માલુમ ન થા

૪૫

૫૮

ભક્ષ ઘણી ભાગી રે, બ્રહ્માનંદ ભાસ્યો,
શુદ્ધ ચૈતન્ય સાક્ષી રે, સઘળે પ્રકાસ્યો;
ટળ્યુ તિમીર ત્રિગુણનુરે, તુરીયા તેજ ઘણું,
અખંડ અજવાળુ રે, નિર્મળ નામ તણુ,
[illegible] રંગ અવિનાશી રે, શુદ્ધ સ્વરૂપ જયોતી,
તરવેણી તીરે રે, પ્રોયુ મન મોતી,
[illegible] ચાર હીરાનોરે, પહેરો પ્રીત ધરી,
[illegible] પ્રેમ સોહાગનરે, પુરણ મોદ ભરી,
[illegible] ગાળ એવા તાણુરે, અખંડ વર વરતા,
[illegible] સ્વામી રે, સગ આનંદ ઘરતા

૪૬

આર્હત દર્શન.

સ્થૂલ હી જડ, સૂક્ષ્મ હી જડ હે, કારણ જડ હી બનોરી
જડકુ જડ કોઇ જાની શકે નહિ, ચેતન જાણ રહ્યોરી
સો મોસે અભિન્ન ભયોરી. ..કોનસે ૨

જાગ્રત સ્વપ્ન સુષુપ્ત જડ હે, જાણે નહિ ગતિ મોરી
તીનો અવસ્થાકો મે જાનુ શુદ્ધ સ્વરૂપે લહોરી
નેતિ નેતિ ભેદ કહોરી ..કોનસે ૩

શુદ્ધ સામાન્ય સ્વરૂપ હમારો, બુદ્ધિ વિશેષ જોરી
પ્રારબ્ધ તો જો વિશેષ પ્રકાશત, ફિર નહિ દેખ પરોરી
સમાન ગતિ હે મોરી . કોનસે. ૪

અજ અવિનાશી અખંડ જો વસ્તુ, સચ્ચિદાનંદ કહોરી
વિશ્વનાથ ગુરૂ સોઇ બતાવત, ડોસા મનમે લહોરી
જાતિ ભત્ર પાસ દહોરી . કોનસે. ૫

૪૭

## જીવ બ્રહ્મની એકતા

રાગ–હોરી

એકતાસે ખેલો હોરી સમજ બિન કયું ભટકોરી
સદ્‌ગુરૂ મુખસે વેદ શ્રવણ કર, દ્વૈત ભાવ દે છોરી
સંત શરણ રહી સમજ સાનમે, ચેતનસે ચિત્ત જોરી
ફેર નહિ જન્મ ધરોરી .એકતાસે. ૧

પૂરણ પ્રેમકો રંગ બનાકે શબ્દોકી પિચકારી ભરોરી
શમ દમ આદિ અબિલ સમજકે, જ્ઞાન ગુલાલકી ઝોરી
દ્વૈત સબ દૂર કરોરી એકતાસે ૨

જીવ શિવ વાસ્તવ ભેદ નહિ, સો નિગમ કહાવે ઝકોરી
સાગરમેં જ્યું લેહેર ઉઠત હે (સો) સાગરમે ન બીછોરી
ખોજો તુમ દિલ અપનોરી ...એકતાસે ૩
શ્રવણ મનન નિદિધ્યાસન કરીકે, ભેદકો દૂર કરોરી
વિશ્વનાથ ગુરુ સોહી બતલાવત અર્થ યથાર્થ ગ્રહોરી
ડોસા યેહી રાહ ચલોરી....એકતાસે. ૪

૪૮

રાગ–પીલુનો વરવો.

સદ્‌ગુરૂને ઘાટી ભાંગ પીલાઇ, તન મનકી શુદ્ધ ગઇ ભૂલાઇ
સ્વાદ બહુજ પીને મેં આયા, રોમ રોમ મે હસે છવાયા
અબ મસ્તી ન રોકત રૂકાઇ....સદ્‌ગુરૂ ૧
ક્ષણ ક્ષણ લહર ઉઠત અતિભારી, મેં કૌન કહાં હું ગમ ન લગારી
બાર બાર અખિયા મુદ જાઇ ...સદ્‌ગુરૂ ૨
જાત વર્ણ આશ્રમ સબ ભૂલી, ઔર અભિમાન ગયે સબ ડૂલી
અહંતા મમતા કિત ગઇ પલાઇ....સદ્‌ગુરૂ ૩
નામ રૂપ ક્રિયા નહિ દેખુ, સબ કલ્પિત યુ જ્યુ ત્યુ લેખુ
પરમ પ્રકાશ રહુ હરખાઇ....સદ્‌ગુરૂ ૪
સંશય રહિત હુવા મન મેરા, વિષયીકા હો ગયા નિબેરા
અબ સો રહુ સ્હેજ બીછાવી. ..સદ્‌ગુરૂ. ૫

૪૯

૫૬.

માઇ મેરી ચારે ખુટ જગીર
મો સમ કૌન અમીર. . ૧

પર્ણકુટી એક મહેલ હમારા
સો હે ગંગા તીર....૨
દોનો કર કર લીન કટોરા
પીવત ગંગા નીર..૩
જીર્ણ લંગોટી કસી કટી ઉપર
ઝલકત સુવર્ણ જંજીર..૪
વિવિધ લીર ગોદડી પહેરે
દેખો મલમલ ચીર...૫
જો ઘર જાવે ભોગ લગાવે
ખાવે માખણ ખીર...૬
જો કદી પૃથ્વી ડગમગ ડોલે
તોય ન છાડત ધીર .૭
દુનીઆકી ખટપટ સબ છોડી
સદા ભજે રઘુવીર...૮
કેશવ પીર બને સબ જગકે
લોકો કહત ફકીર .૯

૫૦

રાગ–વેગવળ

વૃતિ વાળીરે જેણે વિષયમાંથી, સુખીઆ થયા સાધુજનજી;
સદાયે આનંદ એના ઉરમાં, વેપાર એનો ભજનજી ..ટેક.
શીળ સંતોષીને સુલક્ષણા, નિત્ય કરે સંત સંગજી;
ભોગ પદારથ ભાવે નહિ. એક અદ્વૈતનો રંગજી...
વૃતિ વાળીરે ૧

મન હસાવે ને મોજુ કરે, તટ ત્રિવેણીને તીરજી,
હાડ હીમાળે સંતો જઇ ગળ્યાં, વાળ્યા વળે નહિં વીરજી; ..
વૃતિ વાળીરે ૨

હદ બેહદ કેરે ઉપરે, નિર્મળ વરસે છે નુરજી;
આવરણ એકે આવે નહિ, સોહં સૌમાં ભરપુરજી..
વૃતિ વાળીરે. ૩

નિરભય નિરાળા હુઇ રહ્યા, નહીં કંચનને કપુરજી,
રાઘવ ગુરૂ પ્રતાપ શુ, ઉગીયા અનુભવી સુરજી .
વૃતિ વાળીરે ૪

## ૫૧

### રાગ–સામેરી

સદ્‌ગુરૂ સાથે રે બાઇ મારે પ્રીતડી રે (ટેક)
[illegible] જ્ઞાન પૂરણ બ્રહ્મ ભેદ (૨)
કાર્ય ને કારણ રે બાઇ મારે સમ થયાં રે
[illegible] કાંઇ કરમ ભરમનો ઉચ્છેદ (૨) સદ્‌ગુરૂ (૧)
[illegible] આપ્યાં રે, સદ્‌ગુરૂ ચરણમા રે
[illegible] થકી દીધા પીયુજીને હાથ (૨)
[illegible], રમીકવર રમી રહ્યો રે
[illegible] ન જાયે મારો નાથ (૨) સદ્‌ગુરૂ. (૨)
[illegible], અનંત આવરણ મારે
[illegible] કીધાં લઇ દૂર (૨)
[illegible], પ્રેમ આનંદમારે
[illegible] રહ્યા ભરપુર (૨) સદ્‌ગુરૂ (૩)

આપુને ભૂલી રે વસ્તુ વિદેહિ માંરે
પ્રગટી છે કાઇ પૂરણ બ્રહ્મ દશાય (૨)
શુદ્ધ વિચારે રે, જે હતુ તે રહ્યુ રે
અણછતા રવીદાસ, નિરતર ગાય (૨) સદ્‌ગુરૂ (૪)

૫૨

## સામાન્ય સ્વરૂપ.

આશા.

આતમ તનમા, અગમ નિગમમા
છાયુ છુપાયુ બ્રહ્મ જગતમા .આતમ. ૧
માટી ઘટમા, તતુ પટમા,
કનક કટકમાં, ચૈતન્ય જડમા
સકલ વિકલમા અસલ નકલમા ..આતમ ૨
છાયુ મનમાં, છુપાયુ વનમા
સમાયુ તનમા,ન માયુ ગગનમા .. આતમ ૩
પ્રગટ્યું ગુરૂ ભગવાને કરમા
ઘરમા પરમા સચરાચરમાં આતમ. ૪

૫૩

## પ્રેમરસ (બ્રહ્માનંદ).

ભજન.

(વ્હાલા વેગે આવોરે . એ ઢબ)

મનડુ છકેલું રે, મારૂ મન ઘેલુ રે, પ્રેમ રસ પાનમા હોજી
પીતા પીતા પ્રેમે થયુ રે ગુલતાન (૨) .મનડુ.

સાખી.

પ્રેમ પ્રીતનો પ્યાર છે. રસમાં એ રસ સાર,
પ્રેમ તણો વિસ્તાર છે, ચરાચર સંસાર;
નિરાકાર અવિકાર એ પ્રેમ તણો આકાર,
પ્રેમ જગત આધાર છે, પ્રેમ પ્રગટ કિરતાર,
મનડું માતેલું રે ..પ્રેમ રસ પાનમાં હોજી.

સાખી.

પ્રેમ પરખવા મન ગયું, સુત વિત દારામાંહી,
દેવળ તીર્થ તીર્થ ફર્યું, પણ પ્રેમ મળે નહિ ક્યાંઇ,
સદ્‌ગુરૂને શરણે થતાં, પ્રેમ દીસે ઘટમાંહી,
ઘર ઘર વિશ્વ વિષે વસે, પરમ પ્રેમ પથરાઇ,
મનડું અલબેલું રે . પ્રેમ રસ પાનમા હોજી

૫૪

કુંડલીયા.

કોપ કરે કિસ પુરૂષ પર, પરમેશ્વર જબ આપ,
લોકો સાથ મિલાપ ફીર, ચાહે દીન ઔર રાત,
ચાહે દીન ઔર રાત, વાસના ઉપજે ખોટી,
કૃપણતા કે લીએ, બુદ્ધિ હો જાવે મોટી,
કહે ગિરધર કવિરાય, આપના કરકે લોપ,
અનાત્મ ચિંતન કરે, યહી ઇશ્વરકા કોપ

૫૫

રાગ—એજ

કરે કૃપા જીસ પુરુષ પર, અતિશય કરકે રામ,
તાકો કોઇ ના સ્ફૂરે, લૌકિક વૈદિક કામ,

લૌકિક વૈદિક કામ, રહે નહિ કરનો બાકી,
હર જગા હર વખત, બ્રહ્મકી હોવે ઝાંખી;
કહે ગિરધર કવિરાય, અવિદ્યા જીસકી મરે,
સર્વ ક્રિયાકી માંહી, એક ખુદ દર્શન કરે.

૫૬

રાગ—એજ

કાલ કામ કરના જો, સો તો કરીએ આજ,
મૂલ અવિદ્યા નિંદ કે, શીઘ્ર હી તુ અબ જાગ,
શીઘ્રહી તુ અબ જાગ, અપનો કરલે કારજ,
ઐસો માનવ દેહ, ફીર નહિ મિલહે આહજ,
કહે ગિરધર કવિરાય, કાટકર ભ્રમ કે જાલ,
લખો આપના રૂપ, કાલકા જોહે કાલ,

૫૭

રાગ—એજ

ભોજન છાદન નીરકી, કરે સો ચિંતા મૂઢ,
જ્ઞાની ચિંતા ના કરે, નિજપદ માહે આરૂઢ,
નિજપદ માહે આરૂઢ, તિનોકો ચિંતા કૈસી,
તીસહીમે આનંદ, અવસ્થા પ્રાપ્ત જૈસી,
કહે ગિરધર કવિરાય, ઔર ના રખે પ્રયોજન,
આત્મ ચિંતન કરે, અદ્રષ્ટ પહોચાવત ભોજન

૫૮

(રાગ—એજ)

પોથી પાના ફેંક કર, વિચરો હોઇ નિષ્કામ,
આતમ અનુસંધાન કર, દિલમે રહે આરામ,

દિલમે રહે આરામ, ઔર કછુ ફુરે ન શંકા,
અહં બ્રહ્મ પરિપૂરણ નિશદીન બાજે ડંકા,
કહે ગિરધર કવિરાય દ્રષ્ય તુજ બિન સબ થોથી,
તું સબકા અધિષ્ઠાન, આરોપિત જગમે પોથી

૫૯

રાગ—એજ.

ભિક્ષા ખાવે માગકે, રહે જહા તહાં સોઇ,
કામ ન રાખે કીસીસે, જો હોવે સો હોઇ,
જો હોવે સો હોઇ, વિરક્તકી યહી નિશાની,
બ્રહ્મ વિદ્યા વિના, અવર બોલે નહિ બાની,
કહે ગિરધર કવિરાય, જ્ઞાનકી દેવે દીક્ષા,
ક્ષુધા નિવારણ અરથ, માગ કર ખાવે ભિક્ષા.

૬૦

રાગ—ધોળ.

સખી આજ અમારે આંગણે, રમે ચૌદ ભૂવનનો સ્વામીરે
જેણે ગોકુળમાં લીલા કરી, હતો પૂરણ પદવી પામી રે
—સખી૦ ૧

જેને જોગી મૂની જોતાં ફરે, નાવે તપસી ઋષિને ધ્યાને રે,
ઇતો ઘટ ઘટ પરગટ રમી રહ્યા, મહાવાકયની શાને રે
—સખી૦ ૨

ખી ગોદાવરીમાં મજન કર્યાં ને, ત્રિવેણીમાં નાહી રે
તો દાન ને પૂન્ય અતિ કર્યાં, નિરખવા ત્રિભુવન રાઇ રે
—સખી૦ ૩

સખી ગોકુળ જોયુ, જોયુ દ્વારકા, જોયા જગન્નાથ ને કાશીરે
હુતો અણ જાણ્યે ઘણુ આથડી. હવે પ્રીતમ વસે મારી પાસેરે
—સખી૦ ૪

સખી કહે હીરો ને હાલુ ગોતતી, હવે મનના મેરામણ મળીયારે
સખી ભાણને-ચરણે રવિ બોલીયા મારા ભવના ફેરા ટળીઆરે—સખી૦ ૫

૬૧

સખી સાભળને એક વાતડી, મે તો આજ અનુપમ દીઠુ
સત્ ગુરૂ વચન સુનાવ્યુ, ઇતો સાભળતા લાગ્યુ મીઠુ
સખી ૧

સખી ઉચુ જોયુ તો આકાશમા, હરીને જોઉ તો હરી હેઠા
સુઇને જોઉ તો શુન્યમા, જાગીને જોઉ તો ત્યાહ તખ્તે બેઠા
સખી ૨

સખી પરણી પિયુજીને વિનવે, કુવારી કથમા શુ જાણે
કુવારી રમે છે ઢીંગલે પોતીયે, ઇતો રામને શુ માણે
....સખી ૩

સખી પોતાના પીયુજીની વાતડી, કોઇની પાસે ન કરીએ
આપણે રહેવુ છે તેના શહેરમા, એતો લોચનીયામાં હરીએ
..સખી ૪

સખી ભાણને પ્રતાપે રવી બોલીયા, મારા મનના મનોરથ ફળીઆ....સખી ૫

૬૨

રાગ—[illegible]

ગુણાતીત જોગીરે ગુણ રહે નહિ રે
નથી કાંઇ તેહને ભેદાભેદ
શત્રુને મિત્રરે તુલ્ય છે જેહનેરે
મન સમતા શમ્યા વિધિ નિષેધ ગુણાતીત ૧

અંતર અકર્તારે થઇ રહ્યુ તેહનેરે
જેવો અકર્તા છે આકાશ
કર્તા દ્રષ્ટેરે તે દીસે ખરૂ રે
જેમ વાયુને ગંધનો વાસ ગુણાતીત ૨

ચંદન ચડાવીરે, કોઇ પૂજા કરેરે
કોઇ ઉતારીને જાએ ચીર
રાગ અને દ્વેષરે, કાંઇ ઉપજે નહીંરે
સમુદ્ર જેવા તે સાધુ ગંભીર. ગુણાતીત ૩

મૃતકની પેઠેરે વિષય વ્યાપે નહિંરે
મન ઇન્દ્રિય જેણે લીધા જીત
નિંદાને સ્તુતિરે તુલ્ય છે જેહને
ગુણ ત્યાગી થયા ગુણાતીત . ગુણાતીત ૪

પારસ મણીરે તે સંત પાધરારે
ધાતુ જે સ્પરશે તે પલટાય
દેવા એવારે સાધુને પરશતારે
બ્રહ્મરૂપ થઇ બ્રહ્મ માંહી સમાય ગુણાતીત ૫

૬૩

રાગ સોરઠ સામેરી

સદ્‌ગુરૂએ કહ્યુ રે સઘળે શ્રી હરી રે
એવાં એવાં વચન ચડાવ્યા મે શીશ
ભરમ ભીંતરે ટળી વચમાંયથી રે
સઘળે દીઠા જગમા જગદીશ —ટેક
પરપચ ટળતાં રે પ્રિછિયુ પાધરૂ રે
સઘળે વ્યાપક મારો રામ
નેતિ નેતિ રે શ્રુતિ જેહને સ્તવે રે
તે પ્રગટયુ છે સુખનુ ધામ —સદ્‌ગુરૂ ૧
ન્યુનતા ગઇ રે જે મારે હતી રે
હવે નથી કોઇ નિંદવા જોગ
લહેરને સમુદ્ર રે એક રૂપે થઇ રમે રે
વસ્તુ વિશ્વમાં ભાળ્યાં લોક —સદ્‌ગુરૂ ૨
સુત્ર મણિ રે જેમ છે સૂત્રમાં રે
તેમ છે આત્મા પિંડ બ્રહ્માંડ
ઠામ નહિ ઠાલુ રે કોઇ હરિ વિન્યા રે
જો જો ભેદ વેદને કાન્ડ . —સદ્‌ગુરૂ ૩
ચરાચર ચૈતન્ય રે બ્રહ્મ પુરી રહ્યો રે
અકળ અખડ અદ્વૈત અનત
દેવા સાહેબ રે એણીરીતે સમજતા રે
ભ્રાતિ ટળી હવે છે ભગવત —સદ્‌ગુરૂ ૪

૬૪

રાગ

દ્રઢ આસન કીધુરે, સોહં બ્રહ્માપુરમા,
આપ આપમાં અરપીરે, સતો સહજ સુગમાં,
તે જગાડ્યો નવ જાગેરે, મળ્યો અદ્વૈત પદમાં,
ત્યાંનો ગયો ન આવેરે, જેમ લૂણ ગયું સિંધુમા,
જેમ જલને યોગેરે, હેઠો દિસે ચંદ્રમા,
તેમ આત્મા જાણોરે, કીટ થી ઇંદ્રમા,
આકાશવત વરતેરે, અલ્પ રહે દેહમા,
આકાશ અરૂપીરે, વ્યાપક ઘટ મઠમાં,
[illegible] હદમા વરતેરે, લક્ષ લાગ્યો બેહદમા,
[illegible] ધીજ્યોરે, માયા અક પદમાં.

અનુભવની આંખે રે, સમશ્યા લક્ષ લેવું,
કલ્યાણ સુખ કલ્પીરે, ઘર હેતે દીઠાં,
મન બુદ્ધિના માનારે, મિથ્યા સુખ મીઠા,
અસિપદ એવું રે, નિર્ગુણ છે ન્યારૂં,
દેહ પોતાનુ જાતાં રે, દેહ નહિ રહે પ્યારૂં,
વાણી હદમાં વરતે રે, લક્ષ્ય લાગ્યો બેહદમા,
મૂળદાસે માડયુ રે. આણ્યું મહા પદમા.

૬૬

પદ

આતમ લક્ષ આપ્યો રે, કૃપા મુજ ઉપર કરી
પૂરણ પદ જોતા રે, હરિજન તેજ હરી
સદ્‌ગુરૂની કૃપા રે, થઇ કેમ જાણીએ
અનુભવ રસ બોલે રે, અમૃત વાણીએ
આનંદ ઘન ઉપન્યો રે, આવી આ તનમા
નિજ આનંદ વિલસ્યો રે, નિજ મનમાં
સંતોના સગી રે, સદા ઇચ્છે સુખીઆ
રજો તમોના રસીયા રે, દીસે મહા દુખીઆ
સત સમજયા તેને રે, થઇ સુખ સમાધી
એકે નવ ભાસે રે, અવિદ્યા ઉપાધી
વિરાટ વિચારો રે ત્રિગુણ ઘાટ ઘડે
જેમ છે તેમ જોતો રે, નિજ પદમાંય જડે
હવે અવધી આવી રે, વિરહ વૈરાગ્ય તણી
અચાનક ઉગ્યો રે, દરસ્યો દીનમણી

આકાશે આવી રે, ચૈતન્ય સૂર ચઢયા
ગઇ આડય આશાની રે, પ્રપંચનો પાર ચડયો
ભવ બંધન છૂટયારે, ત્રિવિધ તાપ ટળ્યા
મૂળદાસે માન્યુ રે, મુજને મહારાજ મળ્યા

૬૭

૫૮

જ્ઞાન અમૃત ભોજને, ભાંગી તે મનની ભૂલ રે
સર્વે ગઇ અવિદ્યાની આપદા, ને મટયાં તે દ્વંદ્વના દુઃખરે
આવ્યો અવધેરે આવ્યો, અવધે વિવેક વિચાર,
અનુભવાનંદને ઓળખ્યારે-૧

અનુભવાનંદને ઓળખ્યા, એક અદ્વૈત આનંદ ઘનરે
ત્વપદ તત્પદ એક અસીપદ, આત્મા નિજ મનરે
નહિ પ્રત્યક્ષ પરોક્ષનો બાધ, અનુભવાનંદને ઓળખ્યારે-૨

પ્રપંચનુ પરમાણુ કરતાં, મટી તે સઘળી ભ્રાંતરે
સાંખ્ય શબ્દ વિચારી જોતા, સ્વરૂપમા થઇ શાંતરે
પુરૂષોત્તમ છે રે પરબ્રહ્મ, (૨) અનુભવાનંદ ઓળખ્યોરે-૩

વાસુદેવ સ્વામી રહ્યા રે, વિલસી પિંડ ને બ્રહ્માંડરે
ચેતનતામાં સ્વયં પોતાનો, આત્મા અખંડરે
. ...નંદનોરે પૂર્ણાનંદનો સહજ પ્રકાશ, અનુભવાનં૦-૪

...વ મોક્ષનો બાધ ત્રુટયો, મટી તે વાણીની તાણરે
કરમ ભરમની મટી કલ્પના, થઇ છે જાણ્યા જેવી જાણરે
મૂળદાસ કહે રે, મૂળદાસ કહે માનો બ્રહ્મ, અનુભવાનં૦-૫

૬૮

રાગ–આમેરી

બ્રહ્મદર્શીરે, બ્રહ્મ રસ તે પિયે રે,
હારે જેના કોમળ બ્રહ્મ સ્વભાવ,
તિમિર નહી મૂલેરે, તરણા માત્ર રે,
હારે તેને સદા નિરંતર સાથ . બ્રહ્મ. ૧

સદા ને આનંદી રે, રમે રામ રંગમાં રે,
હારે જેના સમજી સમાયા વેગ,
પર અવગુણરે સ્વપ્ને જુએ નહીં રે,
એવા સંત પાળે સ્વતંત્ર નેક . બ્રહ્મ ૨

કરૂણા દ્રષ્ટેરે, પેખે લેખે સર્વને રે,
હારે જેનુ ચિત્ત થયુ ચિદ્રુપ,
વાયુની પેરેરે વહે પણ નહિં અડે રે,
હારે જેને દરસ્યા તત્ત્વ અનુપ બ્રહ્મ ૩

કષાય ના ચઢે રે, અનુભવ જ્ઞાનનો રે,
જાણી બુજી સમજીને કર્યો સમાસ,
થાપ ને ઉપાથ રે તે તો કોનો કરે,
હારે સઉ પોતાતણો પ્રકાશ . બ્રહ્મ. ૪

વિધિને નિષેધરે, સ્વપ્ને ના સંભવે રે,
એવા સંત રહે રે આશ નિરાશ,
તત્વના દરશી રે વિરલા વિશ્વમારે,
સંત કહે ભાણુ ચરણુ રવિદાસ .. બ્રહ્મ ૫

૭૦

ગઝલ-કવાલી-એ ગલ

જગતના નાથને જોયા વીના, સહુ ધૂળ ધાણી છે,
પ્રભુ નિરખ્યા વીના નયને, ઉભી ચોરાશી ખાણી છે,
જગતના નાથ ...
થયું શું મહેલ બાંધ્યાથી? થયુ શુ ઉંચુ ખાધાથી,
થયુ શુ દ્રવ્ય સાધ્યાથી? રહી જો ભવની ઘાણી છે,
જગતના નાથ ...
ધરી વસ્ત્રો રૂડા અંગે, લઇ મિત્રાદીને સંગે,
ફર્યા મોટરે બધે રંગે, મહતા ના ગણાણી છે,
જગતના નાથ .
ભલે વ્યાખ્યાન બહુ કીધાં, ભલે ગ્રંથો રચ્યા જુદા,
ભલે કાવ્યો ઘણા ગુથ્યા, વલોવ્યુ તોય પાણી છે,
જગતના નાથ ..
વિલોકયુ ફ્રાન્સ ને ઇંગ્લાંડ, વળી જાપાન સ્વિત્ઝરલાંડ,
અમેરીકાનુ ન્યુ ઇંગ્લાંડ, નકામી દ્રષ્ટી તાણી છે,
જગતના નાથ...
પ્રભુ છે પ્રાણથી પાસે, નયન સન્મુખ તથા વાંસે
દશે દીશ સકળ સ્થળ વાસે, જુએ પણ કોણ પ્રાણી છે,
જગતના નાથ ..
વિરલકો કમર કસી મચતા, પ્રભુને પ્રગટ તે કરતા,
અચળ પદ સિદ્ધ તે કરતા, ખરી તેની કમાણી છે,
જગતના નાથ

૭૧

ગઝલ

હૃદયમાં પ્રેમ છે જેને અખંડ આનંદ છે તેને—ટેક

ખરી જે પ્રેમની મસ્તી. ચઢી જેને ગઇ મસ્તી
પછી વેણુ ન કે વસ્તી, શુ આરામ કે તસ્તી—હૃદયમાં. ૧
મળે નહિ કાંઇયે ગોટો, કિયો છોટો કિયો મોટો
કહે કોઇ ખરો ખોટો, નહિ કોઇ લાભ કે ત્રોટો—હૃદયમાં ૨
નથી કાંઇ હર્ષ કે કાંઇ શોક, નહીં પોતાતણુ કે ડોક
ભલે નિંદે નકામા લોક. કીર્તિ કે ફજેતી ફોક—હૃદયમા ૩
જગત રચના ફરે જોતો, માયામાં તે નથી મ્હોતો
છગન છે મહાત્મા એ તો, ભલે કાંઇ ન લેતો દેતો—હૃદયમાં ૪

૭૨

ગગ—લાવણી

મૌજ ઉડ ચલી પવનકે સગ, જહા મિલ ગયે પાયો રંગ.
જબ લગ આશા તબ લગ પાશા, ખેલત હે ચોરંગ,
તુટી દોરી હાથ ન આવે, જ્યું ઉડ ચલા પતગ, ૧
મેરી તેરી કર ધામ મિલાયા, મહેલ બન્યા ચોરગ,
ભાઇબધ ઔર કુટુબ કબિલા, કોઇ ન આવે સંગ, ૨
અબહુ ચેત હેત કર હરિસે, ગુરૂ શબ્દમે રગ,
રામ નામકી નાવ બનાલે, ઉતર ચલો સતસગ, ૩
સપ્ત લોક સત ગુરૂકા બાસા, મિલ ગયે એકહી અગ,
નિર્મલદાસ રામ રગ માતા, ચડે ન દૂજા રગ ૪

૭૩

રાગ–આશાવરી.

હરિ રસ તણહી તો જઇ પઇએ ટેક૦

સ્વાદ વિવાદ તજો મન ઇર્ષા, ઇતનો દંડ જો સહીએ..
હરિ રસ૦

કોમલ વચન સબનતે દીનતા, સદા પ્રફુલિત રહીએ ..
હરિ રસ૦

ગયે નહિ શોચ આયે નહિ આનંદ, વેસે મારગ વહીએ....
હરિ રસ૦

ઇતની જો ઉપજે યા જીયમે, યા સુખકી કયા કહીએ ..
હરિ રસ૦

સુરદાસ પ્રભુ યહ મારગમેં, જો ચહીએ સો લહીએ ..
હરિ રસ૦

૭૪

**ગઝલ** (કવાલી)

અગર હૈ શોખ મિલનેકા, તો હરદમ લૌ લગાતા જા,
જલાકર ખુદ નુમાઇકો, ભસ્મ તન પર લગાતા જા,
પકડ કર ઇશ્કકી ઝાડુ, સફાકર હિજા એ દિલકો,
દુઇકી ધૂલકો લેકર, મુસલ્લે પર ઉડાતા જા,
મુસલ્લા છોડ તસબી તોડ, કિતાબે ડાલ પાનીમે,
પકડ દસ્ત તૂ ફિરસ્તોકા, ગુલામ ઉનકા કહાતા જા,
ન મર ભૂખા, ન રખ રોજા, ન જા મસ્જીદ ન કર સિજદા,
વજુકા તોડદે કૂજા, શરાબે શૌખ પીતા જા,
હમેશા ખા હમેશા પી, ન ગફલતસે રહો ઇકદમ,
નશેમે સૈર કર અપની, ખુદીકો તૂ જલાતા જા,

ન હો મુલ્લા, ન હો ગમ્મન. હુઇકી છોડ કર પૂજા,
હુકમ હૈ શાહ કલંદરકા. અનલહક તું કહાતા જા,
કહે મનસુર મસ્તાના, હક મૈંને દિલમે પહેચાના,
વહી મસ્તોકા મય ખાના. ઉસીકે બીચ આતા જા

૭૫

## બ્રહ્મ વિચારનું ફલ.

ધનાશ્રી—તાલ લાવણી

બ્રહ્મ વિચારે મન, વિરામ્યુ જેનુ બ્રહ્મ વિચારે મન—ટેક
તાપ ત્રિવિધ નહિં તેને તપાવે. શશિ સમ શીતલ મન. વિરા ૧
ઇન્દ્રાદિકથી અતિ સુખ એને, નિશદિન આનન્દઘન વિરા ૨
સ્વર્ગ અને અપવર્ગ અધિક નહિ, ન્યુન ન નિર્જન વન વિરા ૩
પુત્ર કલત્ર અધિક નહિં લેખે, સઘળે સમ દર્શન વિરા ૪
જગદાકાર ન વૃત્તિ જેની, સ્વરૂપ માહી મગન વિરા ૫
આપ કૃતાર્થ છતા અન્યાર્થે, અર્પે તન મન ધન વિરા. ૬
જન્મ મરણ તેને નહી કાપ્યા, જીવન મુક્ત સદન વિરા ૭
સત્ય સંકલ્પ જીતેદ્રિય ત્યાગી, નિર્વાસન દઢ મન વિરા ૮
સાધનબોધની અવધિ છતાં પણ, સત સેવાનુ વ્યસન વિરા ૯
ભવતારક ભગવાન દયાથી, રગિન નિત્ય પ્રસન વિરા. ૧૦

૭૬

ન બાપ બેટે, ન દોસ્ત દુશ્મન,
ન આશક, ન સનમ કિસીકે;
અજબ તરહકી, હુઇ કરામત,
ન કોઇ હમારા, ન હમ કિસી કે.

## પ્રકરણ ૧૬ મુ.

## સ્વામીજીના ભકતો તરફથી સ્વામીજીના ગુણાનુવાદ.

### શ્રીયુત પુરુષોત્તમભાઇ તરફથી.

૧

અહાહા! ગુરુ મત્ર સત્સગતી,
અહોહો! ગુરુ મત્ર સત્સગતી,
પ્રભાવે નિજાનદ પહોચી મતી. (ટેક) ૧ અહાહા.

સાખી

સદ્‌ગુરુજીએ સાનમાં, સમજાવ્યુ નિજરૂપ,
સમજી જાતા સાનમા, હું અદ્વૈત અરૂપ
સમાઇ જાતાં સાનમા, હુ અદ્‌ભૂત અનુપ
થતા બોધ પામ્યો, ગુરુમાં ગતી.... ૨ અહાહા.

સાખી

અસ્તિ ભાતિ પ્રિયરૂપ છે ના ગુરુ રૂપ અનુપ
ખોવાણો હુ ખોળતા આ આપ સ્વરૂપ.
અનુભવમા આવી ગુરુની કૃપાથી . ૩ આહાહા

સાખી

અનિત્ય સઘળુ ગમી ગયુ. પામ્યો નિત્યાનદ.
આનદ સાગર અનુભવે પુરુષોત્તમ ગુરુરૂપ.
વાહ ગુરુ! ધન્ય ગુરુ! જગ ગુરુ હરિ . ૪ આહાહા

૨

ગઇતી ગઇતી સદ્ગુરૂ દરબાર
સખી! ગઇતી હુ તો સદ્ગુરૂ દરબાર
અદ્વૈતામૃત પાયુ સદ્ગુરૂ ગ્રેમે—ધન્ય ગુરૂ ધન્ય ૧
સદ્ગુરૂએ કીધી મને સાન
સખી! સદ્ગુરૂએ કીધી જેને સાન
સાનમા સમજી તે મહા સુખ પામી—ધન્ય ગુરૂ ધન્ય ૨
ટળ્યુ મારૂ દ્રશ્ય ભ્રમનુ દુઃખ
સખી! ટળ્યુ મારૂ દ્રશ્ય ભયનુ દુઃખ
અરૂપ અવિનાશી એક હુ છુ—ધન્ય ગુરૂ ધન્ય. ૩
ઉઠયા આજે અમૃતના મેહ
સખી ઉઠયા આજે અમૃતના મેહ
આનદ ઉદધીમા લ્હેરો લાગી—ધન્ય ગુરૂ ધન્ય ૪
પામી પામી પ્યારો નિત્યાનન્દ
સખી! પામી પામી પ્યારો નિત્યાનન્દ
ફકડના ફન્દેથી હુ તો છૂટી—ધન્ય ગુરુ ધન્ય. ૫

૩

સોરઠા.

લોઢાને સોનુ કરે, એ પારસમણી પ્રભાવ
પણ પાણા પારસ થાય છે. નિત્યાનન્દના ધામમાં
હદમા બેઠા કથત હે, બેહદકી ગમ નાંહી
બેહદકી ગમ હોઈ નહિ, તબતક કહેનેકો કુછ નાંહિ.

૧

## શ્રીયુત નારણદાસજીના કાવ્યો

દૂહો.

વંદન હો ગુરુ દેવકે, નિત્ય ચરણાંબુજ દોય,
આત્મ જ્ઞાન પ્રગટ ભયો, સંશય રહ્યો ન કોય,
અહે પરમ આનદમય, અહં જ્યોતિ નિજ સોઇ,
બ્રહ્મરૂપ જીવહી ભયો, દૂજા રહા નહિ કોઇ,
તમગુન, રજગુન, સત્વગુન, તિનકો રચિત શરીર,
નિત્ય મુક્ત છે આત્મા, ભ્રમતે માનત શિર.
જયો રવિ કે ઉદ્યોત સે, અંધકાર મિટ જાય,
તૈસે જ્ઞાન પ્રકાશ સે, ભ્રમ સબ ગયો વિલાય;
ચિદાનંદ ચૈતન્ય ઘન, વ્યાપક બ્રહ્મ અખડ,
તાસો સદ્‌ગુરુ યું કહ્યો, તૂ હે બ્રહ્મ અખંડ.

૨

## છંદ ત્રિભંગી.

દૂહા

બ્રહ્મરૂપ ગુરૂ દેવસો નિત્યાનન્દ મહારાજ
અનેક જીવને તારવા, લીન્હો હે અવતાર,

લિન્હા અવતારા, દેવ હમારા, તુમ પરપારા નિરધારા,
સંગતો તારા, સઉથી પ્યારા, ઝાઝ હમારા, ભવતારા,
સબગુણ હે સારા, સો પ્રભુ મારા, સંગ નહિ દારા,
લિન્હા.

જ્ઞાન પ્રકાશી, સદા ઉદાસી,
ટળી ચોરાશી, વે ક્ષશી
જય વિપતિ વિનાશી,
તત્ત્વ તપાસી, હિયે હુલાસી.
આકાશી, બ્રહ્મસિંધુ નિવાશી,
જોયા સન્યાસી, ચરણ તપાસી
વે સારા... ..લિન્હા....

જ્ઞાન મેળવવા, ભવદુઃખ ટળવા,
તવસંગ કરવા, ભય હરવા,
સબ કિરતી ઉચરવા, ઠીક થઇ ઠરવા,
યશ વિસ્તરવા, ગુણ ગરવા,
મન તુજને મળવા, શુભ કૃત ફળવા,
દાસન તરવા, સો તારા..... લિન્હા...

૩

છંદ ભુજંગી

ગુરૂ દેવ તો ઇષ્ટ સો એક મારા,
નિત્યાનન્દના નેહથી જાઉં પારા,
ઉમાનાથનો અંશ પોતે પધાર્યા,
મહાપાપના પાપ તેણેજ ટાળ્યા
મહાતેજની મૂરતી તો નિહાળી,
ઘણા જન્મના પાપ સંતાપ ટાળી,



પીઠડીઆનો આશ્રમ (મુક્તિ ધામ)

સદા શિવ રૂપે ગુરૂનેજ ભાળુ,
મહા મુકિતનો પથ સ્હેજે નિહાળુ
જગન્નાથના શિષ્યને પાય લાગુ,
જેથી કામનો વેગ તો જાય ભાગે,
બડો બાકડો ફાકડો સિદ્ધ નાગો,
લાગ્યો ધ્યાનતો બ્રહ્મમા કાળ ભાગો.
બડો ભાગ્યશાળી આપે તો વિધાતા,
ઘણા જીવને શીવનુ જ્ઞાન દેતા.
નથી રગ કે રૂપમા લેશ મોહતા,
ઘણા પ્રેમથી રાતતો એક રે'તા
મારા દેવના દેવ આનદ દેવા,
કરે પ્રેમથી જો કોઇ તારી સેવા,
બડા પૂન્યવાળા ઘણા પામે મેવા,
ગાવે ચરણનો દાસ તો સુખ લેવા.

૧

**ગંગા સ્વરૂપ પાર્વતી બ્હેનનુ કાવ્ય**

હે સદ્ગુરૂ સંતજી,
ઉતરી હુ તો ભવપારજી,
નિત્યાનન્દજીની કૃપા થકી,
મન સમજયુ સારજી . હે સદ્ગુરૂ. ૧
જાગ્રત નહિ, સ્વપ્ન નહિ,
નહિ સુષુપ્તિમા વાસજી,
તુર્યાપદ પોતે સહી,
જાણ્યો બ્રહ્મ વિલાસજી .હે સદ્ગુરૂ. ૨

સ્થૂળ સૂક્ષ્મ કારણ નહિ,
નહિ વિશ્વ વૈરાટજી,
સોહં શબ્દ વિચારતાં,
વળ્યો જગતનો હાટજી ...હે સદ્‌ગુરૂ ૩

ત્રીધા વૃતિ ત્રિગુણ નહિ,
નહિ માયા નહિ માનજી,
આત્મારામને ઓળખી,
ટળ્યુ દ્રશ્યનુ ભાનજી ..હે સદ્‌ગુરૂ ૪

સંશય સર્વે સમાઇ જતાં,
થયુ અદ્વૈત ભાનજી,
આવરણ એકે આવે નહિ,
થયુ બ્રહ્મનુ જ્ઞાનજી...હે સદ્‌ગુરૂ ૫

તત્પદ, ત્વંપદ ત્યાગીને,
અસિપદે મન જાયજી,
અન્વય વ્યતિરેકે ઓળખી,
નિજાનંદ ચિત્ત ચાહ્યજી... હે સદ્‌ગુરૂ ૬

વ્યષ્ટિ નહિ, સમષ્ટિ નહિ,
નહિ વ્યક્ત અવ્યક્તજી,
પાર્વતી પૂરણ પદને પામી,
પોતે થઇ શાંતજી ..હે સદ્‌ગુરૂ. ૭

૨

બ્રહ્મ બધે ભરપુર, ગુરૂજી મારા, બ્રહ્મ બધે ભરપુર,
સ્થૂલ સૂક્ષ્મને કારણ મેલી, મહા કારણમાં વરતાઇ .
ગુરૂજી

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ બાધથી, તુરીયા પદ દરશાય ...
ગુરૂજી.

વિરાટ હિરણ્યગર્ભ ઇશ્વર આપે, બ્રહ્મમા બ્રહ્મ ભળ્યા ..
ગુરૂજી ૩
વિશ્વ, તૈજસ પ્રાજ્ઞ નહિ, પણ કુટસ્થ એદ સ્વરૂપ
ગુરૂજી. ૪
અકાર ઉકાર મકાર મેલી, ૐકાર આનદ રૂપ ..ગુરૂજી ૫
પ્રભુ કૃપાથી ગુરૂ મળ્યા, પાર્વતીને આનદ અતર થાય ..
ગુરૂજી ૬

## ભક્ત હકાભાઈ તરફથી

એ પીઠડીઆમા પ્રભુજી પધારીયા
તમારા દાસોના દુ:ખ નિવારીયારે ..પીઠડીઆમા
પૂરણ પ્રભુ નિત્યાનન્દ છેરે
વ્હાલો જ્ઞાન તણા ભડાર છેરે પીઠડીઆમા.
વ્હાલો વિશ્વે વિશ્વભર નાથ છેરે ..
પુરૂષોત્તમ પ્રાણ આધાર છેરે પીઠડીઆમા.
વ્હાલો સત્ ચિત્ આનદ રૂપ છેરે .
એવા અખડ પ્રભુજી અનુપ છેરે . પીઠડીઆમા
દાસ હકુ એવુ ગાય છે રે
રે દાદાના દર્શન કરે દુ ખ જાય છેરે પીઠડીઆમાં.

## ભક્ત હરજી તરફથી.

મેલી હો મનનો મેલ, ગુરૂ નિત્યાનન્દ સેવીએ,
દાદાના દર્શન કરે દુ ખ જાયરે .. ગુરૂ . ટેક.
બાપુ સેવ્યા સાધુ ને સેવ્યા સતને,
અતિ ઘણા સેવ્યા છે સત મહતને મેલી હો મનનો.
બાપુ ન્હાયા ગગાને ન્હાયા ગોમતી,
ન્હાયા છે અડસઠ ધામરે . ......મેલી હો મનનો.

બાપુ સેવ્યા સંન્યાસી સેવ્યા શીવને,
અતિ ઘણા સેવ્યા છે મહા દેવને .મેલી હો મનનો.
ગુરૂ પ્રતાપે હરજી ગાય છે,
સત સેવે અતિ સુખ થાય છે. ... મેલી હો મનનો

## હવે ત્રિભોવન પૂજાભાઇ તરફથી

ગઝલ.

સગા સાથી સખા પ્યારા, શ્રી નિત્યાનન્દના વ્હાલાં
અચળ અવિનાશી સુખરૂપ, શ્રી નિત્યાનન્દ છે વ્હાલા ...ટેક.
અરે! જુઠી જગત જે જાળની, જ્વાળા તજી દોને
લહો શુભ શાન્ત રસ બિંદુ, શ્રી નિત્યાનન્દનુ વ્હાલા .૧
ભલે સંસારી હો સહુવા, ભલે રાગી વિરાગી કે,
વિરામો તોય પણ અન્તે, શ્રી નિત્યાનન્દમા વ્હાલા ..૨
ઉપાધિ કર્મના ભેદ, ભલે ભાસે નજર માંહે
પરંતુ નિત્યનુ નામ, શ્રી નિત્યાનન્દ વ્હાલા ..૩
ત્રિવિધ પરિતાપ કારણ આ, વિષય સુખ વાસના છોડી
ભજો વિવેકથી ભાવે, શ્રી નિત્યાનન્દ ને વ્હાલા ..૪
સકળ તત્વો તણુ સત્વ, સકળ તત્વો તણુ તત્વ
નિરંતર તો રહેલુ છે, શ્રી નિત્યાનન્દમા વ્હાલા ...૫
ભણો શાસ્ત્રો પુરાણોને, ભણો વળી વેદ વેદાન્ત
થઇ જ્ઞાની બનો મસ્ત, શ્રી નિત્યાનન્દમા વ્હાલા ...૬
અનાત્માને વિચારીને, અનિત્યાનન્દને ત્યાગો
પછી નિશ્ચય અચલ થાશો, શ્રી નિત્યાનન્દમાં વ્હાલા....૭
તપાસો તત્વના રસ્તા, તપાસો જ્ઞાનીના મર્મ
અનુભવી મર્મને મ્હાલો, શ્રી નિત્યાનન્દમા વ્હાલા . .૮

અખંડાનંદના' અંશુ તણા સહુ અંશી છો સાચા
ગૃહી પૂર્ણાંશુ લીન થાઓ, શ્રી નિત્યાનન્દમા વ્હાલા. ૯
ત્રિપુટી જ્ઞાન જ્ઞાતા જ્ઞેયની, ભાગી પછી જાશે
અને વ્યક્તિ ગળી જાશે, શ્રી નિત્યાનન્દમાં વ્હાલા. ૧૦
શ્રી નિત્યાનન્દના શુભ આ, ચરણનું દ્વંદ્વ હું લઉં છું
બનીશ તે દ્વંદ્વ રજ ચાટી, શ્રી નિત્યાનન્દી હુ વ્હાલા ૧૧
અને એ દ્વંદ્વ જો ભાસે, કદાપિ દ્વૈત ચક્ષુથી
ભલે તો ભેદ દ્રષ્ટિમાં, બન્યુ સહુ દ્વૈતમા વ્હાલા. ૧૨
જુઓ કિંતુ વિચારીને, સકળ આ દ્વૈતનો અંત
રહ્યો અવ્યક્ત અદ્વય બ્રહ્મ, નિત્યાનન્દમાં વ્હાલા ૧૩
હવે આચરણનુ દ્વંદ્વ, ચુસુ છુ પૂર્ણ પ્રીતેથી
બનુ છુ દ્વૈતમા અદ્વૈત, નિત્યાનન્દી હુ વ્હાલા ૧૪

જીવાભાઈનુ

ભજન

જ્ઞાને કરીને ગમ પાયો ગુરૂજી મારા, ખોટો આ ખેલ
જણાયોરે ..ટેક.
મૂળથી માયા મુકાવી, ગુરૂ, સ્થૂલ સૂક્ષ્મથી તરાયો
કારણથી કાન થોભ્યા ગુરૂ, મહાકારણ પર આયો ગુરૂ ૧
તુર્યા અવસ્થા જોયા જેવી, હાથમે હીરલો પાયો
તીત થયો ત્યારે તુંબીની પેઠે, સાગર પાર તરાયો ...ગુરૂ ૨
ત્રણુથી તરતો ને ચારથી મળતો, વૈષ્ણવવત કહાયો
મૂળ સ્વરૂપમા જઇ મળ્યો ત્યારે, મહારોગ મીટાયો ગુરૂ ૩
આતમ દરશ્યુ તેને અમૃત વરસ્યુ, વેદનો ભેદ જણાયો
આવાગમન તો આળસે જ્યારે, હતો તેવો જણાયો ગુરૂ ૪
નિત્યાનન્દથી લાભ લેતા, હદથી બે હદ આયે...
દાસ જીવો કહે દેહમા દરશે, સતે એ સાન બતાયો...ગુરૂ. ૫

## કિર્તનકાર શાસ્ત્રી મણિલાલ અંબાશંકર વ્યાસ.

### (ઉર્ફે સ્વયજ્યોતિ).

૧

(પરદેશી મુસાફર માર્ગ વિકટ છે—એ રાહ)

છે ઘરમાં વસ્તુ ભાઇ, નથી તે મળતી બારણે,
છે ઘરમાં ગઇ ખોવાઇ, બીજે 'ગોતો' શું કારણે
ભૂપ પણ ભૂલીને ભીક્ષા, માગે મહીપતિ જેમ.
નિજ સત્તા ભૂલ્યો સ્વઆત્મા, ત્હારૂ પણ છે તેમ. નથી૦

ભ્રમિષ્ઠ માલિક ચાકરને કે,' મુજને સેવક રાખ્ય,
છો સુખ રૂપ છતા તે સારૂ, કા' તું બૂમો નાખ્ય નથી૦

કંઠાભરણ નથી ખોવાયુ, કા' ચોરી નોંધાવ્ય,
પુણ્યાત્મા થઇ 'પાપોહ'ના, જાપો શીદ જપાવ્ય. નથી૦
ભૂમા શ્રીનિત્યાનંદ ગુરૂથી, 'તત્ત્વમસિ' લે બોધ,
સ્વયજ્યોતિ મણિ પ્રકાશ મૂકી, કા' તું દીવો શોધ. નથી૦

૨

(મારી લાજ તમારે હાથે—એ રાહ.)

દીધુ સદ વિદ્યાનુ દાન, અહો ગુરૂ દેવજીરે દીધુ
કીધુ જીવતર મારૂ ધન્ય, અહો ગુરૂ દેવજીરે. દીધુ.

સ્વપ્ન ભય કરમાથી જગાડયો, સર્પ દંશ ભયમાથી જીવાડયો
દેખાડયો નિધિ નિર્ધન ને ગુરૂ દેવજીરે દીધુ

પાશ પરાધીનતાનો કાપી, અહો સત્ય સ્વાધીનતા આપી,
વ્યાપી શાતિ રોમ રોમ ગુરૂ દેવજીરે. દીધું

આપ્યુ નિજ સ્વરૂપ સમજાવી, દઇને કરમા 'અજપા' ચાવી,
ભાવી કરી અનુકંપા શ્રી ગુરૂ દેવજીરે દીધુ
ભૂમા શ્રી નિત્યાનંદ સ્વરૂપી, સ્વયજ્યોતિ મણિ પ્રકાશરૂપી,
'તત્ત્વમસિ' કહી તાર્યો શ્રી ગુરૂ દેવજીરે દીધુ.

૩

(સદા સંસારના સુખ દુખ સરખા—એ રાહ)

મળ્યો છે માલમી અમને, પીવાડયો પ્રેમનો પ્યાલો;
મધુરતા માપ બારી છે, પીવાડયો પ્રેમનો પ્યાલો
ખુમારી 'બ્રહ્મમયતા'ની, નસે નસમાં ચડી ગઇ છે,
અહા આનંદ સાગરની, લહરીઓ શી? ઉડી રહી છે
તજી હદ ત્રય અવસ્થાની, ગયો હું તૂર્યપર ઘરમા,
અવસ્થા 'ઉન્મુની' પામ્યો, વિરામ્યો છું પરાત્પરમા
અહો! પ્યાલો, અહો! પ્યાલો, ભરેલો બ્રહ્મરસ પ્યાલો,
અહા પાનારની સાથે, મળ્યો પીનારને પ્યાલો
અભેદે જ્ઞાન અર્ણવમા, અમારી જેમ જે પડશે,
ભૂમા શ્રીનિત્ય આનંદી સ્વયંજ્યોતિ મણિ જડશે

૪

(સંસાર સમજી એ શાણા—એ રાહ)

તું લે આપ ગોતી તારૂં, સદ્ ગુરૂ સાને
તું લે રૂપ શોધી તારૂં, મહાવાકય સાને-તારૂ સદ્ ગુરૂ
નહિં વર્ણ વિપ્રાદિ તું, વર્ણાતિત રૂપ-તારૂ સદ્ ગુરૂ
દેહેન્દ્રિય રૂપી નહિં રે, મનાતિત રૂપ-તારૂ સદ્ ગુરૂ
જાગ્રત્સ્વપ્ન તારામા નહિં, તુર્યાતિત રૂપ-તારૂ સદ્ ગુરૂ
ન્યારો તું બાવન બારો, અક્ષરાતિત રૂપ-તારૂ સદ્ ગુરૂ
શિશુ વૃદ્ધ રૂપી નહિં તું, વયાતિત રૂપ-તારૂ સદ્ ગુરૂ
બંધ મોક્ષ તારામા નહિં, ગુણાતિત રૂપ-તારૂ સદ્ ગુરૂ
ભૂમા શ્રીનિત્યાનંદી ધ્યાનાતિત રૂપ-તારૂ સદ્ ગુરૂ
સ્વયંજ્યોતિ મણિરૂપી તું સર્વાતિત રૂપ-તારૂ સદ્ ગુરૂ

૫

(જુદું જુદું જીવન ખરૂ જાણમા રે—એ રાહ.)

ઘટમાં ઘટમાં તિરથ ચારે ધામ છે રે ઘટમા
ચારે ધામ છે રે, ચારે ધામ છે રે ઘટમા
અડસઠ તીરથ સપ્ત પુરી છે, ઘટમા સરસ્વતિ સુરસરી છે,
ઘટમા યમુના ઘટમા ગોકુળ ગામ છેરે ઘટમા
પ્રયાગ પુષ્કર માન સરોવર, નૈમિષ વન દ ડક વન સુદર,
ઘટમા મેરૂ મદર ગિરિ તમામ છે રે ઘટમા
ધામ તણા ધામી અવિકારી, સહુ અવતારોના અવતારી,
અખિલ નિરજન ઘટમા રાધે શ્યામછે રે ઘટમા.
ભૂમા શ્રીનિત્યાનદ સ્વરૂપી સ્વયજ્યોતિ મણિ પ્રકાશરૂપી,
અખડ એ અજવાળાં, ઘટમા રામ છે ઘટમા.

૬

(સદા સસારના સુખ દુખ.—એ રાહ)

મળ્યો છે માલમી અમને, બતાવ્યો માર્ગ મુક્તિનો,
સરલને સાધવા જેવો, પઢાવ્યો મત્ર મુક્તિનો મળ્યો.
કમળ સમ થઇ ગયા કાટા, લુટારા તે 'વળાવા થયા;
પ્રખર તડકો શમાવાને, વિવિધ 'સુર વૃક્ષ' ઉગી ગ્યા મળ્યો
હતા જ્યા 'જાઝવા' બળતા, થયા ત્યા હોજ શરબતના,
ન હોતો કોઇ જ્યા ના'તો, મળ્યા ત્યાં મિત્ર મ્હોબતના મળ્યો
ભૂમા શ્રીનિત્ય આનદી, મળ્યા તે માર્ગમાં અમને,
સ્વયજ્યોતિ મણિ તેજે, તિમિર ટાળ્યા સહિત અઘને મળ્યો



# પ્રકરણ ૧૭ મું.



॥ निगमागमवाक्यरत्नावलिः ॥

॥ मंगलाचरणम् ॥

ॐ॥ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

ॐ। પરોક્ષ પૂર્ણ છે, અપરોક્ષ (પણ) પૂર્ણ છે, પૂર્ણમાંથીજ પૂર્ણ ઉદ્રિક્ત થાય છે અને પૂર્ણમાંથી પૂર્ણ લઇ લેતાં અવશેષ પૂર્ણજ રહે છે.

ॐ सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

આપણ બન્નેનું (ઇશ્વર) સાથે રક્ષણ કરો, સાથે ભોગવો અને આપણે સાથે રહી વીર્ય—આત્મોદ્ધારાર્થ—પરાક્રમ કરીએ. આપણનું અધ્યયન તેજસ્વી થાઓ અને આપણે (પરસ્પર) દ્વેષ (કદાપી) ન કરીએ.

ॐ। शान्तिः शान्तिः शान्तिः ।

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं ।
विश्वातीतं गगनसदृशं तत्त्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

બ્રહ્મ સ્વરૂપેજ—આનંદરૂપ, પરમ—નિરતિશય—સુખદાયક, કેવલ જ્ઞાનમૂર્તિ, વિશ્વથી અતીત, ગગનસદૃશ—વ્યાપક, 'તત્ત્વમસિ' આદિ મહાવાકયોથી લક્ષ્ય, એક—અદ્વિતીય, નિત્ય—ત્રિકાલાબાધ્ય, વિમલ—શુદ્ધ અચલ—કૂટસ્થ, સર્વના બુદ્ધિસાક્ષીભૂત, ભાવ—માયાદિક કલ્પનાઓથી અતીત—અગમ્ય, ત્રિગુણ—માયાકાર્યથી રહિત એવા સદ્ગુરુ—પરમાત્માને નમન કરૂં છું.

૫

(જુદું જુદું જીવન ખરૂં જાણ્યા રે—એ ગઝલ)

ઘટમાં ઘટમાં તિરથ ચારે ધામ છે રે ઘટમા
ચારે ધામ છે રે, ચારે ધામ છે રે ઘટમા
અડસઠ તીરથ સપ્ત પુરી છે, ઘટમા સરસ્વતિ સુરસરી છે,
ઘટમા યમુના ઘટમાં ગોકુળ ગામ છેરે ઘટમા
પ્રયાગ પુષ્કર માન સરોવર, નૈમિષ વન દંડક વન સુંદર,
ઘટમા મેરૂ મંદર ગિરિ તમામ છે રે ઘટમા
ધામ તણા ધામી અવિકારી, સહુ અવતારોના અવતારી,
અખિલ નિરંજન ઘટમા રાધે શ્યામછે રે ઘટમા
ભૂમા શ્રીનિત્યાનંદ સ્વરૂપી સ્વયંજ્યોતિ મણિ પ્રકાશરૂપી,
અખંડ એ અજવાળાં, ઘટમા રામ છે ઘટમા.

૬

(સદા સંસારના સુખ દુખ—એ ગઝલ)

મળ્યો છે માલમી અમને, બતાવ્યો માર્ગ મુક્તિનો,
સરલને સાધવા જેવો, પઢાવ્યો મંત્ર મુક્તિનો મળ્યો.
કમળ સમ થઈ ગયા કાંટા, લુટારા તે 'વળાવા થયા,
પ્રખર તડકો શમાવાને, વિવિધ 'સુર વૃક્ષ' ઉગી ગ્યા મળ્યો.
હતા જ્યાં 'જાઝવાં' બળતા, થયા ત્યા હોજ શરબતના,
ન હોતો કોઈ જ્યા ના'તો, મળ્યા ત્યાં મિત્ર મ્હોબતના મળ્યો
ભૂમા શ્રીનિત્ય આનંદી, મળ્યા તે માર્ગમા અમને;
સ્વયંજ્યોતિ મણિ તેજે, તિમિર ટાળ્યા સહિત અઘને મળ્યો



# પ્રકરણ ૧૭ મું.



## ॥ निगमागमवाक्यरत्नावलिः ॥

### ॥ मंगलाचरणम् ॥

ॐ॥ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

ૐ। પરોક્ષ પૂર્ણ છે, અપરોક્ષ (પણ) પૂર્ણ છે, પૂર્ણમાંથીજ પૂર્ણ ઉદ્રિક્ત થાય છે અને પૂર્ણમાંથી પૂર્ણ લઇ લેતાં અવશેષ પૂર્ણજ રહે છે

ॐ सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

આપણ બન્નેનું (ઇશ્વર) સાથે રક્ષણ કરો, સાથે ભોગવો અને આપણે સાથે રહી વીર્ય-આત્મોદ્ધારાર્થ-પરાક્રમ કરીએ આપણનું અધ્યયન તેજસ્વી થાઓ અને આપણે (પરસ્પર) દ્વેષ (કદાપી) ન કરીએ

ॐ। शान्तिः शान्तिः शान्तिः ।

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं ।
विश्वातीतं गगनसदृशं तत्त्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

બ્રહ્મ સ્વરૂપેજ-આનંદરૂપ, પરમ-નિરતિશય-સુખદાયક, કેવલ જ્ઞાનમૂર્તિ, વિશ્વથી અતીત, ગગનસદૃશ-વ્યાપક, 'તત્ત્વમસિ' આદિ મહાવાક્યોથી લક્ષ્ય, એક-અદ્વિતીય, નિત્ય-ત્રિકાલાબાધ્ય, વિમલ-શુદ્ધ અચલ-કૂટસ્થ, સર્વના બુદ્ધિસાક્ષીભૂત, ભાવ-સાંસારિક કલ્પનાઓથી અતીત-અગમ્ય, ત્રિગુણ-માયાકાર્યથી રહિત એવા સદ્ગુરૂ-પરમાત્માને નમન કરૂં છું

नीलांबुजश्यामलकोमलांग सीतासमारोपितवामभागम ।
पाणौ महासायक चारुचाप नमामि राम रघुवंशनाथम् ॥

નીલકમલ જેવા શ્યામ તથા કોમલ જેના અંગ છે, વળી પોતાના વામ ભાગમાં જેણે સીતા ધારણ કર્યા છે, હાથમાં મોટા બાણ તથા સુંદર ચાપ-ધનુષ્ (ધારણ કરતા) રઘુવંશના નાથ શ્રીરામને નમન કરૂં છું

सजलजलदनील दर्शितोदारशील ।
करतलधृतशैल वेणुवाद्य रसालम् ॥
व्रजजनकुलपाल कामिनीकेलिलोल ।
तरुणतुलसिमाल नौमि गोपालबालम् ॥

જળ ભરેલ વાદળા જેવા શ્યામ, ઉદાર શીલ દર્શાવતા, હસ્તતલમાં શૈલ-ગોવર્ધન-ધારણ કરતા, વેણુ વગાડનાર, રસ-આનંદથી ભરપૂર, વ્રજ જનોના કુળોને પાળનારા, કામિની-ગોપીઓની સાથે ક્રીડા કરવામાં અતૃપ્ત, તાજી તુલસીદલની માળા ધરતા; એવા શ્રી ગોપાલ બાલ-નંદ ગોપના પુત્ર શ્રીકૃષ્ણની સ્તુતિ કરૂં છું

वसुदेवसुत देवं कसचाणूरमर्दनम् ।
देवकीपरमानन्द कृष्णं वदे जगद्गुरुम् ॥

વસુદેવના સુત, કંસરાજા તથા ચાણૂરમલ્લનું મર્દન કરનાર, દેવકીમાતાને પરમાનંદ દેનારા, જગદ્ગુરુ શ્રીકૃષ્ણને વંદન કરૂં છું

मूक करोति वाचाल पगु लघयते गिरिम् ।
यत्कृपा तमह वदे परमानन्दमाधवम् ॥

જેની કૃપા મૂંગાને વાચાળ કરે, પાંગળાને પર્વત ઓળંગાવે એવા તે પરમાનંદરૂપ માધવને વંદન કરૂં છું

शांताकार भुजगशयन पद्मनाभ सुरेश ।
विश्वाधार गगनसदृश मेघवर्ण शुभांगम ॥

लक्ष्मीकांत कमलनयनं योगिभिर्ध्यानगम्य ।
वंदे विष्णु भवभयहर सर्वलोकैकनाथम् ॥

શાન્ત આકૃતિવાળા, ભુજંગ—શેષનાગ—ઉપર સુતેલા, પદ્મ જેની નાભિથી ઉદ્ભવેલ છે, સકલ સુરના ઇશ, વિશ્વના આધારરૂપ, આકાશવત્ વ્યાપક, મેઘતુલ્ય વર્ણવાળા, શુભ અંગવાળા, લક્ષ્મીના કાન્ત—પતિ, કમલસદૃશ નયનવાળા, યોગિપુરુષોએ ધ્યાન વડે ગમ્ય—પ્રાપ્ય, ભવભય—જન્મ મરણાદિને હરનારા, સર્વ લોકોના એક નાથ એવા શ્રી વિષ્ણુને વંદન કરૂં છું

ध्येय सदा परिभवघ्नमभीष्टदोह ।
तीर्थास्पद शिवविरिञ्चिनुत शरण्यम् ॥
भृत्यार्तिहं प्रणतपाल भवाब्धिपोत ।
वंदे महापुरुष ते चरणारविंदम् ॥

સદા ધ્યાન કરવા યોગ્ય, પરિભવને હણનાર, અભીષ્ટ પૂરનાર, તીર્થસ્નાન તુલ્ય, રુદ્ર બ્રહ્માદિ દેવોએ સ્તુત, શરણ લેવા યોગ્ય, ભૃત્ય જનની પીડાને હણનાર, પ્રણત—જનનું પાલક, ભવસાગરને તારવામાં પોત—વહાણ, એવા તમારા ચરણકમલને—હે મહાપુરૂષ! હું વંદન કરૂં છું

संचिंतयेद्भगवतश्चरणारविंद ।
वज्राङ्कुशध्वजसरोरुहलाञ्छनाढयम् ॥
उत्तुङ्गरक्तविलसन्नखचक्रबाल ।
ज्योत्स्नाभिराहतमहद्धृदयांधकारम् ॥

વજ્ર, અંકુશ, ધ્વજ, કમલ ઇત્યાદિ શુભ ચિન્હોથી યુક્ત તથા ઉંચા ગતા શોભીતા નખ સમુદાયની કાંતિવડે (નમન કરત) મહાપુરુષોના હૃદયમાંના (અજ્ઞાન) અંધકારને હણનાર એવા ભગવાનના ચરણકમલનું ચિંતન કરો

शुक्लांवरधर देव शशिवर्ण चतुर्भुजम् ।
प्रसन्नवदन ध्यायेत्सर्वविघ्नोपशांतये ॥

श्वेत वस्त्र धारण करता, चंद्रमान देहद्युतिवाळा, चार भुज वाळा, प्रसन्नमुखदेव–गणपतिनु सर्व विघ्ननी निवृत्ति अर्थे ध्यान करवु.

अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः ।
अभाललोचनः शम्भुर्भगवान् बादरायण ॥

भगवान् बादरायण–व्यासमुनि, चार मुख विनाना ब्रह्मा, बे हाथवाळा विष्णु अने कपाळमा त्रीजा नेत्र विनाना शंभु (मानवा).

शंकरं शंकराचार्यं केशवं बादरायणं ।
सूत्रभाष्यकृतौ वंदे भगवंतौ पुनःपुन ॥

शाक्षात् शंकररूप शंकराचार्य तथा केशव-विष्णुरूप बादरायण व्यासमुनि–आ बन्ने–सूत्र तथा भाष्यने करनार–भगवानने वारंवार वंदु छु

ओंकारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मण· पुरा ।
कठं भित्त्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ ॥

ओंकार तथा 'अथ' शब्द, आ बेय पूर्वे ब्रह्माना कंठने भेदीने नीकळेला छे तेथी ते बेय मंगळरूप छे

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुरेव परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

गुरु ब्रह्मा छे, गुरु विष्णु छे, गुरु महेश्वर देव छे तथा गुरुज (स्वयं) परब्रह्म छे तेथी श्रीगुरुने नमस्कार करुं छु.

चैतन्य शाश्वत शांत व्योमातीत निरजनम् ।
नादबिन्दुकलातीत तस्मै श्रीगुरवे नमः ॥

शाश्वत चैतन्यरूप, शांत, आकाशथी पण विशाळ, निरंजन–अमंग । नादबिंदुकळाथी अतीत–पर, एवु जे श्रीगुरुतत्त्व तेने नमु छु.

अज्ञानतिमिरांधस्य ज्ञानांजनशलाकया ।
चक्षुरुन्मीलित येन तस्मै श्रीगुरवे नमः ॥

અજ્ઞાનરૂપી તિમિરથી અંધ બનેલાના ચક્ષુ, જ્ઞાનરૂપી અંજન-શલાકાવડે જેણે ઉન્મીલિત (ઉઘાડી દર્શન-સામર્થ્યયુક્ત) કર્યાં તે શ્રીગુરુને નમસ્કાર કરૂં છું.

अखण्डमण्डलाकार व्याप्त येन चराचरम् ।
तत्पद दर्शित येन तस्मै श्रीगुरवे नमः ॥

અખંડમંડલાકાર-વ્યાપકથી ખંડિત ન જણાતુ મંડલાકાર, ચરાચર-સ્થાવર જંગમાત્મક બ્રહ્માંડ જેણે વ્યાપ્ત-પરિપૂર્ણ છે તે પદ-પરમતત્ત્વ જેણે દેખાડયુ તે શ્રીગુરુને નમન કરૂં છું.

## ॥ कर्मयोगः ॥

## કર્મયોગ.

यन्मनसा ध्यायतितद्वाचा वदति यद्वाचा वदति तत्
कर्मणा करोति यत् कर्मणा करोति तदभिसम्पद्यते ॥

જેનુ મનવડે ધ્યાન-ચિંતન કરે છે તે વાણીથી બોલે છે વળી જે વાણીથી બોલે છે તે કર્મ-કૃતિથી કરે છે અને જે કર્મ-શરીર ચેષ્ટા વડે કરે છે તેવુજ તે પામે છે

यथाकामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति ॥
तत्कर्म कुरुते यत्कर्म कुरुते तदभिसपद्यते ॥

જેવો અભિલાપ હોય છે તેવો સંકલ્પ કરે છે જેવો સંકલ્પ કરે છે તેવુ કર્મ કરે છે અને જેવું કર્મ કરે છે તેવું પામે છે

त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययन दानमिति ।

યજ્ઞ અધ્યયન અને દાન, એ ત્રણ ધર્મના સ્કંધ-મુખ્યરૂપ છે

अध्यापन ब्रह्मयज्ञ पितृयज्ञश्चतर्पणम् ।
होमो दैवो बलिर्भूतो नृयज्ञोऽतिथिपूजनम् ॥

વેદવેદાંગોનુ અધ્યાપન કરવુ એ બ્રહ્મયજ્ઞ, તથા નિત્યતર્પણ કરવું એ પિતૃયજ્ઞ, વૈશ્વદેવાદિ હોમ દૈવયજ્ઞ, બલિપ્રદાન કરવા એ ભૂતયજ્ઞ અને અતિથિપૂજન કરવુ એ નૃયજ્ઞ-મનુષ્ય યજ્ઞ કહેવાય છે.

दातव्यमिति यद्दान दीयतेऽनुपकारिणे।
देशे काले च पात्रे च तद्दानं सात्विक स्मृतम्॥

'આ દેવાનુંજ છે' આવી બુદ્ધિથી કોઈપણ પ્રકારે આપણને ઉપકારક ન હોય તેવાને અને તે પણ દેશ–ગંગાતીરાદિ, કાલ–સંક્રાન્તિ આદિ તથા પાત્ર–દાન દેવા યોગ્ય સત્પુરુષ આ સર્વ વિચારીને દેવામા આવે તે દાન સાત્વિક કહેવાય

दानेनपाणिर्नतु कङ्कणेन स्नानेनशुद्धिर्नतु चन्दनेन।
मानेन तृप्तिर्न तु भोजनेन ज्ञानेन मुक्तिर्न तुमण्डनेन॥

હાથ દાને કરી શોભે કાંઈ કડા વગેરેથી નહિ, શુદ્ધિ સ્નાનવડે થાય કાંઈ ચંદન ચોપડવાથી નહિ તૃપ્તિ સન્માનથી થાય કાંઈ ભોજનથી નહિ. તેમજ મુક્તિ જ્ઞાને કરીનેજ થવાની શરીરને વસ્ત્રાભરણવડે શોભાવવાથી નહિ

स्वर्गस्थितानामिह जीवलोके चत्वारि चिह्नानि वसंति देहे।
दानप्रसंगो मधुरा च वाणी देवार्चनं ब्राह्मणतर्पण च॥

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥

'આ દેવાનુંજ છે' આવી બુદ્ધિથી કોઇપણ પ્રકારે આપણને ઉપકારક ન હોય તેવાને અને તે પણ દેશ-ગંગાતીરાદિ, કાલ-સંક્રાંતિ આદિ તથા પાત્ર-દાન દેવા યોગ્ય સત્પુરૂષ આ ત્રણ વિચારીને દેવામાં આવે તે દાન સાત્ત્વિક કહેવાય

दानेनपाणिर्नतु कङ्कणेन स्नानेनशुद्धिर्नतु चन्दनेन ।
मानेन तृप्तिर्न तु भोजनेन ज्ञानेन मुक्तिर्न तुमण्डनेन ॥

હાથ દાને કરી શોભે કાંઇ કડાં વગેરેથી નહિ, શુદ્ધિ સ્નાન વડે થાય કંઇ ચંદન ચોપડવાથી નહિ તૃપ્તિ સન્માનથી થાય કંઇ ભોજનથી નહિ, તેમજ મુક્તિ જ્ઞાને કરીનેજ થવાની શરીરને વસ્ત્રા-ભૂષણ વડે શોભાવવાથી નહિ

स्वर्गस्थितानामिह जीवलोके चत्वारि चिह्नानि वसंति देहे ।
दानप्रसगों मधुरा च वाणी देवार्चनं ब्रह्मणतर्पणं च ॥

જે જીવો સ્વર્ગમાં સ્થિત થવાના હોય તેના ચાર ચિહ્નો હોય છે દાન દેવામાં હમેશાં પ્રવૃત્તિ, મધુરવાણી, દેવતાઓનું પૂજન અને બ્રાહ્મણો-સત્પાત્ર બ્રાહ્મણોનું-તર્પણ અર્થાત તેઓને પ્રસન્ન કરવાની કામના

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥

શરીરો અનિત્ય છે, વૈભવ પણ કંઇ શાશ્વતિક-હમેશાં ટકવાના નથી અને મૃત્યુ તો નિત્ય હાજરજ ઉભો છે માટે ધર્મનો સંગ્રહ કરવો

नामुत्र हि सहायार्थं पितामाता च तिष्ठति ।
न पुत्रदारं न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलम् ॥

પરલોક પ્રયાણમાં સહાય કરવા માતા, પિતા, પુત્ર, સ્ત્રી, વગેરેમાનું

કોઇ ઉભુ નહિ રહે તેમ જ્ઞાતિ-સગાસંગથી પણ નહિ કિંતુ કેવલ ધર્મ-શુભ કર્મ કર્યાં હશે તેજ માત્ર સહાય થઇ સ્થિત થાય છે.

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
ह्रीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, હ્રી-શરમ, વિદ્યા-જ્ઞાન, સત્ય, અને અક્રોધ, આ દશ ધર્મના લક્ષણ છે

स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥

સ્વધર્મમા રહીને મરવુ સારૂં પણ પરધર્મ (સ્વીકારવો) ભય કરે છે આ સનાતન ધર્મનુ સ્વલ્પ (આચરણ) પણ મ્હોટા ભયથી રક્ષણ કરે છે.

शान्तितुल्यं तपो नास्ति न संतोषात्परं सुखम् ।
न तृष्णायाः परो व्याधिर्न च धर्मो दयापरः ॥

શાન્તિ સમાન તપ નથી, સંતોષથી પર-શ્રેષ્ઠ સુખ નથી તેમ તૃષ્ણાથી વધારે બીજો વ્યાધિ નથી અને દયાથી ઉત્કૃષ્ટ કોઇ ધર્મ નથી

दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥

દાન, દમ-ઇન્દ્રિયોને વશ રાખવા, યજ્ઞ, સ્વાધ્યાય-વેદવેદાંગાદિ શાસ્ત્રનુ અધ્યયન, તપ, આર્જવ-સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, અપૈશુન-કોઇની ચાડી ન કરવી, પ્રાણિમાત્રમા દયા, અલોલુપતા-નિરાકાંક્ષતા, માર્દવ-વાણી તથા મનની કોમળતા, હ્રી-લજ્જા, અચાપલ-ચપળતા રહિતપણુ, તેજ-કોઈ અપમાન ન કરી શકે તેવું વર્તન, ક્ષમા-પરપ્રયુક્ત અપકારની સહિષ્ણુતા, ધૃતિ-અડગ ધૈર્ય, શૌચ-જલમૃત્તિકા વિગેરેથી બાહ્યશૌચ તથા સત્યસંકલ્પાદિ વડે

આભ્યંતર પવિત્રતા, અદ્રોહ—કોઈનું અનિષ્ટ ચિંતન ન કરવું તથા નાતિમાનિતા-નિરભિમાનતા. આ સર્વ ગુણો હે ભારત—અર્જુન! દૈવી સંપત્તિને અભિલક્ષી જન્મેલા પુરુષમાં હોય છે

शमो दमस्तपः शौच क्षांतिरार्जवमेव च ।
ज्ञान विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥

શમ, દમ, તપ, શૌચ, ક્ષાંતિ, આર્જવ, તથા જ્ઞાન, વિજ્ઞાન—અનુભવ, આસ્તિક્ય—ગુરુવેદવાક્યમાં શ્રદ્ધા આ બધા બ્રાહ્મણોના સ્વભાવજ કર્મો છે

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥

શૌર્ય, તેજ—પરે કરેલા અપમાન ક્લેશની પણ અસહિષ્ણુતા, ધૃતિ—વિપત્તિઓથી જરા પણ હારી ન જવાય તેવું અડગ ધૈર્ય, દાક્ષ્ય ઉપાયો યોજવાની ચતુરતા. યુદ્ધમાંથી અપલાયન—પાછા ન હઠવું. દાન—પદાર્થો યોગ્ય જનોને દેવાનો ઉત્સાહ અને ઈશ્વરભાવ—સર્વ પ્રજાજનોનું નિયમન કરવાનું સામર્થ્ય. આ સઘળા ક્ષત્રિયોના સ્વભાવજ કર્મો છે

कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

કૃષિ—ખેડ, ગોરક્ષ્ય—ઢોરા પાળવા, વાણિજ્ય—દેશદેશાંતરોથી માલની લાવ જાવ કરી વ્યાપાર કરવો આ બધા વૈશ્યના સ્વભાવજ કર્મો છે, તેમજ પરિચર્યા—બ્રાહ્મણાદિ ત્રણે વર્ણોની શુદ્ધ ભાવે સેવા કરવી એ કર્મ શૂદ્રોનું પણ સ્વભાવજ છે.

तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता ।
मत्कथा श्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥

જ્યાં સૂધી વૈરાગ્ય ન થાય અથવા જ્યાં સુધિ ભગવત્કથા શ્રવણાદિકમાં શ્રદ્ધા ઉત્પન્ન ન થાય ત્યાં સૂધી કર્મો કર્યા કરવા ઉચિત છે.

## ॥ धर्महीनकीनिन्दा ॥

## ધર્મહીનની નિન્દા.

न विप्रपादोदककर्दमानि न वेदशास्त्रध्वनिगर्जितानि ।
स्वाहास्वधाकारविवर्जितानि श्मशानतुल्यानि गृहाणि तानि॥

જે ઘરના આંગણાં બ્રાહ્મણોના પાદપ્રક્ષાલન જળના કાદવવાળાં ન હોય તથા જે ઘરોમાં વેદશાસ્ત્રના ધ્વનિ ગાજતા ન હોય તેમજ જે ઘરોને વિષે દેવોને આહુતિ દેવાના 'સ્વાહા' શબ્દો તથા પિતૃઓના ઉદ્દેશથી કરાતા શ્રાદ્ધ તર્પણાદિકના 'સ્વધા' શબ્દો ન થતા હોય તેવા ઘરો ગૃહસ્થ ઘરો નહિ કિન્તુ સ્મશાન તુલ્ય ગણવા

इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुक्ते स्तेन एव स. ॥

યજ્ઞવડે આરાધિત દેવો તમને ઇષ્ટ-મનગમતા ભોગો-વૈભવો દેશે, તે-દેવોએ દીધેલા ભોગ્ય પદાર્થોનું એ દેવોને પ્રદાન કર્યા વિના જે સ્વયં ભોગવે છે તે સ્તેન-ચોરજ (સમજવો)

येषां न विद्या न तपो न दानं न चापि शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुविभारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥

જે મનુષ્યોમાં વિદ્યા નથી, તપ-સામર્થ્ય નથી દાનશક્તિ નથી તેમ શીલ પણ નથી, સદ્ગુણ નથી અને ધર્મભાવના પણ નથી તેવા મનુષ્યો આ પૃથ્વી ઉપર ભારરૂપ હોઈ રૂપે-આકૃતિએ મનુષ્ય દેખાતા છતા મૃગ-પશુ સમાન વિચરે છે

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे॥

સાધુપુરુષોના પરિત્રાણ—રક્ષણ કરવા તથા દુષ્કૃત—પાપી જનોના વિનાશ કરવા માટે (અને આ બન્ને કૃત્ય કરીને) સનાતન ધર્મનુ સમ્યક્ પ્રકારે સ્થાપન કરવા યુગેયુગે હુ ઉત્પન્ન થાઉ છુ,

॥ सत्सङ्गमहिमा. ॥

સત્સગ મહિમા

साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः।
कालेन फलते तीर्थं सद्यः साधुसमागमः॥

સાધુ પુરુષોના દર્શનજ પુણ્યજનક છે કારણકે સાધુજનો પોતે તીર્થભૂતજ છે તીર્થો તો કાળે કરી ફલે છે પણ સાધુ સમાગમ તો સદ્ય—તત્કાળ ફલ આપે છે

शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे।
साधवो नहि सर्वत्र चन्दनं न वने वने॥

પર્વતે પર્વતે કઇ માણિક્ય હોતા નથી તેમ દરેક હાથીના કુભસ્થળે કઇ મૌક્તિક—મોતી પાકતા નથી વળી વને વને—અર્થાત્ વનોમા કઇ ચદન વૃક્ષ થતા નથી તેમ સાધુજનો પણ કઇ સર્વત્ર મળતા નથી

वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः।

જેને 'આ સર્વ વાસુદેવ છે' આવી દૃઢ ભાવના ઉત્પન્ન થઇ હોય તેવો મહાત્મા—સર્વત્ર વાસુદેવદર્શી પુરુષ અત્યત દુર્લભ છે

दुर्लभो मानुषो देहो देहिनां क्षणभङ्गुरः।
तत्रापि दुर्लभं मन्ये वैकुण्ठप्रियदर्शनम्॥

દેહ ધારિયોને ક્ષણભગુર હોવા છતા પણ મનુષ્ય દેહ મળવો એ દુર્લભ છે, તેમા પણ ભગવાન્ જેને પ્રિય છે એવા (ભક્ત)નુ દર્શન તો વળી વિશેષ દુર્લભ હુ માનુ છુ

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं ॥
मानोन्नतिं दिशति पापमपाकरोति ॥
चित्तं प्रसादयति दिक्षु तनोति कीर्तिं ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

સત્પુરુષોનો સમાગમ બુદ્ધિની જડતા હરે છે, વાણીમાં સત્ય સિંચે છે, અર્થાત્ સત્ય બોલપણુંજ કરાવે છે, લોકમાં માનની ઉન્નતિ કરાવે છે, પાપને દૂર કરાવે છે, ચિત્તને પ્રસન્ન રાખે છે, દિશાઓમાં કીર્તિને વિસ્તારે છે આવી રીતે કહો કે—સત્સંગતિ પુરુષોને શું શું નથી કરતી?

सत्संगेन परं प्राप्य दुस्तरं तरतेऽचिरात् ।
तस्मादति प्रयत्नेन सत्संगं सततं कुरु ॥

સત્સંગવડે પર-પારને પામીને આ દુસ્તર-(સંસાર સાગર) ને શીઘ્રતાથી તરી જવાય છે તે માટે અતિ પ્રયત્નથી સતત સત્સંગ કરો.

परमहंसलक्षणम् ॥

પરમહંસલક્ષણ.

कौपीनयुगलं कन्था दण्ड एकः परिग्रहः ।
यतेः परमहंसस्य नाधिकं तु विधीयते ॥

કૌપીનની જોડી કન્થા (અંગ ઢાંકવાને) અને એક દંડ, યતિ-સંન્યાસીને આટલોજ પરિગ્રહ જોઇએ આથી અધિક પરિગ્રહ (રાખવા) વિધાન નથી.

यदि वा कुरुते रागादधिकस्य परिग्रहम् ।
रौरवं नरकं गत्वा तिर्यग्योनिषु जायते ॥

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयम् ।
मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम् ॥
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयम् ।
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाऽभयम् ॥

ભોગ ભોગવવામાં રોગ થવાનું ભય રહે, ઉંચા કુળમાં જન્મીને પણ વખતે દુર્દશા અથવા દુરાચારને લઈ ચ્યુતિ-પડતીનું ભય રહે, વિત્ત-ધન વધવાથી રખે આપણા પર રાજાની કુદૃષ્ટિ થશે તો-આવું ભય રહે, માન મળે ત્યારે પણ કોઈ પાસે દીનતા કરવા વેળા આવવાનું ભય અર્થાત્ ગમે તેવો માનપત્ર હોય તોપણ જ્યારે કોઈ પાસે દીનતા કરે તેજ ક્ષણે એ માન નષ્ટ થઈ જાય એ ભય રહે, બળવાન્ હોય તેણે શત્રુનું ભય રહે તેમજ બહુરૂપવાનને જરાનું ભય રહે, વળી શાસ્ત્ર ભણે તેને વાદનું [વાદ કરતા હારશું તો? આવું] ભય રહે ગુણવાનને ખલજનોનું ભય-ગુણવાનનો નિંદા દ્વેષ કરનારા ખલ-નીચ પિશુન-જનો ગુણવાનની નિંદા કરવા પાછળ લાગ્યાજ હોય-અને શરીર બહુ સારૂં હોય તો પણ કૃતાંત-મૃત્યુનું ભય અનિવાર્યજ રહે; આમ સંસારના સર્વ વસ્તુઓ ભયથી ઘેરાયેલાજ હોય છે, મનુષ્યને આ પૃથ્વીમાં નિર્ભય વસ્તુ તો એક વૈરાગ્યજ છે

मुक्तिमिच्छसिचेत्तात विषयान्विषवत् त्यज ।
क्षमार्जवदयातोषसत्यं पीयूषवद्भज ॥

હે તાત! જો મુક્તિની ઇચ્છા કરતા હો તો વિષયોને વિષ જેવા ગણીને ત્યજો અને ક્ષમા, આર્જવ, દયા, સંતોષ તથા સત્યને અમૃત તુલ્ય ગણીને સેવો

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः।
स्मृति भ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति॥

વિષયોનું ધ્યાન-ચિન્તન કરનારા પુરુષોને એ વિષયોમાં સંગ-આસક્તિ થાય છે, એ સંગ થતાં તે વિષયોમાં કામ-અભિલાષ-ઉત્પન્ન થાય છે અને એ કામની અપ્રાપ્તિમાં થતાં નિમિત્ત પ્રતિ ક્રોધ ઉદ્ભવે છે, આ ક્રોધમાંથી સંમોહ ચિત્તની વિકલવતા-થાય અને એ સંમોહને લઈ સ્મૃતિવિભ્રમ-ભાન ભૂલાઈ જાય, આમ સ્મૃતિ ભ્રંશ થતાં બુદ્ધિ વિવેકબુદ્ધિ-નષ્ટ થાય અને બુદ્ધિ નાશ થતાં સ્વ-પોતે પ્રણાશ પામે છે

संगीहि बाध्यते लोके निःसंगः सुखमश्नुते।
तेन संगः परित्याज्यः सर्वदा सुखमिच्छता॥

આ લોકમાં સંગી (સંગ-સંબંધી બાધક મિત્રાદિકમાં 'આ મારા અને એનો હું' આવા ભાવવાળો) પુરુષ [વિવિધ વાસના બંધનથી] બંધાય છે અને નિઃસંગ-સર્વસંગ વર્જિત સુખ ભોગવે છે, માટે સુખના ઇચ્છનાર પુરુષે સર્વદા સંગનો પરિત્યાગ કરવો

सर्वधर्मान्परित्यज्य निर्ममो निरहंकारो भूत्वा ब्रह्मेष्टि शरणमुपगम्य तत्त्वमसि सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचनेत्यादि महावाक्यार्थानुभवज्ञानाद्ब्रह्मैवाहमस्मीति निश्चित्य निर्विकल्पसमाधिना स्वतन्त्रो यतिश्चरति॥ स संन्यासी स मुक्तः स योगी स पूज्यः स परमहंसः सोऽवधूतः स ब्राह्मण इति॥

સમાધિયોગ વડે સ્વતંત્ર બનેલો યતિ જગતમાં વિચરે તે ખરો સન્યાસી, તે જીવન્મુક્ત, તે યોગી, તે સર્વનો પૂજ્ય, તે પરમહંસ, તે અવધૂત અને એજ બ્રાહ્મણ-પૂરો બ્રહ્મવિત્ (સમજવો)

तदा मुक्तिर्यदा चित्त न वाञ्छति न शोचति।
न मुञ्चति न गृह्णाति न हृष्यति न कुप्यति।
यदा नाह तदा मोक्षो यदाह बन्धन तदा॥

જ્યારે ચિત્ત કશાની વાંછના ન કરે, તેમ શોક ન કરે તથા કંઇ મૂકી દેવાનું કે ગૃહણ કરવાનું મન ન થાય અને હર્ષ ન પામે, તેમ કોપે પણ નહિ ત્યારે સમજવું જે મુક્તિ હવે થવાની

જ્યારે 'હું પણા' નો નાશ થાય ત્યારે મોક્ષ છે અને જ્યારે "હું પણું" ઉત્પન્ન થાય ત્યારે બંધન છે

धैर्य यस्य पिता क्षमा च जननी शान्तिश्चिर गेहिनी।
सत्यं सूनुरय दया च भगिनी भ्राता मनःसयमः॥
शय्या भूमितलं दिशोऽपि वसन ज्ञानामृत भोजन।
एते यस्य कुटुम्बिनो वद सखे कस्माद्भय योगिनः॥

જે યોગીને ધૈર્ય પિતા, ક્ષમા જનની, શાંતિ ઘણા સમયથી મંદિરે રહેનારી નારી, સત્ય પુત્ર, દયા બ્હેન, અને મન સંયમ ભ્રાતા, આવા કુટુંબીજનો, વળી જેને પૃથ્વીતલ એજ શય્યા, દિશાઓ રૂપી વસ્ત્ર, નિત્ય તાજું જ્ઞાનામૃત ભોજન હોય એવા યોગીને હે મિત્ર! કહે કોનાથી ભય રહે ?

सत्यं माता पिता ज्ञान धर्मो भ्राता दया सखा।
शान्तिः पत्नी क्षमा पुत्रः षडेते मम बान्धवाः॥

[કોઈ યોગી કહે છે,] સત્ય મારી માતા, જ્ઞાન મારો પિતા, ધર્મ ભ્રાતા, દયા સખા-મિત્ર, શાંતિ પત્ની અને ક્ષમા પુત્ર, આ છ મારા બાંધવ-સગા છે

माता च कमलादेवी पिता देवो जनार्दनः।
बाधवा विष्णुभक्ताश्च स्वदेशो भुवनत्रयम्॥

કમલા દેવી-લક્ષ્મીજી મારા માતા, જનાર્દન દેવ મારા પિતા અને વિષ્ણુ ભક્તો મારા બાંધવો છે મારે તો ત્રણે ભુવન સ્વદેશ છે. [ વિદેશ મારે મન છેજ નહિ ]

मातृवत्परदारांश्च परद्रव्याणि लोष्टवत।
आत्मवत्सर्वभूतानि यः पश्यति स पश्यति॥

પરસ્ત્રી માત્રને માતા-જનની સમાન દેખે, પરદ્રવ્યને માટીના ઢેફા સમાન ગણે અને ભૂત-પ્રાણીમાત્રને આત્મા-પોતાના સમાન દેખે તેજ મનુષ્ય દેખે છે

मन एव मनुष्याणा कारण बन्धमोक्षयोः।
बन्धाय विषयासक्त मुक्त्यै निर्विषयं मनः॥

મનુષ્યોના બંધ તથા મોક્ષનું કારણ મનજ છે વિષયમાં આસક્ત થએલ મન બંધનું હેતુ બને છે અને નિર્વિષય-વિષયોપરાઙ્મુખ મન મુક્તિહેતુ થાય છે (પાણુ)

दुर्लभो विषयत्यागो दुर्लभं तत्त्वदर्शनम्
दुर्लभा सहजावस्था सद्गुरोः करुणां विना॥

વિષયોનો ત્યાગ દુર્લભ-અતિદુષ્કર છે તેમ તત્ત્વદર્શન પણ તેવુંજ દુર્લભ છે અને સહજાવસ્થા-જીવન્મુક્ત દશા એતો સદ્ગુરુની કૃપા વિના અતિ દુર્લભ છે

## संन्यासविधि ॥

## સન્યાસ વિધિ.

ब्रह्मचर्यं परिसमाप्य गृही भवेत।
गृही भूत्वा वनी भवेत।
वनी भूत्वा प्रव्रजेत॥

કરી વની-વાનપ્રસ્થાશ્રમી થવું વની-વાનપ્રસ્થાશ્રમમાં તપ-સ્વાધ્યાયાદિ સમ્પન્ન થઈ પછી પ્રવ્રજ્ય-સન્યાસ ગ્રહણ કરે

जिताहारो जितक्रोधो जितसङ्गो जितेन्द्रियः ।
निर्द्वन्द्वो निरहङ्कारो निराशीरपरिग्रहः ॥
न पाणिपादचपलो न नेत्रचपलो यतिः ।
न च वाक्चपलश्चैव ब्रह्मभूतो जितेन्द्रियः ॥

જેણે આહારજય કર્યો હોય અર્થાત્-આહાર મળે, ન મળે, અથવા થોડો મળે કે નીરસ મળે, તોપણ જેના મનમાં જરાય ક્ષોભ ન થાય, તેમ જેણે ક્રોધ જીત્યો હોય તથા જે જિતસંગ-કુસંગ તજી સત્સંગમાંજ રહે, અથવા ગમે તેના સંગમાં પણ જેને કશો સંગજન્ય દોષ-સંસ્કાર અસર ન કરે, વળી જિતેન્દ્રિય-ઇન્દ્રિયો ઉપર જેણે કાબુ મેળવ્યો હોય, નિર્દ્વન્દ્વ-રાગ દ્વેષાદિ દ્વન્દ્વથી અબાધિત, નિરહંકાર-શરીરાભિમાન જેનું શિથિલ થયું છે તેવો, નિરાશી-'મને આમ થાય તો ઠીક' આવા પ્રકારની આશારહિત અને અપરિગ્રહ-કૌપીન આચ્છાદન કમંડલુ આદિક જરૂર જોતી વસ્તુ સિવાય વ્યર્થ આડંબરના સલીથા ન રાખનારો, હાથ તથા પગની ચપળતા રહિત, નેત્રની ચપળતા રહિત, તેમ વાણીથી પણ કશી ચપળતા ન કરતો અને જિતેન્દ્રિય જે યતિ-સન્યાસી હોય તેને બ્રહ્મભૂત-આત્મનિષ્ઠ જાણવો

ज्ञानचूडा ज्ञाननिष्ठा ज्ञानयज्ञोपवीतिनः ।
तुरीयः परमो हंसः साक्षान्नारायणो यतिः ॥

જ્ઞાનરૂપી શિખા જ્ઞાનનિષ્ઠા અને જ્ઞાનરૂપી યજ્ઞોપવીત ધારણ કરનારાજ સન્યાસીઓ કહેવાય કુટીચક, બહુદક, હંસ અને પરમહંસ, એ ચાર પ્રકારના યતિઓમાં ચતુર્થ જે પરમહંસ-આત્મનિષ્ઠ હંસી સન્યાસી એ તો સાક્ષાત્ નારાયણજ જાણવો

वाग्दण्डः कायदण्डश्च मनोदण्डश्च ते त्रयः ।
यस्यैते नियता दण्डाः स त्रिदण्डी महायतिः ॥

જેણે વાણી, કાયા અને મન, એ ત્રણેના ઉપર દંડ-દમન સિદ્ધ કર્યું છે તે ત્રિદંડી-ત્રણ દંડધારી મહાયતિ સમજવો. (માત્ર ત્રણ વાંસડા હાથમાં લઇ ફરનારો ત્રિદંડી નહિ)

ज्ञानदंडो धृतो येन एकदंडी स उच्यते ।
यदा तु विदितं तत्त्वं परं ब्रह्म सनातनम् ॥

જેણે જ્ઞાન-આત્મબોધ-રૂપી દંડ ધારણ કરેલ છે તે એક દંડી કહેવાય પણ જો સનાતન પરબ્રહ્મતત્ત્વ તેણે જાણ્યું હોય તો (અન્યથા નામધારી)

तदेकदण्डं संगृह्य सोपवीतं शिखां त्यजेत् ।
शिखा ज्ञानमयी यस्य उपवीतं च तन्मयम् ॥
ब्राह्मण्यं सकलं तस्य इति वेदानुशासनम् ।
यदक्षरं परं ब्रह्म तत्सूत्रमिति धारयेत् ॥

(સન્યાસી) એક દંડનું ધારણ કરી ઉપવીત સહિત શિખાનો ત્યાગ કરે (કારણ કે જ્ઞાનમયી શિખા જ્ઞાનમય ઉપવીત જેને થયાં એટલે તેનું બ્રાહ્મણ્ય સકલ થયું એમ વેદની આજ્ઞા છે એ યતિને તો જે અક્ષર-ક્ષર એટલે ભૂતભૌતિક પદાર્થમાત્રથી અતીત-પરબ્રહ્મ એજ સૂત્ર-યજ્ઞોપવીત ધારણ કરવાનું હોય છે

सर्वसाक्षिणमात्मानं वर्णाश्रमविवर्जितम् ।
ब्रह्मरूपतया पश्यन्ब्रह्मैव भवति स्वयम् ॥

જે (સ્વધર્મ) વર્ણઆશ્રમાદિકથી વર્જિત છે તે સર્વના સાક્ષી રૂપે રહેલા સાક્ષી આત્માને બ્રહ્મરૂપતાએ દેખતો-અનુભવતો જ્ઞાની પર બ્રહ્મજ છે

देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ।
यत्र यत्र मनो याति तत्र तत्र परामृतम् ॥

જ્યારે દેહાભિમાન ગલિત થાય અને પરમાત્મા પ્રત્યક્ષ અનુભવાય ત્યારે મન જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં પરમ અમૃત-મોક્ષ સુખજ મળે

अकिञ्चनस्य दान्तस्य शान्तस्य समचेतसः ।
सदासन्तुष्टमनसः सर्वाः सुखमया दिशः ॥

અકિંચન-પાસે કશું ન ગણનાર, દાંત-ઇંદ્રિયોને દમન કરનાર, શાંત અને સમચિત્ત-સુખ દુઃખાદિ દ્વંદ્વથી જરાય ન ડગનાર, વળી સદાય સંતુષ્ટ મનવાળા [જ્ઞાની પુરુષ) ને સર્વે દિશાઓ સુખમય જણાય છે, [એને એકે દિશામાંથી ઉનો વા વાતો નથી]

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

જ્યારે આ (દેહી) ને પરાવર-(પર ઇશ્વર છે અવર-નિકૃષ્ટ જેનાથી એવું) પ્રત્યગ્બ્રહ્માત્મૈક્ય દૃષ્ટ-અપરોક્ષતમા અનુભૂત થાય ત્યારે હૃદયનો અવિદ્યા ગ્રંથી ભેદાઇ જાય છે, સર્વ સંશયો છેદાઇ જાય છે અને એના પ્રારબ્ધાતિરિક્ત કર્મો ક્ષીણ થઇ જાય છે

मृता मोहमयी माता जातो बोधमयः सुतः ।
अभेददर्शनं ज्ञानं ध्यानं निर्विषयं मनः ॥
स्नानं मनोमलत्यागः शौचमिन्द्रियनिग्रहः ।

મોહમયી માતા મરી ગઇ (તેનું મૃતાશૌચ લાગ્યું) અને બોધમય પુત્રનું જન્મ થયું, (તેનું જનન શૌચ-વૃદ્ધિ સૂતક-લાગ્યું) (આ બન્ને શૌચથી મુક્ત-પવિત્ર થવા માટે) અભેદ દર્શન-જીવાત્મા પરમાત્માનું અભેદ ભાવન-જ્ઞાન તથા મનને નિર્વિષય કરવા રૂપી ધ્યાન અને મનના મલનો ત્યાગ કરવા રૂપી સ્નાન કરી ઇંદ્રિયનિગ્રહ રૂપી શૌચ-(સૂતકાંતે વસ્ત્રક્ષાલન તથા સ્નાનાદિકથી પવિત્ર થવાય તેમ આ સૂતકથી આમ પવિત્ર થવાય).

## ॥ चित्तनिर्मललक्षणम् ॥

## ચિત્તનિર્મલતા લક્ષણ.

चित्तशुद्धिकरं शौचं वासनात्रयनाशनम् ॥
चित्तस्य हि प्रसादेन हन्ति कर्म शुभाशुभम् ।

ચિત્તની શુદ્ધિ કરનારું શૌચ તો ત્રણે પ્રકારની વાસનાના નાશ વિના બીજું નથી ચિત્તના પ્રસાદ-નિર્મળતા વડે શુભાશુભ કર્મોને (પુરુષ) હણે છે-ક્ષય પમાડી શકે છે

प्रसन्नात्मात्मनि स्थित्वा सुखमव्ययमश्नुते ॥

પ્રસન્નાત્મા-જેનું અંતઃકરણ નિર્મળ થયું હોય એવો-પુરુષ પોતાના સ્વરૂપમાં સ્થિર થઈ અવ્યય-અખૂટ સુખ ભોગવે છે

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥

ચિત્તમાં પ્રસાદ-નિર્મળતા આવતાં એ અધિકારીને સર્વ દુઃખોની હાનિ થાય છે, અને એ પ્રસન્નચિત્તવાળા પુરુષની બુદ્ધિ શીઘ્ર પર્યવસ્થિત થાય છે

मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ॥

સુખિત જનોમાં મૈત્રી-ભાઈબંધ ભાવના રાખે, દુઃખિત જનોમાં કરુણા-એટલે જેમ પોતાને તેમ પરને પણ દુઃખ મટાડવાની ઇચ્છા, પુણ્યાત્મકમાં મુદિતા-હર્ષભાવના તથા પાપાત્માઓમાં ઉપેક્ષા-ઉદાસીનતા ભાવના રાખવાથી શુક્લ ધર્મ ઉત્પન્ન થાય છે તેથી તેનું ચિત્ત પ્રસાદ-નિર્મળ થાય છે

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम्।
अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम्॥

કામ તથા ક્રોધથી વિયુક્ત થએલા નિયમિત ચિત્તવાળા યતિઓ જ્યારે આત્મતત્ત્વ જાણે ત્યારે તેઓને ચારેકોર બ્રહ્મનિર્વાણજ છે

यथा निरिन्धनो वह्निः स्वयमेवोपशाम्यति।
तथा वृत्तिक्षयाच्चित्त स्वयमेवोपशाम्यति॥

જેમ કાષ્ટવિનાનો અગ્નિ પોતાની મેળેજ ઉપશાન્ત થઈ જાય છે, તેમ વૃત્તિ ક્ષય થવાથી ચિત્ત પોતાની મેળેજ ઉપશમ પામી જાય છે

समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत्।
न शक्यते वर्णयितुं गिरा तदा स्वयं तदन्तःकरणेन गृह्यते॥

સમાધિસેવનથી જેના મળ ધોવાઈ ગયા છે એવું ચિત્ત આત્માને વિષયે નિવેશિત કરતા જે સુખ અનુભવાય છે તે સુખ વાણીથી વર્ણવી શકાતુ નથી કિંતુ એ સુખ તો સ્વયં અંતઃકરણે કરીને ગ્રહણ થાય છે

द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव।
योगस्तद्वृत्तिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम्॥

ચિત્તના નાશ માટે બે ક્રમ છે, હે રાઘવ! એક તો યોગ અને બીજુ જ્ઞાન; તેમા યોગ એટલે વૃત્તિનો રોધ અને વસ્તુતત્ત્વનું સમ્યક્ પ્રકારે અવેક્ષણ કરવું તે જ્ઞાન આ બે સિવાય ચિત્ત નાશનો અન્ય ઉપાય નથી.

योगश्चित्तवृत्तिनिरोधः

ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવો—અર્થાત્ વૃત્તિઓને બાહ્યવિષયોમા જતી અટકાવવી—એ યોગ, (યોગદર્શનનુ આ પહેલુ સૂત્ર છે)

अभ्यासवैराग्याभ्यां तन्निरोधः॥

એ ચિત્તવૃત્તિઓનો નિરોધ, અભ્યાસ—વારવાર કોશિશ કરવાથી તથા વૈરાગ્ય—વિષયોમા હમેશા દોષ દૃષ્ટિ કરવા—થી થઈ શકે છે

योगहीनं कथं ज्ञानं मोक्षदं भवति ध्रुवम् ।
योगो हि ज्ञानहीनस्तु न क्षमो मोक्षकर्मणि ॥

યોગહીન પુરુષને મોક્ષ દેનારૂં ધ્રુવ જ્ઞાન કેમ થાય ? ( ન થાય ) તેમ જ્ઞાન વગરનો એકલો યોગ તો મોક્ષ દેવામાં સમર્થ નજ થાય

ब्रह्मणि जगत्कल्पनवर्णनम् ॥

બ્રહ્મ વિષયે જગત્કલ્પના વર્ણન

दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येद्ब्रह्ममयं जगत् ।
सर्वं ब्रह्मैव सततं सर्वं ब्रह्मैव केवलम् ॥

જ્ઞાનમયી દૃષ્ટિ કરીને જગતને બ્રહ્મમય દેખે તેને આ સઘળું સતત બ્રહ્મજ ( પ્રતીત થાય છે ) કેવળ બ્રહ્મજ ( ભાસે છે )

सर्वं ब्रह्मैव सततं सर्वं ब्रह्मैव चेतनम् ।
सच्चिदानन्दमद्वैतं सच्चिदानन्दमद्वयम् ॥

( તેવા બ્રહ્મદર્શીને ) આ સર્વ ચેતન બ્રહ્મજ જણાય છે. સત્ત-જેમાં કોઇ દ્વૈત છેજ નહિ એવું-સદ્રૂપ ચિદ્રૂપ અને આનંદરૂપ ભાસે છે. જે સચ્ચિદાનંદ સ્વરૂપ સ્વયં અદ્વય-એક છે

सच्चिदानन्दमात्रं हि सच्चिदानन्दमन्यकम् ।
ब्रह्मैव सर्वं चिन्मात्रं ब्रह्ममात्रं जगत्त्रयम् ॥

સચ્ચિદાનંદ રૂપ-બ્રહ્મ તથા અન્ય-આ પ્રતીત થતું જગત તમામ સચ્ચિદાનંદરૂપ ચિન્માત્ર બ્રહ્મજ છે આ જગત્ત્રય બ્રહ્મ માત્રજ છે

यदा पश्यति चात्मानं केवलं परमार्थतः ।
मायामात्रं जगत्सर्वं तदा भवति निर्वृतिः ॥

જ્યારે પોતાના આત્માને કેવળ પરમાર્થરૂપે દેખે છે-જાણે છે તથા આ સર્વ જગતને માયામાત્ર જાણે ત્યારે શાંતિ થાય છે

प्रपञ्चो यदि विद्येत निवर्तेत न संशयः ।
मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः ॥

આ પ્રપંચ-સંસાર જો ખરેખર હોય તો તો નિઃસંશય નિવૃત્ત થાય પણ આ બધું દ્વૈત માયામાત્ર-કલ્પનામાત્ર છે, વસ્તુત આ સકળ અદ્વૈત બ્રહ્મજ છે

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥

નિરોધ-પ્રલય નથી તેમ ઉત્પત્તિ પણ નથી કોઇ બદ્ધ નથી તેમ સાધક-સાધનાનુષ્ઠાન કરનાર નથી કોઇ મુમુક્ષુ નથી તો પછી મુક્ત ન હોય, આ પરમાર્થતા-ખરી હકીકત- છે, અર્થાત્-સઘળુ કલ્પિત છે ( આ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ની શ્રુતિ વેદાન્તના અજાતવાદની પ્રતિપાદક છે )

यदा सर्वाणि भूतानि स्वात्मन्येव हि पश्यति ।
सर्वभूतेषु चात्मनं ब्रह्म सम्पद्यते तदा ॥

જ્યારે સર્વભૂત-પ્રાણિમાત્ર સ્વાત્માને વિષયેજ દેખે અને સર્વભૂતમા સ્વાત્માને દેખે-અનુભવે ત્યારે એ જ્ઞાની બ્રહ્મસંપન્ન થયો કહેવાય.

यत्त्वं पश्यसि तत्रैकस्त्वमेव प्रतिभाससे ।
किं पृथग्भासते स्वर्णात्कटकांगदनूपुरम् ॥

જ્યાં તુ જુએ છે ત્યા તુ એકલોજ ભાસી રહ્યો છે. કારણકે કટક-કડાં, અંગદ-બાજુબંધ અને નૂપુર ( વગેરે ઘાટ ) કંઇ સુવર્ણથી જૂદા ભાસે છે?

यत्र विश्वमिदं भाति कल्पितं रज्जुसर्पवत् ।
आनन्दः परमानन्दः सबोधस्त्वं सुखी चर ॥

જેમા આ વિશ્વ, રજ્જુમા સર્પની પેઠે કલ્પિત ભાસે છે તે આનંદ પરમાનંદ બોધસ્વરૂપ તુ છો આમ સમજી સુખે વિચર

विश्वं स्फुरति यत्रेदं तरंगा इव सागरे ।
सोहमस्मीति विज्ञाय किं दीन इव धावसि ॥

જેમા સાગરમા મોજાની પેઠે આ વિશ્વ સ્ફુરે છે-પ્રતીત થય

जगतच्चित्र स्वचैतन्ये पटे चित्रमिवार्पितम् ।
मायया तदुपेक्ष्यैव चैतन्य परिशेष्यताम् ॥

જેમ પટમાં ચિત્ર કરે તેવી રીતે આત્મચૈતન્યમાં આ જગત્ રૂપી ચિત્ર અર્પેલું-રચેલું-છે એ ચિત્ર માયામાત્ર છે એવી બુદ્ધિથી તેની ઉપેક્ષા કરી ચૈતન્યમાત્ર પરિશેષ રૂપે સમજવાનું છે.

चिन्मात्रममलमक्षयमद्वयमानन्दमनुभवारूढम् ।
ब्रह्मैवास्ति तदन्यन्न किंचिदस्तीति निश्चयो विदुषाम् ॥

ચિત્માત્ર, અ-મલરૂપ, અક્ષય, અદ્વય, આનંદરૂપ, તથા અનુભવારૂઢ એવું કેવળ બ્રહ્મજ છે તે સિવાય અન્ય કશું (વાસ્તવ) નથી આવો વિદ્વાનનો નિશ્ચય હોય છે

निरुपममनादि तत्त्व त्वमहमिदमद इतिकल्पनादूरम् ।
नित्यानन्दैकरस सत्य ब्रह्माद्वितीयमेवाहम् ॥

એ અનાદિ નિરૂપમ વસ્તુત્ત્વ છે અને બીજું 'તું' 'હું' 'આ' અને 'તે'-(પરોક્ષ) વગેરે તમામ કલ્પનારૂપ છે. નિત્ય-ત્રિકાલમાં અબાધ્ય, આનંદ એકરસ, સત્ય તથા અદ્વિતીય બ્રહ્મ જ હું છું.

निष्कलं निर्गुणं शान्त निर्विकार निराश्रयम् ।
निर्लेपक निरापाय कूटस्थमचल ध्रुवम् ॥

નિષ્કલ, નિર્ગુણ, શાંત, નિર્વિકાર, નિરાશ્રય, નિર્લેપ, નિરપાય-હ્રાસ વૃદ્ધિ રહિત, કૂટસ્થ-અવિકારી, અચલ તથા ધ્રુવ-શાશ્વત આત્મતત્ત્વ છે

निष्कल निर्मल साक्षात्सच्चिदानन्दरूपकम् ।
ज्ञात येन निज रूपं कैवल्यं परम पदम् ॥

નિષ્કલ, નિર્મલ સાક્ષાત્ સચ્ચિદાનંદરૂપ તત્ત્વ પોતાનું સ્વરૂપ જેણે જાણ્યું તે કૈવલ્ય પરમપદ પામ્યો એમ સમજવું

तदेव निष्कल ब्रह्म निर्विकल्प निरञ्जनम् ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा ब्रह्म सपद्यते ध्रुवम् ॥

તે બ્રહ્મ નિષ્કલ, નિર્વિકલ્પ-નામ જાત્યાદિ રહિત, નિરંજન છે અને તેજ બ્રહ્મ હું છું એમ જાણીને અધિકારી નિશ્ચયે બ્રહ્મરૂપ થાય છે.

अहं ब्रह्मेति विज्ञानात्कल्पकोटिशतार्जितम्।
सञ्चितं विलयं याति प्रबोधात्स्वप्नकर्मवत्॥

'હું બ્રહ્મ છું' આવો અપરોક્ષ અનુભવ થવાથી સેંકડો કલ્પકોટિ જન્મોના સંચિત-એકઠા થયેલા કર્મો, જાગવાની સાથે સ્વપ્નમાં કરેલા કર્મોની પેઠે તત્ક્ષણ વિલય પામે છે.

अहं भवान्न चान्यस्त्वं त्वमेवाहं विचक्ष्व भो।
न नौ पश्यन्ति कवयश्छिद्रं जातु मनागपि॥

હે આપ હુંજ છું, આપ મારાથી અન્ય નથી તેથી હે પ્રભો! તમેજ હું છું એમ જાણો, કારણકે કવિ-તત્ત્વવિત આપણા બંને વચ્ચે લેશ માત્ર છિદ્ર અંતર કોઈ પણ કાળે દેખતા-જાણતા નથી.

## ॥ भेददर्शनवी निन्दा ॥

## ભેદદર્શનની નિન્દા.

अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति।
न स वेद यथा पशुरेवं स देवानाम्॥

જે પુરૂષ પોતાથી અન્ય દેવતાને 'એ ઉપાસ્ય અન્ય છે,' અને 'હું-ઉપાસક અન્ય છું,' આમ માનીને ઉપાસે છે તે કંઈ જાણતો નથી. જેમ પશુ હોય તેમ એ દેવોનો પશુ જેવો સમજવો.

स्वल्पमप्यन्तरं कृत्वा जीवात्मपरमात्मनोः।
यस्तिष्ठति विमूढात्मा भयं तस्यापि भाषितम्॥

જીવાત્મા તથા પરમાત્મામાં જરા અલ્પ પણ અંતર-ભેદભાવ કરીને જે મૂઢ રહે છે તેને ભય થાય છે એમ કહ્યું છે.

आत्मनश्च परस्यापि यः करोत्यन्तरोदरम्॥
तस्य भिन्नदृशो मृत्युर्विदधे भयमुल्बणम्॥

આત્મા અને પર-પરમાત્મા-એ બેમાં જરા પણ અંતર જે કરે છે તેવા ભેદદર્શીને મૃત્યુ અતિ ઘોર ભય આપે છે

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।
मयानुकूलेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥

આદ્ય-નાના પ્રકારના ભોગોને યોગ્ય-દેખાવમાં સુલભ લાગતો પણ સદુર્લભ-અતિદુર્લભ એવો આ નરદેહ મળ્યો કે જે સારી રચનાવાળા તથા જેમાં સઢ કુવા થંભ વગેરે સારી યોજના હોય તેવા પ્લવ-વહાણ તુલ્ય છે અને જેને સદ્ગુરુરૂપી કર્ણધાર-સુકાણી મળ્યા હોય તે સાથે હું-ભગવાન્-અનુકૂલ-પછી-પવનરૂપ બની તારો વેગની પ્રેરણા આપી રહ્યો છું એવા (આ નરદેહરૂપી) વહાણને પામીને પણ જે પુરુષ આ ભવસાગરને ન તરે તો તે પુરુષ ખરેખરો આત્મહણો-પોતાને જ હણનારો સમજવો.

असुर्या नाम ते लोका अन्धेन तमसावृता ।
तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जना ॥

જેઓ જે કોઈ આત્મહનજનો હોય તે અંધતમસ્-ઘોર અજ્ઞાનથી ભરેલા-અસુર્ય નામના લોકોને મુવા પછી પામે છે

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥

તે આત્માનેજ જાણીને ધીર બ્રાહ્મણે પ્રજ્ઞા-તત્ત્વ નિશ્ચય કરી લેવાનો છે, બહુ શબ્દોનુ અનુધ્યાન કરવાનુ નથી, કેમકે-ઝાઝી શબ્દજાળમા પડવુ એ કેવળ વાણીને ગ્લાન કરવાનુ છે વાગ્વૃત્તિને થકાવવી છે

पठन्ति चतुरो वेदान् धर्मशास्त्राण्यनेकशः ॥
आत्मानं नैव जानन्ति दर्वीपाकरसं यथा ।

ભલે ચારે વેદ પાઠે ભણી જાય, અનેકશ ધર્મશાસ્ત્રો પણ પાઠ કરે પણ જો આત્માને ન જાણે તો એને પાકના રસને ન જાણનાર કડછી જેવો જાણવો-અર્થાત્ આત્મજ્ઞાન વિના કેવળ શાસ્ત્રાધ્યયન ફળપ્રદ નથી.

न सांपरायः प्रतिभाति बाल प्रमाद्यते वित्तमोहेन मूढम् ।
अय लोको नास्ति पर इति मानी पुनःपुनर्वशमापद्यते मे ॥

યમરાજ કહે છે-હે નચિકેત! વિત્ત-સાંસારિક દ્રવ્યો-ના મોહને લીધે મૂઢ બનેલા અને પ્રમાદવશ થએલા બાલ-અજ્ઞાનીને સાંપરાય-પરલોક-ભાસતો નથી. એતો માત્ર આ લોકજ છે, પરલોક જેવી કોઇ ચીજ નથી એમ માનીને ફરી ફરીને મારે (યમને) વશ થાય છે-વારવાર મારા ઝપાટામા આવે છે

॥ भक्तियोगः ॥

ભકિતયોગ

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
सगुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥

જે અવ્યભિચાર-એક સરખા-ભકિતયોગે મને સેવે છે તે આ ગુણોને અતિક્રમીને બ્રહ્મભાવને યોગ્ય થાય છે

न साधयति मां योगो न सांख्य धर्म उद्धव ।
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥

મારામાજ નિરત રહે છે, પરસ્પર બોધન કરતા અને નિત્ય મારીજ કથા-ચર્ચા કરતા એવા મારા ભક્તો હમેશા સંતુષ્ટ થઇને રમે છે

मच्चिन्तन मत्कथनमन्योन्य मत्प्रभाषणम् ।
मदेकपरमो भूत्वा काल नय महामते ॥

હે મહામતે! મારૂ ચિંતન, મારૂ કથન, અન્યોન્ય મારૂજ ભાષણ કરવુ અને હમેશા એક મારામાજ પરમભાવ રાખી કાળનુ ગાપન કરો

सतत कीर्तयतो मां यततश्च दृढव्रताः ।
नमस्यतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥

સતત મારૂજ કીર્ત્તન કરતા અને દૃઢવ્રતધારી યત્નપરાયણ રહેતા તથા ભક્તિ વડે મને નમસ્કાર કરતા નિત્ય ઉદ્યોગી રહી મારા ભક્તો મને ઉપાસે છે

तत्रैवगङ्गा यमुना च वेणी गोदावरी सिंधु सरस्वती च ।
सर्वाणि तीर्थानि वसति तत्र यत्राच्युतोदर कथाप्रसङ्ग· ।

જ્યા અચ્યુત-ભગવાનની ઉદાર કથાનો પ્રસગ ચાલતો હોય ત્યાજ ગગા, યમુના, વેણી, ગોદાવરી, સિન્ધુ, સરસ્વતી, ઇત્યાદિ સર્વ તીર્થો વસે છે

नाह वसामि वैकुठे योगिनांहृदये रवौ ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

હે નારદ! હુ વૈકુઠમા નથી વસતો તેમ યોગિઓના હૃદયમા અથવા સૂર્યમા નથી વસતો કિંતુ મારા ભક્તો જ્યા મારા ગુણગાન કરતા હોય ત્યા હુ નિત્ય સ્થિતિ કરીને રહુ છુ.

॥ ईश्वरनाममहिमा ॥

ઇશ્વર નામ મહિમા.

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

મારામાંજ નિરત રહે છે, પરસ્પર બોધન કરતા અને નિત્ય મારીજ કથા-ચર્ચા કરતા એવા મારા ભક્તો હમેશાં સંતુષ્ટ થઇને રમે છે

मच्चिन्तनं मत्कथनमन्योन्यं मत्प्रभाषणम् ।
मदेकपरमो भूत्वा कालं नय महामते ॥

હે મહામતે! મારૂં ચિંતન, મારૂં કથન, અન્યોન્ય મારૂંજ ભાષણ કરવું અને હમેશાં એક મારામાંજ પરમભાવ રાખી કાળનું ગાળન કરો

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥

સતત મારૂંજ કીર્ત્તન કરતા અને દૃઢવ્રતધારી યત્નપરાયણ રહેતા તથા ભક્તિ વડે મને નમસ્કાર કરતા નિત્ય ઉદ્યોગી રહી મારા ભક્તો મને ઉપાસે છે

तत्रैवगङ्गा यमुना च वेणी गोदावरी सिंधु सरस्वती च ।
सर्वाणि तीर्थानि वसन्ति तत्र यत्राच्युतोदार कथाप्रसङ्गः ।

જ્યાં અચ્યુત-ભગવાનની ઉદાર કથાનો પ્રસંગ ચાલતો હોય ત્યાંજ ગંગા, યમુના, વેણી, ગોદાવરી, સિન્ધુ, સરસ્વતી, ઇત્યાદિક સર્વ તીર્થો વસે છે

नाहं वसामि वैकुंठे योगिनांहृदये रवौ ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

હે નારદ! હું વૈકુંઠમાં નથી વસતો તેમ યોગિઓના હૃદયમાં અથવા સૂર્યમાં નથી વસતો કિંતુ મારા ભક્તો જ્યાં મારા ગુણગાન કરતા હોય ત્યાં હું નિત્ય સ્થિતિ કરીને રહું છું

॥ ईश्वरनाममहिमा ॥

## ઇશ્વર નામ મહિમા.

महात्मानस्तु मां पार्थ दैवी प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

હે પાર્થ! દૈવી પ્રકૃતિનો આશ્રય લેનારા મહાત્માઓ તો મને સર્વભૂતનો આદિ તથા અવ્યય જાણીને અનન્યમનથી મારૂં ભજન કરે છે

हरे राम हरे राम राम राम हरे हरे ।
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥

હરે! રામ! હરે! રામ! રામ! રામ! હરે! હરે! હરે! કૃષ્ણ! હરેકૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! હરે! હરે! (**આ કલિસંતરણ ઉપનિષદ્‌માંનો** મંત્ર છે એમાં ચાર રામનામ ચાર કૃષ્ણનામ તથા આઠ હરિનામ મલી ૧૬ સંબોધનાંત નામ છે આ મંત્રનો ઘણા મહાત્માઓ જપ કરે છે એ મંત્રનું ૭ કરોડનું પુરશ્ચરણ મનાય છે)

हरेर्नामैव नामैव नामैव मम जीवनम् ।
कलौ नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

હરિનું નામ એજ નામ, એ નામજ મારૂં જીવન છે, આ કલિયુગમાં બીજી ગતિ નથી, નથીને નથી

कृष्णेति मंगलं नाम यस्य वाचि प्रवर्तते ।
भस्मीभवति तस्याशु महापातककोटयः ॥

કૃષ્ણ એ મંગલ નામ જેની વાણીમાં પ્રવર્ત્તતું હોય તેના કરોડો મહાપાતકો પણ તત્કાળ બળીને ભસ્મીભૂત થઇ જાય છે

हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः ।
अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावकः ॥

દુષ્ટચિતવાળા કદિ સ્મરણ કરે તો તેના પણ પાપોને હરિ હરે છે કદાચ અનિચ્છાયેં અગ્નિને અડાઈ જવાય તોપણ સંસ્પર્શ કરનારને અગ્નિ બાળે છે

मनसा कर्मणा वाचा ये स्मरंति जनार्दनम् ।
तत्र तत्र कुरुक्षेत्रं प्रयागो नैमिषं वनम् ॥

મનથી કર્મથી અથવા વાણીથી જે જનાર્દનનુ સ્મરણ કરેછે તે તે સ્થાનક કુરૂક્ષેત્ર, ગગા, યમુના, સરસ્વતી સગમરૂપ પ્રયાગ તથા નૈમિષારણ્ય સમજવુ

गोकोटिदान ग्रहणेषु काशी प्रयागगङ्गायुतकल्पवास ।
यज्ञायुत मेरुसुवर्णदान गोविन्दनाम्ना न कदापि तुल्यम ॥

કોટિ ગોદાન કરો, કાશીમા ગ્રહણે કરો, પ્રયાગમા ગગા તટે દશ હજાર કલ્પવાસ—મકરમકમણવાસ—કરો, દશ હજાર યજ્ઞો કરો અને મેરૂપર્વત તુલ્ય સુવર્ણના દાન કરો, તો પણ તે ગોવિદ નામની તુલ્ય કદાપિ ન થાય

॥ यज्ञानां जपयज्ञोऽस्मि ॥

'યજ્ઞોમાં હું જપયજ્ઞ છુ.'

मानस वाचिक पाप कर्मणा समुपार्जितम ।
श्रीरामस्मरणेनैव तत्क्षणान्नश्यति ध्रुवम् ॥

માનસ તથા વાચિક પાપ કર્મવડે કર્યુ હોય તે શ્રીરામ સ્મરણથી તત્ક્ષણે નિશ્ચયે નાશ પામે છે

ये भजति तु मां भक्त्या मयि तेषु चाप्यहम ।

જે ભક્તિથી મને ભજે છે તે મારામાજ છે અને હુ તેઓમાજ છુ

अनन्यार्श्चितयतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेम वहाम्यहम् ॥

જે મને, અનન્ય ભાવે—આત્મ ભાવે—ચિતન કરતા પરિ-નિરતર ઉપાસે છે તેવા નિત્યાભિયુક્ત—સતત ભજન પરાયણ રહેતા—જનોના યોગ—અલબ્ધનો લાભ તથા ક્ષેમ—લબ્ધનુ રક્ષણ, એ બેય હુ વહન કરૂ છુ—ચલાવુ છુ

भोजनाच्छादने चिंतां वृथा कुर्वंति वैष्णवाः ।
योसौ विश्वभरो देवः स भक्तान् किमुपेक्षते ॥

વિષ્ણુભકતો ભોજન તથા આચ્છાદન–વસ્ત્રાદિક–ની ચિન્તા વૃથા કરે છે જે વિશ્વભર–આખા વિશ્વનું ભરણપોષણ કરનારો–દેવ છે તે શુ પોતાના ભકતોની ઉપેક્ષા કરશે? (સર્વથા નહિ)

किं तस्य बहुभिर्मन्त्रैः किं तस्य बहुभिर्व्रतैः ।
नमो नारायणायेति मन्त्रः सर्वार्थ साधकः ॥

તેને બહુ મન્ત્રોની શી જરૂર છે? તેમ તેને ઘણા વ્રતો કરવાની પણ શી જરૂર છે? '**નમો નારાયણાય**' આ મંત્ર સર્વ અભીષ્ટ પદાર્થનો સાધક–દેનારો છે

ॐ नमो नारायणायेति ये विदुर्ब्रह्म शाश्वतम् ।
अंतकाले जपन्यांति तद्विष्णोः परम पदम् ॥

જે પુરુષો 'ૐ નમો નારાયણાય' આ અષ્ટાક્ષર મન્ત્ર રૂપી શાશ્વત બ્રહ્મને જાણે તે અતકાળે એ મન્ત્રનો જપ કરતા કરતા વિષ્ણુના પરમપદને પામે છે

आचारहीनोऽपि मुनिप्रवीर भक्तया विहीनोऽपिवि निंदितोपि ।
किं तस्य नारायणशब्द मात्रतो विमुक्तपापो विशतेऽच्युतां गतिम् ॥

હે મુનિપ્રવીર! ભલે આચાર હીન હોય, ભકિત રહિત હોય અને લોકમા નિંદિત હોય તો પણ શુ? નારાયણ શબ્દના ઉચ્ચારમાત્રથી સર્વપાપથી વિમુક્ત થઇને અચ્યુતગતિને પ્રાપ્ત થાય છે

अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥

ભલે દુરાચારી હોય પણ જો તે બીજુ બધુ છોડીને મને ભજે છે તો તેને સાધુજ માનવો કારણકે તેનો ભજનવ્યવસાય સમ્યક્ હોયછે

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात् पार्थ मय्यावेशितचेतसाम् ॥

તે ભક્તોનો હું આ મૃત્યુ ઉપલક્ષિત સંસાર સાગરમાંથી સમુદ્ધરણ કર્તા તરતજ થાઉં છું, કેમકે હે પાર્થ! તેઓ મારે વિષયે એકાગ્રભાવે પોતાના ચિત્તને સંનિવિષ્ટ કરી રહ્યા હોય છે, (તેથી તેઓનો હું ઉદ્ધારક થાઉં છું)

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥

જે અન્યમાં ચિત્ત નહિ રાખતાં હમેશાં સતત મારૂં સ્મરણ કર્યા કરે છે, હે પાર્થ! તે નિત્યયુક્ત યોગિભક્તને હું સુલભ થાઉં છું (અર્થાત્ એવો ભક્ત સહેલાઈથી મને પામી શકે છે.)

याममात्रं वासुदेवं चिन्तयेत्कुंभकेन यः ।
सप्तजन्मार्जितं पापं तस्य नश्यति योगिनः ॥

કુંભક પ્રાણાયામ પૂર્વક જે પુરુષ એક પહોર પર્યંત વાસુદેવનું ચિંતન કરે તે યોગીનું સાત જન્મમાં એકઠું થએલું પાપ તત્કાળ વિનષ્ટ થાય છે

विषयान्ध्यायतश्चित्तं विषयेषु विषज्जते ।
मामनुस्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥

વિષયોનું અનુસંધાન રાખનાર જનનું ચિત્ત વિષયોમાં સક્ત થાય અને મારૂં અનુસ્મરણ કરનારનું ચિત્ત મારામાંજ વિલય પામે છે

श्रद्धावान् भजते यो मां स मे युक्तमो मतः

જે શ્રદ્ધાવાન્ થઇ મને ભજે છે તેને હું યુક્તતમ-ઉત્તમયોગી માનું છું

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ॥
सर्वथा वर्तमानोपि स योगी मयि वर्तते ।

સર્વ ભૂતપ્રાણિમાત્રમાં સ્થિત-વ્યાપક રૂપે વર્ત્તમાન-હું છું એ મારા વ્યાપક સ્વરૂપની સાથે પોતાનું એકત્વ ભાવન દૃઢ કરીને

सदा नादानुसंधानात्संक्षीणा वासना तु या।
निरञ्जने विलियेते मनोवायू न संशयः॥

સદા નાદનુ અનુસંધાન કરવાથી જે વાસના સમ્યક્ પ્રકારે ક્ષીણ થાય ત્યારે મન તથા વાયુ નિરંજન તત્ત્વમા વિલય પામે છે

तैलधारामिवाच्छिन्नदीर्घघण्टानिनादवत्।
बिन्दुनादकलातीतं यस्तं वेद स वेदवित्॥

તેલની ધારા જેવુ અને વચ્ચે વિચ્છેદરહિત ઘંટાના નાદ સમાન જે તત્ત્વ બિંદુનાદકલાથી અતીત છે તે તત્ત્વને જે જાણે તે ખરો વેદવિત સમજવો

अनाहतध्वनियुतं हंसं यो वेद हृद्गतम्।
स्वप्रकाशचिदानन्दं स हंस इति गीयते॥

હૃદયમા રહેલ, અનાહતધ્વનિયુત હંસને સ્વપ્રકાશ ચિદાનંદરૂપે જાણે તે હંસ કહેવાય

सोऽहं चिन्मात्रमेवेति चिन्तनं ध्यानमुच्यते।
ध्यानस्य विस्मृतिः सम्यक्समाधिरभिधीयते॥

'તે ચૈતન્ય માત્ર સ્વરૂપજ હુ છુ' આવુ ચિંતન એ ધ્યાન કહેવાય છે અને એ ધ્યાનની જે વિસ્મૃતિ-અર્થાત્ એ ધ્યાન ભાવનાની પછીની સ્થિતિ એજ સમાધિ કહેવાય છે.

हृत्पुण्डरीकमध्यस्थं चैतन्यज्योतिरव्ययम्।
अनन्तमानन्दमयं चिन्मयं भास्करं विभुम्॥

હૃદયપુંડરીકના મધ્યમા સ્થિત, અવિનાશિ જે ચૈતન્ય જ્યોતિ છે તે અનન્ત-અપરિચ્છિન્ન, આનંદમય, ચિન્મય, ભાસ્કર-સર્વનુ પ્રકાશક તથા વ્યાપક છે

देहो देवालयः प्रोक्तः स जीवः केवलः शिवः।
त्यजेदज्ञाननिर्माल्यं सोहंभावेन पूजयेत्॥

આ દેહ એ એક દેવાલય-મંદિરરૂપ છે અને તેમા રહેલો જીવ

કેવલ શિવ છે, તે સદાશિવ દેવનુ અજ્ઞાનરૂપી નિર્માલ્ય ત્યજી-દૂર કરી-સોહભાવ-એ શિવ હુજ છુ-આવા અભેદ ભાવરૂપ ઉપચાર વડે નિત્ય પૂજન કરવુ.

॥ प्रणववाच्यवाचकभाव ॥

પ્રણવ વાચ્યવાચકભાવ.

बद्धपद्मासनो योगी नमस्कृत्य गुरु शिवम् ।
नासाग्रदृष्टिरेकान्ते जपेदोंकारमव्ययम् ॥

યોગી પુરુષે પદ્માસન બાધી, ગુરુ તથા શિવને નમસ્કાર કરી, નાસિકાના અગ્ર ઉપર દૃષ્ટિ ટિકાવીને એકાતમા અવ્યય ઓંકારનો જપ કરવો.

हृत्पद्म कर्णिकामध्ये स्थिरदीपनिभाकृतिम् ।
अगुष्ठमात्रमचलं ध्यायेदोङ्कारमीश्वरम् ॥

હૃદયપદ્મની કર્ણિકા-મધ્યભાગ-મા નિશ્ચલદીપશિખા સમાન આકૃતિવાળા, અગુષ્ઠમાત્ર પ્રમાણના, અચલ, ઓંકારરૂપ ઇશ્વરનુ ધ્યાન કરવુ

तैलधारामिवाच्छिन्नं दीर्घघण्टानिनादवत् ।
अवाच्य प्रणवस्याग्रं यस्त वेद स वेदवित् ॥

તૈલ ધારાવત્ અવિચ્છિન્ન, ઘટાના દીર્ઘનાદ સમાન, વાણીનો અવિષય, એવુ પ્રણવાગ્ર-પ્રણવોચ્ચારને અતે નાદરૂપ-બ્રહ્મને જે જાણે તે વેદવિત્ કહેવાય

य उपास्ते त्रिमात्रेण ब्रह्मलोके स नियते ।

જે પ્રણવને ત્રિમાત્ર સ્વરૂપે ઉપાસે છે તે પુરુષને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે

स एतस्माज्जीवघनात्परात्पर पुरिशय पुरुषमीक्षते ।

તે-ઉપાસક-આ જીવઘન-જીવભાવાપન્નના કરતા પર-હિરણ્યગર્ભ તેથી પણ પર-પુરિશય-આ દેહરૂપી પુરમાં અતર્યામીરૂપે રહેલ-પુરુષ પરમાત્માને સાક્ષાત્ અનુભવે છે

ईक्षति कर्मव्यपदेशात्सः। ब्र. सू. अ. १ पा.३ सू. १३,
વેદાંતદર્શનના પ્રથમાધ્યાયના તૃતીય પાદના ૧૩ મા સૂત્રનું આ ચતુર્થ અધિકરણ છે. એ અધિકરણમા પ્રથમ પ્રશ્નોપનિષદ્‌ની 'एतद् वै सत्यकाम! पर चापर च ब्रह्म यदोंकारः'—હે સત્યકામ! આ જે ઓંકાર છે એજ પર તથા અપર બ્રહ્મ છે આ શ્રુતિમા આગળ 'यः पुनरेतां त्रिमात्रेणोमित्येतेनैवाक्षरेण परपुरुषमभिध्यायीत'—જે પુરુષ એ ત્રિમાત્ર 'ઓમ્' એ અક્ષર વડે પર પુરુષનુ ધ્યાન કરે, (તે અમુક ગતિ પામે એમ આગળ સબધ છે) અહી ત્રિમાત્ર પ્રણવમા અપર બ્રહ્મ ધ્યેય છે કે પર બ્રહ્મ? આવો સશય થતા—અપરબ્રહ્મ ધ્યેય હોય, કારણકે તેનુ ફળ બ્રહ્મલોકપ્રાપ્તિ કહેલ છે તેથી—આવો પૂર્વપક્ષ દર્શાવી જે ઇક્ષિતવ્ય શ્રુતિમા કહેલ છે તે જીવઘનથી પર કહેલ છે, એ ઉપરથી પરબ્રહ્મજ ધ્યેય છે એમ સિદ્ધાત દર્શાવ્યો છે.

॥ प्रणवलक्ष्यार्थम् ॥

## પ્રણવલક્ષ્યાર્થ.

अनत विभु सर्वयोनिं निरीह शिव सगहीन यदोंकरगम्यम् ।
निराकारमत्युज्ज्वल मृत्युहीन परब्रह्म नित्य तदेवाहमस्मि ॥

અનત, વિભુ—વ્યાપક, સર્વનુ કારણ, ઇહારહિત, શિવરૂપ, સગહીન, નિરાકાર અતિ ઉજ્જવલ, મૃત્યુહીન, ઓંકાર વડે લક્ષ્ય મર્યાદાથી ગમ્ય અને નિત્ય—ત્રિકાલાબાધ્ય એવુ જે પરબ્રહ્મ છે, તેજ પરબ્રહ્મ હુ છુ

परात्मानमेक जगद्बीजमाद्य निरीह निराकारमोंकारवेद्यम् ।
यतो जायते पाल्यते येन विश्व तमीश भजे लीयते यत्र विश्वम् ॥

જે જગતના આદ્ય બીજરૂપ, નિરીહ, નિરાકાર ઓંકાર વેદ્ય, એક પરઆત્મા છે, જેનાથી આ વિશ્વ ઉત્પન્ન થાય છે, જેનાથી પલાય છે અને અતે જેમા પ્રલય પામે છે તે ઇશને હુ ભજુ છુ

अज शाश्वतं कारणकारणानां शिव केवल भासकभासकानां।
तुरीय तमःपारमाद्यन्तहीन प्रपद्ये परं पावन द्वैतहीनम ॥

અજ-જન્મ રહિત,શાશ્વત-નિત્ય,કારણોનુ પણ કારણ કેવલ શિવ-કલ્યાણ સ્વરૂપ, જગતના ભાસક સૂર્યાદિકનુ પણ જે ભાસક-પ્રકાશક છે.

તુરીય-ત્રણે અવસ્થાથી અતીત, તમ-અજ્ઞાનથી પર, આદિ અંતરહિત, આવુ પરમ પાવન જે દ્વૈતહીન-અદ્વય બ્રહ્મ છે તેને હુ પ્રપન્ન થાઉ છુ

न जाग्रन्न मे स्वप्नको वा सुषुप्तिर्न विश्वो न वा तैजसः प्राज्ञको वा ।
अविद्यात्मकत्वात् त्रयाणां तुरीय तदेकोऽवशिष्टः शिवःकेवलोहम ॥

મને જાગ્રત્ સ્વપ્ન કે સુષુપ્તિ કેઇ અવસ્થા નથી તેમ તે તે અવસ્થાભિમાની વિશ્વ તૈજસ કે પ્રાજ્ઞમાનો કોઈ હુ નથી એ ત્રણે અવસ્થાઓ અવિદ્યાત્મક હોવાથી હુ એ અવસ્થાઓથી નિરાળો તુરીય-ચોથો-અવસ્થાનો સાક્ષી જે એક અવશિષ્ટ કેવલ શિવરૂપ છુ

जागरिते ब्रह्मा स्वप्ने विष्णुस्सुषुप्तौरुद्रस्तुस्तुरीयमक्षरं चिन्मयम् ।

જાગરિતમા બ્રહ્મા, સ્વપ્નમા વિષ્ણુ, સુષુપ્તિમાં રૂદ્ર અને તુરીય-એ ત્રણેયથી અસ્પૃષ્ટ-અક્ષર ચિદ્રુપ ( હુ છુ )

यदि जाग्रत्प्रभृतित्रितय परिकल्पितमात्मनिमूढधिया ॥
अभिधानमिद तदपेक्ष्यभवेत् परमात्मपदस्य तुरीयमिति ।

જે જાગ્રત્ આદિ ત્રણ અવસ્થાઓ આત્મામા મૂઢબુદ્ધિએ કલ્પી તેને લીધેજ પરમાત્મપદનુ તુરીય-ચતુર્થ એવું અભિધાન-નામ પડયુ અન્યથા પરમાત્મામા સંખ્યા વ્યવહારજ નથી

यदानन्दरुप प्रकाशस्वरुप निरस्तप्रपच परिच्छेदशून्यम् ॥
अहब्रह्मवृत्त्यैकगम्य तुरीय परब्रह्म नित्य तदेवाहमस्मि ।

જે આનંદરૂપ, પ્રકાશાત્મક છે, જે પ્રપંચવર્જીત તથા પરિચ્છેદ શૂન્ય છે, અને કેવલ 'અહં બ્રહ્માસ્મિ' ઇત્યાકારક વૃત્તિ વડે ગમ્ય-

અનુભવનીય છે તે તુરીય અવસ્થાત્રયથી અતીત, નિત્ય પરબ્રહ્મ હુ છુ

**शिवमद्वैत चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः ।**

એ અદ્વૈત શિવને ચતુર્થ માન્યા છે તે આત્મા છે અને તે જાણવાના છે

**सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशयः ।**
**सर्वव्यापि स भगवान् तस्मात्सर्वगतः शिवः ॥**

જગતમાના સર્વ મુખ મસ્તક અને ગ્રીવા જેના છે, જે સર્વ પ્રાણીના હૃદયરૂપી ગુહામા સ્થિત છે અને સર્વ વ્યાપક છે તેથી એ શિવભગવાન્ સર્વગત છે

## ॥ हरिहरका अभेद ॥

## હરિહરનો અભેદ.

**ये नमस्यन्ति गोविन्द ते नमस्यन्ति शंकरम् ।**
**येऽर्चयन्ति हरिं भक्त्या तेर्चयन्ति वृषध्वजम् ॥**

જેઓ ગોવિંદને નમસ્કાર કરે છે તેઓ શંકરને નમે છે તેમજ જેઓ હરિને ભક્તિથી પૂજે છે તેઓવૃષધ્વજ—મહાદેવનેજ પૂજે છે, એ બેમા ભેદ નથી

**ये द्विषति विरुपाक्ष ते द्विषन्ति जनार्दनम् ।**
**ये रुद्र नाभिजानन्ति ते न जानन्ति केशवम् ॥**

જેઓ મહાદેવનો દ્વેષ કરે છે તે જનાર્દન-વિષ્ણુનો દ્વેષ કરે છે અને જેઓ રૂદ્રને નથી જાણતા તે કેશવ ભગવાનને ઓળખતાજ નથી

**शिवस्य हृदय विष्णुर्विष्णोश्च हृदय शिव ।**

શિવનુ હૃદય વિષ્ણુ છે અને વિષ્ણુનુ હૃદય શિવ છે

**शंकरप्रिय ममद्रोही, शिवद्रोही मम दास ॥**
**ते नरक रहिं कल्पभरि, घोर नरक में वास ।**

શ્રી રામ ભગવાન્ કહે છે કે-શંકરને પ્રિય ગણી મારો દ્રોહ કરે

અથવા શિવદ્રોહ કરે અને મારો દાસ બને તે નર કલ્પ સુધી નરકમા વાસ કરે

**महेश्वरे वा जगतामधीश्वरे जनार्दने वा जगदन्तरात्मनि।**
**नवस्तुभेदप्रतिपत्तिरस्ति मे तथापि भक्तिस्तरुणेंदुशेखरे॥**

જગતના અધીશ્વર મહેશ્વરમા અને જગતના અન્તરાત્મા જનાર્દનમા મને જરાય ભેદ બુદ્ધિ નથી તથાપિ બાલચદ્રમાને શિખરમા ધારણ કરતા પરમ શિવમા મારી ભક્તિ છે

**॥ शिवस्वरूपवर्णनम् ॥**

## શિવસ્વરૂપ વર્ણન

**हृत्पुडरीकांतरसन्निविष्टं स्वतेजसा व्याप्तनभोवकाशम्।**
**अतींद्रिय सूक्ष्मसनतमाद्य ध्यायेत्परानदमय महेशम्॥**

હૃદયકમળની અદર સનિવિષ્ટ થએલા, પોતાના તેજથી આકાશાવકાશમા વ્યાપ્ત થઇ રહેલા, ઇંદ્રિયોના અગોચર, સૂક્ષ્મ-અલક્ષ્ય, અનત-પરિચ્છેદરહિત, સર્વના આદ્ય, પરમાનદ સ્વરૂપ શ્રીમહેશ્વરનુ ધ્યાન કરવુ.

**विश्वरूप सहस्राक्ष सहस्रशीर्ष सहस्रचरण विश्वतोबाहुम्।**
**विश्वात्मनमेकमद्वैत निष्कल निष्क्रिय शान्तशिवमक्षरम॥**

સમગ્ર વિશ્વ જેનુ રૂપ છે, હજારો જેના નેત્ર છે, હજારો જેના મસ્તક છે, હજારો જેના ચરણ છે, અને ચોતરફ જેના બાહુ છે, વળી જે વિશ્વના આત્મા, એક, અદ્વિતીય, નિષ્કલ, નિષ્ક્રિય, શાન્ત, શિવ-કલ્યાણમય અને અક્ષર-નાશરહિત છે

**कवि पुराण पुरुषोत्तमोत्तम सर्वेश्वर सर्वदेवैरुपास्यम्।**
**अनादिमध्यान्तमनन्तमव्ययं शिवाच्युताम्भोरुहगर्भभूधरम्॥**

જે કવિ-ક્રાન્તદર્શી, પુરાણ, પુરુષોત્તમથી પણ ઉત્તમ, સર્વના ઈશ્વર, સર્વ દેવોના ઉપાસ્ય, આદિ મધ્ય તથા અત રહિત, જેનો

કેઈ કાળે વ્યય-નાશ નથી તથા જે શિવ, અચ્યુત-વિષ્ણુ અને અભોરૂહ ગર્ભભૂ-બ્રહ્મા, એ ત્રણેના ધર-નિયામક દેવ છે

बालाग्रमात्र हृदयस्य मध्ये विश्व देव जातरुप वरेण्यम् ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शांतिर्भवति नेतरेषाम् ॥

વાળના અગ્ર સમાન-દુર્વિજ્ઞેય, હૃદયના મધ્યમા રહેલા, વિશ્વરૂપ દેવ કે જે જાતરૂપ-અવિશેષ સ્વરૂપે વરેણ્ય-વરણીય છે તે આત્મસ્થ દેવને અર્થાત અત કરણોપાધિ ચૈતન્ય સ્વરૂપને અનુભવે છે તેઓનેજ શાતિ પ્રાપ્ત થાય છે, ઇતર-અનાત્મદર્શીને શાતિ મળતી નથી

अणोरणीयान्महतोमहीयानात्मास्यजन्तोर्निहितो गुहायाम् ।
तमक्रतु पश्यति वीतशोको धान्तुःप्रसादान्महिमानमीशम् ॥

અણુથી અણુ-અર્થાત્ દુર્લક્ષ્ય તથા મહત્-આકાશાદિકથી પણ મહાન્ સર્વ વ્યાપક, એવો જે આત્મા આ પ્રાણિની ગુહા-હૃદયગુફામા રહ્યો છે તે સકલ્પરહિત, મહત્તાવધિ ઇશને દેવનાજ પ્રસાદથી અનુભવે તે સાધક વીતશોક-સર્વ સસારિક શોકથી મુક્ત-થાય.

अचिन्त्यमव्यक्तमनन्तरुप शिव प्रशान्तममृतं ब्रह्मयोनिम् ।
तमादिमध्यान्तविहीनमेक विभु चिदानन्दमरुपमद्भुतम् ॥

અવ્યક્ત હોવાથી અચિંત્ય છતા અનન્તરૂપધારી તથા કલ્યાણમય, પ્રશાત, અમૃત અને બ્રહ્મ-વેદાદિના યોનિ-ઉત્પાદક એવા તે એક આદિ મધ્ય તથા અતથી વિહીન, વિભુ-વ્યાપક ચિત્સ્વરૂપ, આનદાત્મા અદ્ભુત એક અધિકરણમા ન હોઈ શકે એવા અનેક ધર્મ જેમાં ભામે એવા દેવને જાણો

स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्य पुरुष महांतम् ।

તે વેદ્ય વસ્તુને જાણે છે પણ તેનો વેત્તા-જાણનાર કોઇ નથી તેને તત્ત્વદર્શીજનો અગ્ર્ય-સર્વના પ્રથમ-મહાન્ પુરૂષ કહે છે

तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतम्।
पतिं पतीनां परमं परस्ताद्विदाम देवं भुवनेशमीड्यम्॥

તે ઈશ્વરોના પરમ મહેશ્વરને, તે દેવતાઓના પણ પરમ દૈવતને તથા પતિના પરમ પતિ-સ્વામીને સર્વ ભુવનના ઈશ તથા ઈડ્ય-સ્તુતિ કરવા યોગ્ય દેવને અમે બોધને અનંતર ઓળખ્યા-અપરોક્ષ રૂપે અનુભવ્યા.

न जनको जननी न च सोदरो न तनयो न च भूरिबलंकुलम्
अवति कोपी न कालवशंगतं भजत रे मनुजा गिरिजापतिम्॥

જનક નહિ તેમ જનની કે સોદર-સગોભાઈ નહિ, તનય-પુત્ર કે પુષ્કળ બળવાળું કુળ પણ નહિ, કાળને વશ થયેલા પ્રાણીને ઉપર ગણાવ્યા તેમાંનું કોઈ રક્ષણ આપી શકતું નથી માટે હે મનુષ્યો! ગિરિજાપતિ-શંકરને ભજો કારણ કે એ દેવ સિવાય પરમ શરણ્ય ઈતર કોઈ નથી

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम्।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे॥

અવશ્ય જાણવા યોગ્ય પરમ અક્ષર તમે છો તેમ આ વિશ્વના પરમ નિધાન-અધિષ્ઠાનભૂત-છો, વળી શાશ્વત ધર્મના અવિનાશી રક્ષક તમે છો તેથી હું આપને સનાતન-અનાદ્યનંત-પુરુષ માનું છું

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव॥

મારી માતા તમેજ તેમ પિતા પણ તમે, બંધુ અને મિત્ર પણ તમેજ છો મારે તો વિદ્યા તથા દ્રવ્ય પણ તમેજ છો. વિશેષ તો શું કહું? હે દેવના પણ દેવ! મારે તો સર્વ-સર્વસ્વ-તમેજ છો

नमस्ते नमस्ते विभो विश्वमूर्ते नमस्ते नमस्ते चिदानंदमूर्ते।
नमस्ते नमस्ते तपोयोगगम्य नमस्ते नमस्ते श्रुतिज्ञानगम्य॥

હે વિશ્વમૂર્તિ વિભો! વ્યાપકરૂપે સર્વ વ્યક્તિઓના અંતર્યામિન્!

તમને નમન હો, તમને નમન હો, હે ચિદાનંદ સ્વરૂપ! તમને નમન હો, તમને નમન હો તપ વડે તથા યોગસાધનથી ગમ્ય-પ્રાપ્ય હે પ્રભો! તમને નમન હો, તમને નમન હો શ્રુતિજ્ઞાન વડે કરીને ગમ્ય-હે પ્રભો! તમને નમન હો, તમને નમન હો

आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं।
पूजा ते विषयोपभोगरचना निद्रा समाधिस्थितिः ॥
संचारः पदयो॰ प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वा गिरो।
यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम् ॥

મારો આત્મા એ સાક્ષાત્ આપ-પરમ શિવ-છો, મારી મતિ બુદ્ધિ ગિરિજા છે, મારા પ્રાણ આપના સહચર-ગણપતિ સ્કંદાદિક છે, આ મારૂં શરીર આપને માટે ગૃહ-મંદિર છે, હું જે કંઇ વિષયોપભોગ-ખાવા પીવા વગેરે કરૂં છું તે આપની પૂજા થાય છે, હું નિદ્રાવશ થઉં તે સમાધિ સ્થિતિ સમજવી, પગ વડે જે હરૂં ફરૂં છું તે બધી આપને પ્રદક્ષિણા કરાય છે, જે કંઇ વાણી ઉચ્ચારૂં છું તે સર્વ આપનાં સ્તોત્રો ભણાય છે, આવી રીતે હે શંભો! જે જે કર્મ હું કરૂં છું તે સકળ તમારા આરાધનરૂપેજ માનજો

असितगिरिसमं स्यात्कज्जलं सिंधुपात्रे सुरतरुवरशाखा
लिखनी पत्रमुर्वी ॥
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं तदपि तव गुणा
नामीश पारं न याति ॥

કાળા પર્વત જેટલું આંજણ થાય અને તે સમુદ્રરૂપી મષીપાત્ર-ખડીયામાં ડોઇ નખાય, કલ્પવૃક્ષની ડાળીઓની લેખણ તથા પત્ર સ્થાને પૃથ્વી રાખી એ સકળ સામગ્રી લઇ સ્વયં શારદા સર્વકાળ લખ્યાજ કરે તો પણ હે ઈશ! તમારા ગુણના પારને પમાય નહિ

अद्वैतं परमानन्दं शिवं याति तु केवलम्।
अधिष्ठानं समस्तस्य जगतस्सत्यचिद्धनम् ॥

આ સમસ્ત જગતના અધિષ્ઠાન રૂપે સચ્ચિદાનંદઘન-પરમાત્મા સ્વરૂપને જાણે તે પરમાનંદ અદ્વૈત કેવળ શિવને પામે છે-કૈવલ્ય મુક્તિ પામે છે

**अङ्गुष्ठमात्रमात्मानमधूमज्योतिरूपकम् ।**
**प्रकाशयन्तमन्तस्थं ध्यायेत्कूटस्थमव्ययम् ॥**

હૃદયાકાશના પરિમાણને લીધે અંગુષ્ઠમાત્ર ગણાતો આત્મા જે નિર્ધૂમ જ્યોતી રૂપ હોવાથી અંતસ્થ રહીને સર્વનો પ્રકાશ કરે છે તે કૂટસ્થ-વૃદ્ધિહ્રાસ કે વિકાર વિનાનો-અવ્યય-નાશ રહિત આત્માનું ધ્યાન-સ્વરૂપાનુસંધાન-કરવું

**ॐकारं बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।**
**कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥**

જે બિન્દુસંયુક્ત ઓંકારનું યોગીઓ નિત્ય ધ્યાન કરે છે અને જે મન કામના દેનારો તથા મોક્ષપ્રદ છે તે ઓંકારને વારંવાર નમન કરૂં છું

**शिवमात्मनि पश्यन्ति प्रतिमासु न योगिनः ।**
**अज्ञानिभावनार्थाय प्रतिमाः परिकल्पिताः ॥**

યોગિપુરુષો પોતાના આત્મામાંજ શિવનું દર્શન કરે છે અજ્ઞાનિ જનોને ભાવના માટે પ્રતિમાઓની કલ્પના કરેલી છે

**पाषाणलोहमणिमृण्मयविग्रहेषु पूजा पुनर्जननभोग करी मुमुक्षोः ।**
**तस्माद्यतिः स्वहृदयार्चनमेव कुर्याद्बाह्यार्चनं परिहरेदपु नर्भवाय ॥**

પાષાણ ધાતુ મણિ તથા મૃત્તિકાની પ્રતિમાઓમાં પૂજા મુમુક્ષુ-જનોને પુનર્જન્મ તથા ભોગ દેનારી છે તેથી યતિ-સંન્યાસી પોતાના હૃદયમાંજ દેવાર્ચન કરે, બાહ્ય અર્ચનનો આડંબર પરિહરે-તજે

ओमित्येकाक्षरं ब्रह्म ध्येय सर्वैर्मुमुक्षुभिः ।
ओङ्कार यो न जानाति ब्राह्मणो न भवेत्तु सः ॥

'ઓમ્' આ એકાક્ષર બ્રહ્મ સર્વ મુમુક્ષુજનોએ ધ્યાન કરવા યોગ્ય છે ઓંકારને જે નથી જાણતો તે બ્રાહ્મણ ન હોય

अमात्रोऽनन्तमात्रश्च द्वैतस्योपशमः शिवः ।
ओंकारो विदितो येन स मुनिर्नेतरो जनः ॥

અમાત્ર હોવા છતા અનતમાત્ર અને દ્વૈતના ઉપશમ રૂપ પરમ કલ્યાણમય ઓંકાર જેણે જાણ્યો તેજ ખરેખરો મુનિ સમજવો, ઇતરજન નહિ

ब्रह्मप्रणवसंलग्न नादो ज्योतिर्मयात्मकः ।
अर्धमात्रासमायुक्तः प्रणवो मोक्षदायकः ॥

બ્રહ્મસ્વરૂપ પ્રણવમા મલગ્નનાદાત્મક તથા જ્યોતિર્મય અને અર્ધમાત્રા સમાયુક્ત એવો પ્રણવ મોક્ષદાયક છે

रोहिणी तनयो विश्व अकाराक्षरसभवः ।
तैजसात्मकप्रद्युम्न उकाराक्षरसभवः ॥
प्राज्ञात्मकोऽनिरुद्धोसौ मकाराक्षर संभवः ॥

રોહિણીતનય–સકર્ષણ–જીવ–અકારાક્ષરથી ઉદ્ભવેલો વિશ્વસજ્ઞક છે, ઉકારાક્ષરથી મભૂત પ્રદ્યુમ્ન–મન–તૈજસાત્મક તરીકે ગણાય છે મકારાક્ષરથી મભૂત અનિરૂદ્ધ–અહકાર–પ્રાજ્ઞ સ્વરૂપ મનાય છે

निवृत्तेः सर्वदु.खानामीशानः प्रभुरव्ययः ।
अद्वैत सर्वभावानां देवस्तुर्यो विभुः स्मृतः ॥

સર્વ પ્રકારના દુ ખોની નિવૃત્તિ કરવા ઇશાન–મહાદેવ–પ્રભુ–સમર્થ છે એ અવ્યય અને અદ્વૈતદેવ, સર્વ પદાર્થોના દ્યોતક તથા વ્યાપક કહેવાય છે

त्रिषु धामसु यत्तुल्य सामान्य वेत्ति निश्चितः ।
स पूज्यः सर्वभूतानां वन्द्यश्चैष महामुनिः ॥

ત્રણે ધામ-અવસ્થાઓમા જે તુલ્ય સામાન્ય દષ્ટરૂપે-અનુગત આત્મતત્ત્વને જે નિશ્ચિતરૂપે જાણે છે તે સર્વનો પૂજ્ય તથા વદ્ય મહામુનિ જાણવો

अर्धमात्रात्मक कृष्णो यस्मिन्विश्व प्रतिष्ठितम ।
कृष्णात्मिका जगत्कर्त्री मूलप्रकृतिरुक्मिणी ॥

અર્ધમાત્રાત્મક કૃષ્ણ છે કે જેને વિષયે આ સમસ્ત વિશ્વ પ્રતિષ્ઠિત થઇ રહ્યુ છે તે કૃષ્ણસ્વરૂપા જગતની કર્ત્રી મૂલપ્રકૃતિરૂપા મગ રૂક્મિણી છે

ओङ्कारप्रभव सर्व त्रैलोक्य सचराचरम ।
आत्मानमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम ॥
ध्याननिर्मथनाभ्यासादेव पश्येन्निगूढवत ।

ઓંકારમાથીજ આ સચરાચર ત્રૈલોક્ય ઉત્પન્ન થયેલુ છે, તે કારણ માટે ઓંકારને અરણિ (મથન યત્રમાં નીચેના કાષ્ટ સ્થાને) કરીને અને પ્રણવને ઉત્તરારણિ (ઉપરના કાષ્ટ સ્થાને) રાખીને ધ્યાનાત્મક નિર્મથનના અભ્યાસથી તત્ત્વજ્ઞાની એ પ્રકારે નિગુઢવત્-છાના રહ્યાની પેઠે-દેખે છે-આત્મદર્શી થાય છે

पुष्पे गन्ध तिले तैल काष्टे वह्निं पयोघृतम् ॥
इक्षौ गुड तथा देहे पश्यात्मान विवेकतः ।

પુષ્પમા જેમ ગધ, તિલમા જેમ તૈલ, કાષ્ટમા જેમ અગ્નિ, દૂધમા જેમ ઘૃત, અને શેરડીમા જેમ ગોળ જાણે, તેમ આ દેહને વિષે વિવેક વડે આત્મા જુઓ

ब्रह्मणो हृदय स्थान कण्ठे विष्णुः समाश्रितः ॥
तालुमध्ये स्थितो रुद्रो ललाटस्थो महेश्वर. ।
ज्योतिर्लिङ्ग भ्रुवोर्मध्ये नित्य ध्यायेत्सदा यतिः ।

બ્રહ્માનુ હૃદય સ્થાન છે, કઠમા વિષ્ણુ સમાશ્રિત છે, તાલુના મધ્યના રુદ્ર સ્થિત છે તથા મહેશ્વર લલાટમા સ્થિતિ કરી રહ્યા છે

અને ભ્રૂમધ્યમા મહેશ્વર છે તે સર્વેનુ તે તે નિર્દિષ્ટ સ્થાનોમા યોગી પુરુષે ધ્યાન કરવુ

नित्योह निरवद्योह निष्क्रियोस्मि निरजनः।
निर्मलो निर्विकल्पोह निराख्यातोऽस्मि निश्चलः॥

હુ નિત્ય છુ નિરવદ્ય-નિર્દોષ છુ, મારે વિષયે કોઇ ક્રિયા નથી તેથી હુ નિષ્ક્રિય છુ, વળી હુ નિરજન, નિર્વિકલ્પ તથા નિરાખ્યાત -અનિર્દેશ્ય હોઈ નિશ્ચલ છુ

निर्गुणो निष्क्रियो नित्यो निर्विकल्पो निरजनः।
निर्विकारो निराकारो नित्यमुक्तोऽस्मि निर्मलः॥

હુ નિર્ગુણ, નિષ્ક્રિય, નિત્ય, નિર્વિકલ્પ, નિરજન, નિરાકાર, તથા નિર્મલ હોવાથી નિત્ય-સર્વદા-મુક્તજ છુ

नारायणोह नरकांतकोह पुरान्तकोह पुरुषोहमीशः।
अखण्डबोधोहमशेषसाक्षी निरीश्वरोह निरह च निर्ममः॥

હુ નરકાસુરના અતકરૂપ નારાયણ છુ, વળી ત્રિપુરના અતક રૂપ ઇશ પુરુષ હુ છુ અખડ બોધસ્વરૂપ, અશેષ-પ્રપચમાત્ર-નો સાક્ષી છુ, મારો કોઈ ઇશ્વર નથી, હુ સ્વય ઇશ્વર સ્વરૂપ છુ મારે વિષે અહતા તથા મમતા કશુય નથી.

अहमाकाशवत्सर्व बहिरतर्गतोऽच्युत.।
सदा सर्वसमः शुद्धो निःसगो निर्मलोचलः॥

હુ આકાશની પેઠે અચ્યુત સ્વરૂપે બહાર તથા અદર સર્વત્ર વ્યાપ્ત થઇ રહ્યો છુ સદા સર્વને સમાન, શુદ્ધ, નિ સગ, નિર્મલ તથા અચલ છુ

ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालबतया स्थितिः।
ध्यानशब्देन विख्याता परमानन्ददायिका॥

'હુ સાક્ષાત્ બ્રહ્મ જ છુ' આવી સદ્વૃત્તિ વડે નિરાલબ ભાવે જે પરમાનદ દેનારી સ્થિતિ, એ સ્થિતિ જ ધ્યાન શબ્દે કરી કહેવામા આવે છે

निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः।
वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ॥

નિર્વિકાર વૃત્તિથી અથવા બ્રહ્માકાર વૃત્તિથી સમ્યક્ પ્રકારે વૃત્તિનું જે વિસ્મરણ તે જ્ઞાનસંજ્ઞક સમાધિ જાણવો.

भ्रुवोर्मध्ये शिवस्थानं मनस्तत्र विलीयते।
ज्ञातव्यं तत्पदं तुर्यं तत्र कालो न विद्यते ॥

બે ભ્રૂના મધ્યમાં શિવનું સ્થાન છે. તેમાં મનને વિલીન કરાય અને ત્યાં જે તુર્યપદ જાણવાનું છે તે જાણે એટલે પછી કાલની ગતિ નથી.

युञ्जीत प्रणवे चेतः प्रणवो ब्रह्म निर्भयम्।
प्रणवे नित्ययुक्तस्य न भयं विद्यते क्वचित् ॥

પ્રણવમાં ચિત્તને બરાબર જોડવું, પ્રણવ એ નિર્ભય બ્રહ્મરૂપ છે. પ્રણવમાં જે પુરુષ નિત્યયુક્ત રહેછે અર્થાત્–પ્રણવધ્યાન પ્રણવજપ તથા પ્રણવાર્થનું અનુસંધાન રાખે છે તેને ક્યાયથી ભય રહેતુ નથી.

प्रणवं हीश्वरं विद्यात्सर्वस्य हृदि संस्थितम्।
सर्वव्यापिनमोंकारं मत्वा धीरो न शोचति ॥

પ્રણવ સર્વના હૃદયમાં અવસ્થિત ઇશ્વર છે એમ જાણવું, આમ સર્વવ્યાપિ ઓંકારને જાણી ધીર પુરુષ શોક નથી કરતો.

क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ॥

ક્લેશ, કર્મ, વિપાક અને આશય; આ ચારમાંથી એકે જેને સ્પર્શ કરતાં નથી એવો કોઈ વિશિષ્ટ પ્રકારનો પુરુષ ઇશ્વર છે (યોગસૂત્ર પાદ ૧ સૂત્ર. ૨૪)

तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ॥

તપ–બ્રહ્મચર્યાદિક, સ્વાધ્યાય–વેદવેદાંગાધ્યયનાદિક, પ્રણિધાન–ઇશ્વર સ્વરૂપાનુસંધાનાદિક, આ સઘળા ક્રિયાયોગ કહેવાય છે (યો. પા ૨ સૂ ૧)

**समाधिसिद्धिरीश्वरप्रणिधानात् ।**

ઇશ્વર પ્રણિધાન–ધ્યાનૈકાગ્રતા–વડે કરીને સમાધિ સિદ્ધ થાય છે. (યો. પા ૨ સૂ. ૪૫)

**तस्य वाचकः प्रणवः ॥ तज्जपस्तदर्थभावनाम् ॥**

તે (ઇશ્વર) નો વાચક પ્રણવ છે–તેનો જપ તથા તેના અર્થનુ ભાવન કરવુ (યો પા. ૧ સુ. ૨૭)

**प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।**
**अप्रमत्तेन वेद्धव्य शरवत्तन्मयो भवेत् ।**

પ્રણવને ધનુષરૂપે કલ્પી તથા આત્માને શર–બાણ કલ્પી, બ્રહ્મને લક્ષ્ય–નિશાન–કહ્યુ છે, એ લક્ષ્યને જરાપણ પ્રમાદ ન રાખીને વીંધવાનું છે આમ કરતા જેમ બાણ લક્ષ્યમય થાય છે તેમ આત્મા બ્રહ્મભાવને પામી જાય છે

**॥ पादसेवन वाऽर्चनभक्तिः ॥**

**પાદસેવન અથવા અર્ચનભકિત.**

**पादोस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ।**

આ સર્વ પ્રાણિમાત્ર એ પરમાત્માનો એક પાદ–ચતુર્થાંશ છે અને ત્રિપાદ્–અવશિષ્ટ ત્રણે ચતુર્થાંશ અમૃતરૂપ સ્વપ્રકાશ સ્વરૂપે અવસ્થિત છે.

**ज्योतिश्चरणाभिधानात् ॥**

'**ज्योतिश्चरणाभिधानात् ।**' બ્ર સૂ. અ ૧ પા. ૧ સૂ ૨૪ આ વેદાંતદર્શનના પ્રથમાધ્યાય પ્રથમપાદના ૧૦ અધિકરણમા **यदतः परो दिवो ज्योतिर्दीप्यते**' એ છાદોગ્ય શ્રુતિમા જ્યોતિ શબ્દ આદિત્યાદિ જ્યોતિનો બોધક છે એવો પૂર્વપક્ષ કરીને ચરણનુ અભિધાન–એટલે '**पादोऽस्य**' એ ઉપરની શ્રુતિ વર્ણી તેમા પાદ–ચરણનુ કથન છે તે ઉપરથી જેના એક પાદથી આ જગત્ અવષ્ટબ્ધ છે અને બાકીનુ ત્રિપાદ્ તો દ્યુલોકથી પર છે,

આશ્રુત્યનુગમથી બ્રહ્મનોજ બોધક જ્યોતિ-શબ્દ છે, પ્રાકૃત જ્યોતિનો બોધક નથી એમ સિદ્ધાંત દર્શાવ્યો છે

द्विरूप वासुदेवस्य चलं चाचलमेव च ।
चलं संन्यासिनोरूपमचलं प्रतिमादिकम् ॥

વાસુદેવના ચલ તથા અચલ એવા બે રૂપ છે તેમા સન્યાસી વિષ્ણુનુ ચલ રૂપ છે અને પ્રતિમા અચલરૂપ છે

शैली दारुमयी लौही लेप्या लेख्या च सैकती ।
मनोमयी मणिमयी प्रतिमाष्टविधा स्मृता ॥

ભગવાનની પ્રતિમા-પાષાણની, કાષ્ઠની, ધાતુની, મૃત્તિકાદિકની, ચિત્રની, વેળુની, મણિની અને મનોમયી, એમ આઠ પ્રકારની કહેલ છે.

ब्रह्महत्यादिकं पापं मनोवाक्कायसंभवम् ।
शीघ्रं नश्यति तत्सर्वं शालीग्रामशिलार्चनात् ॥

મન વાણી તથા કાયાથી કરેલાં બ્રહ્મહત્યાદિક પાપો શાલિગ્રામ શિલાના અર્ચનથી શીઘ્ર નાશ પામે છે

विश्वमूर्तिर्महामूर्तिर्दीप्तमूर्तिरमूर्तिमान् ।
अनेकमूर्तिरव्यक्तः शतमूर्तिः शताननः ॥

પરમાત્મા વિશ્વમૂર્ત્તિ-જગત્સ્વરૂપ મ્હોટી મૂર્ત્તિવાળા છે, દીપ્ત-આદિત્યાદિ મૂર્ત્તિવાળા છે, અનેક મૂર્ત્તિમાન, સેકડો મુખવાળા જણાતા છતા સ્વયં અવ્યક્ત-ઇંદ્રિયોના અગોચર અમૂર્ત્તિમાન-નિરાકાર છે.

ईशसूत्रविराड्वेधोविष्णुरुद्रेन्द्रवह्नयः ।
विघ्नभैरवमैरालमरिकायक्षराक्षसाः ॥

ઇશ્વર, સૂત્રાત્મા, વિરાટ્, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇંદ્ર, અગ્નિ, વિઘ્નેશ-ગણપતિ, ભૈરવ, મૈરાલ, મરિકા-મહામારી, યક્ષ, રાક્ષસ,

त्रिप्रक्षत्रियविट्शूद्रागवाश्वमृगपक्षिणः ।
अश्वत्थवटचूताद्यायवव्रीहितृणादयः ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ગાયો, મૃગ, પક્ષી, અશ્વત્થ,- પીપળો, વડ, આંબા, યવ, શાળ, તૃણાદિક,

जलपाषाणमृतकाष्ठवास्याकुद्दालकादयः ।
ईश्वराः सर्व एवैते पूजिताःफलदायिनः ॥

જલ, પાષાણ, મૃત્તિકા, કાષ્ટ, વાસલો, કોદાળી, કુહાડા વગેરે, આ સર્વે ઇશ્વર મૂર્ત્તિઓજ છે. એમનુ પૂજન કરવાથી ફળ દેવાવાળા છે.

यथा यथोपासते त फलमीयुस्तथा तथा ।
फलोत्कर्षापकर्षौतु पूज्यापूज्यानुसारत. ॥

જેવા જેવા પ્રકારે તેમની પૂજા કરે તેવુ તેવુ તે ફળ પામે સારૂ નરતુ અથવા ઓછુ વધતુ ફળ મળે તે પૂજ્ય અથવા અપૂજ્યને અનુસાર મળે છે

न काष्ठे विद्यते देवो न पाषाणे न मृण्मये ।
भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥

દેવ કાષ્ઠમા નથી તેમ પાષાણમા કે મૃત્તિકામય વસ્તુમા પણ નથી કિંતુ પૂજકના ભાવમા દેવ રહે છે તેથી ફળ મળવામા ભાવજ ખરૂ કારણ છે

सूर्योग्निर्ब्राह्मणो गावो वैष्णवः ख मरुज्जलम् ।
भूरात्मा सर्वभूतानि भद्र पूजापदानि मे ॥

સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાય, વૈષ્ણવ, આકાશ, વાયુ, જલ, પૃથ્વી, આત્મા અને સર્વભૂત, ભદ્ર' મારા પૂજાના સ્થાન છે

मथुरामण्डले यस्तु जम्बूद्विपे स्थितोपि वा ।
योर्चयेत्प्रतिमां मे च स मे प्रियतरो भुवि ॥

જે મથુરામડળમા હોય અથવા જબૂદીપમા સ્થિત હોય પણ મારી પ્રતિમાને પૂજે તે મને આ ભૂમિમા અતિપ્રિય છે

देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि।

દેવતાઓના યજન કરનારા દેવોને પામે છે અને મારા ભક્તો મને પામે છે.

आत्मपूजा समा नास्ति पूजा रघुकुलोद्भव ॥
मत्सायुज्यमवाप्नोति चण्डालोप्यात्मपूजया।

હે રઘુકુલમા જન્મેલા રામ! આત્મપૂજા સમાન અન્ય કોઇ પૂજા નથી ચંડાલ પણ આત્મપૂજા વડે મારૂ સાયુજ્ય પામે છે.

सर्वभूतस्थित देव सर्वेशं नित्यमर्चयेत् ॥

સર્વ પ્રાણિમાત્રમા રહેલા સર્વના ઇશ-નિયતા દેવ-આત્માનુ નિત્ય અર્ચન કરવુ

सात्विक्याध्यात्मिकी श्रद्धा कर्मश्रद्धा तु राजसी।
तामस्यधर्मे या श्रद्धा मत्सेवायां तु निर्गुणा ॥

આત્માનુસધાનમા જે શ્રદ્ધા તે સાત્વિકી હોય છે, કર્માનુષ્ઠાનની શ્રદ્ધા રાજસી તથા અધર્મમા શ્રદ્ધા તામસી હોય છે અને મારી સેવામા જે શ્રદ્ધા તે નિર્ગુણા.

यजते सात्विका देवान्यक्षरक्षांसि राजसाः।
प्रेतान्भूतगणांश्चान्ये यजते तामसा जनाः ॥

સાત્વિકજનો શિવાદિ દેવોનુ યજન કરે છે, રાજસજનો યક્ષ રાક્ષસોનુ યજન કરે છે અને અન્ય તામસજનો ભૂતપ્રેતગણોના યજન કરે છે

अवजानंति मां मूढा मानुषी तनुमाश्रितम्।
परं भावमजानतो मम भूतमहेश्वरम् ॥

મારો પરમભાવ-વાસ્તવ સ્વરૂપ જે ભૂતમહેશ્વર-પ્રાણિમાત્રના અતર્યામી રૂપે નિયામક છે તેને નહિ જાણતા એવા મૂઢજનો, લોકસંરક્ષણાર્થ માનુષ્ય દેહનો આશ્રય કર્યો તેથી મારી અવજ્ઞા કરે છે

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥

માયાને પ્રકૃતિ જાણવી અને એ માયાના આશ્રય તથા વિષય ભૂત-માયી-ને મહેશ્વર સમજવા, તેનાજ અવયવભૂત સર્વ પ્રપંચથી આ જગત્ વ્યાપ્ત છે

यांति देवव्रता देवान्पितॄन्यांति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांतिमद्याजिनोऽपि माम् ॥

જેઓ દેવના વ્રત ધારે છે તે દેવોને પામે છે, પિતૃવ્રત-પિતૃઓના આરાધનમા તત્પર રહેનારા-પિતૃલોકને પામે છે, ભૂત-પૃથિવ્યાદિના યજન કરનારા તે તે ભૂતભાવને પામે છે અને મારૂ યજન કરનારા મને પામે છે

प्रगृह्य पुष्कराग्रेण कांचनं कमलोत्तमम् ।
निवेद्य मनसा ध्यात्वा पूजां कृत्वा जनार्दने ॥

ગજેંદ્રે પોતાની સૂઢના અગ્રથી સુવર્ણવર્ણ કમળ ઉપાડીને મનથી ભગવાન જનાર્દનનુ ધ્યાન ધરી એ કમલવતી પૂજા કરી,

आरुह्य गरुडं विष्णुराजगाम सुरोत्तमः ।
सान्निध्यं कल्पयामास तस्मिन्सरसि लोकधृक् ॥

કે તુરત સુરોત્તમ એવા લોકોના ઉદ્ધારક ભગવાન્, ગરૂડ ઉપર આરોહણ કરી ત્યા આવ્યા અને તે સરોવરને વિષયે પોતે સાન્નિધ્ય કર્યુ, અર્થાત્ પાસે આવી ઉભા (તે ગજનો ઉદ્ધાર કર્યો )

पदं पुराणं परमं पवित्रं पुराणमीशं सुरलोकनाथम् ।
सुरासुरैरर्चितपादपद्मं सनातनं लोकगुरुं नमामि ॥

પરમ પુરાણ, પરમ પવિત્ર, પુરાણ-અનાદિ ઇશ, સુરલોકના નાથ અને સુર તથા અસુર જેના પાદપીઠ પૂજે છે, એવા સનાતન લોકગુરૂને હુ નમુ છુ

अष्टपत्र विकसित हृत्पद्म तत्र संस्थितम ॥
दिव्यध्वजातपत्रैस्तु चिह्नित चरणद्वयम् ।
श्रीवत्सलाञ्छन दिव्य कौस्तुभ च प्रभायुतम् ॥
चतुर्भुज शङ्खचक्रशार्ङ्गपद्मगदान्वितम् ।
सुकेयूरान्वितं बाहु कठमालासुशोभितम् ॥
द्युमत्किरीटमुभयस्फुरन्मकरकुण्डलम् ॥
हिरण्मय सौम्यतनु स्वभक्तायाऽभयप्रदम् ।
ध्यायेन्मनसि मां नित्य वेणुशृगधरं तु वा ।

અષ્ટ પાખડીનુ વિકસિત હૃદયરૂપી પદ્મ છે તેમા સસ્થિત એવા, જેના ચરણદ્વય દિવ્ય ધ્વજ છત્ર, ઇત્યાદિકથી ચિહ્નિત છે તથા જેના હૃદયમા દિવ્ય શ્રીવત્સલાછન તથા પ્રભાયુક્ત કૌસ્તુભમણિ છે, વળી ચારભુજા શખ ચક્ર શાર્ઙ્ગ-ધનુષ-પદ્મ તથા ગદાયુક્ત, શોભાયુક્ત બાજુબધ સયુક્ત જેના બાહુમા છે, કઠમા માળાવડે સુશોભિત, તેજસ્વી કિરીટ-મુકુટ તથા બેય મકારાકૃતિકુડલને ધરતા, હિરણ્મય શાત શરીરવાળા, પોતાના ભક્તોને અભયપ્રદાન કરનાર, આવા સ્વરૂપનુ મનમા ધ્યાન કરવું અથવા તો માત્ર વેણુ તથા શૃગને ધારણ કરનારા સ્વરૂપનુ ધ્યાન કરવુ.

मथ्यते तु जगत्सर्व ब्रह्मज्ञानेन येन वा ॥

જે ધ્યાન વડે આ જગત્ સર્વ મથિત-બાધિત થઇ જાય, અથવા બ્રહ્મજ્ઞાન વડે જગત્ બાધિત થાય

शिरो मत्पादयोः कृत्वा बाहुभ्यां च परस्परम् ।
प्रपन्न पाहि मामीश भीत मृत्युग्रहार्णवात् ॥

મારા ચરણમા મસ્તક રાખીને બેય હાથ પરસ્પર કરી (જમણે હાથે જમણો તથા ડાબે હાથે ડાબો અગુઠો પકડીને) હે ઇશ ! આ મૃત્યુગ્રહરૂપી અર્ણવથી ભય પામીને આપને પ્રપન્ન-શરણે આવેલા મને રક્ષો

श्रीकृष्ण रुक्मिणीकान्त गोपीजनमनोहर ।
ससारसागरे मग्न मामुद्धर जगद्गुरो ॥

રુક્મિણીના કાંત! ગોપીજનના મનને હરનારા! હે જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણ! સસારસાગરમા ડુબતા મને ઉદ્ધારો—અર્થાત્ હાથ ઝાલી પાર ઉતારો

केशव क्लेशहरण नारायण जनार्दन ।
गोविन्द परमानन्द मां समुद्धर माधव ॥

હે કલેશને હરનારા કેશવ! હે જનાર્દન નારાયણ! હે પરમાનદ રૂપ ગોવિન્દ! હે માધવ! મારો ઉદ્ધાર કરો

सत्यपिभेदापगमे नाथ तवाह न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्ग क्वचन समुद्रो न तरङ्गः ॥

આપણ બન્ને વચ્ચે મારા મનમા જરાય ભેદ રહ્યો નથી તથાપિ હે નાથ! હુ તમારો, તમે મારા નહિ, જેમ તરગ તથા સમુદ્રમા ભેદ લેશ પણ નથી તથાપિ સમુદ્રનો તરગ કહેવાય કઈ તરગનો સમુદ્ર ક્યાય ન મનાય.

ममायमिति तस्याह येन सर्वमिद ततम् ॥

જેણે આ સકલ જગત્ વિસ્તર્યું છે તેનો હુ છુ અને એ મારા છે

जयतु जयतु देवो देवकीनदनोय जयतु जयतु कृष्णो वृष्णिवशप्रदीपः ।
जयतु जयतु मेघश्यामलः कोमलांगो जयतु जयतु पृथ्वी भारनाशो मुकुंदः ॥

આ દેવકીનદન દેવ જય પામો જય પામો, વૃષ્ણિવશના પ્રદીપ કૃષ્ણ જય પામો જય પામો, આ પૃથ્વીના ભારને હરનારા મુકુદ જય પામો જય પામો

सर्वाख्यारहित यद्यत्सूक्ष्मात्सूक्ष्मतर परम् ।
मनोबुद्धिन्द्रियातीतमकलङ्क जगत्पतिम् ॥

સર્વ આખ્યા-સંજ્ઞાથી રહિત જે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મતર છે વળી જે મન બુદ્ધિ તથા ઇંદ્રિયોથી અતીત-અર્થાત્ ઇંદ્રિયો, મન, બુદ્ધિ એમાનુ કોઇ પહોંચી ન શકે એવા પરતત્ત્વરૂપ કલંકરહિત જગત્પતિને (પ્રણમુ છુ )

निरामय निष्प्रतिम निराकृतिं निराश्रय निर्वपुप निरा
शिषम् ।
निर्द्वन्द्व निर्मोहमलुमशक्तिक तमीशमात्मानमुपैति
शाश्वतम ॥

આમય-ભવરોગ-રહિત, જેની કોઈ પ્રતિમા નથી, તેમ જેની કોઈ આકૃતિ પણ નથી, જેનો કોઇ આશ્રય નથી, જે અશરીર છે જેને કોઇ આશિષ-આકાક્ષા-નથી, વળી જે રાગદ્વેષાદિ દ્વંદ્વથી નિર્મુક્ત છે, મોહરહિત છે અને જેની શક્તિનો કોઇ કાળે લોપ થતો નથી એવા તે શાસ્વત ઇશસ્વરૂપ આત્માને હુ સમીપે જાઉ છુ, અર્થાત્ આત્માને ઉક્તરૂપેં અનુભવુ છુ.

मनो न बुद्धिर्न शरीरमिद्रिय तन्मात्रभूतानि न भूत
पञ्चकम् ।
अहकृतिश्चापि वियत्स्वरूपक तमीशमात्मानमुपैति
शाश्वतम् ॥

જે શાશ્વત ઇશસ્વરૂપ આત્મા, મન નહિ, બુદ્ધિ નહિ, શરીર કે ઇન્દ્રિયો નહિ તેમ શબ્દાદિ તન્માત્રા અથવા આકાશાદિ ભૂત પચક પણ નહિ અને અહકાર પણ નહિ કિંતુ વિયત્સ્વરૂપ-આકાશવત્ સર્વગત તથા નિત્ય આત્મા છે એ આત્માને હુ પાસે જાઉ છુ-અર્થાત્-એનુ આત્મસ્વરૂપ અનુભવુ છુ

## ॥ ईश्वरप्रार्थना. ॥
## ઇશ્વર પ્રાર્થના.

कूटस्थमव्यक्तमचिंत्यरूपं नारायणं कारणमादिदेवम् ।
युगांतशेषं पुरुषं पुराणं तं वासुदेवं शरणं प्रपद्ये ॥

કૂટસ્થ-અવિકારી, અવ્યક્ત-ઇંદ્રિયાગોચર, અચિન્ત્યરૂપ જગતના કારણ ભૂત, આદિદેવ, યુગને અંતે એક સ્વયં શેષરહેનારા, પુરાણ પુરુષ તે નારાયણ વાસુદેવને શરણે પ્રાપ્ત થાઉં છું.

नो सोदरो न जनको जननी न जाया नैवात्मजो न च कुलं विपुलं बलं वा ।
संदृश्यते न किल कोपि सहायको मे तस्मात् त्वमेव शरणं मम शंखपाणे ॥

હે શંખપાણે! મારે સગો ભાઇ નથી, પિતા નથી માતા નથી, સ્ત્રી નથી, પુત્ર નથી તેમ મ્હોટું કુલ કે બળ કશું નથી, ક્યાંય કોય મારો સહાયક નથી દેખાતો તેથી માત્ર તમેજ મારૂં શરણ છો.

लोकाभिरामं रणरंगधीरं राजीवनेत्रं रघुवंशनाथम् ।
कारुण्यरूपं करुणाकरं तं श्रीरामचंद्रं शरणं प्रपद्ये ॥

લોકને અભિરામ, રણસંગ્રામમાં ધીર, કમલ સમાન નેત્રવાળા, રઘુવંશના નાથ, કરૂણામય મૂર્ત્તિ, દયાના ખાણરૂપ, એવા તે શ્રીરામચંદ્રને શરણે થાઉં છું.

मनोजवं मारुततुल्यवेगं जितेंद्रियं बुद्धिमतां वरिष्ठम् ।
वातात्मजं वानरयूथमुख्यं श्रीरामदूतं शरणं प्रपद्ये ॥

મનના સમાન જેનો જવ-કાર્યસાધન ત્વરા-છે, તથા વાયુના તુલ્ય જેનો ગતિવેગ છે, વળી જે જિતેંદ્રિય તથા બુદ્ધિમાનને વિષયે વરિષ્ટ-શ્રેષ્ટ છે, એવા શ્રી વાયુના પુત્ર અને વાનરગણમાં મુખ્ય શ્રી રામદૂત-હનુમાનને શરણે હું જાઉં છું.

अतुलितबलधाम स्वर्णशैलाभदेह दनुजवनकृशानु ज्ञानिनामग्रगण्यम् ।
सकलगुणनिधान वानराणामधीश रघुपतिवरदूत वातजात नमामि ॥

અતુલ બળના ધામ-રહેઠાણરૂપ, સુવર્ણના પર્વત સમાન જેનો દેહ છે, જે દાનવ રૂપી વન બાળવામા અગ્નિ સમાન છે, વળી જે જ્ઞાનિમા પ્રથમ ગણવા યોગ્ય છે, એવા સકળ ગુણના ભડારરૂપ વાનરોના અધીશ શ્રી રઘુપતિના પ્રિયદૂત વાયુપુત્ર શ્રી હનૂમાનને હુ પ્રણામ કરૂ છુ

श्रीरामचद्र रघुपुगव राजवर्य राजेद्र राम रघुनायक राघवेश ।
राजाधिराज रघुनदन रामचद्र दासोहमद्य भवतः शरण गतोस्मि ॥

હે શ્રી રામચદ્ર! રઘુકુળના ધુરધર! રાજાઓમા શ્રેષ્ઠ! રાજાઓના પણ ઈદ્ર! હે રઘુનાયક! રાઘવેશ! રાજાધિરાજ! રઘુનદન! રામચદ્ર! આપનો દાસ હુ આજે આપને શરણે આવ્યો છુ

निरजन निष्प्रतिम निरीह निराश्रय निष्कलमप्रपचम् ।
नित्य ध्रुव निर्विषयस्वरूप निरतरं राममह भजामि ॥

નિરજન-અસગ, નિષ્પ્રતિમ-અનુપમ, નિરીહ-આપ્તકામ, નિરાશ્રય-સ્વતત્ર, નિષ્કલ-અખડાકાર, અપ્રપચ, સસાગતીત, નિત્ય-પરમાર્થરૂપ, ધ્રુવ-શાશ્વત, નિર્વિષય સ્વરૂપ-અચિન્ત્યરૂપ, એવા શ્રીરામને હુ ભજુ છુ

भवाब्धिपोत भरताग्रज त भक्तप्रिय भानुकुलप्रदीपम् ।
भूताधिनाथ भुवनाधिप त भजामि राम भवरोगवैद्यम् ॥

ભવ-સસારરૂપી સાગર તારવાને પોત-વહાણરૂપ, ભરતના જ્યેષ્ઠ બન્ધુ, ભક્ત છે પ્રિય જેને એવા, સૂર્યવશના દીપકરૂપ, પ્રાણીમાત્રના

નાથ, ભુવનના સ્વામી, અને ભવ મસારરૂપી રોગના પરમ વૈદ્ય તે શ્રીરામને હુ ભજુ છુ.

तत्त्वस्वरूप पुरुष पुराण स्वतेजसा पुरितविश्वमेकम् ।
राजाधिराज रविमडलस्थ विश्वेश्वर राममह भजामि ॥

પરમતત્ત્વ–બ્રહ્મ સ્વરૂપ, પુરાણ પુરુષ, પોતાના તેજ વડે આખુ વિશ્વ જેણે પૂર્યુ છે, વળી જે રાજાધિરાજ, સૂર્યમડલ સ્થિત–નારાયણરૂપ, એવા વિશ્વેશ્વર રામને હુ ભજુ છુ

अच्युत केशव रामनारायण कृष्णदामोदर वासुदेव हरिम् ।
श्रीधर माधव गोपिकावल्लभ जानकीनायक रामचद्र भजे ॥

અચ્યુત–સ્વસ્વરૂપથી સર્વદા અચલિત, કેશવ, રામથી અભિન્ન નારાયણ, કૃષ્ણ દામોદર, વાસુદેવ, હરિ, શ્રીધર, માધવ, ગોપીઓના વલ્લભ, ઇત્યાદિ નામો વડે, ભક્તોએ ભજાતા શ્રીજાનકી–માયા–ના નાયક–નિયામક અથવા જાનકી નાયક–સીતાપતિ, એવા શ્રી રામચદ્ર પ્રભુને હુ ભજુ છુ

यथाग्निना हेम मल जहाति ध्मात पुनः स्व भजते च रूपम् ।
आत्मा च कर्मानुशय विधूय मद्भक्तियोगेन भजत्यथो माम् ॥

જેમ સુવર્ણ અગ્નિના તાપથી પોતામાનો મલ–બીજા ધાતુનુ મિશ્રણ–છોડે છે, અને એમ ધમાતા પોતાના શુદ્ધ–સોળવલ્લારૂપને ધારણ કરે છે તેમજ જીવાત્મા પણ મારી ભક્તિના યોગે પોતાના કર્માશયરૂપ મલને ખખેરીને મલનિર્મુક્ત બનીને પછી મને શુદ્ધભાવે ભજે છે

स्फुरद्रत्नकेयूरहाराभिराम धराभारभूतासुरानीकदावम् ।
शरच्चंद्रवक्त्रं लसत्पद्मनेत्र दुरावारपारं भजे राघवेशम ॥

ચમકતા રત્નવાળા હાર તથા બાજુબંધ વડે મનોહર દીસતા તેમજ પૃથ્વીના ભારરૂપ થઇ પડેલા અસુરોના સૈન્યોના દાવાનળરૂપ શરદ્-ઋતુના ચંદ્ર સમાન જેનું વક્ત્ર છે અને પદ્મપત્ર સમાન શોભતા જેના નેત્ર છે, વળી જે દુસ્તર સંસાર સાગરના પારરૂપ છે, એવા શ્રીરાઘવેશ-રામને હું ભજું છું

त्वमक्षर परम वेदितव्यं त्वमस्य विश्वस्य पर निधानम ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥

પરમ વેદિતવ્ય-જાણવા યોગ્ય-અક્ષરસ્વરૂપ તમે છો, વળી આ વિશ્વનું પરમ નિધાન-મૂલકારણ તમે છો, તમે નાશરહિત, શાશ્વત-સનાતન-ધર્મના રક્ષક છો એટલુંજ નહિ-તમે પોતે સનાતન-બાધના અગોચર-પુરુષ છો એમ માનું છું

जानामि धर्म न च मे प्रवृत्तिर्जानामि पाप न च मे निवृत्तिः ।
केनापि देवेन हृदिस्थितेन यथानियुक्तोस्मि तथा करोमि ॥

હું જાણું છું કે 'આમ કરવું એ ધર્મ' તથાપિ તેવી પ્રવૃત્તિ નથી કરાતી તેમજ 'આમ કરવું એ અધર્મ' એ પણ જાણું છું છતા તેવા કર્મથી નિવૃત્તિ નથી થતી હૃદયમા સ્થિત કોઇ એક દેવ જેમ નિયોગ-પ્રેરણા કરે છે તેમ કર્યો જાઉ છુ

भवभयहरमेक भानुकोटिप्रकाश करधृतशरचापं
का लमेघावभासम् ।
कनकरुचिरवस्त्र रत्नवत्कुंडलाढ्य कमलविशदनेत्र सानु
ज राममीडे ॥

ભવભય હરવામા એક્કા, કોટિ સૂર્યસમા તેજસ્વી, હાથમા ધનુષ્ બાણ ધરતા, જલભરેલા મેઘસમાન દેહપ્રભાવાળા, સુવર્ણથી

મનોહર વસ્ત્ર ધરતા તથા રત્નવાળા કુંડલોથી શોભીતા, કમળસમાન નેત્રવાળા, એવા અનુજ-શ્રીલક્ષ્મણ સહિત રામને હું સ્તવું છું

**सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।**
**अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥**

મારા સખા-મિત્ર માનીને મારાથી ઘણી વખત હઠાત્કારથી 'હે કૃષ્ણ!' 'હે યાદવ!' 'હે સખા' એવી રીતે બોલાણું, આ બધું તમારા મહિમાને જાણતો ન હોવાથી પ્રમાદથી પ્રણયસ્નેહ સબંધના ભાવથી કહાણું

**यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।**
**एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥**

વળી જે કંઇ હાસી કરવાના ભાવથી મે હરવા ફરવા જતા, શય્યા-સૂતા, આસન-ઉઠતા બેસતા તથા ભોજન કરતા આપને તરછોડયા હશે તે પણ કોક ટાણે એકલા હોઇયે તેવારે અને ક્યારેક માણસોના સમક્ષમા પણ આપનો અસત્કાર-અનાદર કર્યો હશે તે સઘળાનુ આ વખતે આપના અપ્રમેય સ્વરૂપ પાસે ક્ષમાપન કરવુ છું-મારા એ બધા અપરાધોની ક્ષમા યાચુ છુ

**त्वमेव सर्वज्ञः त्वमेव सर्वशक्तिः त्वमेव सर्वाधारः ।**
**त्वमेव सर्वेश्वरः त्वमेव सर्वप्रवर्तकः त्वमेव सर्वपालकः ॥**

તમેજ સર્વજ્ઞ છો, તમેજ સર્વ શક્તિમાન છો, તમેજ સર્વના ઇશ્વર છો, તમેજ સર્વના પ્રવર્ત્તક છો, તમેજ સર્વના પાલક છો

**ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती नारायणः सरसिजासनसंनिविष्टः ।**
**केयूरवान्मकरकुंडलवान् किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ।**

જે નારાયણ સૂર્યમંડળીના મધ્યમા કમલના આસન ઉપર સનિ-

વિષ્ટ–બેઠેલા છે, આભૂષણ તથા મકરાકૃતિ કુંડળ ધારણ કર્યા છે, કિરીટ મુકુટ તથા હાર પહેર્યા છે અને સુવર્ણમય શરીરવાળા, શંખ તથા ચક્રને ધારણ કરનારા છે તે નારાયણ દેવ સર્વેએ નિત્ય ધ્યાન કરવા યોગ્ય છે.

**अव्यक्ताद्व्यक्तमुत्पन्नमव्यक्ताद्यः परात्परः ।**
**यस्मात्परतरं नास्ति तमस्मि शरणं गत ॥**

અવ્યક્ત–માયાથી આ બધુ વ્યક્ત–નામરૂપવાળુ જગત્–ઉત્પન્ન થયુ છે, એ અવ્યક્ત–માયા–થી પર જે ઈશ્વર તેથી પણ પર જે પરબ્રહ્મ, જેનાથી બીજુ પર નથી તે પરતત્ત્વને શરણે હુ ગયો છુ

**एकांशेन जगत्कृत्स्नमवष्टभ्य स्थितः प्रभु ।**
**अग्राह्यो निर्गुणो नित्यस्तमस्मि शरण गतः ॥**

પોતાના એક અંશવડે આ સમગ્ર જગતને ટકાવીને પ્રભુ અવસ્થિત છે, પણ જે સ્વયં નિર્ગુણ હોવાથી ઇન્દ્રિયાદિકથી અગ્રાહ્ય છે એવા એ પ્રભુ–પરમાત્મા–ને શરણે હુ નિત્ય ગયો છુ.

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरण व्रज ।**

સર્વ સાંસારિક ધર્મોનો પરિત્યાગ કરી મને એકનેજ શરણે આવી જા

**मामेव ये प्रपद्यते मायामेतां तरंति ते ॥**

જેઓ મારે શરણે આવે છે તેઓ એ (મારી ગુણમયી દૈવી) માયાને તરે છે

**त्व ब्रह्मा त्वं च वै विष्णुस्त्व रुद्रस्त्व प्रजापतिः ।**
**त्वमग्निर्वरुणो वायुस्त्वमिन्द्रस्त्व निशाकरः ॥**

તમે બ્રહ્મા, તમેજ વિષ્ણુ, તમે રૂદ્ર, તમે પ્રજાપતિ, તમે અગ્નિ તમે વરૂણ, તમે વાયુ, તમે ઇંદ્ર અને ચંદ્રમા પણ તમે છો'

एकांतिनो हि निर्द्वंद्वा निराशाः कर्मकारिणः ॥
ज्ञानाग्निदग्धकर्माणस्त्वां विशंति मनस्विनः ॥

નિર્દ્વંદ્વ–સુખ દુખાદિકને સમાન માનનાર, કર્મના ફળની લેશ પણ આશા રાખ્યા વિના કર્મકરનાર એકાંતી–ભક્તજનો–તત્ત્વજ્ઞાનરૂપી અગ્નિ વડે જેના સંચિતાદિ કર્મો બળી ગયા છે એવા એ મનસ્વી ભક્તો તમારામા પ્રવિષ્ટ થાય છે

एकीभावस्त्वया मेऽस्तु न मे जन्म भवेत्पुनः ॥

આપના સ્વરૂપમા મારો એકીભાવ થાઓ કે જેથી મને પુનર્જન્મ ન થાય

अनाद्य तत्पर ब्रह्म न देवा नर्षयो विदु ।
एकोऽय भगवान्देवो धाता नारायणो हरिः ॥

અનાદ્ય જે પર બ્રહ્મ છે, તેને દેવો કે ઋષિઓએ જાણ્યુ નથી એકજ આ ભગવાન્ જગત્ના ધાતા દેવ નારાયણ હરિ છે (એજ પરતત્ત્વ છે)

हरिं सहस्रशिरसं सहस्रचरणेक्षणम् ।
सहस्रबाहुमुकुट सहस्रवदनोज्ज्वलम् ॥

હજારો મસ્તકવાળા, હજારો ચરણ તથા નેત્રવાળા. હજારો બાહુ અને હજારો મુકુટ ધરતા. હજારો મુખોથી ઉજ્જવલ–પ્રકાશતા,

दिग्बाहु स्वर्गमूर्धान भूपादं गगनोदरम् ।
आदित्यचन्द्रनयनमनत विश्वतोमुखम् ॥

દિશાઓ રૂપી જેના બાહુ છે. સ્વર્ગ જેનુ મસ્તક છે. પૃથ્વી જેના પાદ છે, ગગન જેનુ ઉદર છે, આદિત્ય તથા ચદ્ર જેના નેત્રો છે, અને વિશ્વત–ચારે કોર જેના મુખ છે. એવા અનત રૂપી હરિને ભજો

सर्वत पाणिपाद तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वत श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥

સર્વત -જ્યાં જુઓ ત્યાં અપેક્ષ-જેના હાથ તથા પગ છે, સર્વત - જેના નેત્ર, મસ્તક તથા મુખ છે, સર્વત શ્રવણેન્દ્રિય જેના લોકમાં વિસ્તરેલ છે અને જે આ સર્વ જગતને પોતામાં આવૃત કરીને વ્યાપક રૂપે રહેલ છે તે-પરબ્રહ્મ પરતત્ત્વ છે

ॐ सहस्रशीर्षाः पुरुषः सहस्राक्षः सहस्रपात ।
स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशांगुलम ॥

હજારો શીર્ષ-મસ્તકવાળા, હજારો નેત્રવાળા, હજારો પાદવાળા એ પુરૂષ છે તે પરમાત્મા પુરૂષ, આ ભૂમિને ચારે કોરથી વીંટાળી-ને-સર્વાંગ વ્યાપક બનીને દશાંગુલ-મનુષ્યના દશ અંગુલ પરિમિત હૃદયાકાશને વિષયે જીવ ભાવે કરી સ્થિતિ પામી રહ્યા.

सहस्रशीर्षं देवं विश्वाक्ष विश्वशंभुवम् ।
विश्वं नारायण देवमक्षर परम पदम् ॥

જે સહસ્ર શીર્ષ-હજારો મસ્તકવાળા, વિશ્વના સાક્ષી-દ્રષ્ટા રૂપે રહી વિશ્વના કલ્યાણકર અને વિશ્વરૂપ છે તે નારાયણ દેવ અક્ષર પરમપદ છે

ब्रह्मण्य सर्वधर्मज्ञ लोकानां कीर्तिवर्धनम् ।
लोकनाथ महद्भूत सर्वभूतभवोद्भवम् ॥

બ્રાહ્મણોના હિતકર, સર્વધર્મોને જાણનારા, લોકોની કીર્તિને વધારનારા, લોકોના નાથ હોઇ મહાન્ થયેલા સર્વ ભૂતના ઉદ્‌ભવ-ઉત્પાદક,

वासुदेवं जगद्योनिमनादिनिधन हरिम् ।
मत्स्यकूर्मवराहादिरूपधारिणमव्ययम् ॥

જગતના યોનિ-ઉત્પત્તિ સ્થાન, આદિ તથા અંત રહિત, મત્સ્ય કૂર્મ વરાહ ઇત્યાદિ રૂપો ધારણ કરતાં છતાં પોતે અવ્યય-અખૂટ રૂપે રહેતા

श्रीनृसिंह महाबाहु महांत दीप्ततेजसम् ।
चिदानंदमय नित्य प्रणव ज्योतीरूपिणम् ॥

મ્હોટા બાહુવાળા, મહાન્ પ્રદીપ્ત તેજોરૂપ શ્રી નૃસિંહ ભગવાન્ રૂપે અવતરેલા, તથાપિ સ્વયં ચિદાનંદમય નિત્ય જ્યોતીરૂપ પ્રણવાત્મક છે

यत्पर यदगुणातीत यज्जोतिरमल शिवम् ।
तदेव परमं तत्त्वं कैवल्यपदकारणम ॥

વળી જે સત્ત્વાદિ સર્વગુણોથી અતીત કેવલ નિર્મળજ્યોતિ-સ્વરૂપ શિવ-કલ્યાણમય છે એજ પરમતત્ત્વ કૈવલ્યપદ-મોક્ષ-નું યથાર્થ કારણ સ્વરૂપ છે.

अनात्मचिन्तन त्यक्त्वा कश्मल दु खकारणम् ।
चिन्तयात्मानमानन्दरूप यन्मुक्तिकारणम ॥

કશ્મલ-મનને મુઝાવનારૂ અને અનેક જન્માદિ દુઃખોનું મૂળ કારણ અનાત્મ પદાર્થોનું ચિંતન છોડી દઈને આનંદ રૂપ આત્માનું ચિંતન કરો કે જે એક મુક્તિનું કારણ છે

यदेक यत्परं नित्य यदनन्त चिदात्मकम ।
यदेक व्यापकं लोके तद्रूप चिंतयाम्यहम ॥

જે એક છે, જે સર્વથી પર તથા નિત્ય છે, જે અનંત ચૈતન્ય-રૂપ છે અને જે લોકમાં એક વ્યાપક છે તે સ્વરૂપનું ચિંતન હું કરૂં છું

यच्च किंचिज्जगत्सर्व दृश्यते श्रूयतेऽपि वा ।
अन्तर्बहिश्च तत्सर्व व्याप्य नारायण स्थित ॥

જે કંઈ આ જગત્ દેખાય છે તથા સંભળાય છે તે સર્વની-અંદર તથા બાહેર નારાયણ વ્યાપી રહ્યા છે

जले विष्णु स्थले विष्णुर्विष्णु पर्वतमस्तके ।
ज्वालामालाकुले विष्णु सर्व विष्णुमय जगत् ।

જળમાં વિષ્ણુ, સ્થળમાં વિષ્ણુ, પર્વતના મસ્તક-ટોચ-ઉપર વિષ્ણુ અને અગ્નિની જ્વાળાઓની હારથી આકુળ સ્થાનમાં પણ વિષ્ણુ છે એમ સર્વ જગત્ વિષ્ણુમય છે અર્થાત્ વિષ્ણુ સર્વના આત્માને [illegible] છે

योगी योगविदां नेता प्रधानपुरुषेश्वरः ।
नारसिंहवपुः श्रीमान केशवः पुरुषोत्तम ॥

સ્વયં યોગરૂપ હોઈ યોગ જાણનારાઓના નેતા-શિક્ષાપ્રદ, પ્રધાન-પ્રકૃતિ તથા પુરુષ-જીવ એ બન્નેના ઈશ્વર નિયંતા નરસિંહનું શરીર ધારણ કરનારા શ્રીમાન્ કેશવ પુરુષોત્તમ છે

दिवं ते शिरसा व्याप्तं पद्भ्यां देवी वसुंधरा ।
विक्रमेण त्रयो लोकाःपुरुषोऽसि सनातनः ॥

આપના મસ્તકે દ્યુલોક વ્યાપ્ત થયો તથા બે પાદ-ચરણોથી વસુંધરા-પૃથ્વી વ્યાપ્ત થઈ અને વિક્રમ-પાદન્યાસ વડે ત્રણે લોક વ્યાપ્ત થયા, એવા આપ સનાતન પુરુષ છો

यतः सर्वाणि भूतानि भवन्त्यादि युगागमे ।
यस्मिंश्च प्रलयं यान्ति पुनरेव युगक्षये ॥

યુગ બેસતા આદિમા જેનાથી સર્વભૂત-પ્રાણિમાત્ર ઉત્પન્ન થાય છે તથા ફરીને યુગક્ષય સમયે જેને વિષયે પ્રલય પામે છે

ब्रह्मादिषु प्रलीनेषु नष्टे लोके चराचरे ।
एकस्तिष्ठति विश्वात्मा स मे विष्णुः प्रसीदतु ॥

તે વેળાએ બ્રહ્મા આદિક લય પામી જાય અને ચર તથા અચર અર્થાત્-આ સ્થાવર જંગમાત્મક સકલ લોક નષ્ટ થઈ જાય ત્યારે જે એકલા વિશ્વાત્મા પ્રલયસાક્ષિરૂપે રહે છે તે વિષ્ણુ મને પ્રસન્ન થાઓ.

यः प्रभुः सर्वलोकानां येन सर्वमिदं ततम् ।
चराचरगुरुर्देवः स मे विष्णु प्रसीदतु ॥

જે સર્વ લોકના પ્રભુ છે, જેણે આ સર્વ-વિશ્વ-વિસ્તાર્યું છે અને જે ચરાચર-બ્રહ્માંડના ગુરૂ છે તે વિષ્ણુ મને પ્રસન્ન થાઓ.

यस्य हस्ते गदाचक्रं गरुडो यस्य वाहनम् ।
शङ्खः करतले यस्य स मे विष्णुः प्रसीदतु ॥

જેના હસ્તમા ગદા તથા ચક્ર છે, બીજા કરતલમા શંખ છે અને ગરૂડ જેનુ વાહન છે તે વિષ્ણુ મને પ્રસન્ન થાઓ

शमीगर्भस्य यो गर्भस्तस्य गर्भस्य यो रिपु ।
रिपुगर्भस्य यो गर्भः स मे विष्णुः प्रसीदतु ॥

શમી ગર્ભ–અશ્વત્થનો ગર્ભ જે અગ્નિ, તે ગર્ભનો જે રિપુ–જળ, એ જળગર્ભ જે સમુદ્ર, તેના ગર્ભરૂપ–અર્થાત્–ક્ષીર સાગરને વિષયે સહસ્રફણામંડળથી મંડિત શેષનાગની શય્યા ઉપર બિરાજેલા પરમનિવૃત્ત સ્વરૂપ શ્રી વિષ્ણુ મને પ્રસન્ન થાઓ (અનુશાસન પર્વમાં અનુસ્મૃતિનો ૩૧ મો શ્લોક છે)

स्वकर्मफलनिर्दिष्टां या यां योनिं व्रजाम्यहम ।
तस्यां तस्यां हृषीकेश त्वयि भक्तिर्दृढास्तु मे ॥

મારા પોતાના કર્મોના ફળરૂપે નિર્માણ થયેલ જે જે યોનિમાં હું જાઉં તે તે યોનિમાં–હે હૃષીકેશ ! તમારે વિષયે મારી દૃઢ ભક્તિ હોજો

प्रपद्ये पुण्डरीकाक्ष देव नारायणं हरिम् ।
लोकनाथ सहस्राक्षमक्षरात्परम पदम् ॥

લોકના નાથ, હજારો નેત્રવાળા, પુંડરીકાક્ષ, નારાયણ દેવ કે જે અક્ષર વાચ્ય કૂટસ્થથી પર–પરમપદ છે તે હરિને હું પ્રપન્ન થાઉં છુ

सर्वतीर्थमयी गङ्गा सर्वदेवमयो हरि ।
नारायणसमो देवो न भूतो न भविष्यति ॥

સર્વ તીર્થમયી ગંગા છે, તેમ સર્વ દેવમય હરિ છે, નારાયણ સરખો દેવ થયો નથી તેમ થવાનો નથી

वासुदेवस्य ये भक्ताः शांतास्तद्गतमानसा ।
तेषां दासस्य दासोह भवेय जन्मजन्मनि ॥

વાસુદેવના જે ભક્તો શાંત તથા વાસુદેવમાંજ જેના મન લાગ્યા રહેલા છે તેઓના દાસનો પણ દાસ હું જન્મોજન્મ થાઉં

वासुदेवं परित्यज्य योन्य देवमुपासते ।
तृषितो जाह्नवीतीरे कूप वाञ्छति दुर्भगः ॥

વાસુદેવને ત્યજીને જે અન્ય દેવની ઉપાસના કરે છે તે દુર્ભાગી ગંગાને તીરે તરસ્યો થઇ કુવો ખોદવા ઇચ્છે છે

जन्मांतरसहस्रेण तपोध्यानसमाधिभिः ।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥

હજારો જન્માંતરે તપ, ધ્યાન, સમાધિ આદિ સાધનોથી જેના પાપ ક્ષીણ થયા હોય તેવા પુરૂષોને કૃષ્ણમા ભક્તિ ઉપજે છે

सर्ववेदेषु यत्पुण्य सर्वतीर्थेषु यत्फलम् ।
तत्फल समवाप्नोति स्तुत्वा देव जनार्दनम ॥

સર્વ વેદમા જે પુણ્ય કહ્યુ છે તથા સર્વ તીર્થોના જે ફળ શાસ્ત્રમા વર્ણવ્યા છે તે ફળ શ્રી જનાર્દન દેવની સ્તુતિ કરીને સમ્યક પ્રકારે પુરૂપ પામે છે

॥ वन्दनभक्तिः ॥

વન્દનભક્તિ

नमामि नारायणपादपंकज करोमि नारायणपूजन सदा ।
वदामि नारायणनामनिर्मल स्मरामि नारायणतत्त्वम-
व्ययम् ॥

હુ નારાયણના પાદપકજ—ચરણકમલને નમન કરૂ છુ, સદાય નારાયણનુ પૂજન કરૂ છુ, નારાયણનુ નિર્મલ નામ બોલુ છુ—જપુ છુ અને જેનો કોઇ કાલે વ્યય—નાશ નથી એવા નારાયણતત્ત્વનુ સ્મરણ કર્યા કરૂ છુ

ख वायुमग्नि सलिल महीं च ज्योतीषि सत्वानि दिशो द्रुमादयः ।
सरित्समुद्राश्च हरेः शरीर यत्कि च भूत प्रणमेदनन्यः ॥

આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, સૂર્યાદિ જ્યોતિ, અનેકવિધિ પ્રાણિસમુદાય, દિશાઓ, વૃક્ષલતાદિ, નદીઓ તથા સમુદ્રો, આ તમામ

શ્રી હરિના શરીર-સ્વરૂપ છે માટે જે કંઈ ભૂત-પ્રાણિપદાર્થાદિક-હોય તેને હરિથી અભિન્ન માનીને પ્રણામ કરવા

वायुर्यमोऽग्निर्वरुण: शशांक: प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्व: पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥

વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચંદ્ર, પ્રજાપતિ અને પ્રપિતામહ પણ તમેજ છો માટે આપને હજારવાર નમસ્કાર હો, ફરીને પણ વારંવાર તમને પ્રણામ હો

गोविंद गोविंद हरे मुरारे गोविंद गोविंद रथांगपाणे ।
गोविंद गोविंद मुकुंद कृष्ण गोविंद गोविंद नमो नमस्ते ॥

હે ગોવિંદ! ગોવિંદ! હરે! મુરારે! ગોવિંદ! ગોવિંદ! રથાંગપાણે-ચક્રપાણે! ગોવિંદ! ગોવિંદ! મુકુંદ! કૃષ્ણ! ગોવિંદ! ગોવિંદ! તમને નમસ્કાર કરૂં છું

एकोऽपि कृष्णस्य कृतप्रणामो दशाश्वमेधावभृथेन तुल्य: ।
दशाश्वमेधी पुनरेति जन्म कृष्णप्रणामी न पुनर्भवाय ॥

કૃષ્ણને કરેલો એકપણ પ્રણામ દશ અશ્વમેધના અવભૃથસ્નાન તુલ્ય છે દશ અશ્વમેધના અવભૃથસ્નાન કરનારો પુનર્જન્મ પામે કિંતુ કૃષ્ણને પ્રણામ કરનારો પુરૂષ પુનર્ભવ પામતો નથી

कृष्णाय वासुदेवाय देवकीनंदनाय च ।
नंदगोपकुमाराय गोविंदाय नमोनम: ॥

દેવકીના નન્દન તથા નંદગોપના કુમાર શ્રીવાસુદેવ કૃષ્ણ ગોવિંદને અનેક નમન કરૂં છું

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविंदाय नमोनम: ॥

ગાયો તથા બ્રાહ્મણના હિતકર તથા જગત્‌નું પણ હિત કરનારા બ્રાહ્મણ-પ્રિય-દેવ શ્રીકૃષ્ણ ગોવિંદને નમસ્કાર કરૂં છું, ફરીને પણ વારંવાર નમસ્કાર કરૂં છું

नमस्ते वासुदेवाय नम' सङ्कर्षणाय च ।
प्रद्युम्नाय निरुद्धाय तुभ्य भगवते नमः ॥

તમેજ વાસુદેવ-ઇશ્વરરૂપ છો તેને નમસ્કાર, વળી જે સંકર્ષણ-જીવ રૂપ છો તેને નમસ્કાર, તથા જે પ્રદ્યુમ્ન-મનોરૂપ છો તેને અને અનિરૂદ્ધ-અહકાર રૂપ છો એવા એ તમારા ચતુર્વ્યૂહાત્મક ભગવદ્ રૂપને હુ નમસ્કાર કરૂ છુ

ॐ नमो विश्वरुपाय विश्वस्थित्यन्तहेतवे ।
विश्वेश्वराय विश्वाय गोविन्दाय नमोनमः ॥

વિશ્વરૂપ, વિશ્વના સ્થિતિ તથા અતના હેતુભૂત, વિશ્વના ઈશ્વર અને વિશ્વાત્મા એવા શ્રી ગોવિંદને પુન પુન પ્રણામ હો

नमो विज्ञानरूपाय परमानन्दरूपिणे ।
कृष्णाय गोपीनाथाय गोविन्दाय नमोनमः ॥

વિજ્ઞાનરૂપ હોઇ નિત્ય પરમાનદ સ્વરૂપી એવા ગોપીનાથ ગોવિંદ કૃષ્ણને નમસ્કાર હો, અનેકવાર પ્રણામ હો.

नमः कमलनेत्राय नमः कमलमालिने ।
नमः कमलनाभाय कमलापतये नमः ॥

કમલસદૃશ નેત્રવાળાને નમસ્કાર, કમલમાલા ધરનારને નમસ્કાર, જેની નાભિમાથી કમલ ઉદ્ભવ્યુ એવા શ્રી કમલાપતિ નારાયણને નમસ્કાર હો.

कृष्णाय वासुदेवाय हरये परमात्मने ।
प्रणतक्लेशनाशाय गोविन्दाय नमोनम ॥

કૃષ્ણ-ભક્તના દુરિત ટાળનારા, વાસુદેવ-સર્વના હૃદયમા વસીને પ્રકાશનારા, હરિ-ભક્તના દુ ખ હરનારા, પ્રણત-શરણાગતના ક્લેશનો નાશ કરનારા, ગોવિંદ-સકલ ઇંદ્રિયગ્રામના અતર્યામિરૂપે નિયામક શ્રી કૃષ્ણને નમન કરૂ છુ

अतसीपुष्पसंकाशं पीतवाससमच्युतम् ।
ये नमस्यन्ति गोविन्दं न तेषां विद्यते भयम् ॥

અતસી-ગગણીના પુષ્પ સમાન કેશકાંતિવાળા પીતવસ્ત્રધારી અચ્યુત-ગોવિંદ ભગવાનને જેઓ નમે છે તેઓને સંસારનું ભય થતું નથી.

नमस्ते पुरुषाध्यक्ष नमस्ते भक्तवत्सल ।
नमस्तेऽस्तु हृषीकेश नारायण नमोस्तु ते ।'

હે પુરુષ-જીવોના અધ્યક્ષ-અંતર્યામિરૂપે સાક્ષી,' તમને પ્રણામ કરૂં છું. હે ભક્તવત્સલ' તમને પ્રણમું છું. હે હૃષીકેશ-ઇંદ્રિયોના સ્વામી' તમને નમન કરૂં છું. હે નારાયણ' તમને નમસ્કાર કરૂં છું.

नमः पद्मनाभाय नमस्ते जलशायिने ।
नमस्ते केशवानन्त वासुदेव नमोऽस्तु ते ॥

કમલ જેને નાભિમાં છે એવા દેવને નમન હો, જલ-ક્ષીર સાગરમાં શયનકરનારને નમન હો. હે કેશવ' અનન્ત' વાસુદેવ' તમને વારંવાર પ્રણામ કરૂં છું.

धाम्नाऽऽवासुदेवस्य वासितं भुवनत्रयम् ।
सर्वभूतनिवासोऽसि वासुदेवनमोऽस्तु ते ॥

વાસુદેવ-સ્વપ્રકાશ અંતર્યામીના વાસથી ત્રણે ભુવન વાસિત-વ્યાપ્ત છે. હે વાસુદેવ' આપ સર્વભૂતના નિવાસ-અધિષ્ઠાનભૂત છો તેથી તમને પ્રણામ કરૂં છું.

वसुदेवसुतः श्रीमान्वासुदेवो जगत्पतिः ।
जहार वसुधाभारं तस्मै कृष्णात्मने नमः ॥

જગતના પતિ શ્રીમાન્ વાસુદેવે વસુદેવના પુત્ર રૂપે અવતરી વસુધાનો ભાર હર્યો તે કૃષ્ણાત્માને હું નમસ્કાર કરૂં છું.

नमो जगत्प्रतिष्ठाय गोविन्दाय नमो नमः ।
नमो देवाधिदेवाय स्वभावाय नमो नमः ॥

સકલ જગત્ જેને વિષયે પ્રતિષ્ઠા પામી રહ્યું છે એવા ગોવિંદને હું પ્રણામ કરૂં છું, દેવના અધિદેવને નમન કરૂં છું, અથવા અધ્યાત્મ ભૂતદેવને નમન કરૂં છું.

नमोस्त्वनन्ताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटियुगधारिणे नमः ॥

હજારો જેની મૂર્તિઓ છે, હજારો જેના ચરણ, નેત્ર, મસ્તક તથા બાહુ છે, હજારો જેના નામો છે એવા હજારો કોટિ યુગને ધારણ કરનારા શાશ્વત પુરુષને પ્રણમું છું

ॐ जाग्रत्स्वप्नसुषुप्तितुरीयस्तुरीयातीतोन्तर्यामी ।
गोपाल ॐ तत्सद्भूर्भुवस्स्वस्तस्मै वै नमो नमः ॥

જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાનો દ્રષ્ટા-તુરીય તથા એ તુરીયથી પણ અતીત-શુદ્ધ ચિદ્રુપ, અને અન્તર્યામી એવી ગો-ઇંદ્રિયોના પાલ-પ્રેરક જે આત્મા, જે પ્રણવ વડે તથા તત્સત, ભૂ, ભુવ, સ્વ, એ ચતુષ્ટય વડે નિર્દેશ્ય છે તે બ્રહ્મને નમન હો

राम लक्ष्मणपूर्वज रघुवर सीतापतिं सुन्दरं ।
काकुत्स्थ करुणार्णव गुणनिधिं विप्रप्रिय धार्मिकम् ॥
राजेंद्र सत्यसंध दशरथतनय श्यामल शांतमूर्तिम् ।
वंदे लोकाभिराम रघुकुलतिलक राघव रावणारिम् ॥

લક્ષ્મણના અગ્રજ-મ્હોટાભાઇ, રઘુકુલમા શ્રેષ્ઠ, કકુત્સ્થકુલ-ભૂષણ, સીતાના પતિ, સુંદર સ્વરૂપ, કરૂણાના સાગર, ગુણના ભંડાર, બ્રાહ્મણ છે પ્રિય જેને એવા, વળી ધાર્મિક, સત્યવ્રત-લીધી પ્રતિજ્ઞા પાળનાર, સ્યામાંગ તથા શાંતમૂર્તિ, રાજેંદ્ર, દશરથના પુત્ર, લોકના અભિરામ-પ્રિય, રઘુકુલના તિલકરૂપ, રાવણના શત્રુ, રઘુવંશોદ્દભવ શ્રીરામને હું વંદન કરૂં છું.

शांतं सर्वगतं सूक्ष्मं परं ब्रह्म सनातनम् ।
राजीवलोचनं रामं प्रणामामि जगत्पतिम् ॥

શાંત, સર્વગત-વ્યાપક, સૂક્ષ્મ-દુર્વિજ્ઞેય, સનાતન પરબ્રહ્મ સ્વરૂપ એવા કમલસમાન નેત્રવાળા જગતના પતિ શ્રીરામને હું પ્રણામ કરું છું

रामं रत्नकिरीटकुण्डलयुतं केयूरहारान्वितम् ।
सीतालङ्कृतवामभागममलं सिंहासनस्थं विभुम् ॥

રત્નનો મુકુટ તથા રત્નનાં કુંડલ ધારણ કરનાર, બાજુબંધ તથા હારથી સંયુક્ત, જેનો વામભાગ સીતાએ શોભાવેલો છે, એવા અમલ-સર્વદોષ વર્જિત-સિંહાસન ઉપર બિરાજતા વિભુ-શ્રીરામને હું પ્રણામ કરું છું

ध्यात्वा नीलोत्पलश्यामं रामं राजीवलोचनम् ।
जानकीलक्ष्मणोपेतं जटामुकुटमण्डितम् ॥

નીલ કમલ સદૃશ શ્યામ, રાજીવ-પદ્મદલ જેવાં જેનાં લોચન છે, જાનકી તથા લક્ષ્મણથી સમન્વિત, જટા તથા મુકુટ વડે મંડિત, એવા રામનું ધ્યાન કરીને (નમું છું)

मुनीन्द्रयज्ञकारकं शिलाविपत्तिहारकम् ।
महाधनुर्विदारकं नमामि राममीश्वरम् ॥

મુનીંદ્ર-વિશ્વામિત્રના યજ્ઞ પ્રવર્તાવનાર, શિલા-અહલ્યાની વિપત્તિ હરનાર, મહાદેવના ધનુષનું વિદારણ કરનાર ઈશ્વર રામને પ્રણમું છું

स्वतातवाक्यकारिणं तपोवने विहारिणम् ।
करेषु चापधारिणं नमामि राममीश्वरम् ॥

પોતાના પિતાનાં વચન પાળીને અને હાથમાં ધનુષ ધારીને [illegible] વર્ષ તપોવનમાં વિહાર કર્યો તે રામને નમન કરું છું

देव मे यत्र कुत्रापि स्थितायाः अपि सर्वदा ।
त्वत्पादकमले सक्ता भक्तिरेव सदास्तु मे ॥

હે દેવ! હું જ્યાં ત્યાં-ગમે ત્યાં-સ્થિત હોઉં તો પણ સર્વદા મારી તમારાં ચરણ કમલમાં સ્નેહયુક્ત ભક્તિ સદાય રહો

शांत शाश्वतमप्रमेयमनघं निर्वाणशांतिप्रदम्।
ब्रह्माद्याग्निफणीन्द्रसेव्यमनिशं वेदांतवेद्यं विभुम् ॥
रामाख्यं जगदीश्वरं सुरगुरुं मायामनुष्यं हरिम।
वंदेहं करुणाकरं रघुवरं भूपालचूडामणिम् ॥

શાંત, શાશ્વત, અપ્રમેય, અનઘ-નિષ્પાપ, નિર્વાણશાંતિ-મોક્ષસુખ-દેનારા, બ્રહ્મા ઇંદ્ર અગ્નિ શેષનાગ આદિના સેવ્ય-ઉપાસ્ય, વેદાંત વિચારે કરી વેદ્ય-જાણવા યોગ્ય, વિભુ-વ્યાપક, સુરગુરુ તથા માયા વડે મનુષ્ય રૂપે અવતરેલા, કરૂણાના ભંડાર, રાજાઓના ચૂડામણિરૂપ-શ્રી રઘુવર-રામને હું અહર્નિશ-હમેશાં વંદન કરૂં છું.

सान्द्रानन्दपयोदसौभगतनुं पीतांबरं सुन्दरम्।
पाणौ बाणशरासनं कटिलसत्तूणीरभारं वरम् ॥
राजीवायतलोचनं धृतजटाजूटेन संशोभितं
सीतालक्ष्मणसंयुतं पथिगतं रामाभिरामं भजे ॥

જળ ભરી આવતા વાદળા સમાન મનોહર શરીરવાળા, પીતાંબર ધારણ કરી સુંદર દીસતા, હાથમાં બાણ તથા ધનુષ ધરતા, કેડે તૂણીર-ભાથાના ભારથી દીપતા, રાજીવ-પદ્મપત્રના સમાન વિશાળ નેત્રવાળા, મસ્તક ઉપર ધારણ કરેલ જટાજુટ વડે શોભતા, સીતા તથા લક્ષ્મણથી સંયુક્ત એવા તપોવન માર્ગમાં વિચરતા રામને હું ભજું છું.

केकिग्रीवाभनीलं निजहृदि विलसद्विप्रपादाब्जचिह्नम्।
शोभाढ्यं पीतवस्त्रं सरसिजनयनं सर्वदा सुप्रसन्नम् ॥
पाणौ नाराचचापं कपिनिकरयुतं बंधुना सेव्यमानम्।
नौमीड्यं जानकीशं रघुवरमनिशं पुष्पकारूढरामम् ॥

મયૂરના કંઠ સમાન શ્યામ છે દેહપ્રભા જેની, પોતાના વક્ષ-સ્થલમાં શોભતું છે બ્રાહ્મણના ચરણનું ચિહ્ન જેને, શોભાયુક્ત, પીતવસ્ત્રને ધરતા, કમળસદૃશ નેત્રવાળા, નિત્ય પ્રસન્નાકૃતિ, હાથમાં

ધનુ તથા બાણને ધરતા, વાનરયૂથથી સંયુક્ત, બંધુ-લક્ષ્મણે સેવ્ય-માન, જાનકીના ઇશ-સ્વામી, સર્વેના ઇડ્ય-સ્તુતિપાત્ર એવા પુષ્પકમા વિરાજેલા રઘુવર-રામને હુ અહર્નિશ-હમેશા સ્તવુ છુ (રામની સ્તુતિ ૬૬ છે )

**कोमलेन्द्रपदकंजकुण्डलौ कोमलावजमहेश वंदितौ ।**
**जानकीकरसरोजलालितौ चिंतकस्य च मनोलिसंगिनौ ॥**

અતિ કોમળ તેમજ અજ-બ્રહ્મા તથા મહેશે વંદિત અને જાનકી-ના કરકમલ વડે લાલિત તેમજ ચિંતન કરનારના મનોરૂપી ભ્રમરના સંગી એવા કોશલેન્દ્ર-શ્રીરામના ચરણરૂપી કમળના બે કુંડલ-અર્ધવિકસિતકોશ-ને હુ નમુ છુ

**कुंदइंदुदरगौरसुंदरं अंबिकापतिमभीष्टसिद्दिम् ।**
**कारुणीयकलकंजलोचनं नौमि शंकरमनंगमोचनम् ॥**

કુંદ-મોગરો, ઇન્દુ-ચંદ્ર, દર-શંખ, એના જેવા ગૌર અને સુંદર-મનોહર, વળી કરુણાપૂર્ણ તથા કમલ સમાન લોચનવાળા, ભક્તોના અભીષ્ટના મંદિર-સ્થાન, અંબિકાપતિ ઉમાપતિ કે જે ભક્તોને અનંગ-કામથી મુક્ત કરાવે છે તે શ્રીશંકરને હુ નમુ છુ (ભક્તિથી સ્તુતિ ૬૮ છે )

**वंदे शंभुमुमापतिं सुरगुरुं वंदे जगत्कारणम् ।**
**वंदे पन्नगभूषणं मृगधरं वंदे पशूनां पतिम् ॥**
**वंदे सूर्यशशांकवह्निनयनं वंदे मुकुंदप्रियम् ।**
**वंदे भक्तजनाश्रयं च वरदं वंदे शिवं शंकरम् ॥**

સર્વ દેવના ગુરુ ઉમાપતિ શંભુને હુ વંદુ છુ જગતના પરમ કારણરૂપને હુ વંદુ છુ પન્નગ-સર્પના ભૂષણ ધારણ કરે મૃગધારી [illegible] હુ વંદુ છુ પશુ-પ્રાણીની જીવોના પતિ-પાલક-ઉદ્ધારકને હુ વંદુ છુ સૂર્ય ચંદ્ર તથા અગ્નિ જેના નેત્ર છે એવા અને

મુકુંદ—વિષ્ણુના અતિપ્રિય—શંકરને હું વંદુ છું. ભક્તજનોના આશ્રયભૂત તથા વરદાન કરનાર એવા શ્રી શંકર શિવને હું વંદન કરૂં છું

चित्सदानन्दरूपाय सर्वधीवृत्तिसाक्षिणे ।
नमो वेदांन्तवेद्याय ब्रह्मण्येऽनन्तरूपिणे ॥

ચિત્, સત્ તથા આનંદ જેનું સ્વરૂપ છે, જે સર્વની બુદ્ધિ-વૃત્તિના સાક્ષી છે અને વેદાંતવાક્ય વડે વેદ્ય—અનુભવાતા અનંત રૂપધારી બ્રહ્મને હું નમન કરૂં છું

यस्मिन्सर्वं यतः सर्वं य सर्वं सर्वतश्च यः ।
यश्च सर्वमयो देवस्तस्मै सर्वात्मने नम ॥

જેને વિષયે સર્વે (અવ્યક્તરૂપે) રહે છે, જેનાથી સર્વે ઉત્પન્ન થાય છે અને જે પોતેજ સર્વસ્વરૂપ થાય છે વળી જે સર્વત-સર્વત્ર વ્યાપકરૂપે વર્તમાન છે તથા જે સર્વમય—સચરાચર ભાવે થાય છે તે સર્વાત્મા દેવને હું નમન કરૂં છું

विश्वकर्मन्नमस्तेस्तु विश्वात्मन् विश्वसभव ।
अपवर्गस्थभूतानां पञ्चनां परतः स्थित ॥

હે વિશ્વકર્મન્—સર્વના સૃષ્ટા ! હે વિશ્વાત્મન્—સર્વના આત્મરૂપ ! વિશ્વના સંભવ—ઉત્પાદક ! અપવર્ગસ્થિત પંચભૂતોથી પરત-ભૌતિક વિકારોથી પર—અસ્પૃષ્ટ !

पर कालात्परो यज्ञात्परात्परतरो हि यः ।
अनादिरादिर्विश्वस्य तस्म विश्वात्मने नमः ॥

જે કાળથી પર છે, યજ્ઞથી પર છે, પર—ઈશ્વરથી પરતર છે, જે પોતે અનાદિ છતા વિશ્વના આદિ છે તે વિશ્વાત્મા દેવને મારા નમસ્કાર હો

यो निपण्णो भवेद्रात्रौ दिवा भवत्यविष्ठितः ।
इष्टानिष्टस्य च द्रष्टा तस्मै द्रष्टात्मने नमः ॥

જે રાત્રિએ નિષણ્ણ-બેઠા રહે છે અને દિવસે ખડગ ઉભા રહે છે અને જનોના ઇષ્ટ અનિષ્ટના દ્રષ્ટા છે તે દ્રષ્ટાત્માને નમસ્કાર હો

यत्तद्व्यक्तस्थमव्यक्तं विचिन्वन्ति महर्षयः ।
क्षेत्रे क्षेत्रज्ञमासीनं तस्मै क्षेत्रात्मने नमः ॥

જે વ્યક્ત-દેહાદિકમા સ્થિત, સ્વરૂપે અવ્યક્ત છે જેને મહર્ષિઓ ગોતે છે-શોધે છે અને જે ક્ષેત્ર-શરીરમા રહેલો ક્ષેત્રજ્ઞ છે તે ક્ષેત્રાત્માને નમસ્કાર હો

महतस्तमसः पारे पुरुषं ह्यतितेजसम् ।
यं ज्ञात्वा मृत्युमत्येति तस्मै ज्ञेयात्मने नमः ॥

મોટા તમસ-અંધકારને છેડે અતિ તેજસ્વી જે પુરુષ છે, જેને જાણીને મૃત્યુને અતિક્રમી શકાય છે તે જ્ઞેયાત્માને નમન હો.

यं विनिद्रा जितश्वासाः शान्ता दान्ता जितेन्द्रियाः ।
ज्योतिः पश्यन्ति युञ्जानास्तस्मै योगात्मने नमः ॥

વિનિદ્ર-નિદ્રારહિત પુરુષો તથા જેણે શ્વાસનો જય કર્યો છે તેવા યોગી પુરુષો, શાન્ત, દાન્ત-દમનશીલ, તથા જિતેન્દ્રિય મહાત્માઓ યોગાનુષ્ઠાન કરતા કરતા જેને જ્યોતીરૂપે અવલોકે છે તે યોગાત્માને મારું નમન હો

अपुण्यपुण्योपरमे यं पुनर्भवनिर्भयाः ।
शान्ताः संन्यासिनो यान्ति तस्मै मोक्षात्मने नमः ॥

અપુણ્ય-પાપ તથા પુણ્ય બન્નેનો ઉપરમ થાય-એટલે બન્ને ખપી જવાથી થતા પુનર્ભવથી નિર્ભય બનેલા શાન્ત સંન્યાસીજનો જેને પામે છે તે સાક્ષાત્ મોક્ષ રૂપ પરમાત્માને મારા નમન હો

यस्मात्सर्वाः प्रसूयन्ते सर्गप्रलयविक्रियाः ।
यस्मिंश्चैव प्रलीयन्ते तस्मै हेत्वात्मने नमः ॥

જે [illegible] આ સઘળી સૃષ્ટિ પ્રલયાદિ વિક્રિયાઓ ઉત્પન્ન [illegible] અને [illegible] પ્રલીન થાય છે તે [illegible] હેતુ [illegible] ત્માને [illegible]

ब्रह्मवक्त्र भुजौ क्षत्र कृत्स्नमूरुदर विशः ।
पादौ यस्याश्रिताः शूद्रास्तस्मै वर्णात्मने नमः ॥

બ્રાહ્મણ જેનુ મુખ છે, ક્ષત્રિય જેના ભુજ છે, સમગ્ર ઉદર તથા ઉરૂ જેના વૈશ્ય છે અને શૂદ્રો જેના ચરણનો આશ્રય લઈ રહ્યા છે તે વર્ણાત્માને નમન હો

रसातलगतः श्रीमाननन्तो भगवान्विभुः ।
जगद्धारयते कृत्स्न तस्मै वीर्यात्मने नमः ॥

રસાતળમા રહીને વિભુ–સમર્થ જે શ્રીમાન્ અનત ભગવાન્ આ સમગ્ર જગતને ધારણ કરી રહ્યા છે તે વીર્યાત્મા નારાયણ ને નમસ્કાર હો

यः शेते योगमास्थाय पर्यङ्के नागभूषिते ।
फणासहस्ररचिते तस्मै निद्रात्मने नमः ॥

જે સહસ્ર ફણાથી રચેલા શેષનાગભૂષિત પલગમા યોગનો આશ્રય કરીને શયન કરી રહ્યા છે તે નિદ્રાત્મા ભગવાનને મારા નમન હો

अजस्य नाभ्यां संभूतं यस्मिन्विश्वं प्रतिष्ठितम् ।
पुष्कर पुष्कराक्षस्य तस्मै पद्मात्मने नमः ॥

જે પુષ્કરાક્ષ–કમલ નયન અજ–નારાયણના નાભિમા ઉદ્ભવ્યુ અને જેમા આ બધુ વિશ્વ–જગત્ પ્રતિષ્ઠા પામી રહ્યુ તે પદ્માત્મક નારાયણ વિભૂતિને નમસ્કાર કરૂ છુ

जटिने दण्डिने नित्यं लम्बोदरशरीरिणे ।
कमण्डलुनिषङ्गाय तस्मै ब्रह्मात्मने नमः ॥

જટાધારી, નિત્ય દડ ધારણ કરતા, લાબા ઉદરવાળુ જેનુ શરીર છે વળી કમડલુ હમેશા સગે રાખનાર, તે બ્રહ્મસ્વરૂપ પરમાત્માને નમન કરૂ છુ.

રઘુવંશના વીર, ધનુર્વેદમાં પારંગત, સર્વ મંગલના સ્થાનભૂત, કમલનયન શ્રી રામને હું વંદન કરું છું

चरितं रघुनाथस्य शतकोटिप्रविस्तरम् ।
एकैकमक्षरं पुंसां महापातकनाशनम् ॥

રઘુનાથનું ચરિત શતકોટિ વિસ્તારવાળું છે જેમનો એક એક અક્ષર પુરુષોના મહાપાતકનો નાશ કરે છે

आकाशात्पतितं तोयं यथागच्छति सागरम् ।
सर्वदेवनमस्कारः केशवं प्रतिगच्छति ॥

આકાશમાંથી પડેલું જળ જેમ સાગરમાં જઈ મળે છે તેમ સર્વ દેવને કરેલા નમસ્કાર શ્રી કેશવ ભગવાનને પહોંચે છે

देहबुद्ध्या तु दासोऽस्मि जीवबुद्ध्या त्वदंशकः ।
ब्रह्मबुद्ध्या त्वरूपोऽस्मि इति मे निश्चला मतिः ॥

દેહબુદ્ધિથી હું આપનો દાસ છું અને જીવબુદ્ધિથી આપનો અંશ છું પણ બ્રહ્મબુદ્ધિથી તો હું અરૂપ છું આવી મારી નિશ્ચલ-દૃઢ મતિ છે.

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥

બે પક્ષિઓ-જીવ તથા સાક્ષી-સખા હોઈ સાથે ભેળા રહે છે અને સમાન-એકજ વૃક્ષ-શરીરને વળગી રહ્યા છે, તે બેમાંનો એક-જીવ-સ્વાદુ પિપ્પલ-સ્વકર્મનું ફળ-ભોગવે છે જ્યારે બીજો-સાક્ષી કશું ન ભોગવતો સ્વયં પ્રકાશે છે.

समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥

સમાન-એકજ વૃક્ષમાં નિમગ્ન-અભિનિવેશ પામેલો પુરુષ, પોતાના અસામર્થ્યને લીધે મોહવશ બની શોક કરે છે પણ જ્યારે

દીયે છે અને જે તપ. કરે છે તે ગર્વ મને જે અર્પણ કરે છે. (તેનુ એ સઘળુ બધનકારક થતુ નથી.)

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्य ते प्रतिजाने प्रियोऽसि मे ॥

મારામા મન રાખ, મારો ભકત થા, મારૂ ભજન કર, અને મને નમસ્કાર કર, આમ જો કરીશ તો તુ મારો પ્રિય છો તેથી તને હુ પ્રતિજ્ઞાપૂર્વક સત્ય કહુ છુ કે તુ મનેજ પ્રાપ્ત થઇશ.

पत्र पुष्पं फल तोयं मदाराधनकारणात् ।
यो मे ददाति नियतं स मे भक्तः प्रियो मतः ॥

જે મારા આરાધનના હેતુથી પત્ર, પુષ્પ, ફળ અથવા જળ મને આપે છે તે ભકતને હુ નિયત રીતે મારો પ્રિય માનુ છું

मत्कथाश्रवणे श्रद्धा मदनुध्यानमुद्धव ।
सर्वलाभोपहरण दास्येनात्मनिवेदनम् ॥

હે ઉદ્ધવ! મારી કથાનુ શ્રવણ કરવામા શ્રદ્ધા, મારૂ નિરતર અનુસંધાન અને સર્વ લાભનુ મને ઉપહરણ-નિવેદન તથા દાસભાવે આત્મનિવેદન કરવું.

॥ सगुणध्यानम् ॥

સગુણધ્યાન.

हृत्पुण्डरीकमन्तस्थमूर्ध्वनालमधोमुखम् ।
ध्यात्वोर्ध्वमुखमुन्निद्रमष्टपत्र सकर्णिकम् ॥

અતિ સ્થિત ઉર્ધ્વ નાળીવાળા અધો મુખ હૃદય પુંડરીકને ઉર્ધ્વમુખ કર્ણિકા સહિત અષ્ટદળને ઉન્નિદ્ર-વિકસિત ભાવે ધ્યાન કરે

अङ्गुष्ठमात्रः पुरुषोन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः ॥

અગુષ્ટમાત્ર પુરૂષ, સદા સર્વજનોના હૃદયપ્રદેશમાં સન્નિવિષ્ટ છે.

समं प्रशान्तं सुमुखं दीर्घचारुचतुर्भुजम् ।
सुचारुसुन्दरग्रीवं सुकपोलं शुचिस्मितम् ॥

तुलसीकुन्दमन्दारपुष्पमाल्यैरलङ्कृतम् ।
कर्पूरागुरुकस्तूरीदिव्यगन्धानुलेपनम् ॥

समानकर्णविन्यस्तस्फुरन्मकरकुण्डलम् ।
हेमाम्बरं घनश्यामं श्रीवत्सश्रीनिकेतनम् ॥

शङ्खचक्रगदापद्मवनमालाविभूषितम् ।
नूपुरैर्विलसत्पादं कौस्तुभप्रभया युतम् ॥

द्युमत्किरीटकटककटिसूत्राङ्गदायुतम् ।
सर्वाङ्गसुन्दरं हृद्यं प्रसादसुमुखेक्षणम्

श्रीवत्सं कृपानाथं जगन्मोहनमद्भुतम् ।
गोविन्दं गोपतिं विष्णुं गोपीजनमनोहरम् ॥

गोगोपालपरीवारं गोपकन्यासमावृतम् ।
विद्युत्पुञ्जप्रतीकाशं रामं कृष्णं जगन्मयम्

गोगोपिकासमाकीर्णं वेणुवादनतत्परम् ।
कामरूपं कलावन्तं कामिनीकामदं विभुम् ॥

कौशेयाम्बरयुग्मेन परिधीतं सुमङ्गलम् ।
सुन्दरस्मितवक्त्राब्जं नीलकुन्तलमण्डितम् ॥

ध्यायतो योगिनो यस्तु साक्षादेव प्रकाशते ।
अणिमादिफलं चैव सर्वं तदोपजायते ॥

यदि शैलसमं पापं विस्तीर्णं बहुयोजनम् ॥
भिद्यते ध्यानयोगेन नान्यो भेदः कदाचन ॥

દીયે છે અને જે તપ કરે છે તે સર્વ મને જે અર્પણ કરે છે (તેનુ એ સઘળુ બધનકારક થતુ નથી)

**मन्मत्ता भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्य ते प्रतिजाने प्रियोऽसि मे ॥**

મારામા મન રાખ, મારો ભકત થા, મારૂ યજન કર, અને મને નમસ્કાર કર, આમ જો કરીશ તો તુ મારો પ્રિય છો તેથી તને હુ પ્રતિજ્ઞાપૂર્વક સત્ય કહું છુ કે તુ મનેજ પ્રાપ્ત થઇશ.

**पत्र पुष्पं फल तोयं मदाराधनकारणात् ।**
**यो मे ददाति नियतं स मे भक्तः प्रियो मतः ॥**

જે મારા આરાધનના હેતુથી પત્ર, પુષ્પ, ફળ અથવા જળ મને આપે છે તે ભકતને હુ નિયત રીતે મારો પ્રિય માનુ છું.

**मत्कथाश्रवणे श्रद्धा मदनुध्यानमुद्धव ।**
**सर्वलाभोपहरण दास्येनात्मनिवेदनम् ॥**

હે ઉદ્ધવ! મારી કથાનુ શ્રવણ કરવામા શ્રદ્ધા, મારૂ નિરંતર અનુસધાન અને સર્વ લાભનુ મને ઉપહરણ-નિવેદન તથા દાસભાવે આત્મનિવેદન કરવુ

**॥ सगुणध्यानम् ॥**

**સગુણધ્યાન.**

**हृत्पुण्डरीकमन्तस्थमूर्ध्वनालमधोमुखम् ।**
**ध्यात्वोर्ध्वमुखमुन्निद्रमष्टपत्र सकर्णिकम् ॥**

અતિ સ્થિત ઉર્ધ્વ નાળીવાળા અધો મુખ હૃદય પુડરીકને ઉર્ધ્વમુખ કર્ણિકા સહિત અષ્ટદળને ઉન્નિદ્ર-વિકસિત ભાવે ધ્યાન કરે

**अङ्गुष्ठमात्रः पुरुषोन्तरात्मा सदा जनानां हृदये सनिविष्टः ॥**

અગુષ્ટમાત્ર પુરૂષ, સદા સર્વજનોના હૃદયપ્રદેશમા સન્નિવિષ્ટ છે

समं प्रशान्तं सुमुखं दीर्घचारुचतुर्भुजम् ।
सुचारुसुन्दरग्रीवं सुकपोलं शुचिस्मितम् ॥

तुलसीकुंदमंदारपुष्पमाल्यैरलंकृतम् ।
कर्पूरागुरुकस्तूरीदिव्यगंधानुलेपनम् ॥

समानकर्णविन्यस्तस्फुरन्मकरकुण्डलम् ।
हेमाम्बरं घनश्यामं श्रीवत्सश्रीनिकेतनम् ॥

शंखचक्रगदापद्मवनमालाविभूषितम् ।
नूपुरैर्विलसत्पादं कौस्तुभप्रभया युतम् ॥

द्युमत्किरीटकटककटिसूत्रांगदायुतम् ।
सर्वांगसुन्दरं हृद्यं प्रसादसुमुखेक्षणम्

श्रीवल्लभं कृपानाथं जगन्मोहनमच्युतम् ।
गोविंदं गोपतिं विष्णुं गोपीजनमनोहरम् ॥

गोगोपालपरीवारं गोपकन्यासमावृतम् ।
विद्युत्पुंजप्रतीकाशं रामं कृष्णं जगन्मयम्

गोगोपिकासमाकीर्णं वेणुवादनतत्परम् ।
कामरूपं कलावंतं कामिनीकामदं विभुम् ॥

कौशेयाम्बरयुग्मेन परिवीतं सुमंगलम् ।
सुन्दरस्मितवक्त्राब्जं नीलकुंतलमण्डितम् ॥

ध्यायतो योगिनो यस्तु साक्षादेव प्रकाशते ।
अणिमादिफलं चैव सुखेनैवोपजायते ॥

यदि शैलसमं पापं विस्तीर्णं बहुयोजनम् ॥
भिद्यते ध्यानयोगेन नान्यो भेदः कदाचन ॥

लोकबन्धुर्लोकनाथो माधवो भक्तवत्सलः ।
वासुदेवाश्रयो मर्त्यो वासुदेवपरायणः ॥

સમ–સમાનતાયુક્ત, પ્રશાંત, શોભનમુખવાળા લાંબા સુંદર ચારભુજવાળા, સુચારૂ–નોકદાર સુંદર ગ્રીવાવાળા, શોભન કપોલવાળા તથા સ્વચ્છ હાસ્યયુક્ત, તુલસીદલ, મોગરો, મંદાર વગેરે પુષ્પોની માળાઓથી અલંકૃત–શણગારેલા, કપૂર, અગુરૂ, કસ્તુરી વગેરેથી યુક્ત, દિવ્યચંદનના વિલેપનવાળા, સારી રીતે કાનમાં ધારેલા ચમકતા મકરકુંડલવાળા, સોનેરી વસ્ત્રને ધારણ કરતા તથા મેઘ જેવા શ્યામ, શ્રી વત્સશોભાના આશ્રય, ચાર ભુજમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરતા, વનમાળાથી વિભૂષિત નપુરથી શોભતા છે ચરણ જેના, કૌસ્તુભમણિની દીપ્તિથી યુક્ત, ચમકદાર મુકુટ, કડા, કંદોરો તથા બાજુબંધથી વિભૂષિત, સર્વ અંગ જેના સુંદર છે, વળી જોનારના હૃદયમાં ગમી જાય એવી મનોહર આકૃતિ, પ્રસન્નતાથી હસતા નેત્રો, લક્ષ્મીના વલ્લભ, કૃપાલુ, જગતને મોહકરૂપ, અચ્યુત, ગોવિંદ, ગોપતિ, ગોપીજનોના મનને હરનારા, ગાયો તથા ગોવાળ જેનો પરિવાર છે, ગોપકન્યાઓથી વીંટળાયેલા, વીજળીના ઘેરા જેવા તેજસ્વી, જગન્મય, રામ, કૃષ્ણ આદિ સંજ્ઞાવાળા, ચારેકોર જેને ગાયો તથા ગોપીઓ ઘેરી રહી છે, વેણુ વગાડવામાં તત્પર, મનોહર રૂપધારી, કલાવાન, કામિનીઓના કામ–મનવાંછિત–દેનારા, વિભુ–સમર્થ, રેશમી પીળા બે વસ્ત્રથી આવૃત, મંગલમયમૂર્તિ, સુન્દર હાસ્યયુક્ત શ્યામ કેશથી શોભતું છે મુખ જેનું, ધ્યાન કરનારા યોગિજનોને જે સ્વયં-સાક્ષાત્ પ્રકાશે છે, જેના દર્શનથી અણિમાદિ સિદ્ધિયોરૂપી ફળ અનાયસેજ પ્રાપ્ત થાય છે, એવા સકલ–વિશેષણ–સપન્ન–વિષ્ણુનું ધ્યાન કરવું યદિ ઘણા યોજન વિસ્તારવાળા પર્વત સમાન પાપપુંજ [illegible] ગ તો વિષ્ણુના ધ્યાનયોગવડે ભેદાઇ જાય–છિન્નભિન્ન થઈ જાય

કે જે બીજી રીતે કદી ન ભેદાય, એવા લોકના બધુ, લોકના નાથ, ભકતવત્સલ માધવ છે એવા વાસુદેવનો ભકત વાસુદેવ પરાયણ હોય.

॥ प्रेमलक्षणा भक्तिः ॥

## પ્રેમલક્ષણા ભક્તિ.

पुष्पमध्ये यथा गन्धः पयोमध्ये यथा घृतम् ।
तिलमध्ये यथा तैल पाषाणेष्विव काञ्चनम् ॥
हृत्पुडरीकमध्ये तु भावयेत्परमेश्वरम् ।
साक्षिण बुद्धिनृत्तस्य परमप्रेमगोचरम् ॥

પુષ્પમા જેમ સુગધ, દુધમા જેમ ઘૃત, તિલમા જેમ તેલ અને પાષાણમા જેમ સુવર્ણ, તેમ હૃદયકમળમા-બુદ્ધિના નૃત્યના સાક્ષી, પરમપ્રેમના પાત્રભૂત પરમેશ્વરનુ ભાવન કરવુ-આત્માથી અભેદભાવે પ્રભુને ભજવા-એ પ્રેમ લક્ષણા ભક્તિ.

क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचिद्धसन्ति नन्दन्ति वद
न्त्यलौकिकाः ।
नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यज भवन्ति तूष्णीं परमेत्य
निर्वृताः ॥

પર-પરમાત્માને અપરોક્ષ અનુભવી નિર્વૃત-કૃતકૃત્ય થએલા ભક્તો કોઇ કોઇ વખતે રૂવે છે, અચ્યુત ભગવાનનુ અનુચિતન કરતા કરતા કયારેક હસવા માડે છે, આનદમા આવી જઇ અલૌકિક વાણી બોલવા માડે છે, નૃત્ય કરવા લાગે છે, ગાવા મડી જાય છે અને હૃદયમા અજ-પરમાત્માનુ અનુશીલન-ભાવન કરતા કરતા તૂષ્ણીભાવ પામે છે-ચુપચાપ બેઠા રહે છે

वाग्गद्गदाद्रवते यस्य चित रुदत्यभीक्ष्ण हसति क्वचिच्च ।
विलज्ज उद्गायति नृत्यते च मद्भक्तियुक्तो भुवन पुनाति ॥

મારી ભક્તિવાળો પુરૂષ કે જેની વાણી ગદ્દગદ્દ થાય, ચિત્તદ્રવીભૂત થઇ જાય, તેથી તે વારવાર રૂવે છે, વળી હસે છે, કોઇ વખતે શરમ છોડી દઈ ઉચ્ચે સ્વરે ગાય છે, નાચવા લાગે છે, આવો ભક્ત આ ભુવનને પવિત્ર કરે છે

**मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।**
**मोक्षकारणसामग्रयां भक्तिरेव गरीयसी ॥**

મારામા અનન્યભાવે કરી અવ્યભિચારિણી ભક્તિ હોય તો એ ભક્તિજ મોક્ષની કારણસામગ્રીમા ગરીયસી–મ્હોટી મુખ્ય ગણવા યોગ્ય સમજવી

**स्वस्वरूपानुसधान भक्तिरित्यभिधीयते ।**

સ્વરૂપાનુસધાન કર્યા કરવું એજ ભક્તિ કહેવાય છે

**नतथा मे प्रियतम आत्मयोनिर्न शकरः ।**
**न च सकर्षणो न श्रीर्नैवात्मा च यथा भवान् ॥**

બ્રહ્મા, શંકર, બળભદ્ર કે લક્ષ્મી; એ, મને એવા પ્રિયતમ નથી જેવો હે ઉદ્ધવ! મારો પરમ ભક્ત હોવાથી તુ મને પ્રિયતમ છો, વધારે તો શુ કહુ–મારો આત્મા પણ મને તારા જેવો પ્રિયતમ નથી.

**॥ पराभक्तिः ॥**

## પરા ભક્તિ.

**सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।**
**भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥**

સર્વ પ્રાણિમાત્રમા જે પુરુષ આત્માનો ભગવદ્‌ભાવ દેખે–અર્થાત્ સર્વ પ્રાણિમા આત્મરૂપે ભગવાન વ્યાપ્ત છે–એમ અનુભવે અને ભગવાન–આત્માને વિષયે સર્વભૂતને દેખે અર્થાત અધિષ્ઠાન ચૈતન્યમા સર્વભૂતને અધ્યસ્ત અનુભવે–એવો આત્મદર્શી પુરૂષ સર્વ ભગવદ્ ભક્તોમા ઉત્તમ સમજવો

न कामकर्मबीजानां यस्य चेतसि सभवः ।
वासुदेवैकनिलयः स वै भागवतोत्तम ॥

કામ તથા કર્મના બીજ—સકલ્પો—નો જેના ચિત્તમા સંભવ ન હોય અને જે એક વાસુદેવમાજ પરાયણ રહેતો હોય—નિશ્ચયે તે ભાગવત—ભગવદ્ ભક્તોને વિષયે ઉત્તમ સમજવો.

सतुष्टः सतत योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥

સર્વદા જે મળ્યુ તેનાથી સતુષ્ટ રહેતો, હમેશા યોગાનુષ્ઠાન કરનારો તથા અતઃકરણને નિયમમા રાખતો, દૃઢ નિશ્ચયવાન્ અને મન બુદ્ધિ મારામાજ જેણે સમર્પિત છે એવો જે મારો ભક્ત હોય તે ભક્ત મને પ્રિય છે

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥

કોઇ વસ્તુની અપેક્ષા ન રાખતો, શુચિ—પવિત્ર, દક્ષ—કાર્યકુશલ, તથા ઉદાસીન—શત્રુમિત્રમા સમભાવવાન—મનમા કોઇ વિષયની આપદા ન કરનારો, અને સર્વારભ—કાર્યની ખટપટ—જેણે ત્યજી છે એવો મારો ભક્ત મને પ્રિય છે

ज्ञाननिष्ठो विरक्तो वा मद्भक्तो वाऽनपेक्षकः ।
सलिङ्गानाश्रमांस्त्यक्त्वा चरेदविधिगोचरः ॥

જ્ઞાનનિષ્ઠ હોય અને વિરક્ત હોય અથવા અનપેક્ષ—કોઇની ઓશીયાળ ન કરે તેવો મારો ભક્ત હોય તેણે સલિંગ—કમડલુ દડાદિ—સન્યાસાદિ આશ્રમલિંગો છે તેનો ત્યાગ કરીને અવિધિગોચર—વિધિ વાક્યોનો અવિષય બની યથેચ્છ રીતે વિહરે

सर्वभूतसुहृच्छान्तो ज्ञानविज्ञाननिश्चयः ।
पश्यन्मदात्मक विश्व न विपद्येत वै पुनः ॥

સર્વ પ્રાણીનો સુહૃદ્—મિત્રભૂત, શાત, જ્ઞાન—પદાર્થબોધ—તથા

વિજ્ઞાન-અનુભવ, એ બન્નેનો જેણે યથાર્થ નિશ્ચય કરેલો છે એવો ગ્રહીને આ સર્વ જગતને મદાત્મક-મારૂં સ્વરૂપભૂત-જાણનો, કયાય વિપત્તિ નહિ પામે

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥**

વિદ્યા વિનયાદિ સંપન્ન બ્રાહ્મણમાં, બળદમાં, હાથીમાં, શ્વાનમાં તથા ચંડાળમાં પંડીતો- તત્વદર્શીજનો સમદર્શી હોય છે-સર્વને આત્મભાવે જુએ છે

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥**

રાગ-વિષયપ્રીતિ, ભય તથા ક્રોધ, એ ત્રણે જેના વીત-ગત થયા છે એવા, તથા મન્મય-મારામાંજ સઘળું સમજનારા-મારો આશ્રય ગ્રહી રહેલા, જ્ઞાન રૂપી તપોનુષ્ઠાને કરી પવિત્ર થએલા ઘણાય ભક્તો મારા સ્વરૂપને પામ્યા છે

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥**

તે-પરમાત્મા-માંજ જેની બુદ્ધિ એકાગ્ર છે એવા, તદાત્મક્ત નુજ હમેશાં ભાવન કરતા, તેમાંજ નિષ્ઠા પામેલા અને નિરંતર તત્-બ્રહ્મપરાયણ રહેનારા, જ્ઞાન વડે ધોવાઇ ગયા છે કલ્મષ-પાપ-જેના એવા થઇને અપુનરાવૃત્તિ-જ્યાથી ફરી પાછું આવવાનું નથી એવી મોક્ષદશાને પામે છે.

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥**

જે સર્વત્ર મને દેખે છે અને સર્વ મારે વિષયે દેખે છે તેને હું પ્રણાશ પામતો નથી અર્થાત સંતાઇ જવું, ગુમ થઇ જવું, અદૃશ્ય થવું, એવો અહિં પ્રણાશ શબ્દનો અર્થ છે. એટલે હું એનાથી દૂર થતો નથી તેમ એવો ભક્ત મારાથી દૂર થતો નથી

॥ कार्यकारणरहितः ॥

કાર્યકારણ રહિત–

वृक्ष तु सकल विद्याच्छाया तस्यैव निष्कला ।
सकले निष्कले भावे सर्वत्रात्मा व्यवस्थितः ।

વૃક્ષ સકલ–સાવયવ છે અને તેની છાયા નિષ્કલ–નિરવયવ–અવસ્તુતુલ્ય છે. પણ એ સકલ તથા નિષ્કલ બન્ને ભાવમા આત્મા સર્વત્ર વ્યવસ્થિત–વ્યાપક છે

उत्तम पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥

ક્ષર તથા અક્ષર બન્નેથી અન્ય ઉત્તમ પુરૂષ તો અન્ય છે કે જે 'પરમાત્મા' એમ કહેવાય છે અને જે અવ્યય ઇશ્વર અત પ્રવિષ્ટ રહી ત્રણે લોકનુ ભરણ કરે છે

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथित पुरुषोत्तमः ॥

જે કારણથી હુ ક્ષરથી અતીત તથા અક્ષરથી પણ ઉત્તમ છુ આથી હુ વેદમા તથા લોકમા પુરૂષોત્તમ નામથી પ્રથિત–પ્રસિદ્ધ થયો છુ

स एव ज्योतिषां ज्योतिः स एव परमेश्वरः ।
स एव हि परब्रह्म तद्ब्रह्माह न संशयः ॥

સર્વજ્યોતિનુ તે પરમજ્યોતિ છે તેજ પરમેશ્વર છે એટલુજ નહિ કિંતુ તેજ પરબ્રહ્મ છે અને તે બ્રહ્મ હુ છુ એમા સશય નથી

क्षरः सर्वाणि भूतानी सूत्रात्माऽक्षर उच्यते ।
अक्षर परम ब्रह्म निर्विशेष निरञ्जनम ॥

સર્વભૂત ક્ષર છે અને સૂત્રાત્મા–હિરણ્યગર્ભ અક્ષર છે પણ ખરૂ અક્ષર તો બ્રહ્મ છે કે જે નિર્વિશેષ તથા નિરજન છે

॥ गुरुकृपासे ज्ञानका लाभ ॥

## ગુરૂકૃપાથી જ્ઞાનલાભ

सर्वज्ञं सर्वगं शान्तं सर्वेषां हृदये स्थितम् ।
सुसंवेद्यं गुरुमतां तत्सु दुर्बोधमचेतसाम् ॥

સર્વજ્ઞ, સર્વગત, શાંત, સર્વેના હૃદયમાં આત્મરૂપે સ્થિત, આવું જે આત્મતત્ત્વ છે તે ગુરૂમાન-જેને સદ્‌ગુરૂ મલ્યા તેને તો સુખેથી સંવેદ્ય થાય છે, જે અચેતસ્-ગુરૂવિનાના અજ્ઞ-છે તેવાઓને તો સુદુર્બોધ અતિદુર્જ્ઞેય છે.

ज्योतिषामपि तज्ज्योतिस्तमःपारे प्रतिष्ठितम् ।
भावाभावविनिर्मुक्तं भावनामात्रगोचरम् ॥

તે જ્યોતિષનું પણ જ્યોતિષ્-અર્થાત્ સૂર્યાદિકનું પણ તે પ્રકાશક છે અને તે તમસ્-સકાર્ય અજ્ઞાનરૂપ આ પ્રપંચના-પરપારે પ્રતિષ્ઠિત છે એટલે પ્રપંચાતિરિક્ત છે કે જે ભાવ-અભાવ બેયથી વિનિર્મુક્ત હેઈ ભાવના-અનુભવ માત્રનું ગોચર છે

विदित्वा स्वात्मरूपेण न बिभेति कुतश्चन ।
स्वयं ब्रह्मा स्वयं विष्णुः स्वयमिन्द्रः स्वयं शिवः ॥

જે સ્વાત્મરૂપે સર્વ જાણે તે કશાથી ભય પામતો નથી એ સ્વયં બ્રહ્મા, સ્વયં વિષ્ણુ, સ્વયં ઇંદ્ર અને સ્વયં-પોતેજ સાક્ષાત્ શિવરૂપ છે.

स्वयं विश्वमिदं सर्वं स्वस्मादन्यन्न किंचन ।
न मोक्षो नभसः पृष्ठे न पाताले न भूतले ॥

સ્વયં-પોતે આ બધું વિશ્વ છે, પોતાથી અન્ય કશું છેજ નહિ આકાશથી ઉંચા પ્રદેશમાં મોક્ષ નથી તેમ પાતાલે કે ભૂતલ ઉપરે ક્યાંય મોક્ષ નથી

यदा सर्वाणि भूतानि स्वात्मन्येव हि पश्यति ।
सर्वभूतेषु चात्मानं ब्रह्म संपद्यते तदा ॥

જ્યારે જ્ઞાની સર્વભૂતને-પ્રાણિમાત્રને સ્વાત્મામાજ દ્રઢ નિશ્ચયે જાણે છે અને આત્માને સર્વભૂતને વિષયે દેખે છે-અનુભવે છે ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**

બ્રહ્મભૂત થએલો પુરૂષ પ્રસન્ન અંત:કરણવાળો હોઇ શોક નથી કરતો તેમ કશાની આકાંક્ષા નથી કરતો

**सम सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥**

સર્વભૂત-પ્રાણિમાત્રમા સમભાવવાન્ પુરૂષ મારે વિષયે પરાભક્તિ પામે છે

**यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ॥**

જેને દેવમા પરાભકિત હોય અને જેવી દેવમા તેવીજ ગુરૂમાં હોય (તેને જ્ઞાનપ્રાપ્તિ થાય)

**कर्णधार गुरु प्राप्य तद्वाक्य प्लववद्द्रढम् ।**

જેને કર્ણધાર-સુકાણી-સદ્દગુરૂ મળે તેને પછી એ સદ્દગુરૂના વાક્યોજ દ્રઢ-મજબુત પ્લવ-વહાણ તુલ્ય થાય છે

**अभ्यासवासनाशक्त्या तरन्ति भवसागरम् ॥**

આત્મચિંતનાભ્યાસની વાસનાજનિત શકિત વડે ભવસાગરને (જ્ઞાની) તરી જાય છે

**स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ।**
**साधनञ्च भवेत्पुसां वैराग्यादिचतुष्टयम् ॥**

પોતાના વર્ણ તથા આશ્રમના ધર્મ વડે તેમજ તપ-બ્રહ્મચર્યાદિ વડે હરિને સતુષ્ટ કરવા, અને વૈરાગ્યાદિ (વૈરાગ્ય, વિવેક મુમુક્ષુ, શમાદિષટ્) ચાર એ પુરૂષને મુક્તિ સાધન થાય છે

**सहन सर्वदुःखानामप्रतीकारपूर्वकम् ।**
**चिन्ताविलापरहित सा तितिक्षा निगद्यते ॥**

ટાઢ, તડકા, વૃષ્ટિ, જ્વર, ઇત્યાદિથી તમામ દુઃખોને તેનો કંઈ પણ પ્રતીકાર-ટાળવાના ઉપચાર-કર્યા વિના સહન કરવા તેને તિતિક્ષા કહે છે.

तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेयउत्तमम् ।
शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥

ઉત્તમ શ્રેયના જિજ્ઞાસુ-મુમુક્ષુ-પુરૂષે, શબ્દ બ્રહ્મ-ઉપનિષદાદિ બોધમાં તથા પરબ્રહ્મ-પરમાત્મા સાક્ષાત્કારમાં નિપુણ-સમર્થ અને ઉપશમ-ઉપરામવૃત્તિ-ના આશ્રયરૂપ સદ્‌ગુરૂને શરણે જવુ

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

હે અર્જુન! તે પરમતત્ત્વને- સદ્‌ગુરૂને શરણે જઈ તેને પ્રણિપાત-નમ્રભાવે કરીને તથા પરિપ્રશ્ન-વિનયપૂર્વક પ્રશ્ન કરીને અને તેઓની મન વાણી તથા કાયાવડે સેવા-આરાધના કરીને જાણો એવા તત્ત્વદર્શી જ્ઞાની મહાત્માઓ તમને જ્ઞાનોપદેશ કરશે

॥ ज्ञेयवस्तुनिरूपणम् ॥

## જ્ઞેયવસ્તુ નિરૂપણ.

ज्ञेयं तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥

જે પરમજ્ઞેય વસ્તુ છે તે હું તને પ્રકર્ષથી કહીશ, જે જાણીને મુમુક્ષુ અમૃત-મરણાભાવોપલક્ષિત મોક્ષને પામે છે અનાદિમત્-આદિમત્ નહિં, અર્થાત્ જેને આદિ-ઉત્પત્તિકાળ નથી એવું જે પરબ્રહ્મ તે સત્ નહિ તેમ અસત્ પણ કહેવાતું નથી અર્થાત્ સત્-નામ જાત્યાદિકથી અભિવ્યક્ત દશ્ય-એ બ્રહ્મ નથી તેમ અસત્-તુચ્છ-પણ નથી કિંતુ ત્રિકાલાબાધ્ય ચૈતન્યસ્વરૂપ પરમાનંદસ્વરૂપ છે

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।

અસતનો ભાવ-વિદ્યમાનતા ન હોય તેમ સત્‌નો અભાવ ન હોય

नैन छिंदति शस्त्राणि नैन दहति पावकः ।
न चैन क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥

એ આત્માને શસ્ત્રો છેદતા નથી તેમ એને અગ્નિ બાળી શકતો નથી જલ તેને ભીંજાવી શકતુ નથી અને વાયુ તેને શોષી શકતો નથી

नित्य. सर्वगतः स्थाणुरचलोऽय सनातनः ॥

નિત્ય-ત્રિકાલાબાધ્ય, સર્વગત-વ્યાપક, સ્થાણુ-સ્થિર, અવિચલ એ સનાતન છે

तुषेण बद्धो व्रीहि स्यात्तुषाभावेन तण्डुलः ।
पाशबद्धस्तथा जीवः पाशमुक्तस्सदाशिवः ॥

જેમ ઉપરના તુષ-ફોતરાને લીધે વ્રીહિ-સાળ કહેવાય છે એજ તુષ-ફોતરામાથી મુક્ત થતા તદુલ કહેવાય, તદ્વત્ કર્મપાશથી બદ્ધ છે ત્યાસૂધી જીવ કહેવાય છે અને એજ જ્યારે દેવાનુગ્રહથી પાશમુક્ત થાય ત્યારે સાક્ષાત્ સદાશિવ દેવરૂપ જ છે

जीवेशत्वादिरहितः केवलः स्वप्रभ शिवः ।
स एव जगतस्साक्षी सर्वात्मा विमलाकृतिः ॥

જીવત્વ ઇશ્વરત્વ આદિકથી રહિત કેવલ સ્વપ્રકાશ દેવ શિવ છે તેજ આ જગતના સાક્ષી નિર્મલાકૃતિ સર્વના આત્મભૂત છે

प्रतिष्ठा सर्वभूतानां प्रज्ञानघनलक्षणः ॥

પ્રાણીમાત્રની પ્રતિષ્ઠા-કલ્પનાધિષ્ઠાન, પ્રજ્ઞાનઘનલક્ષણ-પ્રજ્ઞાનસ્વરૂપજ છે

स्वतश्चिदन्तर्यामी तु मायावी सूक्ष्मसृष्टितः ।
सूत्रात्मा स्थूलसृष्टयैव विराडित्युच्यते परः ॥

સ્વત ચિન્માત્ર, માયા વચ્છિન્ન થતા અતર્યામી, સૂક્ષ્મસૃષ્ટિમા તે સૂત્રાત્મા અને એજ પરમાત્મા સ્થૂળ સૃષ્ટિમા વિરાટ્ કહેવાયા

॥ जोवस्वरुपवर्णनम ॥

જીવસ્વરૂપ વર્ણન

निष्कल निर्मल शान्त मर्वातीत निरामयम् ।
तदेव जीवरुपेण पुण्यपापफलैर्वृतम ॥

જે નિષ્કલ, નિર્મલ, શાંત, સર્વાતીત અને નિરામય-મર્ત પ્રપંચ-ધર્મ રહિત તત્ત્વ-બ્રહ્મ છે તેજ જીવરૂપે પોતના પુણ્યપાપાદિક કર્મોના ફળથી આવૃત્ત થાય છે

अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि ॥

આ જીવભાવાપન્ન આત્મારૂપે અનુપ્રવિષ્ટ થઇ નામરૂપને વ્યાકૃત કરૂ-સ્ફુટ કરૂ.

तत्सृष्ट्वा तदेवानुप्राविशत् ।

તે-જગતને સૃજીને તે ચરાચર પ્રાણિમાત્ર અનુપ્રવેશ કર્યો

अवस्थितेरिति काशकृत्स्न ॥

अवस्थितेरिति काशकृत्स्नः । ब्र सू. अ. १ पा. ४ सु. २२.

આ સૂત્રમા-પરમાત્માજ જીવ-ભાવે અવસ્થિત છે, એમ કાશકૃત્સ્ન આચાર્ય માને છે એટલે પરમાત્માજ અવિકૃત સ્વરૂપે જીવ કહેવાય છે.

सत्य ज्ञानात्मकोनन्तो विभुरात्मा महेश्वरः ।
तस्यैवांशो जीवलोके हृदये प्राणिनां स्थितः ॥

સત્ય, જ્ઞાન અને અનંત જે વિભુ-વ્યાપક આત્મા મહેશ્વર છે તેનોજ અંશ જીવલોકમા પ્રાણિઓના હૃદયને વિષયે સનાતન જીવ ભૂત છે

विस्फुलिङ्गा यथा वह्नेर्जायन्ते काष्ठयोगतः ॥

જેમ કાષ્ઠના યોગે અગ્નિમાથી વિસ્ફુલિંગ-તણખાઓ-ઉદ્ભવે છે તેમ ઇશ્વરમાથી જીવો થાય છે.

आकाशवत् सर्वगतश्च नित्यः ॥

આ જીવાત્મા આકાશની પેઠે સર્વગત તથા નિત્ય-ત્રણે કાળમા અબાધિત છે

स्वयज्योतिरनाद्यतो निर्विकारः परात्परः।
निर्गुणः सच्चिदानदस्तदंशाज्जीवसज्ञकः ॥

સ્વયજ્યોતિ:, અનાદિ, અનત, નિર્વિકાર, પર-અવ્યક્તથી-પણ જે પર, નિર્ગુણ, સચ્ચિદાનદ સ્વરૂપ છે તેનાજ અંશ જેવો જીવ સજ્ઞાધારી છે

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः।

મારોજ અંશ, આ જીવલોકમા સનાતન જીવભૂત છે

अंशो नानाव्यपदेशात्. ब. सू. अ. २। ३। ४३।

વેદાત દર્શનના આ અધિકરણમાં પ્રથમ શકા કરી કે-જીવ તથા ઈશ્વર પરસ્પર ઉપકાર્ય તથા ઉપકારક છે અથવા અગ્નિ તથા વિસ્ફુલિંગની પેઠે અશ અને અશી છે? સિદ્ધાતમા-જીવ બ્રહ્મના અશ જેવો છે, અમૂર્ત્ત બ્રહ્મનો વાસ્તવ અશ ન સભવે માટે અનાદિ તથા અનિર્વચનીય અવિદ્યારૂપ ઉપાધિભેદને લીધે એકજ બ્રહ્મના આભાસ-રૂપ જીવો છે

एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥

એકજ ભૂતાત્મા ભૂત ભૂતમા વ્યવસ્થિત છે અર્થાત્ એકજ બિબ, દર્પણ જલ આદિ ઉપાધિ ભેદથી પૃથક્ પૃથક્ પ્રતિબિબ, રૂપે પ્રતીત થાય છે તદ્વત્ આ પણ જળપ્રતિબિબિત ચદ્રની પેઠે એક પ્રકારે તથા અનેક પ્રકારે જોવામા આવે છે

जीवेशावाभासेन करोति माया चाविद्या च स्वयमेव भवति ॥

માયા, આભાવડે જીવ તથા ઈશ્વર કરે છે, પોતેજ માયા તથા અવિદ્યા થાય છે

चैतन्य यदधिष्ठान लिंगदेहश्च यःपुनः ।
चिच्छाया लिंगदेहस्था तत्सघो जीव उच्यते ॥

જે અધિષ્ઠાન ચૈતન્ય, તથા લિંગદેહ—સતર તત્વાનુ સૂક્ષ્મ શરીર અને એ લિંગ દેહમા રહેલી ચિચ્છાયા—ચિદાભાસ તેનો સઘાત જીવ શબ્દે કરી કહેવામા આવે છે

कूटस्थे कल्पिता बुद्धिस्तत्र चित्प्रतिबिम्बकः ।
प्राणानां धारणाज्जीवः ससारेण स युज्यते ॥

કૂટસ્થ—અપાય; ઉપજન, વિકાર ઇત્યાદિ રહિત—ચૈતન્યરૂપ અધિષ્ઠાનમાં કલ્પિત જે બુદ્ધિ તેમા રહેલો જે ચૈતન્ય પ્રતિબિંબ, તે પ્રાણનુ ધારણ કરે છે તેથી જીવ કહેવાયો અને એ જીવજ જન્મ મરણાદિ સસારની સાથે જોડાયો છે.

देहं धिय चित्प्रतिबिम्बमेव विसृज्य बुद्धौ निहितं गुहा याम् ।
द्रष्टारमात्मानमखण्डबोध सर्वप्रकाशं सदसद्विलक्षणम् ॥

દેહ, બુદ્ધિ, ચિત્પ્રતિબિંબ—ચિદાભાસ, એ બધાને મૂકી દઇ બુદ્ધિરૂપી ગુહામા રહેલા અખંડ બોધસ્વરૂપ, સર્વના પ્રકાશક, સત્ તથા અસત્ બેયથી વિલક્ષણ, દ્રષ્ટા આત્માને જાણો

कार्योपाधिरयं जीवः कारणोपाधिरीश्वरः ।
कार्यकारणतां हित्वा पूर्णबोधोऽवशिष्यते ॥

કાર્ય—અવિદ્યા ઉપાધિને લઇ આ જીવ કહેવાણો તથા કારણ—માયા ઉપાધિને લઇ ઇશ્વર કહેવાયા; એ કાર્યતા તથા કારણતા બન્નેનો ત્યાગ કરતા પૂર્ણ બોધાત્મક—આત્માજ શેષ રહેશે

न योगेन न सांख्येन कर्मणा नो न विद्यया ।
ब्रह्मात्मैकत्वबोधेन मोक्षः सिद्ध्यति नान्यथा ॥

ન યોગ વડે કે ન સાખ્યવડે તેમ કોઇ કર્મ વડે નહિ અને

ન તો વિદ્યા-ઉપાસના વડે મોક્ષ થવાનો કિંતુ કેવલ બ્રહ્માત્મૈકય બોધે કરીનેજ મોક્ષ સિદ્ધ થાય અન્યથા નહિ

**मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।**
**स्वप्नबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥**

મુક્તિ તો બ્રહ્મતત્ત્વના જ્ઞાને કરીનેજ થવાની, અન્યથા નહિં જેમ પોતનું સ્વપ્ન પોતે જાગ્યા વિના કદાપિ નિવૃત્ત નજ થાય

**अनादिमायया सुप्तो यदा जीवः प्रबुद्ध्यते ।**
**अजमनिद्रमस्वप्नमद्वैतं बुद्ध्यते तदा ॥**

અનાદિ માયાને લઇ સૂતેલો-અજ્ઞાનવશ થયેલો-જીવ જ્યારે પ્રબુદ્ધ-આત્મજ્ઞાન પામી જાગ્રત-થાય ત્યારે અજ-જન્મ રહિત, અનિદ્ર-નિદ્રાદિ દોષમુક્ત, અસ્વપ્ન-સ્વપ્નાવસ્થા રહિત, એવુ અદ્વૈત-દ્વૈતપ્રપંચાતીત-પરમાત્મતત્ત્વ જ્ઞાત થાય-અપરોક્ષતયા અનુભવાય

**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।**
**क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गंपथस्तत्कवयो वदन्ति ॥**

ઉઠો, જાગો, પોતાના કરતા વર-શ્રેષ્ઠ પુરુષો પાસે જઇને જાણો ક્ષુર-અસ્ત્રાની ધારા અતિ તીક્ષ્ણ હોવાથી ઓળગી ન શકાય તેવી હોય છે તદ્વત જ્ઞાનનો માર્ગ પણ દુર્ગમ છે એમ કવિ-ક્રાંતદર્શી પુરુષો કહી ગયા છે

**श्रवणं तु गुरोः पूर्वं मननं तदनन्तरम् ।**
**निदिध्यासनमित्येतत्पूर्णबोधस्य कारणम् ॥**

પ્રથમ શ્રીગુરૂના મુખથી શ્રવણ કરવુ, તદનતર મનન-યુકત્યાદિ પરિશીલન-કરવુ, અને પછી નિદિધ્યાસન-અનુભવારૂઢ કરવુ, એ પૂર્ણબોધ પ્રાપ્ત થવાનુ કારણ છે

**पूर्णबोधे तदन्यौ द्वौ प्रतिबद्धौ यदा तदा ।**
**मोक्षं विनिश्चितं किंतु दृष्टदुःख न नश्यति ।**

પૂર્ણબોધ થતા તેથી અન્ય-સંશય તથા વિપર્યય-એ એ જ્યારે પ્રતિબદ્ધ થાય ત્યારે મોક્ષ તો નિશ્ચિત થવાનોજ કિંતુ દૃષ્ટ દુખ નાશ નથી પામતુ.

स्वस्वकर्मानुसारेण वर्तन्तां ते यथा तथा।
अविशिष्टः सर्वबोध समामुक्तिरिति स्थिति ॥

પોતપોતાના કર્મોને અનુસાર તેઓ જેમ વર્તતા હોય તેમ વર્ત્યા કરે. સર્વબોધ તો બધાયને અવિશિષ્ટ-સમાનજ થાય તેમ મુક્તિ પણ સમાનજ હોય એવી સ્થિત્તિ-સિદ્ધ વાત-છે

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति।
स्थित्वास्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥

હે પાર્થ! આ-મે તને કહી બતાવી તે-બ્રાહ્મી સ્થિતિ-બ્રહ્મભાવાવસ્થા-જાણવી એ સ્થિતિને પ્રાપ્ત થયા પછી એ જ્ઞાની સર્વથા મોહ પામતો નથી એ સ્થિતિમા અંતકાલે પણ સ્થિર થવાય તો એ પુરૂષ બ્રહ્મનિર્વાણ-બ્રહ્મમા એકીભાવ-પામે છે

वैराग्योपरती पूर्णे बोधस्तु प्रतिबध्यते ।
यस्य तस्य न मोक्षोस्ति पुण्यलोकस्तपोबलात् ॥

જેને વૈરાગ્ય તથા ઉપરામ ભલે પરિપૂર્ણ હોય પણ બોધ થવામાં પ્રતિબંધ નડે તો તેનો મોક્ષ ન થાય તથાપિ તપોબલને લીધે પુણ્યલોકની પ્રાપ્તિ જરૂર થાય

ऊर्ध्वं गच्छति सत्वस्था मध्ये तिष्ठति राजसाः।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छति तामसा ॥

સત્વગુણી પુરૂષો ઉર્ધ્વગતિ-સ્વર્ગ-પામે છે, રજોગુણી મધ્યે-મનુષ્ય લોકમાજ સ્થિતિ પામે છે અને જઘન્યગુણ-તમોગુણી વૃત્તિવાળા તામસજનો અધોગતિ-પશુપક્ષિ આદિક ગતિ-પામે છે

क्षीणे पुण्ये मर्त्यलोक विशति ॥

પુણ્યથી સ્વર્ગે ગયેલા, તે પુણ્યનો ક્ષય થતાં પાછા મર્ત્યલોકમા પ્રવેશ કરે છે

प्रतिबन्धो वर्तमानो विषयासक्तिलक्षणः ।
प्रज्ञामान्द्य कुतर्कश्च विपर्ययदुराग्रहौ ॥

આત્મજ્ઞાનોત્પત્તિમાં વર્ત્તમાન પ્રતિબંધ પાંચ હોય છે જેવા કે વિષયમા આસક્તિ, (૧) બુદ્ધિની મંદતા, (૨) કુતર્ક, (૩) વિપર્યય, (૪) તથા દુરાગ્રહ (૫), આ પાંચ પ્રતિબંધક હોવાથી તત્ત્વબોધ થતો નથી

सर्वग सच्चिदानद ज्ञानचक्षुर्निरीक्षते ।
अज्ञानचक्षुर्नेक्षेत भास्वन्त भानुमन्धवत् ॥

સર્વમા વ્યાપકરૂપે વર્ત્તમાન સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માને જ્ઞાન ચક્ષુસંપન્ન પુરૂષ નિરખે છે, જ્યારે એ જ્ઞાનચક્ષુહીન પુરૂષ-જેમ સૂર્યને અંધ નથી દેખી શકતો તેમ-નિરખી શકતો નથી

एकोदेवस्सर्वभूतेषु गुढस्सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।
कर्माध्यक्षस्सर्वभूताधिवासस्साक्षी चेता केवलो निर्गुणश्च ॥

એકજ દેવ સર્વભૂત-પ્રાણિમાત્રને વિષયે ગૂઢ-અપ્રત્યક્ષરૂપે-વર્ત્તે છે, જે સર્વવ્યાપી છે, સર્વ ભૂતના અંતરાત્મા છે, સર્વના કર્મોના અધ્યક્ષ-દ્રષ્ટા છે, સર્વભૂતોના અધિવાસ-આશ્રય છે, સર્વના સાક્ષી, ચેતન, કેવલ અને નિર્ગુણ છે

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्त विभक्तेषु तज्ज्ञान विद्धि सात्त्विकम ॥

જે જ્ઞાનવડે સર્વભૂતમા એક અવ્યયભાવ અર્થાત-આત્મભાવ દેખે તે વિભક્ત વ્યક્તિઓને વિષયે અવિભક્ત-અખંડાકાર જ્ઞાન સાત્ત્વિક જ્ઞાન જાણો

ज्ञानस्वरूपमेवादौ ज्ञान ज्ञेयैकसाधनम् ।
ज्ञातं येन निज रूप कैवल्य परम पदम् ।

પ્રથમ તો જે જ્ઞાનસ્વરૂપજ છે અને જ્ઞેય પદાર્થના બોધનુ

સાધનભૂત છે અને જેના વડે કૈવલ્ય પરમાનંદરૂપ નિજ સ્વરૂપ જાણ્યુ (તે જ્ઞાન આત્મરૂપજ છે)

अस्ति ब्रह्मेतिचेद्वेद परोक्षज्ञानमेव तत् ।
अहं ब्रह्मेति चेद्वेद साक्षात्कारस्स उच्यते ॥

'બ્રહ્મ છે' એમ જો જાણે તો તે પરોક્ષજ્ઞાનજ કહેવાય પણ 'હું બ્રહ્મ છું' આમ જાણે તો તે સાક્ષાત્કાર કહેવાય

अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥

અજ્ઞાન–મૂલાજ્ઞાન વડે જ્ઞાન–સ્વરૂપ ભૂતજ્ઞાન–આવૃત–આચ્છાદિત છે તેને લીધે જન્તુ–પ્રાણિઓ મોહ પામે છે

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ॥

જ્ઞાન વડે જેઓનુ તે આત્માનુ અજ્ઞાન નાશ થએલુ છે, (તેઓને જ્ઞાન પ્રકાશે છે)

ब्रह्मण्यज्ञाननाशाय वृत्तिव्याप्तिरपेक्षिता ।

બ્રહ્મને વિષયે અજ્ઞાન નાશ થવા માટે માત્ર વૃત્તિ વ્યાપ્તિ અપેક્ષિતછે

॥ वृत्तिव्याप्ति फलव्याप्ति ॥

વૃત્તિવ્યાપ્તિ તથા ફલવ્યાપ્તિ–

स्वयं स्फुरणरूपत्वान्नाभास उपयुज्यते ।
चक्षुर्दीपावपेक्ष्येते घटादेर्दर्शने यथा ॥
न दीपदर्शने किंतु चक्षुरेकमपेक्ष्यते ॥

જેમ ઘટાદિકના દર્શનમા ચક્ષુ તથા દીપ બેયની અપેક્ષા રહે છે પણ દીપના દર્શનમાં માત્ર ચક્ષુ એકજ અપેક્ષિત હોય છે તેમ આત્મા પોતે સ્ફુરણ રૂપજ હોવાથી તેના સાક્ષાત્કારમા માત્ર વૃત્તિ અપેક્ષિત છે, એમા આભાસ–વૃત્ત્યુપહિત ચિદાભાસનો–ઉપયોગ રહેતો નથી.

स्थितोऽप्यसौ चिदाभासो ब्रह्मण्येकीभवेत्परम् ।
न तु ब्रह्मण्यतिशयं फलं कुर्याद्घटादिवत् ॥

કેમકે—જ્યારે વૃત્તિ આત્માકાર થાય ત્યારે એ ચિદાભાસ વૃત્તિસ્થ રહે છે પણ તે બ્રહ્મને વિષયે એકીભાવ પામી જાય છે તેથી તે બ્રહ્મને વિષયે કોઇ પ્રકારનુ અતિશયરૂપ ફલ ઉતપન્ન કરી શકતો નથી અર્થાત જેમ ઘટાદિ સાક્ષાત્કારમા વૃત્તિવ્યાપ્ત થઈ ઘટાદ્યાકાર ધારણ કરી ઘટાદિનિષ્ઠ આવરણનો ભગ કરે છે અને વૃત્ત્યુપહિત ચેતન—ચિદાભાસ—રૂપ ફલ ચેતન—ઘટાદિકનો પ્રકાશ કરે છે પણ આત્મા પોતે પ્રકાશરૂપ હોવાથી તેના સાક્ષાત્કારમા આવરણભગાર્થ માત્ર વૃતિવ્યાપ્તિ અપેક્ષિત છે આત્માના પ્રકાશને માટે ફળ ચેતનનો તેમા ઉપયોગ નથી જેમ સૂર્યદર્શનાર્થ, સૂર્યપ્રતિબિબના પ્રકાશની જરૂર નથી તદ્વત્

**बुद्धितत्स्थचिदाभासौ द्वावपि व्याप्नुतो घटम् ।**
**तत्राज्ञान धिया नश्येदाभासेन घट स्फुरेत् ॥**

બુધ્ધિ તથા બુધ્ધિસ્થ ચિદાભાસ બન્ને ઘટને વ્યાપે છે તેમા બુધ્ધિવૃત્તિથી ઘટનિષ્ઠ અજ્ઞાનાવરણ નષ્ટ થાય છે અને આભાસ વડે ઘટ સ્ફુરે છે

**ग्रन्थमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः ।**
**पलालमिव धान्यार्थी त्यजेद्ग्रन्थमशेषतः ॥**

મેધાવી—બુધ્ધિમાન્ પુરૂષે—ગ્રથોના અભ્યાસ કરીને જ્ઞાન—બોધ તથા વિજ્ઞાન—અનુભવ બન્નેમા નિપુણતા સપાદન કરવી પછી તો ધાન્યનો અર્થી જેમ ધાન્યના ફોતરા—ફુસા વગેરેને ફૂકી દીયે છે તેમ અશેષત—તમામ ગ્રથોને ત્યજી દેવા

**आहारनिद्राभयमैथुनानि समानि चैतानि नृणां पशूनाम् ।**
**ज्ञान नराणामाधिको विशेषो ज्ञानेन हीनाः पशुभि स्समानाः॥**

આહાર, નિદ્રા, ભય અને મૈથુન, આ ચાર તો મનુષ્યમા પશુ સમાનજ રહેલ છે, મનુષ્યોમા જ્ઞાન એક અધિક વિશેષ છે એટલે જે મનુષ્યો જ્ઞાનહીન હોય તેઓ આકૃતિ મનુષ્યની હોવા છતા પશુઓની સમાન ગણવા યોગ્ય છે

आहारशुद्धौ चित्तस्य विशुद्धिर्भवति स्वतः ।
चित्तशुद्धौ क्रमाज्ज्ञान त्रुट्यन्ते ग्रन्थयः स्फुटम ॥

આહારની શુધ્ધિથી ચિતની વિશુધ્ધિ સ્વત થાય છે અને ચિતશુધ્ધિ થતા ક્રમે કરી જ્ઞાન પ્રાપ્તિ થઈ હૃદયના સશય ગ્રથિઓ સ્ફુટ રીતે ત્રુટી જાય છે

योगिनामात्मनिष्ठानां माया स्वात्मनि कल्पिता ।
साक्षिरूपतया भाति ब्रह्मज्ञानेन बाधिता ।

આત્મનિષ્ઠ યોગિ પુરૂષોના આત્મામા કલ્પિતા માયા, બ્રહ્મજ્ઞાન વડે બાધિતા થઇ સાક્ષિરૂપતાથી ભાસે છે.

सर्वभूतेषु चात्मन सर्वभूतानि चात्मनि ।
सम पश्यान्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥

સર્વભૂતને વિષયે આત્માને અને આત્મામા સર્વભૂતોને સમાન ભાવે દેખતો—અનુભવતો આત્મયાજી—તત્ત્વદર્શી સ્વર્ગનુ રાજ્ય ભોગવે છે—આત્મ સામ્રાજ્ય સુખ અનુભવે છે

यस्मिन्काले स्वमात्मान योगी जानाति केवलम्
तस्मात्कालात्समारभ्य जीवन्मुक्तो भवेदसौ ॥

જે સમયે યોગી—જ્ઞાની પોતાના આત્માને કેવલ—અસગ—જાણે છે—અનુભવે છે તે સમયથી આરંભીને એ જ્ઞાની જીવન્મુક્ત થાય છે—જીવન્મુક્તિ સુખ અનુભવે છે.

यस्यनाहङ्कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
कुर्वतो ऽकुर्वतो वापि स जीवन्मुक्त उच्यते ॥

જેનો અહભાવ નિવૃત્ત થયો અને જેની બુદ્ધિ કોઈપણ કાર્ય પરિણામથી લિપ્ત થતી નથી તે ભલે કઈ કરતો હોય કે ન કરતો હોય તથાપિ તે જીવન્મુક્ત કહેવાય.



सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ।
समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥

સર્વ પ્રાણીમાત્રમાં આત્માને અને આત્મામાં સર્વ પ્રાણીમાત્રને સમાનભાવે દેખતા–અનુભવતો–તત્ત્વદર્શી પુરુષ સ્વરાજ્યનું સુખ ભોગવે છે (જુઓ પાનું ૫૦૮)

**ज्ञानोदयात्तु प्रारब्ध कर्म ज्ञानान्न नश्यति ।**
**अदत्त्वा स्वफलं लक्ष्यमुद्दिश्योत्सृष्टबाणवत् ॥**

જ્ઞાનનો ઉદય થવાથી એ જ્ઞાનવડે પ્રારબ્ધ કર્મનો નાશ થતો નથી જેમ લક્ષ્ય-નિશાનને ઉદ્દેશીને ઉત્સૃષ્ટ-ફેંકેલો બાણ પોતે તાકેલું નિશાન વેધરૂપી ફલ દીધા વિના નિવૃત્ત નથી થતો તદ્વત્ પ્રારબ્ધકર્મ પણ ફલ દઇનેજ વિરામ પામે

**देहात्मज्ञानवज्ज्ञान देहात्मज्ञानबाधकम् ।**
**आत्मन्येव भवेद्यस्य स नेच्छन्नपि मुच्यते ॥**

જેવુ પ્રાકૃતજનને દેહમા આત્મભાન દ્દઢ છે તેવુંજ દ્દઢ, એ દેહાત્મજ્ઞાનનુ બાધક તત્ત્વજ્ઞાન જેને આત્મામા થયુ હોય તે પોતે ન ઇચ્છે તોપણ મુક્ત થાય છે

## ॥ सत्यादिलक्षणः ॥

## સત્યાદિ લક્ષણ

**सर्वाधिष्ठानमद्वन्द्व पर ब्रह्म सनातनम् ।**
**सच्चिदानदरुप तदवाङ्मनसगोचरम् ॥**

સર્વનુ અધિષ્ઠાન, અદ્વન્દ્વ-રાગદ્વેષાદિ વર્જીત, સનાતન, પરબ્રહ્મ છે તે સત ચિત્ તથા આનદરૂપ છે અને વાણી તથા મનનુ અગોચર-અવિષય છે

**सत्य ज्ञानमनन्त सदानन्द ब्रह्म केवलम् ।**
**सर्व धर्मविहीन च मनोवाचामगोचरम् ॥**

સત્ય-ત્રણે કાલમા અબાધિત, જ્ઞાન-ચિદ્રુપ અનત-ત્રિવિધ પરિચ્છેદથી રહિત, એવુ કેવલ સદ્રુપ તથા આનદરૂપ બ્રહ્મ છે તે, સર્વધર્મવિહીન હોઇને મન તથા વાણીનું અગોચર છે

**सत्यज्ञानमनन्त ब्रह्म यो वेद निहित गुहायाम् ।**

સત્ય, જ્ઞાન તથા અનત બ્રહ્મ જે પ્રાણિઓની હૃદય ગુહામાં વ્યાપકરૂપે સ્થિત છે તેને જે પુરૂષે જાણ્યુ (તે મુક્ત સમજવો )

सर्वेन्द्रियगुणाभास सर्वेन्द्रियविवर्जितम् ॥
सर्वाधार सदानन्दमव्यक्त द्वैतवर्जितम् ।

સ્વય સર્વ ઇન્દ્રિયોથી વર્જીત હોવા છતા સર્વ ઇન્દ્રિયોના ગુણોમા આભાસતુ સર્વનુ આધારભૂત સત્ તથા આનંદ સ્વરૂપ દ્વૈતવર્જિત અવ્યક્ત બ્રહ્મ છે.

आत्मा वा इदमित्यादौ परोक्षं ब्रह्म लक्षितम् ॥
अध्यारोपापवादाभ्यां प्रज्ञान ब्रह्म दर्शितम् ।

'आत्मा वा इदम्' ઇત્યાદિ શ્રુતિઓમા બ્રહ્મ પરોક્ષતયા લક્ષિત કરાય છે, કિંતુ અધ્યારોપ તથા અપવાદ વડે કરીને પ્રજ્ઞાન સ્વરૂપ બ્રહ્મ દર્શાવવામા આવે છે

अचिन्त्यरूपमव्यक्तमनन्तममृत शिवम् ।
आदिमध्यान्तरहित प्रशान्त ब्रह्म कारणम् ॥

અચિંત્યરૂપ, અવ્યક્ત, અનન્ત, અમૃત, શિવ, આદિ મધ્ય તથા અતથી રહિત, પ્રશાત, એવુ બ્રહ્મ આ સકલ પ્રપચનુ કારણ અભિન્નનિમિત્તોપાદાનરૂપ–છે

सत्यचिद्घनमखण्डमद्वय सर्वदृश्यरहित निरामयम्

બ્રહ્મ સત્યચિદ્ઘન–ત્રિકાલાબાધ્ય તથા ચૈતન્યરૂપ હોવા છતા સત્તા તથા ચૈતન્ય બે ધર્મ જેમા અલગ અલગ નથી કિંતુ જેમ સમુદ્રજલ લવણઘન છે તદ્વત્ આત્મા સચ્ચિદ્ઘન છે, વળી તે અખંડ અદ્વય, સર્વદ્રશ્ય રહિત તથા નિરામય–સસાર ધર્મ રહિત છે

सर्वाधार सर्ववस्तुप्रकाश सर्वाकार सर्वग सर्वशून्यम् ॥
नित्य शुद्ध निश्चल निर्विकल्प ब्रह्माद्वैत यत्तदेवाहमस्मि ॥

સર્વના આધારભૂત, સર્વ વસ્તુનુ પ્રકાશક, સર્વ આકારમા અનુસ્યૂત, સર્વમા વ્યાપક રૂપ રહેલ અને વસ્તુતાએ સર્વ શૂન્ય–

નિર્ધર્મક, નિત્ય, શુદ્ધ, નિશ્ચલ, નિર્વિકલ્પ–નામરૂપ રહિત, એવુ જે અદ્વૈત બ્રહ્મ તે જ હુ છુ–પૂર્વોક્ત સર્વ વિશેષણોપલક્ષિત બ્રહ્મ સ્વરૂપ હુ છુ

निर्विकल्पमनन्तं च हेतुदृष्टान्तवर्जितम् ।
अप्रमेयमनाद्य च ज्ञात्वा च परम शिवम् ॥

નિર્વિકલ્પ–નામજાત્યાદિ રહિત, અનત–અપરિચ્છિન્ન, હેતુ તથા દૃષ્ટાતથી વર્જિત, વળી જે અપ્રમેય–પ્રમાનો અવિષય, અનાદ્ય એવા પરમ શિવને જાણીને (શાતિ પામે)

अक्षर परम ब्रह्म निर्विशेष निरञ्जनम् ।
आधार सर्वभूतानामनाधारमनामयम् ॥
अप्रमाणमनिर्देश्यमप्रमेयमतीन्द्रियम् ।
अस्थूलमनणुअह्रस्वमदीर्घसजमव्ययम् ॥
अशब्दस्पर्शरूप तदचक्षुश्रोत्रनामकम् ।
सत्यानदस्वरूप धीसाक्षिण बोधविग्रहम ॥
चिंतयात्मतया नित्य त्यक्त्वा देहादिगां धियम् ।
ज्ञात्वा स्व प्रत्यगात्मान बुद्धितद्वृत्तिसाक्षिणम् ॥
नित्य विभु सर्वगत सुसूक्ष्म च तदव्ययम् ॥
अशरीर शरीरेषु महान्त विभूमीश्वरम् ।
आनन्दमक्षर साक्षान्मत्वा धीरो न शोचति ॥

અક્ષર–નાશ રહિત, પરમ બ્રહ્મ નિર્વિશેષ તથા નિરજન છે, સર્વ ભૂત–પ્રાણી માત્રનો આધાર છે પોતે અનાધાર–આધાર નિરપેક્ષ છે તથા અનામય–ભવરોગથી મુક્ત છે, જેમા કોઈ પ્રમાણ પ્રવૃત્ત થઇ શકતુ નથી તેમ જેનો આગળી વગેરેથી નિર્દેશ પણ થઇ શક્તો નથી, વળી જે અપ્રમેય–પ્રમાવિષય થતુ નથી અને અતીંદ્રિય ઇંદ્રિયાગોચર છે, જે સ્થૂલ નથી, અણુ–સૂક્ષ્મ નથી, હ્રસ્વ નથી, દીર્ઘ નથી. અજ–જન્મ રહિત તેમ અવ્યય-નાશ રહિત છે. શબ્દ

સ્પર્શ તથા રૂપથી રહિત હોઈ ચક્ષુ, શ્રોત રહિત તથા નામ વર્જિત છે તથા જે સત્ય અને આનંદસ્વરૂપ છે તથા જ્ઞાન સ્વરૂપે સર્વની બુદ્ધિનુ સાક્ષિરૂપ છે એવુ જ આત્મસ્વરૂપ છે તેનુ-દેહાદિમા જતી બુદ્ધિને ત્યજીને નિત્ય ચિંતન કરો, અને પોતાના અંતરાત્માને બુદ્ધિ તથા તેની વૃત્તિઓના સાક્ષી જાણીને-નિત્ય-શાશ્વત, વિભુ-વ્યાપક, સર્વગત, સુસૂક્ષ્મ-દુર્જ્ઞેય, એવા તે અવ્યય-અવિનાશી, કે જે પોતે શરીર રહિત છતા સર્વ શરીરોમા મહાન્ વ્યાપકરૂપે રહેલા આનંદ રૂપ તથા અક્ષર-ઈશ્વરને સાક્ષાત્ અનુભવીને ધીર-તત્ત્વવિત્-શોક નથી કરતા

स्वप्नान्त जागरितान्त चोभौ येनानुपश्यति।
महान्त विभुमात्मान मत्वा धीरो न शोचति॥

સ્વપ્નના અતને તથા જાગરિત-જાગ્રત્ દશાના અતને જના વડે અનુભવાય છે તે મહાન્ વિભુ-વ્યાપક આત્માને માની-અપરોક્ષતયા અનુભવી, ધીર-તત્ત્વવિત્ શોક નથી કરતો.

घटाकाश महाकाश इवात्मान परात्मनि ।
विलाप्याऽखण्डभावेन तूष्णीं भव सदा मुने॥

ઘટાકાશને જેમ મહાકાશમા લય પમાડાય તેવી રીતે આત્માની પરમાત્મામા લયભાવના કરી અખડ ભાવે હે મુનિ! સદા શાત થઇ જાઓ.

॥ जीवन्मुक्तिलक्षण ॥

જીવન્મુક્તિ લક્ષણ

तुर्यातीता तु याऽवस्था परा निर्वाणरूपिणी।
जीवात्मपरमात्मैक्यावस्था त्रिपुटिरहिता॥
परमानन्दस्वरूपा शुद्धचैतन्यात्मिका भवति॥

તુર્યાતીતા જે અવસ્થા પરમ નિર્વાણ રૂપિણી છે તે જીવાત્મા તથા પરમાત્માના ઐક્યભાવનાત્મિકા ત્રિપુટી-જ્ઞાતા જ્ઞેય અને જ્ઞાન

એ ત્રિપુટીનું જેમાં ભાન નથી રહેતું કિંતુ કેવળ પરમાનંદ સ્વરૂપા શુદ્ધ ચૈતન્યાત્મિકા દશા છે તે જીવન્મુક્તિ સમજવી

एष सम्प्रसादोऽस्माच्छरीरात्समुत्थाय पर ज्योतिरुप-
सम्पद्य स्वेन ।
रूपेणाभिनिष्पद्यते एष आत्मेति होवाचैतदमृतमभयमे
तद्ब्रह्मेति ॥

આ સમ્પ્રસાદ—આત્મા—આ શરીરમાંથી ઉત્થિત થઇને પરમ જ્યોતિ સ્વરૂપને પામીને સ્વસ્વરૂપે અભિનિષ્પન્ન—સંપૃક્ત થાય છે એજ વાસ્તવ આત્મા છે, એ અમૃત તથા અભય છે અને એજ બ્રહ્મ છે

यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्त गच्छन्ति नामरूपे
विहाय ।
तथा विद्वान्नामरूपाद्विमुक्त' परात्पर पुरुषमुपैति दिव्यम् ॥

જેમ વહેતી નદીઓ સમુદ્રમાં પોતાના નામ તથા રૂપ છોડીને અસ્ત પામે છે—મળી જાય છે, તેમ વિદ્વાન્—આત્મદર્શી નામ તથા રૂપથી વિમુક્ત થઇ પર ઇશ્વરથી પણ—પર દિવ્યપુરુષ પરબ્રહ્મને મળે છે—બ્રહ્મમાં એકીભાવને પામે છે

घटे नष्टे यथा व्योम व्योमैव भवति स्वयम् ।
तथैवोपाधिविलये ब्रह्मैव ब्रह्मवित्स्वयम् ॥

જેમ ઘડો નષ્ટ થવાથી ઘડામાંનો આકાશ આકાશમાં લીન થાય છે તેમજ અવિદ્યારૂપ ઉપાધીનો વિલય થતાં બ્રહ્મવિત્ સ્વયં બ્રહ્મરૂપજ થાય છે

घटे भिन्न घटाकाश आकाशे लीयते यथा ।
देहाभावे तथा योगी स्वरूपे परमात्मनि ॥

ઘટનો નાશ થતાં ઘટાકાશ જેમ મહાકાશમાં લય પામે છે તેજ પ્રમાણે દેહનો અભાવ થતાં યોગી- તત્ત્વવિત્ સ્વસ્વરૂપભૂત પરમાત્મામાં એકીભાવ પામે છે

तीर्थे वान्त्यजगेहे वा यत्र कुत्र मृतोपि वा ।
न योगी पश्यते गर्भं परे ब्रह्मणि लीयते ॥

ગોગી-તત્વદર્શી ચાહે ગગાદિતીર્થમા મરે અથવા ચાડાલના ઘરમા મરે તોપણ તે ફરી ગર્ભસ્થાન દેખતો નથી કિંતુ પરબ્રહ્મમા લીન થાય છે

उत्तमा तत्त्वचिन्तैव मध्यम शास्त्रचिन्तनम् ।
अधमा मंत्रचिन्ता च तीर्थ भ्रान्तिरतोऽधमा ॥

હમેશા આત્મતત્ત્વનુ ચિતન કરવુ એ ઉત્તમ છે અને શાસ્ત્રચિતન કર્યા કરવુ એ મધ્યમ છે, મારણ મોહનાદિ મન્ત્રચિતન કરવુ એ અધમચિતન છે અને તીર્થભ્રમણ કર્યા કરવુ એ તો એથીયે અધમ છે

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्वतः ॥

હજારો મનુષ્યોમાથી કોઈજ સિદ્ધિને માટે યત્ન કરે છે, તેવા હજારો યત્ન કરનારાઓમાના સિદ્ધ થયેલામાંથી પણ કોઈજ મને તત્ત્વત-સચ્ચિદાનન્દરૂપે જાણે છે-ઓળખે છે.

मायाख्यायाः कामधेनोर्वत्सौ जीवेश्वरावुभौ ।
यथेच्छ पिबतां द्वैतं तत्त्व त्वद्वैतमेव हि ॥

માયારૂપી કામધેનુના જીવ તથા ઇશ્વર બન્ને વાછડા છે તેના યથેચ્છ-તૃપ્તિપર્યંત એ માયાખ્યકામધેનુ નુ દ્વૈત-પ્રપચરૂપી દુગ્ધ ભલે પીયો પણ તત્ત્વ તો અદ્વૈતજ છે એ નિશ્ચિત છે

बहिरतश्च भूतानामचर चरमेव च ।
सूक्ष्मत्वात्तदऽविज्ञेय दूरस्थ चांतिके च तत् ॥

ભૂતોની અદર તથા બહાર તેમજ અચર-સ્થાવર તથા ચર-જગમમા સર્વત્ર વ્યાપકરૂપે રહેલ છે તથાપિ સૂક્ષ્મ હોવાથી તે તત્વ

અવિજ્ઞેય છે પણ તે દૂરસ્થ-દૂર પ્રદેશમા જેવુ છે તેવુજ અતિક-સમીપમા પણ છે તે તત્ત્વ વિદ્યમાન છે

बृहच्च तद्दिव्यमचिन्त्यरूपसूक्ष्माच्चतत्सूक्ष्मतरविभाति ।
दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैवनिहित गुहायाम् ॥

તે દિવ્ય-તત્ત્વ-બૃહત છે તથા અચિંત્યરૂપ છે તે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મતર ભાસે છે, દૂરથી પણ અતિદૂર છે તેમ અતિક-સમીપમા પણ છે અને અતર્દષ્ટિથી જોનારાને અહીજ ગુહા-હૃદય ગુફા-માં નિહિત-રહેલુ અનુભવાય છે

यदा पश्यः पश्यते रुक्मवर्ण कर्तारमीश पुरुष ब्रह्मयोनिम् ।
तदा विद्वान्पुण्यपापेविधूय निरञ्जनः परम साम्यमुपैति दिव्य॥

જ્યારે જોનારો, હિરણ્યવર્ણ, બ્રહ્મ-વેદાદિકનુ યોનિ-ઉદ્ભવપ્રદ, જગત્ કર્તા ઇશ પુરુષને દેખે છે-જાણે છે ત્યારે તે વિદ્વાન્-તત્ત્વદર્શી પોતાના સર્વ પુણ્ય તથા પાપને ખખેરી નાખીને નિરજન બની દિવ્ય પરમ સામ્યને પામે છે

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।
अन्त' शरीरे ज्योतिर्मयो हि शुभ्रोय पश्यन्ति यतयः क्षीणदोषाः ॥

આ આત્મા સત્ય, તપ, સમ્યક જ્ઞાન તથા બ્રહ્મચર્ય વડે કરીને લભ્ય-પ્રાપ્ય છે અને તે નિત્ય શરીરની અદર જ્યોતિર્મય-જ્ઞાન પ્રકાશમય, શુભ્ર-નિર્મલ છે કે-જેને શુદ્ધ અતઃકરણવાળા તથા જેના વાસનાદિ દોષો ક્ષીણ થયા હોય તેવા યતિઓ દેખે છે-અપરોક્ષતયા અનુભવે છે

लभते ब्रह्म निर्वाणमृषयः क्षीणकल्मषा. ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहितेरता' ॥

જેઓના પ્રતિબંધક કલ્મષ-દોષો ક્ષીણ થયા હોય તથા જેઓના દ્વૈધ-સંશયો છેદાઇ ગયા હોય, વળી જેઓના અંતઃકરણ યત-વશ્ય થયા હોય અને જેઓ સર્વ પ્રાણીમાત્રના હિતમાંજ પરાયણ હોય તેવા ઋષિઓ બ્રહ્મમાં નિર્વાણ-એકીભાવાત્મક મોક્ષ પામે છે

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥

સર્વત્ર સમભાવે વર્તતા એવા ઇશ્વરને સમ-પોતાને તથા પરને એક ભાવે-જે જુએ છે તે પોતે પોતના આત્માને હણતો નથી તેથી તે સમદર્શી પુરૂષ પર-ઉત્કૃષ્ટ ગતિ પામે છે.

अन्तः पूर्णो बहिः पूर्णः पूर्णकुम्भ इवार्णवे ।
अन्तः शून्यो बहिः शून्यः शून्यकुम्भ इवाम्बरे ॥

જેમ સાગરમાં બુડેલો ઘડો અંદરથી પૂર્ણ તેમ બહારથી પણ પૂર્ણ છે અને આકાશમાં કાલો પડેલો એજ અંદર શૂન્ય તેમ બહારથી પણ શૂન્ય છે, (એમ બ્રહ્મનિષ્ઠ સર્વત પૂર્ણ છે જ્યારે પ્રાકૃત-જન સર્વત શૂન્ય સમ છે)

एकं सर्वगतं व्योम बहिरंतर्यथा घटे ।
नित्यं निरन्तरं ब्रह्म सर्वभूतगणे तथा ॥

જેમ એક આકાશ સર્વગત હોવાથી ઘડાની અંદર તથા બહાર છે તેમ નિત્ય બ્રહ્મ, સર્વભૂત-પ્રાણિવર્ગને વિષયે નિરંતર-સર્વત વ્યાપ્ત છે

अहं ब्रह्म चिदाकाशं नित्यं ब्रह्मनिरञ्जनम् ।
शुद्धं बुद्धं सदा मुक्तमनामकमरूपकम् ॥

જે બ્રહ્મ ચિદાકાશ-ચૈતન્ય પ્રકાશ રૂપ, નિત્ય, નિરંજન, શુદ્ધ, બુદ્ધ, સદાયમુક્ત અને નામ તથા રૂપથી રહિત છે તે બ્રહ્મરૂપ હું છું

अहमेव परं यस्मात्सारात्सारतरं शिवम् ।
गमागमविनिर्मुक्तं निर्विकल्पं निराकुलम् ॥

જે પર-તત્ત્વ, સારથી પણ સારતર-પરમ ઉપાદેય, શિવ-કલ્યાણમય, જવા આવવાથી નિર્મુક્ત, નિર્વિકલ્પ અને નિરાકુલ છે તે (બ્રહ્મ) હુંજ છું

**नाह देहो जन्ममृत्यु कुतो मे नाह प्राणः क्षुत्पिपासे कुतो मे।**
**नाह चेतः शोकमोहौ कुतो मे नाह कर्ता बन्धमोक्षौ कुतो मे॥**

આ દેહ હું નહિ, તો પછી મને જન્મ કે મૃત્યુ ક્યાથી હોય? આ શ્વાસોચ્છ્વાસ રૂપ પ્રાણ હું નહિ, એટલે ભૂખ કે તરસ મને ક્યાથી હોય? આ ચિત્ત હું નહિ તો પછી શોક કે મોહ મને કેમ હોય? અને હું કર્તા નથી તેથી બંધ કે મોક્ષ મને કેમ હોય?

**तस्मादेव विदित्वैनमद्वैते योजयेत् स्मृतिम्॥**

તેથી એમ એ-આત્માને જાણી-સમજીને અદ્વૈતમા સ્મૃતિ જોડવી, (હમેશા અદ્વૈત ભાવન કરવું)

**अद्वैत समनुप्राप्य जडवल्लोकमाचरन्।**
**आत्मक्रीड आत्मरतिर्विचरामीह बालवत्॥**

અદ્વૈતને અપરોક્ષ ભાવે અનુભવી લોકમા જડવત્ આચરણ કરતો હું હવે કેવળ આત્મામા ક્રીડા માનીને અને આત્મામાજ રતિ-પ્રીતિ જોડી બાળકની પેઠે વિચરૂ છું

**येन केनापि भावेन यत्रकुत्र मृता अपि।**
**योगिनस्तत्र लीयन्ते घटाकाशमिवाम्बरे॥**

જે કઇ-ગમે તે-ભાવયુક્ત હોય અને જ્યા ક્યાય મૃત થયા હોય તોપણ યોગી, જેમ ઘડો ફૂટતા એ ઘડામા રહેલો આકાશ મહાકાશમા લય પામે છે તેમ તત્ર-તે બ્રહ્મને વિષેજ લય-એકી ભાવને પામે છે

**तीर्थे चान्त्यजगेहे वा नष्टस्मृतिरपि त्यजन्।**
**अन्तकाले तनुं योगी कैवल्यव्यापको भवेत्॥**

ગંગાદિ તીર્થ સ્થાને અથવા અંત્યજના ઘરમા ભલે નષ્ટસ્મૃતિ-

ભાન અવાચક-બનીને અંતકાલે દેહ ત્યાગ કરે તો પણ યોગી કૈવલ્ય-મોક્ષને પ્રાપ્ત થાય છે.

य य वापि स्मरन्भाव त्यजत्यन्ते कलेवरम् ।
त तमेव समाप्नोति नान्यथा श्रुतिशासनम् ॥

અંતકાળે જે જે પદાર્થને સ્મરણ કરતો કલેવર છોડે છે. જન્માંતરમાં તે તે ભાવને પામે છે, એમાં ફેર પડતો નથી એમ શ્રુતિનું શાસન છે

सत्त्वे प्रलीनाः स्वर्यन्ति नरलोकं रजोलयाः ।
तमोलयास्तु निरयं यान्ति मामेव निर्गुणाः ॥

સત્ત્વગુણમાં લય પામનારા સ્વર્ગે ગયરે છે અને રજોગુણમા લય પામનારા નરલોક-આ મનુષ્યલોકને પામે છે તથા તમોગુણમા લય પામનારા નરકમાં પડે છે જ્યારે નિર્ગુણ-એકે ગુણનો આશ્રય ન લેતા માત્ર મારૂ સ્મરણ કરતા મરે તે-મને પામે છે

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तार ब्रह्म सपद्यते तदा ॥

જ્યારે આ ભૂતોનો પૃથક્ ભાવ એકસ્થ-એક અધિષ્ઠાનભૂત બ્રહ્મમાંજ-દેખે-અનુભવે અને તે પરમાત્મામાથીજ આ બધો સ ાર માયા દ્વારા વિસ્તાર પામ્યો છે એવો નિશ્ચય કરે ત્યારેજ બ્રહ્મસંપન્ન થાય-બ્રહ્મભાવને પામે

ॐ ब्रह्मविदाप्नोति परम् । ब्रह्म वेद ब्रह्मैव भवति ॥

બ્રહ્મવિદ્ પુરૂષ પરબ્રહ્મને પામે છે બ્રહ્મને જાણે તે સ્વય સાક્ષાત્ બ્રહ્મરૂપજ થાય છે

अविभागेन दृष्टत्वात् । अनावृत्तिः शब्दात् ॥

अविभागेन दृष्टत्वात् । ब्र. सू. अ. ४ । ४ । ४. વેદાંત દર્શનના ચતુર્થાધ્યાય ચતુર્થપાદના ચોથા સૂત્રમા-મોક્ષ પામેલો જીવ, બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન? આવો સંશય દર્શાવી-' પરમ જ્યોતિને

ઉપસંપન્ન થઇને' આ છાંદોગ્ય વાક્યમાં-પરમ જ્યોતિ-બ્રહ્મ-કર્મ છે અને ઉપસંપન્ન થનારો કર્તા-આવો ભેદ નિર્દેશ છે, માટે મુક્ત, બ્રહ્મથી ભિન્ન રહે-આવો પૂર્વપક્ષ કહીને-સિદ્ધાંત દર્શાવ્યો કે-મુક્ત બ્રહ્મથી ભિન્ન ન રહે કારણકે શ્રુતિમાં'-**न तु तद् द्वितीयमस्ति**-તે કંઇ બીજુ અર્થાત્ ભિન્ન નથી' આમ અવિભાગે કરી નિર્દેશ કરેલો જોવામા આવે છે તેથી મુક્ત જીવ બ્રહ્મથી અવિભક્ત રહે છે અર્થાત બ્રહ્મની સાથે એકીભાવને પામી જાય છે આ અધ્યાયને અંતે પણ **अनावृत्ति शब्दात् । ब्र. सू. अ ४ । ४ । २२** આ મંત્રમા ભગવાન્ ભાષ્યકરે-જે જીવો શાસ્ત્રોક્ત વિશેષણવાળા **अग्नि ज्योति.** ઇત્યાદિ ગીતાવાક્ય વર્ણિત દેવયાન માર્ગે બ્રહ્મલોકને પામેલા છે તેઓની ચંદ્રલોક ગત જીવોની પેઠે પુનરાવૃત્તિ થાય કે કેમ? આવો સંશય દર્શાવી ' તેવાઓની પણ પુનરાવૃત્તિ થાય ' આમ પૂર્વપક્ષ કલ્પીને-તેઓની અનાવૃત્તિ-પુનર્જન્મ નથી થતો, કારણકે શબ્દ-શ્રુતિજ તેઓની અનાવૃત્તિ દર્શાવે છે યદ્યપિ બ્રહ્મલોકગત ક્રમમુક્ત જીવનનું ઐશ્વર્ય અંતવત્ હોય છે તથાપિ મહાપ્રલય પ્રસંગે બ્રહ્મલોકાધ્યક્ષની સાથે એ બ્રહ્મલોકગત ક્રમમુક્ત જીવોની પણ કૈવલ્ય મુક્તિ થાય છે તેથી શ્રુતિમા ' **न स पुनरावर्त्तते**-તે પુનઆવૃત્તિ-સંસારગતિ પામતો નથી ' એમ સ્પષ્ટ નિર્દેશ કરે છે

**यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति ।**
**यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति ॥**

જેનાથી આ ભૂત-પ્રાણિમાત્ર-ઉત્પન્ન થાય છે. જેના વડે જીવે છે તથા પ્રલય સમયે જેમા સમાવિષ્ટ થાય છે તેને જાણવાની ઇચ્છા કરો, તેજ બ્રહ્મ છે

॥ आनन्दस्वरूपवर्णन. ॥

આનંદ સ્વરૂપવર્ણન-

आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते ।

आनन्देन जातानि जीवन्ति ॥
आनन्दं प्रयान्त्यभिसंविशन्ति ।

આનંદથીજ નિશ્ચયે આ ભૂત-પ્રાણિમાત્ર જન્મે છે-ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થએલાં આનંદ વડેજ જીવે છે અને લય પામતી વખતે આનંદમાંજ સમાવિષ્ટ થાય છે.

अखडानदरूपस्य तस्यानदलवाश्रिताः ।
ब्रह्माद्यास्तारतम्येन भवंत्यानदिनोऽखिलाः ॥

અખંડાનંદ સ્વરૂપ તે પરમાત્માના આનંદ લેશનો આશ્રય પામીને બ્રહ્માદિક અખિલ-બ્રહ્માંડગત વ્યક્તિઓ-તરતમભાવથી-ઓછા વધતા પ્રમાણથી-આનંદી અર્થાત્ આનંદાનુભવી થાય છે

एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति ॥

એ આનંદરૂપી પરમાત્માની માત્રા-આનંદ લેશ-નું બીજા ભૂત-પ્રાણિમાત્ર ઉપજીવન કરે છે, અર્થાત્ બ્રહ્માનંદના લેશને અવલંબી અન્ય આનંદી બને છે

सात्त्विक सुखमात्मोत्थ विषयोत्थ तु राजसम् ।
तामस मोहदैन्योत्थ निर्गुण मदपाश्रयम् ॥

આત્માથી મલતુ સુખ સાત્વિક છે, તથા વિષય સંસર્ગ જન્ય સુખ તે રાજસ સુખ છે મોહ તથા દીનતાથી મળેલુ સુખ તામસ છે પણ મારો આશ્રય કરવાથી મેળવેલુ સુખ નિર્ગુણ-ગુણ સંબધ વર્જિત-હોવાથી નિરતિશય સુખ છે

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुख सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥

જે સુખ પ્રથમ તો વિષ જેવુ જણાય પણ પરિણામે અમૃત સમાન નીવડે તે સુખ સાત્વિક સુખ કહેવાય છે કારણ કે તે આત્મબોધજન્ય પ્રસન્નતાથી ઉદ્ભવેલ હોય છે

**यो वै भूमा तत्सुख नाल्पे सुखमस्ति ।**

જે ભૂમા–વ્યાપક પરબ્રહ્મ તેજ સુખસ્વરૂપ છે અલ્પ–વિષયાદિકમા સુખ નથી

**यदेव क तदेव ख यदेव ख तदेव कम् ॥**

જે क–સુખરૂપ છે તેજ ख–ચિદાકાશ બ્રહ્મ છે, અને જે ख–બ્રહ્મ છે તેજ क–પરમ સુખરૂપ છે

**वित्तात्पुत्रः प्रियः पुत्रात्पिण्डः पिण्डात्तथेन्द्रियम् ॥**
**इन्द्रियाच्च प्रियः प्राणः प्राणादात्मा प्रियः परः ॥**

વિત્ત–દ્રવ્યથી પ્રિય–અધિક વહાલો પુત્ર છે, પુત્રથી પિંડ–પોતાનો દેહ–પ્રિય હોય છે, તેવીજ રીતે પિંડ–દેહના કરતા ચક્ષુ આદિક ઇંદ્રિયો અધિક પ્રિય હોય છે, ઇંદ્રિયોથી પણ પોતાના પ્રાણ વિશેષ પ્રિય હોય છે પણ પ્રાણથીયે પોતાનો આત્મા પર–સર્વથી અધિક–પ્રિય હોય છે

**न वा अरे सर्वस्य कामाय सर्व प्रिय भवति ।**
**आत्मनस्तु कामाय सर्व प्रिय भवति ॥**

અરે ! આ જગત્માના સર્વ–પ્રાણિ પદાર્થાદિક–જે પ્રિય લાગે છે તે કદાપિ સર્વને માટે પ્રિય નથી લાગતા કિંતુ કેવલ આત્માને માટેજ સર્વ પ્રિય લાગે છે

**आत्मार्थत्वेन हि प्रियो विषयो न स्वत॰ प्रिय ।**
**स्वत एव हि सर्वेषामात्मा प्रियतमो यत॰ ॥**

વિષય જે પ્રિય લાગે છે તે આત્માને અર્થે હોવાથી પ્રિય લાગે છે, કારણ એ વિષય સ્વત પ્રિય નથી લાગતો ( ગમે તેની મોટર જતી હોય તેમા આપણની પ્રિયતા નથી થતી પણ આપણને માટે આવેલી મોટરમા આપણી પ્રિયતા થાય છે ) પણ આત્મા તો સર્વેને સ્વતજ પ્રિયતમ–અતિશય પ્રિય–હોય છે

सत्त्ववृत्तौ चित्सुखैक्यं तद्वृत्तेर्निर्मलत्वतः ।
रजोवृत्तेस्तु मालिन्यात्सुखांशोऽत्र तिरस्कृतः ॥

સત્ત્વગુણ સંપૃક્ત વૃત્તિમા ચિત્ તથા સુખનુ ઐક્ય અનુભવાય છે કારણ કે તે વૃત્તિમા નિર્મલપણુ હોય છે, રજોગુણ વૃત્તિની મલિનતાને લીધે તેમા રહેલો સુખાશ તિરસ્કૃત—આવૃત—થઈ જાય છે

प्रत्यग्बोधो य आभाति सोऽद्वयानंदलक्षणः ।
अद्वयानंदरूपश्च प्रत्यग्बोधैकलक्षणः ॥

પ્રત્યગાત્માની બોધરૂપતા ભાસે છે તે અદ્વય-બ્રહ્મસ્વરૂપ આનંદને અનુલક્ષીને, તેમજ અદ્વયાનંદરૂપતા પણ પ્રત્યગાત્મ પ્રબોધને અનુલક્ષીને છે

आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ॥

બ્રહ્મના આનંદને જાણનાર—અર્થાત્ બ્રહ્માનંદનો અનુભવી ક્યાયથી ભય પામતો નથી

रसो ब्रह्म रसं लब्ध्वानंदी भवति ॥

રસ એજ બ્રહ્મ છે, એ રસને પામીને—બ્રહ્મભાવ પામીને પરમાનંદવાન્ થાય છે.

॥ लक्ष्यार्थ ॥

## લક્ષ્યાર્થ.

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥

દેહની અપેક્ષાએ ઇંદ્રિયો પર—સૂક્ષ્મ કહ્યા છે, ઇંદ્રિયોથી પર મન અને મનથી પર બુદ્ધિ છે, પણ બુદ્ધિથી જે પર છે તે તો સઃ—પરમાત્માજ છે.

उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥

આ દેહમા રહેલો પર પુરૂષ જીવ, ઉપદ્રષ્ટા—સર્વનો તટસ્થ નિરીક્ષક, અનુમંતા—પોતાની સમક્ષ થતી ક્રિયાઓમા અનુમતિ આપનારો, ભર્તા—

સર્વનું ભરણ-ધારણ તથા પોષણ કરનારો, ભોક્તા-કર્મફળભૂત સુખ દુ ખ ભોગવનારો, છતા તેને 'મહેશ્વર' તથા 'પરમાત્મા' એમ પણ કહ્યો છે

तिलानां तु यथा तैल पुष्पे गन्ध इवाश्रितः ।
पुरुषस्य शरीरे तु स बाह्याभ्यतरे स्थितः ॥

જેમ તિલમા તેલ તથા જેમ પુષ્પમા સુગંધ આશ્રય કરી રહેલ છે તેમ પુરુષના શરીરમા પણ તે અજ પરમાત્મા-બહાર તથા અદર વ્યાપકરૂપે સ્થિત છે

दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यज. ।
अप्राणो ह्यमना शुभ्रो ह्यक्षरात्परतः परः ॥

દિવ્ય-સ્વપ્રકાશ તથા અમૂર્ત પુરુષ-પરમાત્મા, કે જે પ્રાણરહિત તથા મનોરહિત, શુભ્ર-નિર્મલ સ્વરૂપ, અક્ષર-પ્રકૃતિથી પર જે ઇશ્વર તેથી પણ પર, અજ-જન્મવર્જિત છે તે સર્વત્ર બાહ્ય-બહિ પ્રદેશમા વ્યાપ્ત છે તેમ આભ્યતર-સર્વની અદર પણ વ્યાપ્ત થઈ રહ્યો છે

बुद्धेर्जागरण स्वप्नः सुषुप्तिरिति वृत्तयः ।
ता येनैवानुभूयन्ते सोऽध्यक्ष पुरुष' पर ॥

બુદ્ધિની જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ વૃત્તિઓ-અવસ્થાઓ જેણે અનુભવાય છે તે અધ્યક્ષ-સકલ બુદ્ધિવૃત્તિઓનો સાક્ષી-પર પુરુષ-પરમાત્મા છે

पुरुषान्न पर किंचित्सा काष्ठा सा परा गति'

પુરુષ-પરમાત્માથી પર કશુ નથી તે કાષ્ઠા-હદ છે અને તેજ પરમગતિ છે

स्थूलदेहविहीनात्मा तुरीयादिविवर्जित ।
कारणादिविहीनात्मा तुरीयादिविवर्जित. ॥
आनन्दकोशहीनात्मा पञ्चकोशविवर्जित ।
निर्विकल्पस्वरूपात्मा सविकल्पविवर्जित. ॥

योऽयमात्मा स्वयञ्ज्योतिः पञ्चकोशविलक्षणः ।
अवस्थात्रयसाक्षी सन्निर्विकारो निरञ्जनः ॥

સ્થૂલ દેહથી વિલીન સ્વરૂપ સૂક્ષ્મ દેહથી વિવર્જિત, બુદ્ધયાદિ કારણથી રહિત સ્વરૂપ તેમ તુર્યાવસ્થાથી પણ વર્જિત, આનંદમય કોશથી હીન સ્વરૂપવાળો એટલુંજ નહિ કિંતુ અન્નમયાદિ પાંચે કોશથી વિવર્જિત, નિર્વિકલ્પ સ્વરૂપી, સવિકલ્પ ભાવથી રહિત, પંચકોશથી વિલક્ષણ જે આ આત્મા છે તે સ્વયંજ્યોતિ, અવસ્થાત્રયના સાક્ષી-દ્રષ્ટા તથા નિર્વિકાર અને નિરંજન-અસંગ સ્વરૂપ છે.

जाग्रत्स्वप्नः सुषुप्तं च गुणतो बुद्धिवृत्तयः ।
तासां विलक्षणो जीवः साक्षित्वेन विनिश्चितः ॥

જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ ત્રણે ગુણને લઈને બુદ્ધિની વૃત્તિઓ છે, તે ત્રણેથી વિલક્ષણ જીવ એ સર્વેનો સાક્ષી રૂપે વિનિશ્ચિત સમજવો.

चित्तवृत्तेरतीतोऽयश्चित्तवृत्त्यवभासकः ।
यथाकाशो हृषीकेशो नानोपाधिगतो विभुः
तद्भेदाद्भिन्नवद्भाति तन्नाशे सति केवलः ॥

ચિત્તવૃત્તિથી અતીત હોવા છતાં જે ચિત્તવૃત્તિનો અવભાસક-પ્રકાશક છે, વળી જે હૃષીકેશ-ઇંદ્રિયોનો સ્વામી હોઈ આકાશની પેઠે વિભુ-વ્યાપક હોવા છતાં તે તે ઉપાધિગત થઈને તે ઉપાધિના ભેદને લીધે ભિન્ન જેવો ભાસે છે પણ જ્યારે ઉપાધિનો નાશ થાય ત્યારે-ઘટરૂપ ઉપાધિ નષ્ટ થતાં આકાશ જેમ કેવલ-નિજસ્વરૂપ રહે છે તદ્વત દેહાદિ ઉપાધિ નિવૃત્ત થતાં આત્મા પણ કેવળ-નિજસ્વરૂપે રહે છે

॥ आत्मा स्वरूपसे निष्क्रिय है ॥

આત્મા સ્વરૂપે નિષ્ક્રિય છે–

अहङ्कारः प्रभुः सभ्या विषया नर्तकी मतिः ।
तालादिधारीण्यक्षाणि दीपः साक्ष्यवभासकः ॥

અહંકાર પ્રભુ-રાજા છે, બધા વિષયો સભ્યો છે, મતિ-બુદ્ધિ નર્તકી છે તથા બધા ઇંદ્રિયો તાલધરવાવાળા છે અને એ બધાયનો અવભાસક-પ્રકાશક-સાક્ષી આત્મા છે

शोकहर्षभयक्रोधलोभमोहस्पृहादय. ।
अहंकारस्य दृश्यन्ते जन्ममृत्युश्च नात्मनः ॥

શોક, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા, ઇત્યાદિક વિકારો તથા જન્મ મરણાદિક બધાય અહંકારને થતા દેખાય છે, એમાનુ કશુય આત્માને થતુ નથી

तथैव सति कर्तारमात्मान केवल तु य. ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मति ॥

જ્યારે એમ છે તો કેવળ-નિરુપાધિ આત્માને પોતે અસંસ્કૃત બુદ્ધિ હોવાથી કોઈ કર્તા તરીકે દેખે છે તો તે દુર્મતિ દેખતો જ નથી એમ જાણવુ

जलस्य चलनादेव चञ्चलत्व यथा रवे ।
तथाहङ्कारसबन्धादेव ससार आत्मन ॥

જલના હલવા ચલવાથી જેમ તે જલમા પ્રતિબિંબિત સૂર્યનુ ચંચલપણુ ભાસે છે, તેમ અહંકારના સબંધને લીધેજ આત્માને સસાર ભાસે છે

आत्मेन्द्रियमनोयुक्त भोक्तेत्याहुर्मनीषिण ॥

આત્મા-અંતઃકરણ મન, ઇંદ્રિય ઇત્યાદિથી યુક્ત, આત્માને ભોક્તા કહેવાય છે એમ મનીષી-તત્વદર્શી પુરુષોનુ કહેવુ છે

सर्वात्मा सर्वभूताना सबाह्याभ्यान्तर पर ।
सोऽह सर्वगत शान्तो ज्ञानात्मा परमेश्वर ॥

જે સર્વનો આત્મા છે, સર્વ ભૂત-પ્રાણિમાત્રને અંદર તથા બાહેર સર્વત્ર વ્યાપ્ત છે, છતા સર્વથી પર-અસંસૃષ્ટ છે, તે સર્વગત શાંત પરમેશ્વર હુ છુ

केवल चित्सदानन्दब्रह्मैवाह जनार्दन ।
असगोह चिदात्माहमिति शास्त्रीय दृष्टित ॥

કેવળ-નિરૂપાધિ ચિત્સત્ અને આનંદરૂપ બ્રહ્મ જ હુ છુ, શાસ્ત્રીય દૃષ્ટિથી હુ જનાર્દન-ઈશ્વર છુ, અસગ છુ તથા ચિદાત્મા-ચૈતન્ય સ્વરૂપ છુ

अहशब्द प्रयुक्तोऽय कूटस्थे केवलेऽबुध ॥

કેવળ કૂટસ્થને વિષયે આ અજ્ઞાનીજન 'અહ' શબ્દનો પ્રયોગ કર્યા કરે છે

शास्त्रदृष्ट्या तूपदेशो वामदेववत् ॥

शास्त्रदृष्ट्या तूपदेशो वामदेवत् । ब्र. सू. अ १ । १ । ३०

આ સૂત્રના ભાષ્યમા ભગવાન્ શકરાચાર્ય લખે છે કે-ઈદ્ર દેવતાત્મા હોઇ 'मामेव विजानीहि-મનેજ બ્રહ્મ જાણ' એમ પ્રતર્દનને કહે છે તે વામદેવવત્ સમજવુ અર્થાત્ જેમ જન્માતરકૃત શ્રવણાદિ વડે આ જન્મમા ઉત્પન્ન થયેલા-આર્ષ-દર્શન-જ્ઞાનથી વામદેવે 'હુ મનુ તથા હુજ સૂર્ય હતો' આમ પોતાનો સર્વાત્મભાવ ઉચ્ચાર્યો એમ અત્રે ઇદ્રે પણ શાસ્ત્રદૃષ્ટિ-આર્ષ-દર્શન-થી 'મનેજ જાણ' એવો ઉપદેશ કર્યો.

घटावभासको भानुर्घटनाशे न नश्यति ।
देहावभासकः साक्षी देहनाशे न नश्यति ॥

ઘટનો અવભાસક સૂર્ય કઈ ઘડાનો નાશ થતા નાશ પામતો નથી તેમ દેહેંદ્રિયાદિનો અવભાસક સાક્ષીરૂપ આત્મા દેહનો નાશ થાય તો પણ નાશ નથી પામતો

न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

આ વિપશ્ચિત્-જ્ઞાનસ્વરૂપ આત્મા જન્મતો નથી તેમ મરતો પણ નથી તેમ તે ક્યાયથી આવ્યો નથી અને કોઇ થયો નથી આતો અજ-

જન્મ રહિત, નિત્ય-ત્રિકાલાબાધ્ય શાશ્વત-સનાતન, અને પુરાણ-અતિ પ્રાચીન છે તે શરીર હણાય તો પણ હણાતો નથી

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥

ત્યાં સૂર્ય પ્રકાશતો નથી, ચન્દ્ર તારકા ઇત્યાદિક પણ ભાસતા નથી તેમ આ-વીજળીઓ પણ ચમકતી નથી તો પછી અગ્નિ તો ક્યાંથીજ હોય તે આત્મા પ્રકાશે છે તેની પાછળ તેને લીધે આ બધું સર્વ ભાસે છે, તે આત્માનીજ દીપ્તિ વડે આ સર્વ ભાસે છે

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥

જેમ એક અગ્નિ ભુવનમાં પ્રવિષ્ટ થઇ પ્રત્યેક રૂપમાં પ્રતિરૂપ-તે તે કાષ્ઠાદિ સમાન રૂપ થાય છે તેમ એકજ આ સર્વ ભૂતનો અંતરાત્મા રૂપે રૂપે પ્રતિરૂપ-ભૂતના સમાન રૂપવાળો થાય છે, તથા બહાર પણ વ્યાપકરૂપે રહે છે

॥ निर्लेपवर्णनं ॥

## નિર્લેપ વર્ણન.

सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥

સૂર્ય સર્વલોકનો ચક્ષુરૂપ છતાં ચાક્ષુષ બાહ્ય દોષોથી જેમ લિપ્ત થતો નથી તેમ સર્વભૂતોનો અંતરાત્મા એક હોવા છતાં લોકોના દુઃખોથી લિપ્ત થતો નથી

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥

જેમ આકાશ સર્વગત હોવા છતાં સૂક્ષ્મ-અસંગ તે લીધે

ઉપલિપ્ત નથી થતુ તેમ સર્વત્ર દેહમા અવસ્થિત છતા આત્મા (અસંગ હોવાથી) ઉપલિપ્ત થતો નથી

न नभो घटयोगेन सुरागन्धेन लिप्यते ।
तथात्मोपाधियोगेन तद्धर्मैन नैव लिप्यते ॥

આકાશ ઘટની સાથે સયુક્ત છતા તે ઘટમા ભરેલ સુરાના ગધવડે લેપાતુ નથી તેમ આત્મા પણ ઉપાધિ યોગવડે તે ઉપાધિના ધર્મથી લિપ્ત થતો નથી

घटोदके विम्बितमर्कविम्बमालोक्य मूढोरविमेव मन्यते ।
तथा चिदाभासमुपाधिसस्थ भ्रान्त्याहमित्येव जडोभि मन्यते ॥

મૂઢ પુરૂષ ઘડાના જલમા પ્રતિબિબિત સૂર્યને ખરો સૂર્ય માને છે તેમ જડ ઉપાધિમા સ્થિત ચિદાભાસને ભ્રાન્તિથી હુ એમજ માની બેસે છે

सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्ण परज्योतिस्तमस उपरि विभाति ॥

સર્વના ધાતા–ધારણ તથા પોષણ કરનાર– અચિન્ત્ય સ્વરૂપ આદિત્ય સમાન વર્ણયુત પરમ જ્યોતિ સ્વરૂપ આત્મા, તમસ્–અજ્ઞાન તત્કાર્યથી ઉપર–પર પ્રકાશે

नेत्रे जागरित विद्यात्कण्ठे स्वप्न समादिशेत् ।
सुषुप्त हृदयस्थ तु तुरीय मूर्ध्नि सस्थितम् ॥
तुर्यातीत पर ब्रह्म ब्रह्मरन्ध्रे तु लक्षयेत् ॥

નેત્રમા જાગરિત અવસ્થા જાણવી, કંઠદેશમા સ્વપ્ન અવસ્થા ગણાય, સુષુપ્તાવસ્થા હૃદયસ્થ કહેવાય છે અને તુરીયાવસ્થા મૂર્દ્ધસ્થાનમા મનાય છે

विश्वस्यक परिवेष्टितारमीश त ज्ञात्वामृता भवति ॥

વિશ્વના એક પરિવેષ્ટિતા- વ્યાપક– તે ઇશ–પરમાત્માને જાણીને અમૃત–મુક્ત થાય છે

वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽनाय ॥

એ આદિત્યવર્ણ, તમસ્-તમ કાર્ય અજ્ઞાનથી પર, મહાન્ પુરૂષને મે જાણ્યો તેને જાણીનેજ મૃત્યુથી ઉપલક્ષિત આ સંસારને અતિક્રમાય છે-સંસારમુક્ત થવાય છે અયન-મોક્ષને માટે એ સિવાય અન્ય માર્ગજ નથી

सर्वव्यापिनमात्मानं क्षीरे सर्पिरिवार्पितम् ।
बहिरन्तश्च सर्वत्र सपश्यन्हि जनार्दनः ॥

દૂધમાં સ્વત રહેલા ઘૃતની પેઠે, સર્વમા વ્યાપી રહેલા આત્માને બાહર તથા અંદર સર્વત્ર સમ્યક્ દેખતો-અનુભવતો જ્ઞાની, સ્વય જનાર્દન-ભગવદ્રૂપ સમજવો

विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति ॥

વિશ્વના એક પરિવેષ્ટા-વ્યાપક શિવને જાણી જ્ઞાની અત્યન્ત શાન્તિ પામે છે

यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः ।
तदा शिवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥

જે કદાચ મનુષ્યો ચામડાને વીટી લીય તેમ આ આકાશને વીટાળી લેશે ત દિવસે શિવ-પરમાત્માને જાણ્યાવિના દુખનો અત-મોક્ષ મળે અર્થાત્ આકાશને પ્રાણ કાળે ચામડાની પેઠે વીટી ન સકાય તેમ શિવને જાણ્યા વિના દુખાન્ત શબ્દથી ઉપલક્ષિત મોક્ષ નજ મળી શકે (આ અસંભવોપમા કહેવાય છે.)

सर्वं येनानुभूयन्ते यः स्वयं नानुभूयते ।
तमात्मानं वेदितारं विद्धि बुद्ध्या सुसूक्ष्मया ॥

જેનાવડે સર્વ અનુભવમા આવે છે અને જે પ્રત્યક્ષ જોવામા આવતા નથી તે જ્ઞાતા આત્માને સૂક્ષ્મ બુદ્ધિથી જાણો

येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् ॥

જેના વડે આ સર્વ જાણીએ છીએ તેને કેના વડે જાણીએ (તેનો જાણનાર કોઈ હોયજ નહિ)

अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥

એ આત્માને 'અમે જાણીએ છીએ' એમ કહેનારાઓને તો તે અજ્ઞાતજ છે કારણકે આત્મા જ્ઞાનનો વિષય થતો નથી, પણ જે 'અમે એને જાણતા નથી' એમ કહે છે તેનો એ વિજ્ઞાત-અનુભૂત છે અર્થાત્ આત્માને જ્ઞાનનો અવિષય માનનારા આત્મસાક્ષ્ય સમજે છે

यथादर्शे तथात्मनि यथा स्वप्ने तथा पितृलोके ।
यथाप्सु परीव ददृशे तथा गन्धर्वलोके छायातपयोरिव ब्रह्मलोके ॥

જેમ આદર્શ-દર્પણમાં તેમ આત્મામાં-અંતઃકરણમાં, જેમ સ્વપ્નમાં તેમ પિતૃલોકમાં, જેમ જલમાં સર્વત્ર દેખાય છે, તેમ ગંધર્વલોકમાં તડકા તથા છાંયડાની પેઠે જે માયા વડે ઉપહિત થઈ અનુભવાય છે, તે આત્મા;

ब्रह्मलोकमभिसम्पद्यते न च पुनरावर्तते ॥

બ્રહ્મલોકને અભિસંપન્ન થાય છે-પહોંચી જાય છે, તે પુનઃ ફરી આવૃત્ત થતા નથી અર્થાત્ એ બ્રહ્મલોકના અધ્યક્ષ હિરણ્યગર્ભ મહાપ્રલય અવસરે મોક્ષ પામે છે તેની સાથે બ્રહ્મલોકગત ક્રમમુક્તિપાત્ર અધિકારી પણ મોક્ષ પામે છે, ત્યાંસુધી બ્રહ્મલોકમાં ઐશ્વર્ય ભોગવે છે, એઓ આ માનવ આવર્તમાં પાછા ફરતા નથી

यं यमन्तमभिकामो भवति यं कामं कामयते ।
सोऽस्य संकल्पादेव समुत्तिष्ठति तेन संपन्नो महीयते ॥

જે જે કામનામાં મન કરે છે, જે અભિલાષા ધરે છે, તે એના સંકલ્પ થતામાત્રજ તેને આવી મળે છે અને તે પદાર્થ પામીને રાજી થાય છે

एष आत्मापहतपाप्मा विजरो विमृत्युर्विशोको ।
विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः ॥

આ આત્મા અપહત પાપ્મા-જેના પાપ નષ્ટ થયા છે તેવો,

कृपणोऽथ य एतदक्षरं गार्गि विदित्वास्माल्लोकात्प्रैति स ब्राह्मण. ॥

હે ગાર્ગિ ! જે પુરૂષ આ અક્ષર-બ્રહ્મને જાણ્યા વિના આ લોકમાં ઘણાં વર્ષો સુધી હોમ કરે છે, યજન કરે છે. તપ તપે છે. એનું તે બધું અંતવત્-પરિચ્છિન્ન ફળવાળું-થાય છે તથી હે ગાર્ગિ ! જે પુરૂષ આ અક્ષરને જાણ્યા વિના આ લોકમાંથી પ્રયાણ કરે છે તે કૃપણ-દીન સમજવો, અને જે આ અક્ષર-આત્મ સ્વરૂપ-ને જાણીને આ લોકમાં પ્રયાણ કરે છે તે બ્રાહ્મણ-બ્રહ્મવેત્તા-સમજવો

वपुः कृशत्वं वदने प्रसन्नता नादस्फुटत्वं नयने सुनिर्मले ।

अरोगतां बिन्दुजयोऽग्निदीपनं नाडीविशुद्धिर्हठयोगलक्षणम ॥

શરીરની કૃશતા-(યોગ્ય પ્રમાણના અવયવોથી યુક્ત પાતળું શરીર) વદન ઉપર પ્રસન્નતા, નાદમાં સ્ફુટત્વ-(રૂપાના ઘંટડા જેવો અવાજ) નેત્રો નિર્મલ, (ચમકતા નેત્રો) અરોગતા-(શરીરમાં કોઈપણ જેવું પણ ન હોય) બિંદુજય-(અવિપ્લુત બ્રહ્મચર્યનો પ્રભાવ) અગ્નિદીપન-(પાચનશકિતયુક્ત જઠરાગ્નિ) નાડી વિશુદ્ધિ-(યોગશાસ્ત્રોક્ત પ્રકારે શુદ્ધ થયેલી નાડીઓ, આ સઘળાં મળીને હઠયોગનું લક્ષણ જાણવું અર્થાત્ આ તમામ લક્ષણો જેમાં પ્રતીત થતા હોય તેને ખરો હઠયોગી માનવો, બાકી વાતોના કરવાવાળા હોય અને રોગોથી પીડાતા હોય, પેટના ગદાડા વધેના હોય એવા નામધારી યોગિઓને દાંભિક જાણી લેવા

नीहारधूमार्कानलानिलानां खद्योतविद्युत्स्फटिकशशिनाम ।

एतानि रूपाणि पुरः सराणि ब्रह्मण्यभिव्यक्तिकराणि योगे॥

નીહાર-ઝાકળ, ધૂમ, સૂર્ય, અગ્નિ, વાયુ, ખદ્યોત્-આગિયા, વિદ્યુત, સ્ફટિક તથા ચંદ્રમા, આના એક પછી એક આગળ

અનુભવના કર્યા યોગાનુષ્ઠાનમાં ઉત્સાહની અભિવ્યક્તિને નમસ્કાર ચિન્હો છે

भ्रूयुगमध्यबिले दृष्टिः तद्द्वारोर्ध्वस्थिततेज आविर्भूत तारकयोगो भवति ।

ભ્રૂયુગના મધ્યમાં દૃષ્ટિ રાખી તદ્દ્વારા ઉર્ધ્વ સ્થિત તેજ પુંજનો આવિર્ભાવ થાય તે તારક યોગ કહેવાય છે.

भ्रूवोर्घ्राणस्य च य सन्धि स एष द्योर्लोकस्य परस्य च सन्धिर्भवति ॥

જે ભ્રકુટી તથા નાસિકા બન્નેનો જે સંધિ છે તે દ્યુલોક તથા પર—અધોલોકનો, અથવા પર એટલે આત્મલોક એ બન્નેના સંધિ એ કહેવાય છે

॥ अष्टांगयोग ॥

અષ્ટાંગ યોગ—

यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि ॥

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ, એ આઠ યોગના અંગો કહ્યા છે

अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यंदयार्जवम ।
क्षमाधृतिर्मिताहारश्शौचं चैव यमा दश ॥

અહિંસા, સત્ય, અસ્તેય—વસ્તુના સ્વામીની સંમતિ વિના જે વસ્તુ લેવી નહિ—તે, બ્રહ્મચર્ય, દયા, આર્જવ—સરલતા, ક્ષમા, ધૃતિ મિતાહાર, શૌચ, એ દશ યમ કહ્યા છે

तपस्सन्तोषमास्तिक्यं दानमीश्वरपूजनम ।
सिद्धांतश्रवणं चैव ह्रीर्मतिश्च जपो हुतम ॥
बद्धपद्मासनो योगी प्राणं चन्द्रेण पूरयेत् ।
धारयेद्वा यथाशक्त्या भूयः सूर्येण रेचयेत् ॥

તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, ઇશ્વરપૂજન, સિદ્ધાંત શ્રવણ તથા હ્રી–શરમ, મતિ, જપ અને હોમ, આ દશ નિયમ કહેવાય છે પદ્માસન બાંધીને યોગી ચંદ્રનાડી–ડાબા નસ્કોરા–થી પ્રાણને પૂરે, અર્થાત્ પૂરક કરે, પછી યથાશક્તિ ધારણ કરે, એટલે, કુંભક કરે, ફરી સૂર્યનાડી–જમણા નસ્કોરાથી રેચન કરે, કુંભકથી રોકેલા પ્રાણને ધીમે ધીમે બહાર નિકાસે

पूरकं द्वादश कुर्यात्कुम्भकं षोडश भवेत् ।
रेचकं दश चोंकाराः प्राणायामः स उच्यते ॥

પૂરકમા ૧૨ ઓંકાર, કુંભકમા ૧૬ ઓંકાર તથા રેચકમા દશ ઓંકાર ઉચ્ચાર કરે તે પ્રાણાયામ કહેવાય છે ( યોગ શાસ્ત્રમા પૂરકમા ૧ કુંભકમા ૪ તથા રેચકમા ૨ આ પ્રમાણે મંત્રોચ્ચાર વગેરેનુ પ્રમાણ આપ્યુ છે. પ્રાણાયામ વિધિ ગુરૂ પાસે જાણ્યા પછી પ્રાણાયામ ક્રિયા કરવી )

मनो यत्र विलीयेत पवनस्तत्र लीयते ।
पवनो लीयते यत्र मनस्तत्र विलीयते ।

જ્યાં મનનો લય થાય ત્યાં પવનનો પણ લય થાય છે તેમ પવનનો જ્યા લય થાય ત્યાં મન પણ વિલીન થાય છે

केवले कुम्भके सिद्धे रेचकपूरक विवर्जिते ।
न तस्य दुर्लभं किंचित् त्रिषु लोकेषु विद्यते ॥

જેને પૂરક રેચક વગર કેવલ કુંભક સિદ્ધ થયો હોય તેને પછી ત્રણે લોકમા કંઇ પણ દુર્લભ હોય નહિ.

अतसीपुष्पसंकाशं नाभिस्थाने प्रतिष्ठितम् ।
चतुर्भुजं महाविष्णुं पूरकेण विचिन्तयेत् ॥

અતસી–ગરણીના પુષ્પસમાન કાંતિવાળા, નાભિસ્થાનમા પ્રતિષ્ઠિત, ચતુર્ભુજ મહાવિષ્ણુનુ પૂરક ક્રિયામા ચિંતન કરવું

कुम्भकेन हृदिस्थाने चिन्तयेत्कमलासनम् ।
ब्रह्माणं रक्तगौराभं चतुर्वक्त्रं पितामहम् ॥

કુંભક ક્રિયામાં હૃદયસ્થાનને વિષે રક્તગૌરવર્ણ કાન્તિવાળા, ચતુર્મુખ પિતામહ બ્રહ્માનું ચિંતન કરવું.

रेचकेन तु विद्यात्मा ललाटस्थं त्रिलोचनम् ।
शुद्धस्फटिकसंकाशं निष्कलं पापनाशनम् ॥

રેચકક્રિયામાં વિદ્યાસ્વરૂપ, ત્રિલોચન, શુદ્ધ સ્ફટિક સમાન પ્રભાયુક્ત, નિષ્કલ, સકલપાપનાશન, એવા શિવનું લલાટ પ્રદેશ ઉપર ચિંતન કરવું.

विषयेभ्य इन्द्रियार्थेभ्यो मनोनिरोधनं प्रत्याहारः ॥

ઇન્દ્રિયાર્થ-વિષયોથી મનને રોકવું તે પ્રત્યાહાર કહેવાય છે.

विषयव्यावर्तनपूर्वकं चैतन्ये चेतस्स्थापनं धारणं भवति ॥

વિષયોથી વ્યાવૃત્ત કરી ચિત્તને ચૈતન્યમાં સ્થાપિત કરવું તે ધારણા કહેવાય છે.

सर्वशरीरेषु चैतन्यैकतानता ध्यानम् ॥

સર્વ શરીરમાં ચૈતન્યમય એકતાનતા થવી તે ધ્યાન કહેવાય છે.

सलिले सैंधवं यद्वत्साम्यं भजति योगतः ।
तथात्ममनसोरैक्यं समाधिरभिधीयते ॥

જલમાં નાખેલું સૈંધવ-લવણ-જેમ યોગ થવાથી સામ્ય-જલ સમાન થઇ જાય છે તેવીજ રીતે આત્મા તથા મનનું ઐક્ય થઈ જાય તે સમાધિ સમજવો.

यदा संक्षीयते प्राणो मानसं च प्रलीयते ।
तदा समरसत्वं च समाधिरभिधीयते ॥

જ્યારે પ્રાણ સંક્ષીણ થઇ જાય અને મન પ્રલીન થઇ જાય ત્યારે જે આત્માની સમરસતા અનુભવાય તે પણ સમાધિ કહેવાય છે.

तत्सम च द्वयोरैक्य जीवात्मपरमात्मनोः।
प्रणष्टसर्वसकल्पः समाधिः सोभिधीयते॥

જીવાત્મા તથા પરમાત્માનુ સમભાવે ઐક્ય અનુભવાય અને સર્વ સકલ્પ પ્રણષ્ટ થઈ જાય એ પણ સમાધિદશા કહેવાય છે.

ध्यातृध्याने परित्यज्य क्रमाद् ध्येयैकगोचरम।
निवातदीपवच्चित समाधिरभिधीयते॥

ધ્યાન ક્રિયા કરતા કરતા ધ્યાતા તથા ધ્યાન આ બેય તજાઇ જાય અને ક્રમે કરી માત્ર ધ્યેયાકારતામા પરિણિત થયેલુ ચિત્ત નિવાત સ્થલમા રાખેલા દીપની પેઠે નિશ્ચલ થઇ રહે એ પણ સમાધિદશા કહેવાય છે.

धर्ममेघमिम प्राहुः समाधियोगवित्तमाः।
वर्षत्येष यथाधर्मामृतधाराः सहस्रशः॥

આ સમાધિને યોગવિત્ પુરૂષો ધર્મમેઘ કહેછે કેમકે આ સમાધિ ધર્મરૂપી અમૃતની હજારો ધારા વર્ષે છે.

समाधिः स तु विज्ञेयः सर्ववृत्तिविवर्जितः।
ब्रह्म सपद्यते योगी न भूयः ससृतिर्व्रजेत्॥

સમાધિ તો તે જાણવો કે જે સર્વવૃત્તિવિવર્જિત હોય અને જે સમાધિ વડે યોગી બ્રહ્મસપત્તિ પામે તથા ફરીને સસારમાં ન આવે

प्रयाणकाले मनसाचलेन भक्त्यायुक्तो योगबलेन चैव।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्स त पर पुरुषमुपैतिदिव्यम्॥

પ્રયાણકાળ–મરણ સમય અવિચલ મને ભક્તિયુક્ત તે સાધક, યોગ બળે કરી પ્રાણને ભ્રૂમધ્યસ્થાનમા સમ્યક્ પ્રકારે સ્થિર કરીને દિવ્ય–સ્વયપ્રકાશ, પર પુરૂષ–પરમાત્માને સમીપે પહોચે છે

शत चैकाच हृदयस्य नाडयस्तासां मूर्धानमभिनिःसृतैका।
तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङन्या उत्क्रमणे भवति॥

આ મનુષ્ય દેહમા હૃદયની એકસો ને એક નાડીઓ છે જેમાની

એક તો મધ્યાને આસપાસ નીકળેલી છે તે નાડી વડે ઊંચે ગતિ જતો જીવ, અમૃતત્વ-મુક્તિ પામે છે ત્યારે આજુબાજુની બીજી નાડીઓ માત્ર પ્રાણોત્ક્રમણમાંજ કામ આવે છે.

आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ।

મનને આત્મસંસ્થ-આત્મચિંતનમાં સ્થિર કરી બીજું કંઈ ચિંતન કરવું નહિ.

लोकाभिरामां स्वतनुं धारणाध्यानमंगलम् ॥
योगधारणयाग्नेय्या दग्ध्वा धामाविशत्स्वकम् ।

લોકમાં અભિરામ-લોકને અતિરમણીય એવી, સ્વતનુ-પોતાની કાયા કે જે યોગિજનોને ધારણા તથા ધ્યાનને માટે મંગળ વસ્તુ પ હતી તેને આગ્નેયી-અગ્નિરૂપ યોગધારણા વડે દગ્ધ કરીને (શ્રીકૃષ્ણ) સ્વધામમાં પ્રવિષ્ટ થયા.

यदा पञ्चावतिष्ठते ज्ञानानानि मनसा सह ॥
बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम् ।

જ્યારે પાંચ જ્ઞાન-જ્ઞાનેંદ્રિયવ્યાપાર મન સહિત અવસ્થિત થઈ જાય તથા બુદ્ધિ પણ ચેષ્ટા કરતી બંધ પડે, તે અવસ્થાને પરમ ગતિ કહે છે.

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ॥
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ।

યોગાભ્યાસ વડે નિરુદ્ધ કરેલું ચિત્ત જ્યાં ઉપરામ પામી જાય અને જેમાં પોતે પોતાને જોતો-અર્થાત્ સ્વરૂપમાંજ આત્મદર્શન કરતો, પોતાના સ્વરૂપાનંદમાંજ સંતોષ પામે છે તે અવસ્થા યથાર્થ સમાધિદશા કહેવાય.

यन्मूलं सर्वभूतानां यन्मूलं चितबंधनम् ॥
मूलबन्धः सदा सेव्यो योग्योऽसौ राजयोगिनाम् ।

જે સર્વભૂતનું મૂલ છે તથા ચિત્તબંધન પણ યન્મૂલકજ છે તે મૂલબંધ કહેવાય અને એજ મૂલબંધ રાજયોગીઓએ સદા સેવવા યોગ્ય કહ્યો છે

यत्र यत्र मनो याति ब्रह्मणस्तत्र दर्शनात ।
दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येद् ब्रह्ममयं जगत ॥

જ્યાં જ્યાં મન જાય ત્યાં બ્રહ્મનુંજ દર્શન-ભાવન થાય એટલે સર્વત્ર જ્ઞાનમયી દૃષ્ટિ કરીને સમગ્ર જગતને બ્રહ્મમયજ અવલોકે

द्रष्टृदर्शनदृश्यानां विरामो यत्र वा भवेत् ।
द्रष्टिस्तत्रैव कर्तव्या न नासाग्रावलोकिनी ॥

જ્યાં દૃષ્ટિ કરવાથી દૃષ્ટા, દર્શન તથા દૃશ્ય, એ ત્રણેનો વિરામ થઇ જાય અર્થાત્ ત્રિપુટીનો લય થઇ જાય ત્યાંજ દૃષ્ટિ કરવી, એજ ખરી એકાગ્ર દૃષ્ટિ સમજો, નાકના ટેરવા ઉપર દૃષ્ટિ રાખવા જે મહેનત કરવી તે રાજયોગોપયોગિની દૃષ્ટિ નથી.

ब्रह्मैवाऽस्मीति सद्वृत्त्या निरालंबतया स्थितिः ।
ध्यानशब्देन विख्याता परमानन्ददायिनी ॥

'હું બ્રહ્મજ છું' આવી સદ્વૃત્તિવડે નિરાલંબનભાવે જે સ્થિતિ, એ સ્થિતિજ ધ્યાન શબ્દે કરી પ્રખ્યાત છે અને તે પરમાનંદદાયિની સ્થિતિ છે

निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः ।
वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ॥

વૃત્તિને નિર્વિકાર કરી નાખીને અથવા વૃત્તિને બ્રહ્માકાર કરીને બીજી તમામ સાંસારિક વૃત્તિઓનું વિસ્મરણ થઈ જાય એ ખરો જ્ઞાનસમાધિ કહેવાય છે

ये तु वृत्तिं विजानन्ति ज्ञात्वा वै वर्धयन्ति ये ।
ते वै सत्पुरुषा धन्या वन्द्यास्ते भुवनत्रये ॥

જેઓ શાસ્ત્રીય કૃતિઓને જાણે છે તથા ત્યાગીઓ તથા યતિઓના નિયમમાં રહે છે તે મનુષ્યો નિશ્ચય ધન્ય સમજવા અને તેઓ વડે ભુવનના વંદ્ય છે

अशरीरं शरीरेषु महान्तं विभुमीश्वरम् ।
आनन्दमक्षरं साक्षात् मत्वा धीरो न शोचति ॥

જેઓ અશરીર છતાં શરીરોમાં વર્તતા મહાન્ વિભુ ઈશ્વરને સાક્ષાત્ આનંદરૂપ તથા અક્ષર-નાશ રહિત માનીને-મનનપૂર્વક નિશ્ચિત કરીને-ધીર પુરુષ કશાનો શોક નથી કરતા

तीर्थे दाने जपे यज्ञे काष्ठे पाषाणके सदा ।
शिवं पश्यति मूढात्मा शिवे देहे प्रतिष्ठिते ॥

પોતાના દેહમાંજ શિવ સદા વિરાજમાન છતાં મૂઢબુદ્ધિજન તીર્થમાં, દાનમાં, જપમાં યજ્ઞમાં, કાષ્ઠમાં તથા પાષાણમાં, શિવને દેખે છે-માને છે

अन्तःस्थं मां परित्यज्य बहिष्ठं यस्तु सेवते ।
हस्तस्थं पिंडमुत्सृज्य लिहेत्कूर्परमात्मनः ॥

સર્વના અંતસ્થ-અંતર્યામિ રૂપે રહેલા-મને ત્યજીને જે મને બહાર સ્થિત માનીને સેવે છે તે હાથમાં રહેલા પિંડ-મોદકને ત્યજી પોતાની કોણી ચાટવાનું કરે છે

शिवमात्मनि पश्यन्ति प्रतिमासु न योगिनः ।
अज्ञानां भावनार्थाय प्रतिमाः परिकल्पिताः ॥

યોગિઓ પોતાના આત્મામાંજ શિવને જોઈ શકે છે, પ્રતિમાઓમાં નહિ, માત્ર અજ્ઞજનોને ભાવના માટેજ પ્રતિમાઓ પરિકલ્પિત છે

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

હે અર્જુન! આત્મૌપમ્ય-પોતાનેજ ઉપમાન ગણીને, અર્થાત્ જેવું મને સુખ કે દુખ લાગે છે તેવુંજ બીજાને પણ લાગે-

આવી ભાવનાથી સર્વત્ર સુખ અથવા દુ ખ સમાન જુએ છે-માગ મત પ્રમાણે તો તે પરમયોગી ગણાવા યોગ્ય છે.

असंयतात्मना योगो दुष्प्राप्य इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥

જેણે પોતાના અંત કરણને બરાબર સયત નથી કર્યું તેવા પુરૂષને તો યોગ સર્વથા દુષ્પ્રાપ્ય છે એમ મારૂ મત છે અને વશ્ય અંત કરણવાળા પુરૂષે તો જો યત્ન બરાબર કરે તો ઉપાય વડે સંપાદન કરી શકાય

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥

જેના આહાર તથા વિહાર, અર્થાત્ ખાવુ પીવું તથા હરવુ ફરવુ-નિયત હોય તેમજ દરેક કર્મોમા ચેષ્ટા પણ યુક્ત-સાવધાનતા પૂર્વક નિયત હોય તથા સ્વપ્ન-સુવુ તથા અવબોધ-જાગવુ, એ પણ જેનુ યુક્ત-નિયમસર હોય એવા પુરૂષને યોગ દુ ખ હણનાર થાય છે.

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योपि मतोधिकः ।
कर्मिभ्यश्चाधिकोयोगी तस्माद्योगी भवार्जुन ॥

તપસ્વીથી યોગી અધિક છે, જ્ઞાનીથી પણ યોગી અધિક મનાય છે તેમજ કર્મીથી પણ યોગી અધિક છે તેથી હે અર્જુન' તુ યોગી થા.

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफल प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिद विदित्वा योगी पर स्थानमुपैति चाद्यम् ॥

વેદને વિષયે, યજ્ઞોમા, તપોનુષ્ઠાનમા તથા દાનમા જે પુણ્યફળ કહેલ છે તે સર્વને આ-આત્મતત્ત્વ-જાણીને યોગી અતિક્રમે છે એટલુંજ નહિ કિંતુ એ યોગી આદ્ય પરમ સ્થાનને પ્રાપ્ત થાય છે

॥ अखण्डार्थ ॥

અખંડાર્થ.

यस्माज्जातं जगत्सर्वं यस्मिन्नेव विलीयते ।
येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥

જેનાથી જગત સર્વ ઉત્પન્ન થયું છે, અને જેને વિષે લય પામે છે અને જેના વડે આ બધું ધારણ કરાય રહ્યું છે તે જ્ઞાનાત્મા-પરમાત્માને નમસ્કાર કરું છું

मायाविद्ये विहायैव उपाधी परजीवयोः ।
अखण्डं सच्चिदानन्दं परं ब्रह्म हि लक्ष्यते ॥

માયા તથા અવિદ્યા, જે યથાક્રમે પરમેશ્વર તથા જીવની ઉપાધિ છે એ બન્ને દૂર કરીને અખંડ સચ્ચિદાનંદ પરબ્રહ્મ તત્ પદ કરીને લક્ષિત થાય છે

यत्परं ब्रह्म सर्वात्म विश्वस्यायतनं महत् ।
सूक्ष्मात्सूक्ष्मतरं नित्यं तत्त्वमेव त्वमेव तत् ॥

જે પરબ્રહ્મ સર્વનું આત્મરૂપ છે, વિશ્વ–જગતનું મહાન્ આયતન છે, એટલે વિશ્વનું અધિષ્ઠાન ભૂત છે અને જે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ તર છે તે બ્રહ્મ તુંજ છો અને તું તે બ્રહ્મજ છો

घटाकाशौ मठाकाशौ महाकाशे प्रतिष्ठितौ ।
एवं मयि चिदाकाशे जीवेशौ परिकल्पितौ ॥
ईश्वरत्वं च जीवत्वमुपाधिद्वयकल्पितम् ।

જેમ ઘટાકાશ તથા મઠાકાશ મહાકાશને વિષયે પ્રતિષ્ઠિત-સમાયલા છે તેમ ચિદાકાશરૂપ મારે વિષયે જીવ તથા ઈશ્વર પરિકલ્પિત છે કેમકે ઈશ્વરત્વ તથા જીવત્વ બન્ને એ–માયા તથા અવિદ્યારૂપ–ઉપાધિથી કલ્પિત છે

अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपञ्चकम् ।
आद्यत्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम् ॥

અસ્તિ–છે, ભાતિ–ભાસે છે, તથા પ્રિય લાગે છે અને રૂપ તથા નામ, આ પચક છે તેમા આદ્યત્રય–સત્તા, સ્ફૂર્તિ તથા પ્રિયતા એ ત્રણ–બ્રહ્મરૂપ છે અને પાછલના બે–નામ તથા રૂપ–માયામય હોવાથી જગદ્રુપ-માયારૂપ સમજવા

ज्ञात्वा स्व प्रत्यगात्मान बुद्धितद्वृत्तिसाक्षिणम ॥

બુદ્ધિ તથા તેની વૃત્તિઓના સાક્ષીરૂપે પોતાના અનરાત્માને જાણીને (શાતિ પમાય)

घटाकाश महाकाश इवात्मान परात्मनि ।
विलाप्याऽखडभावेन तूर्ष्णीं भव सदा मुने ॥

ઘટાકાશની મહાકાશમાં જેમ લયભાવના કરાય તેમ પ્રત્યગાત્માનુ પરમાત્મામા લયભાવન કરીને હે મુને! અખડભાવ પામી સદા તૂષ્ણીભાવ ધારણ કરો

स्वप्रकाशमधिष्ठान स्वयभूय सदात्मना ।
ब्रह्मांडमपि पिंडांड त्यज्य तां मलभांडवत् ॥

સદ્રૂપે સ્વપ્રકાશ અધિષ્ઠાન સ્વરૂપ સ્વય–પોતે બનીને બ્રહ્માડને તેમ પિડાડ–દેહપિડને પણ મલના ઠીબડાની પેઠે ત્યજી દીઓ

जाग्रतस्वप्नसुषुप्त्यादि प्रपच यत्प्रकाशते ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबधैः प्रमुच्यते ॥

જાગ્રત્, સ્વપ્ન તથા સુષુપ્તિ આદિક પ્રપચને જે પ્રકાશે છે તે બ્રહ્મ હુ છુ એમ જાણીને સર્વ બધથી મુક્ત થાય છે

त्रिषु धामसु यद्भोग्य भोक्ता भोगश्च यद्भवेत् ।
तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽह सदाशिवः ॥

ત્રણે ધામ–અવસ્થાઓ–મા જે ભોગ્ય–ભોગના વિષયભૂત પદાર્થો તથા ભોક્તા–અવિદ્યોપાધિથી બનેલો ભોગવનાર–અને ભોગ–ભોગવવાની ક્રિયા, જે થાય છે તે ત્રણેથી વિલક્ષણ–(એ ત્રણેનો) સાક્ષી ચૈતન્યમાત્ર સદાશિવ હુ છુ



वेदैरनेकैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ।
न पुण्यपापे मम नास्ति नाशो न जन्म देहेन्द्रियबुद्धिरस्ति ।

અનેક વેદો વડે કરી વેદ્ય-જાણવા યોગ્ય હું જ છું, તેમ વેદાન્તનો કરનાર તથા વેદોનો જાણનાર પણ હું છું, પુણ્ય કે પાપ કશાં મને નથી તેમ મારો નાશ પણ નથી દેહ, ઇંદ્રિય, બુદ્ધિ કશાં મને નથી તેમ મને જન્મ પણ નથી

एवं विदित्वा परमात्मरूपं गुहाशयं निष्कलमद्वितीयम् ।
समस्तसाक्षिं सदसद्विहीनं प्रयाति शुद्धं परमात्मरूपम् ॥

આવી રીતે હૃદયગુહામાં સ્થિત, નિષ્કલ, અદ્વિતીય, સમસ્ત પ્રપંચના સાક્ષી સત્ તથા અસત્ બેયથી વિહીન--અર્થાત્ સત્યાદિ લક્ષણ પરમાત્મરૂપને જાણીને શુદ્ધ પરમાત્મભાવને પામે છે

स्वयं ब्रह्मा स्वयं विष्णुः स्वयमिन्द्रः स्वयं शिवः ।
स्वयं विश्वमिदं सर्वं स्वस्मादन्यन्न किंचन ॥

સ્વયં બ્રહ્મા, સ્વયં વિષ્ણુ, સ્વયં ઇંદ્ર તથા સ્વયં શિવ છું આ સર્વ વિશ્વ સ્વયં-હું પોતેજ છું, મારા સ્વરૂપથી અન્ય કશું છેજ નહિ

मेघा यथा व्योम न च स्पृशन्ति संसारदुःखानि न मां स्पृशन्ति॥

જેમ મેઘ આકાશને સ્પર્શ કરતા નથી તેમ સંસારનાં દુઃખો મને સ્પર્શ ન કરે

कर्तृभोक्तृत्वमेवादिशोकजातं प्रमुञ्चति ।
कृतकृत्यः प्रापणीयं प्राप्तमित्येव तुष्यति ॥

કર્તા, ભોક્તા ઇત્યાદિ તમામ શોકને મુકી દીયે છે પછી તો કરવાનું હતું તે કરી ચુક્યા અને પ્રાપ્ત થવાનું હતું તે પામી ચુક્યા એમ માની સંતુષ્ટ બને છે

धन्योऽहं कृतकृत्योऽहं विमुक्तोऽहं भवग्रहात् ।
नित्यानन्दस्वरूपोऽहं पूर्णोऽहं त्वदनुग्रहात् ॥

હે ગુરો ! તમારા અનુગ્રહથી હુ ધન્ય છુ, કૃતકૃત્ય થયો, ભવ-ંસાર રૂપી કૂડથી છૂટયો અને નિત્યાનન્દ સ્વરૂપે હું પરિપૂર્ણ થયો

मायामेघो जगन्नीर वर्षत्वेष यथा तथा ।
चिदाकाशस्य नो हानिर्न वा लाभ इति स्थितिः ॥

માયા રૂપી મેઘ જગત્ રૂપી જલને જેમ જેમ વર્ષે છે તેમ ચિદાકાશને કશી હાનિ કે કશો લાભ નથી, આવી વસ્તુસ્થિતિ છે

यस्य नाहकृतोभावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्नहति न निबध्यते ॥

જેને અહકૃતભાવ-હુ કરૂ છુ એવી ભાવના-નથી અને જેની બુદ્ધિ કરાતા કર્મમા ઇષ્ટ અનિષ્ટાદિ કલ્પનાથી લિપ્ત થતી નથી તે આ લોકોને હણીને પણ હણતો નથી તેમ તેના પરિણામભૂત પુણ્ય પાપથી બધાતો પણ નથી

य एन वेत्ति हतार य श्चैन मन्यते हत ।
उभौ तौ न विजानीतो नाय हति न हन्यते ॥

એ આત્માને જે હણનારો માને છે તથા જે તેને હણાયેલો માને છે તે બન્ને કઇ સમજતાજ નથી એ તો હણતો નથી તેમ હણાતોય નથી

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्त ग्रथकोटिभिः ।
ब्रह्म सत्य जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥

જે કરોડો ગ્રથોથી કહેવામા આવેલ છે તે હુ માત્ર અર્ધા શ્લોકથી કહીશ-બ્રહ્મ સત્ય-પરમાર્થ વસ્તુ છે, જગત્ મિથ્યા-પ્રતીતિમાત્ર છે અને જીવ-પ્રત્યગાત્મા સાક્ષાત્ બ્રહ્મજ છે, અવર નથી-બ્રહ્મથી ભિન્ન નથી

यया यया भवेत्पुंसांव्युत्पत्तिः प्रत्यगात्मनि ।
सा सैव प्रक्रियेहस्यात्साध्वीत्याचार्यभापितम् ॥

જે જે પ્રક્રિયા-બોધના પ્રકારવડે પુરૂષને પ્રત્યગાત્મ વિષયમા

વ્યુત્પત્તિ-જ્ઞાનોત્પત્તિ થાય તે તે પ્રક્રિયા આ વેદાંત નામના માર્ગાનુ-સારી થાય-મનાય એમ આચાર્યોના વચન છે

अनंतशास्त्रं बहुलाश्च विद्या अल्पश्च कालो बहुविघ्नता च ।
यत्सारभूतं तदुपासनीयं हंसो यथा क्षीरमिवाम्बुमध्यात् ॥

શાસ્ત્રો અનંત છે, વિદ્યાઓ પણ બહુ છે, કાલ-જીવિત સમય-અલ્પ રહ્યો તેમા વળી વિઘ્નોની બહુલતા એટલે જે કંઇ સારભૂત હોય તેનુજ ગ્રહણ કરી લેવુ, જેમ હંસ જલમાંથી ક્ષીર ગ્રહણ કરી લે છે તેની પેઠે

यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥

જેને વાણી પહોચી શકતી નથી પણ જેની સત્તાથી વાણી ચાલે છે તેજ બ્રહ્મ છે એમ તુ જાણ, જેની ઉપાસના થાય છે તે બ્રહ્મ નથી

॥ श्रुतिस्मृतिसंग्रह ॥

## શ્રુતિસ્મૃતિ સંગ્રહ.

यत्रास्य चित्तं रमते तस्य ध्यानेन केवलम् ।

જેનુ ચિત્ત જેમા રમે, કેવલ તેનાજ ધ્યાને કરીને ઇષ્ટ સિદ્ધ કરી શકાય

दत्तात्रेयं शिवं शांतमिंद्रनीलनिभं प्रभुम् ॥
आत्ममायारतं देवमवधूतं दिगम्बरम् ।

શિવ-મંગળરૂપ, શાંત, ઇંદ્રનીલમણિ સમાન દેહ પ્રભાવાન, પોતાની માયામા નિરત, દિગમ્બર, અવધૂતચર્યા પરાયણ, દત્તાત્રેય દેવને નમન કરીએ છીએ

रमते योगिनोऽनंते नित्यानंदे चिदात्मनि ॥
इति रामपदेनासौ परं ब्रह्माभिधीयते ।

જે અનંત, નિત્ય આનંદસ્વરૂપ ચિદાત્માને વિષયે યોગિઓ

નિત્ય સ્મરણ કરે છે, તે રામ, આ નિર્વચનથી રામ શબ્દે કરી પરબ્રહ્મનુંજ અભિધ્યાન કરાય છે

**स्फटिकरजतवर्ण मौक्तिकीमक्षमालाममृतकलशविद्यां ज्ञानमुद्रांकराग्रे ॥**

**दधतमुरगकक्ष्य चद्रचूड त्रिनेत्र विधृतविविदभूष दक्षिणामूर्तिमीडे ॥**

સ્ફટિકમણિ તથા રૂપાના જેવો જેનો દેહવર્ણ છે, મોતીની અક્ષમાલા જેણે ધારણ કરી છે, બીજા ત્રણ હાથમા અમૃત, કલશ, વિદ્યા–પુસ્તક તથા કરાગ્રે, જ્ઞાનમુદ્રા ધારણ કરતા, નાગનુ યજ્ઞોપવીત ધરતા, ચદ્રને ચૂડામા ધારતા ત્રણ નેત્રવાળા, જેણે વિવિધ આભૂષણ ધાર્યા છે એવા શ્રી દક્ષિણામૂર્ત્તિ દેવની સ્તુતિ કરૂ છુ

**त्रिपुड्रं ये विनिंदति निंदाति शिवमेव ते ।**
**धारयति च ये भक्त्या धारयति शिव च ते ॥**

ત્રિપુંડ્રની જે નિંદા કરે છે તે શિવનીજ નિંદા કરે છે અને જે ભક્તિથી ત્રિપુંડ્ર ધારણ કરે છે તે સ્વયં શિવને ધારણ કરે છે

**वासे बहूनां कलहो भवेद्वार्ता द्वयोरपि ॥**
**एक एव चरेत्तस्मात्कूमार्या इव ककणम् ।**

બહુ જનોનો જ્યા વાસ થાય ત્યા કલહ–કલેશ અથવા ઘોંઘાટ થાય છે બે જણ સાથે રહેતા હોય ત્યા પણ વાતચીતનો પ્રસગ આવે માટે યોગીએ તો કુમારીના કકણની પેઠે એકલાજ રહેવુ એકજ કકણ હોય તેનો કઈ રણકાર ન થાય, બે હોય તો થાય

**आशा हि परम दुःख नैराश्य परम सुखम् ॥**

આશા એ ખરેખર પરમ દુ ખ છે, જ્યારે નિરાશા એ પરમ સુખરૂપ છે

**यत्फलं लभते मर्त्यः कोटिर्ब्रह्मभोजनैः ।**
**तत्फल समवाप्नोति ज्ञानिन यस्तु भोजयेत् ॥**



મનુષ્ય, કોટિ બ્રાહ્મણ ભોજન કરી જે ફળ સંપાદન કરે તેટલુંજ ફળ એક જ્ઞાની-આત્મનિષ્ઠ-પુરૂષને જે જમાડે તે પામે છે

ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधःकस्यस्विद्धनम् ॥

આ જગતીને વિષયે જે કઈ જગત્-પ્રાણિ પદાર્થાદિક-છે તે સર્વ ઇશ-પરમાત્માએ આવાસ્ય-આવરણીય-વ્યાપ્ય છે, તેને ત્યક્ત ગણીને ભોગવજે કોઇના પણ ધનની ગર્ધા-લઇ લેવાની ઇચ્છા-મા કરજે

यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥

જે સમદર્શી, સર્વભૂત-પ્રાણી માત્રને પોતાના આત્મામાજ દેખે છે-અનુભવે છે, તથા સર્વ ભૂતને વિષયે આત્માને-પોતાના સ્વરૂપભૂત ચિદાત્માને દેખે છે-સર્વત્ર આત્મભાવને વિસ્તારે છે, તેથી તેને પછી કયાય જુગુપ્સા-ઘૃણા-અણગમો થતો નથી

यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः क. शोक एकत्वमनुपश्यतः ॥

જે સમયે વિજ્ઞાનવાન્ તત્ત્વદર્શીને આ સર્વ ભૂત-પ્રાણી માત્ર આત્માજ થઇ જાય-અર્થાત્ સર્વત્ર આત્મરૂપતાજ અનુભવે ત્યા પછી સર્વત્ર એકત્વનુ અનુદર્શન કરનાર-અર્થાત આત્મવ્યતિરિક્ત કશુ ન ભાળતા-એ જ્ઞાનીને મોહ કેવો ? તથા શોક પણ કેવો ? એકતાના અનુભવીને મોહ કે શોક શેનો હોય ?

तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।
अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥

દુર્દર્શ-અનધિકારી જનોને જેના દર્શન કષ્ટસાધ્ય છે વળી જે અંદર ગૂઢ-છુપા રહીને પ્રવિષ્ટ છે, હૃદય ગુફામા સ્થિત હોઇ ગહ્વરેષ્ટ-કોતરમા ભરાઇ બેઠેલા જેવા અને પુરાણ-અનાદિ દેવ-સ્વપ્રકાશ

આત્મા છે તેને અધ્યાત્મ યોગ–શ્રવણાદિ સાધનના યોગ વડે માનીને અર્થાત્ મનન તથા નિદિધ્યાસન પરિપાકદ્વારા અનુભવીને, ધીર–જ્ઞાની–હર્ષ તથા શોક બન્નેને છોડી દીયે છે

एष सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते ।
दृश्यते त्वग्रया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥

આ સર્વ ભૂતોમા ગૂઢ–અદૃશ્યરૂપે રહેલો આત્મા બધાને પ્રકાશતો-જણાતો–નથી. કિંતુ સૂક્ષ્મદર્શી જ્ઞાની જનોએ સૂક્ષ્મ તથા અગ્ર્યા–આગળ પડતી ( નિર્મળ ) બુદ્ધિ વડે દેખાય છે–સ્વસ્વરૂપે અનુભવાય છે

मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ।

જે આ સંસારમા નાના–ભિન્ન ભિન્ન જેવું દેખે છે તે મૃત્યુથી ફરી મૃત્યુને પામે છે

अंगुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ॥
ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते ।

અંગુષ્ઠ માત્ર–હૃદયાકાશ સ્થિત હોવાથી અંગુષ્ટ પરિમિત ગણાતો પુરૂષ–શરીર રૂપી પુરમા અભિમાની બની વસતો–જીવ, અંતઃકરણના મધ્યમા આભાસતયા સ્થિત થઇ રહ્યો છે તે ભૂત તથા ભવ્ય, એટલે થઇ ગયેલ તથા થવાના, સર્વેનો ઇશાન–નિયામક છે એટલે તેનાથી જુગુપ્સા કરતો નથી.

भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।
भयादिंद्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः ।

એ મહદ્ભૂતના ભયથી અગ્નિ તપે છે, એના ભયથી સૂર્ય પણ તપે છે, એના ભયથી ઇંદ્ર–પર્જન્ય–વૃષ્ટિ કરે છે, વાયુ વાય છે અને પાંચમો મૃત્યુ લોક સહારાર્થ દોડાદોડ કરે છે

यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुः श्रोत्रं तदपाणिपादम् ॥
नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं तद्भूतयोनिंपरि
पश्यंति धीराः ॥



જે સ્પષ્ટ નિર્દેશને અયોગ્ય છે, જેનું ગ્રહણ નથી થઈ શકતું, જેને ગોત્ર નથી, વર્ણ નથી, જે ચક્ષુ શ્રોત્ર રહિત છે, તે પાણિ-હાથ તથા પાદ-પગ વગરનું, નિત્ય, વિભુ-વ્યાપક, સર્વગત, અતિ સૂક્ષ્મ-દુર્જ્ઞેય છે. તે અવ્યય-વૃદ્ધિહ્રાસ વિનાનું છે તેને ધીર-જ્ઞાની પુરુષો-ભૂતયોનિ-ભૂતભૌતિક પ્રપંચનું યોનિ-અભિન્નનિમિત્તોપાદાન રૂપે દેખે છે-અનુભવે છે

यथोर्णनाभि सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः संभवंति ।
यथा सतः पुरुषात्केशलोमानि तथाक्षरात्संभवतीह विश्वम् ॥

જેમ કરોળિયો પોતાની જાળ સૃજે છે અને લઇ લીયે છે, જેમ પૃથ્વીમાં ઔષધિયો સંભવે છે, જેમ હયાત પુરૂષમાથી કેશ તથા રૂંવાડા ઉદ્‌ભવે છે તેમ અક્ષર-બ્રહ્મ-માથી આ વિશ્વ બધું સંભવે છે

एतस्माज्जायते प्राणो मनः सर्वेंद्रियाणि च ।
खंवायुर्ज्योतिरापःपृथिवी विश्वस्यधारिणी ॥

આ (અક્ષર) માથી પ્રાણ ઉત્પન્ન થાય છે, મન. તથા સર્વ ઇંદ્રિયો, આકાશ, વાયુ, જ્યોતિ-તેજ, જલ તથા આ વિશ્વનું ધારણ કરનારી પૃથ્વી પણ એનાથી ઉદ્‌ભવે છે

अग्निर्मूर्धा चक्षुषी चंद्रसूर्यौ दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः ।
वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतां तरात्मा ॥

આ વિરાટ્ ભગવાનનો અગ્નિ મસ્તક છે, ચંદ્ર તથા સૂર્ય બે ચક્ષુ છે, દિશાઓ કાન છે, વિસ્તારવાળા વેદો વાણી છે, વાયુ

પ્રાણ છે, આ વિશ્વ એનુ હૃદય છે, પગ સ્વરૂપ પૃથિવી છે, એમ આ સર્વ ભૂતના અંતરાત્મા છે

**ज्ञानप्रसादेन विशुद्धसत्वस्ततस्तु त पश्यते निष्कल ध्यायमानः ।**

જ્ઞાનના પ્રસાદ વડે વિશુદ્ધ અંતઃકરણ થાય તદનંતર નિષ્કલ રૂપનુ ધ્યાન કરતા કરતા તે પરમાત્માને દેખે છે—સાક્ષાત્ અનુભવે છે.

**यत्र सुप्तो न कचन काम कामयते न कंचन स्वप्न पश्यति तत्सुषुप्तम् ॥**

જે દશામા, સૂતેલો પુરૂષ કશા પદાર્થની કામના નથી કરતો તેમ કોઇ સ્વપ્ન પણ નથી દેખતો તે અવસ્થા સુષુપ્તસ્થાન કહેવાય છે

**शिवमद्वैतं चतुर्थ मन्यन्ते स आत्मा स विज्ञेयः ॥**

જે ચોથુ પદ શિવ—અદ્વૈત મનાય છે, તે આત્મા છે, તે જાણવા યોગ્ય છે

**असन्नेव स भवति असद्ब्रह्मेति वेद चेत् ।**
**अस्ति ब्रह्मेति चेद्वेद सतमेन ततो विदुरिति ।**

જે બ્રહ્મને અસત્ જાણે તે પોતે અસત્ બને છે કેમકે સત્-હયાતી બ્રહ્મરૂપજ છે અને જે ‘બ્રહ્મ છે’ એમ જાણે તેને સત્-હયાત સમજવો

**ब्रह्मविदाप्नोति परम् ।**

બ્રહ્મવિત્ પુરૂષ પર—બ્રહ્મને પામે છે-બ્રહ્મભાવને પામે છે

**स एतमेव सीमान विदार्यैतया द्वारा प्रापद्यत ॥**

તે આ સીમા-બ્રહ્મરંધ્રસ્થાનને ભેદીને તે દ્વાર વડે પરપદને પહોચ્યો.

**यथा पुष्करपलाश आपो न श्लिष्यते ।**
**एवमेवविदि पाप कर्म न श्लिष्यते ॥**



જેમ પુષ્કરપલાશ-કમલપત્રને જલ ભીંજતુ નથી તેમ એના-ઉક્ત પ્રકારે આત્માને જાણનાર-અનુભવી પુરૂષને કશુ પાપ કર્મ વળગતુ નથી

**य एषोक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति होवाचैतदमृतम भयमेतद् ब्रह्मेति ॥**

તે જે આ નેત્રમા પુરૂષ દેખાય છે એ આત્મા એમ કહ્યુ એ અમૃત છે અભય છે અને એજ બ્રહ્મ છે એમ સમજવુ

**येनाश्रुतं श्रुत भवत्यमत मतमविज्ञात विज्ञातमिति ।**

જેને સાંભળવાથી ન સાભળેલુ બધુ સાભળ્યા જેવુ થઇ જાય છે, નહિ માનેલુ માનેલા સમાન તથા ન અનુભવેલુ અનુભવેલા જેવુ બની જાય છે (તે જાણો)

**सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम ।**

**तदैक्षत बहुस्यां प्रजायेयेति ॥**

હે સૌમ્ય-પ્રિયદર્શન! આ પરિદૃશ્યમાન જગત્ આગળ સદ્રૂપજ હતુ, તે સત્ એકજ અને અદ્વિતીય-તેનાથી અન્ય દ્વિતીય રહિત-હતુ, તેણે ઇક્ષણ-સંકલ્પ-કર્યો કે, 'હુ બહુ-અનેકરૂપ થાઉ અને પ્રકર્ષથી ઉત્પન્ન થાઉ

**सोम्य पुरुषस्य प्रयतो वाङ्मनसि सम्पद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायाम् ॥**

હે સૌમ્ય! પુરૂષ જ્યારે આ લોકથી પ્રયાણ કરે છે ત્યારે તેની વાણી મનમા સંપન્ન થાય છે-સમાઇ જાય છે, મન પ્રાણમા તથા પ્રાણ તેજમા અને એ તેજોરૂપ જીવાત્મા પર દેવતા-પરબ્રહ્મને વિષયે સમાવિષ્ટ થાય છે

**स य एषोऽणिमैतदात्म्यमिदं सर्वं तत्सत्य स आत्मा तत्त्व मसि श्वेतकेतो ।**

તે આ અણિમા-સૂક્ષ્મતાનો અવધિ છે, એતદાત્મકજ આ

સર્વ જગત્ છે. તેજ સત્ય-ત્રણે કાળમા અબાધિતજ છે, તેજ આત્મા છે અને હે શ્વેતકેતો[1] તે બ્રહ્મ તુ છો.

**जीवापेत वाव किलेद म्रियते न जीवो म्रियते ।**

જીવે છોડી દીધેલુ આ શરીર નિશ્ચયે મરી જાય છે, જીવ કઈ મરતો નથી

**कामः सकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धाधृतिर्ह्रीर्धी**
**भीरित्येतत्सर्वं मन एव ॥**

કામ—નાના પ્રકારના અભિલાષ. મકલ્પ, વિચિકિત્સા—સશય, શ્રદ્ધા તેમજ અશ્રદ્ધા, ધૃતિ-ધૈર્ય, હ્રી—શરમ, ધી—બુદ્ધિ, ભી—ભય, આ સઘળુ મનજ છે, અર્થાત્ સઘળુ મન પરિણામરૂપજ છે.

**स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा तद्यथारथनाभावरारथनेमौचाराः सर्वे समर्पिता ।**
**एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवाः सर्वे**
**लोकाः सर्वे प्राणाः सर्व एत आत्मानः समर्पिताः ॥**

તે આ આત્મા સર્વ ભૂતોનો અધિપતિ છે, સર્વ ભૂતોનો રાજા—નિયામક છે. જેમ કોઈ રથના પૈડાની નાભિમા આરાઓ જોડાય છે તે આરાઓ, ઉપર નેમિ—પાટલામા પણ સંલગ્ન રહે છે એમને એમ આ પરમાત્માને વિષયે સર્વ ભૂત—પ્રાણિમાત્ર, સર્વે દેવો, સર્વે લોકો, સર્વે પ્રાણો તથા સર્વ જીવાત્માઓ સમર્પિત છે.

**य आदित्ये तिष्ठन्नादित्यादतरो यमादित्यो न वेद यस्यादि**
**त्यः शरीरम् ।**
**य आदित्यमतरो यमयत्येष त आत्मांतर्याम्यमृतः ॥**

જે આદિત્યમાં સ્થિત રહી આદિત્યનો અતરાત્મા છે જેને આદિત્ય નથી જાણતો, જેનુ આદિત્ય શરીર છે, જે આદિત્યની અદર રહીને આદિત્યનુ નિયમન કરે છે, એ તારો આત્મા અતર્યામી અમૃત છે

य सर्वेषुः भूतेषु तिष्ठन सर्वेभ्यो भूतेभ्योऽतरो य सर्वाणि भूतानी न विदुर्यस्य सर्वाणि भूतानि शरीर य सर्वाणि भूतान्यतरो यमयत्येष त आत्मांतर्याम्यमृत. ॥

જે સર્વભૂતમા સ્થિત રહી સર્વ ભૂતોથી અતર–આભ્યતર છે, જેને સર્વ ભૂતો નથી જાણતા, જેના સર્વ ભૂતો શરીર છે, જે સર્વ ભૂતોની અદર રહી નિગમન કરે છે, એ તારો આત્મા અતર્યામી અમૃત–મરણાદિ ધર્મ રહિત છે

य विज्ञान न वेद यस्य विज्ञानं शरीर यो विज्ञानमतरो यमयत्येष त आत्मांतर्याम्यमृतः ॥

જેને વિજ્ઞાન–બુદ્ધિ પણ નથી જાણતી, જેનુ વિજ્ઞાન શરીર છે જે વિજ્ઞાનની અદર રહી રહી વિજ્ઞાનનુ નિયમન કરે છે, એ તારો આત્મા અતર્યામી અમૃત છે

य इमं च लोक पर च लोक सर्वाणि च भूतानि योंतरोयमयति ॥

જે આ લોકને તથા પરલોકને અને સર્વભૂત–પ્રાણિમાત્રનુ અદર રહી નિયમન કરે છે

न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात् ॥

દ્રષ્ટાની દૃષ્ટિ–દર્શન સામર્થ્યનો સર્વથા લોપ થતો નથી કેમકે તે અવિનાશી છે

अत्राय पुरुषः स्वयज्योतिर्भवति ।

અત્ર–અસુપુપ્તિ સ્થાનમા આ પુરૂપ–આત્મા, સ્વયજ્યોતિ–સ્વય પ્રકાશ હોય છે

तरतिशोकमात्मवित् ॥

આત્માના અપરોક્ષ અનુભવવાન્ પુરૂપ શોકશબ્દોપલક્ષિત સસારને તરે છે

सर्वव्यापिनमात्मान क्षीरेसर्पिरिवार्पितम् ।

સર્વ વ્યાપી આત્માને ક્ષીરમા રહેલા ઘૃતની પેઠે સમજવો

सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशय· ॥

सर्वव्यापी स भगवान् तस्मात्सर्वगतः शिवः ।

જગતમા જેટલા આનન-મુખ, શિર-મસ્તક તથા ગ્રીવાઓ છે તે સર્વે જે પરમાત્માના છે અને જે સર્વ પ્રાણિમાત્રની હૃદયગુહામા રહ્યો છે તે ભગવાન્ શિવ સર્વવ્યાપી હોવાથી સર્વગત છે

न तत्समश्चाभ्यधिकश्च दृश्यते ॥

તે આત્મા કોઇનો સમાન નથી તેમ કોઇથી અધિક પણ દીસતો નથી

तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तच्च चद्रमा ।

तदेव शुक्र तद्ब्रह्म तदापस्तत्प्रजापतिः ॥

તેજ અગ્નિ છે, તે આદિત્ય છે, તે વાયુ છે, તે ચદ્રમા છે, તેજ શુક્ર-શુભ્ર છે, તે બ્રહ્મ છે, તે જલ છે અને પ્રજાપતિ પણ તેજ છે

त्वं स्त्री त्व पुमानसि त्व कुमार उत वा कुमारी ।

त्व जीर्णो दण्डेन वचसि त्व जातो भवसि विश्वतोमुखः॥

તુ સ્ત્રી છો, તુ પુરૂપ છો, તુ કુમાર છો તેમજ કુમારી પણ તુજ છો તુ જીર્ણ-વૃદ્ધ થતાં દંડ વડે ચાલે છે અને તુ જન્મેલો થાય છે વસ્તુતાએ તુ વિશ્વતોમુખ વ્યાપક છો.

विश्वस्यैक परिवेष्टितारं ज्ञात्वा शिव शांतिमत्यतमेति ॥

આ સમગ્ર વિશ્વના એક પરિવેષ્ટિતા-વીટાળીને વ્યાપી રહેલા શિવને જાણીને અત્યત શાતિને પામે છે

न कर्मणा न प्रजया धनेन त्यागेनैकेनामृतत्वमानशुः ॥

કર્મવડે કે પ્રજાથી અથવા ધને કરી અમૃતત્ત્વ-મોક્ષ પામ્યા નથી કિંતુ કેવલ એક ત્યાગ વડે અમૃતત્વને પામ્યા

सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् ।

ધાતા-સૃષ્ટાએ યથાપૂર્વ-પૂર્વકલ્પમા જેવી રીતે કર્યા હતા તેવીજ રીતે આ કલ્પમા પણ સૂર્ય તથા ચદ્રને કલ્પ્યા-રચ્યા, ઉપલક્ષણતથા સર્વ સસારનુ નિર્માણ કર્યુ

त्व ब्रह्मा त्व च विष्णुस्त्व रुद्रस्त्व प्रजापति' ॥
त्वमग्निर्वरुणो वायुस्त्वमिन्द्रस्त्व निशाकर. ।

તુ બ્રહ્મા, તુ વિષ્ણુ, તુ રુદ્ર તથા તુ પ્રજાપતિ, તુ અગ્નિ, તુ વરુણ, તુ વાયુ, તુ ઇદ્ર અને તુ નિશાકર-ચદ્ર છો અર્થાત પરમાત્મભાવે ઉપર કહેલા સર્વે ભાવ આત્માજ છે

निर्द्वन्द्वो नित्यसत्त्वस्थः सर्वत्र समदर्शनः ॥
तुरीय परमोहसः साक्षान्नारायणो यतिः ।

નિર્દ્વદ્વ-રાગદ્વેષાદિ દ્વદ્વથી રહિત, નિત્ય સત્વગુણમા સ્થિતિવાન, સર્વત્ર સમદર્શી એવો તુરીય-ચાર પ્રકારના સંન્યાસીઓમા ચતુર્થ-પરમહસ-યતિ-દડી સન્યાસી હોય તેને સાક્ષાત્ નારાયણ સમજવો

तुर्यातीत पर ब्रह्म ब्रह्मरन्ध्रे तु लक्षयेत् ॥

તુર્યાતીત-સર્વથા અસગ-પરબ્રહ્મનુ બ્રહ્મરધ્રને વિષયે ભાવન કરવુ

त्वमेव मोक्षस्त्वमेवमोक्षदस्त्वमेवाखिलमोक्षसाधनम्
न किंचिदस्ति त्वद्व्यतिरिक्तम् ॥

તમેજ મોક્ષ છો, તમેજ મોક્ષ દેવાવાળા છો, તમેજ મોક્ષના અખિલ સાધન રૂપ છો, આ જગતમા તમારાથી વ્યતિરિક્ત કશુય નથી

सर्वस्यधातारमचिंत्यरूपमादित्यवर्णम् तमसःपरस्तात् ॥

સર્વના ધાતા-ધારણ કરનારા, અચિંત્ય સ્વરૂપ, સૂર્ય સમાન વર્ણવાળા અને તમસ્-અજ્ઞાનથી પર-અર્થાત્ જ્ઞાનસ્વરૂપ આત્મા છે

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृण्हाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि सयाति नवानि देही ॥

જેમ જીર્ણ થઈ ગયેલા વસ્ત્રોનો ત્યાગ કરી પુરૂષ અવર-બીજા નવા વસ્ત્રો ગ્રહણ-ધારણ કરે છે, તેવીજ રીતે આ દેહી-આત્મા,

જીર્ણ-ખળખળી રહેલા શરીરોને મુકી દઇને નવા શરીરોને જાય છે-અર્થાત અન્ય શરીર ગ્રહણ કરવા જાય છે

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥

આ ભૂત માત્ર આદિમા અવ્યક્તરૂપ હતા અને મધ્યમા વ્યક્ત નામ-રૂપાદિવાળા થયા છે, તે પાછા અંતે અવ્યકતમાજ નિધન-મરણ પામે છે તેમા પરિદેવના-વિલાપ વળી કેવો ? જેમા હતુ તેમા જાય એનો શોક-વિલાપ વ્યર્થ છે

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥

આ આત્માને કેક જુએ છે તે આશ્ચર્ય પામવા જેવુ છે જે દર્શનનો વિષય નથી તેને દેખવું, તે વળી द्रष्टव्यः એમ શ્રુતિ કહે એ ખરેખર આશ્ચર્યતુલ્યજ કહેવાય વળી અન્ય કોઇ એ આત્માને બોલે છે એ પણ આશ્ચર્ય જેવુંજ જે વાણીનો વિષય નથી તે કેમ બોલાય ? અન્ય વળી આ આત્માને સાભળે છે તે પણ આશ્ચર્ય જેવુજ. श्रोतव्यः એમ શ્રુતિ લખે પણ જે શ્રવણેંદ્રિયનો ગોચરજ નથી તેને સાભળવો એ પણ આશ્ચર્યતુલ્ય કહેવાય આટલુ છતાય શ્રુતિમા श्रोतव्यः श्रुतिवाक्येभ्यः કહ્યુ તે ધ્યાનમા રાખી ઘણાયે શ્રવણ કરતા છતા પણ તે આત્માને કોઇએ જાણ્યો નહિ જે જ્ઞાન સ્વરૂપ હોઇ જ્ઞેયભાવને નજ પામે તે કેમ જાણી શકાય ?

सुखदुःखे समेकृत्वा लाभालाभौ जयाजयौ ॥

સુખ તથા દુખ, લાભ તથા અલાભ, જય તથા અજય, આવા દ્વદ્વોને સમાન ગણી એટલે એ બન્નેમા મનનુ સમતોલપણુ જાળવી કર્મ કરે તો બધંન ન થાય.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥

તારો તો કર્મ કરવામાજ અધિકાર છે, કરેલા કર્મોના ફળમા કેઇ કાળે લક્ષ્ય મા ગણીશ, તેમ કર્મ કરવામા ફળને હેતુ-ઉદ્દેશ્ય ગણનારો પણ મા થઇશ, અને તને અકર્મમા-કર્મ ન કરવામા સગ-સકલ્પ પણ મા થાજો

प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

હે પાર્થ! જ્યારે મનમા ભરાયેલા સર્વ કામ-અભિલાષોને પ્રકર્ષે કરીને ત્યજે, તદ્દન છોડી દીયે, અને કેવલ આત્મામાજ પોતાથી સતુષ્ટ રહે ત્યારે તે પુરૂષ સ્થિતપ્રજ્ઞ કહેવાય

नास्तिबुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥

જે અયુક્ત-કર્મકુશળતા તથા સમત્વ, એ ઉભયવિધ યોગથી રહિત-હોય તેવાને બુદ્ધિ-વ્યવસાયાત્મિકા પ્રજ્ઞા-ન હોય તેમ તેવા અયુક્તને ભાવના-વસ્તુતત્ત્વ પરિશીલન-પણ ન હોય હવે જે પુરૂષ ભાવના ન કરે તેને શાંતિ ન મળે અને એવા અશાંત-શાંતિહીનને સુખ ક્યાથી થાય?

यस्त्वात्मरतिरेवस्यादात्मतृप्तश्चमानवः ।
आत्मन्येव च सतुष्टः तस्य कार्यं न विद्यते ॥

જે તત્ત્વદર્શી માનવ આત્મામાજ રતિ-પ્રીતિમાન્ હોય આત્મામાજ તૃપ્ત હોય અને આત્મામાજ સતુષ્ટ હોય, અર્થાત-રતિ, તૃપ્તિ, તથા તુષ્ટિ, એ ત્રણ કર્મ પ્રવૃત્તિના ઉદ્દેશ્ય છે એ ત્રણે જેને આત્મામાજ સિદ્ધ થઇ ગયા હોય એવા જીવન્મુક્તને કઇ કાર્ય હોય નહિ (તુ હજી એવો નથી માટે તારે તો કર્મ કરવાજ જોઇએ, એમ ભગવાન્ આ વચન ઉપરથી અર્જુનને પ્રબોધે છે)

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाण कुरुते लोकस्तदनुवर्तते ॥

જે જે કઇ શ્રેષ્ઠ પુરૂષ આચરણ કરે તે તે આચરણ ઇતરજન પણ કરે છે, તે શિષ્ટજન જે વસ્તુને પ્રમાણરૂપ કરે–માને, એટલે લોક તેને અનુસરે છે

न बुद्धिभेद जनयेदज्ञानां कर्मसंगिनाम ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥

જે અજ્ઞજનો કર્મમા આસગ–અભિનિવેશવાળા હોય તેવાઓનો બુદ્ધિભેદ 'અરે તમે આવા થઇને આ ચાળા શુ ચુથો છો' આવા વચનો સભળાવી તેઓની કર્મમા શ્રદ્ધા શિથિલ ન કરવી, કિંતુ વિદ્વાન, એવા કર્મપર જનોને સર્વ કર્મોનુ પ્રીતિપૂર્વક સેવન કરાવે 'વાહ, આ બહુ સારૂ કરો છો, મનુષ્ય જન્મનુ સાર્થક્ય સાધો છો' એવા વચનો કહી તેઓને કર્મમા અધિક પ્રવૃત્તિ કરવા પ્રેરે છે, અને એ વિદ્વાન્ પોતે યુક્ત–કુશળતાપૂર્વક સમ્યક આચરે છે

अहकारविमूढात्मा कर्ताहमितिमन्यते ॥

આત્મા સ્વરૂપે અકર્ત્તા છે તથાપિ અહકારથી વિમૂઢ બનેલો જીવ પોતે 'હુ કર્ત્તા છુ' એમ માની બેસે છે

आवृत ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौतेय दुष्पूरेणानलेन च ॥

જ્ઞાની જનના નિત્યવૈરી–પક્કા દુશ્મનરૂપ–તથા દુષ્પૂર–ગમે તેટલા પદાર્થો મળે તો પણ કોઇ કાળે પૂરાય નહિ એવા, અતએવ અનલ–કોઇ કાળે અલભાવ–'હવે બસ' એમ જેને સતોષ ન વળે એવા એ કામરૂપ દોષે જ્ઞાની જનના જ્ઞાન આવૃત્ત–સદા ઢકાયેલ રહે છે હે કૌતેય ! માટે એ કામરૂપ શત્રુને હણો

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यह वेद सर्वाणि नत्व वेत्थ परतप ॥

હે અર્જુન ! મારા બહુએ જન્મ વીતી ગયા તેમ તારા પણ ઘણાય જન્મ વીત્યા તે તમામને હુ જાણુ હે પરતપ ! તુ એ ન જાણી શકે

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥

જેના સર્વ સમારંભ-કાર્ય પ્રવૃત્તિઓ, કામ અભિલાષ, તથા સંકલ્પ-ઉદ્દેશ કલ્પનાથી વર્જિત હોય એવા જ્ઞાનરૂપી અગ્નિથી પોતાના કર્મોનો દાહ કરી નાખનાર તે પુરૂષને બુધ-અભિજ્ઞજનો પંડિત કહે છે

ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥

અર્પણ કરાય તે બ્રહ્મ, હવિર્દ્રવ્ય પણ બ્રહ્મ અને એ હવિ બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મેજ હોમાય એવી ભાવનાવાળા તે પુરૂષને બ્રહ્મકર્મ-સમાધિ વડે બ્રહ્મ ગંતવ્ય છે

यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्मसनातनम् ॥

યજ્ઞશિષ્ટ-યજ્ઞ કરતાં વધેલું-જે અન્નાદિ તે અમૃત કહેલ છે તે અમૃતનું ભોજન કરનાર જ્ઞાની સનાતન બ્રહ્મને પ્રાપ્ત થાય છે

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥

જે સ્થાન સાંખ્ય બુદ્ધિવાળાઓએ પમાય છે તેજ સ્થાને યોગ-કર્મયોગી પુરૂષોએ પણ જવાય છે' સાંખ્ય તથા યોગ એકજ છે એમ જે જુએ છે-જાણે છે તેજ ખરૂં દેખે છે-સમજે છે

सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ।
नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्ववित् ॥

સર્વભૂત-પ્રાણિમાત્રનો આત્મભૂત જેનો આત્મા છે, જેને સર્વાત્મભાવ સિદ્ધ થયો છે એવો મનુષ્ય કંઇ કર્મ કરે તોપણ તેના ફળ રૂપ પાપ પુણ્યથી લિપ્ત નથી થતો તાદૃશયુક્ત-કર્મયોગી તત્ત્વવિત્ હું કંઈ કરતોજ નથી એમ માને છે

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वात्मशुद्धये ॥

કાયા વડે મનથી તથા બુદ્ધિથી અથવા કેવલ ઇંદ્રિયો વડે યોગિઓ સંગ-આસક્તિ ત્યજીને કેવલ અંતઃકરણની શુદ્ધિને અર્થે કર્મ કરે છે

मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनंजय ।[१]
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

હે ધનંજય ! આ બ્રહ્માંડમાં મારાથી-આત્મતત્ત્વથી વધીને અધિક શ્રેષ્ઠ કંઈ પણ છેજ નહિ આ બધું, સૂત્રમાં મણિગણની પેઠે મારામાં પરોવાયલું છે.

ज्ञानी त्वात्मैव मे मतम्

જ્ઞાની તો મારો આત્માજ એમ હું માનું છું

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥

સમતીત-ભૂતકાળમાં થઈ ગયેલા તથા વર્ત્તમાન-ચાલુ થતા તેમ ભવિષ્ય-હવે પછી થવાના તમામ ભૂત-પ્રસંગોને તથા પ્રાણિઓને, હે અર્જુન ! હું જાણું છું, પણ મને-મારા પરમાત્મભાવને-કોઈ પણ જાણતું નથી

सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥

હે કૌંતેય ! જ્યારે કલ્પક્ષય-કલ્પાંત સમય આવે છે ત્યારે સર્વ ભૂત મારી પ્રકૃતિ-માયાને પામી જાય છે ફરીને ઉત્તર કલ્પના આદિમાં હું તે ભૂતોને સૃજું છું.

मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय ॥

મારા અધ્યક્ષપણામાં મારી પ્રકૃતિ-માયા આ સચરાચર-સ્થાવર-જંગમાત્મક જગતને પેદા કરે છે હે ધનંજય ! તે કર્મો મને બંધન કરતાં નથી

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥

જેઓ અવ્યક્તમા આસક્ત ચિત્તવાળા થાય છે તેઓને ક્લેશ અધિકતર ભોગવવો પડે અર્થાત્ સગુણોપાસનમાંય ક્લેશ તો થાય પણ અવ્યક્તોપાસકને તેના કરતા અધિકતર ક્લેશ પડે છે, કેમકે દેહધારિ જનોએ એ અવ્યક્તગતિ દુ ખ વેઠીને પ્રાપ્ત કરાય છે

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तत् ज्ञानं मतं मम ॥

હે ભારત! સર્વ ક્ષેત્રો-શરીરો-ને વિષયે જે ક્ષેત્રજ્ઞ છે તે પણ મનેજ જાણજે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનુ જે જ્ઞાન તેજ મારૂ જ્ઞાન એમ મારૂ માનવુ છે

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥

જ્યારે દ્રષ્ટા-તત્ત્વજ્ઞ, ગુણોથી અન્ય, અર્થાત્ ત્રિગુણાત્મક માયા પદાર્થથી અન્ય કર્તાને નથી જાણતો કિંતુ કર્તૃત્વાદિ સસાર માયોપાધિપ્રયુક્તજ છે એમ જાણે અને ગુણોથી પર-નિર્ગુણ પરબ્રહ્મને જાણે ત્યારે તે મદ્ભાવ-સાયુજ્ય મુક્તિને પામે છે

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥

જે આદિત્યગત તેજ છે અખિલ જગતને પ્રકાશે છે તથા જે ચદ્રમામાં તેજ છે અને જે અગ્નિમા તેજ છે તે બધુ મારૂજ તેજ છે એમ સમજજે

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

દેવ, બ્રાહ્મણ, ગુરૂ તથા પ્રાજ્ઞ-જ્ઞાનીજન, તેઓનુ પૂજન કરવુ, પવિત્રતા તથા આર્જવ-સરલતા રાખવી, બ્રહ્મચર્ય પાળવુ તથા કોઇ પણ પ્રાણીની હિંસા ન કરવી એ શારીર તપ કહેવાય છે

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्वप्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रीभिर्गुणैः ॥

પૃથ્વીમા અથવા સ્વર્ગે દેવોમા પણ એવુ કોઈ પ્રાણીજ નથી કે જે આ પ્રકૃતિથી ઉદ્ભવ સત્વ રજ તથા તમ, એ ત્રણ ગુણોથી મુક્ત હોય

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्य वैराग्य समुपाश्रितः ॥

વૈરાગ્યનો આશ્રય લઈને નિત્ય-હમેશા લઘ્વાશી-લઘુભોજન કરવુ, એકાંત સ્થાનનુ સેવન કરવુ, વાણી મન તથા કાયાને બરાબર નિગ્રહ રાખીને ધ્યાનયોગમા પરાયણ-તત્પર થવુ

ईश्वर सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

હે અર્જુન! સર્વભૂત-પ્રાણીમાત્રના હૃદય દેશમા ઇશ્વર રહે છે અને જેમ યંત્ર ઉપર ચડાવલ હોય તેમ સર્વભૂતોને પોતાની માયા વડે ભ્રમાવી રહ્યા છે.

अशरीर शरीरस्थ सम सर्वेषु देहिषु ।
पापपुण्यविनिर्मुक्ताभक्तास्त्वां पर्युपासते ॥

સ્વયં શરીર રહિત પણ સર્વ શરીરોમાં સમભાવે આત્મરૂપે સ્થિત, એવા તમને, પાપ તથા પુણ્ય એય પ્રકારના બંધનોથી નિર્મુક્ત થયેલા ભક્તો, સર્વદા ઉપાસે છે

ममायमिति तस्याह येन सर्वमिद ततम् ।

'મારા એ' અને 'તેનો હુ' કે જેણે આ સર્વ જગત વિસ્તાર્યું છે

भिक्षाशन तदपि नीरसमेकवारम् ।
शय्या च भूः परिजनो निजदेहमात्रम् ॥

वस्त्रं सुजीर्णं शतखंडमयी च कंथा ।
हाहा तथापि विषयान्नजहाति चेतः ॥

ભિક્ષામાં મળેલું અન્ન ખાવું તે વળી નીરસ અને એકજવાર, શય્યા પૃથ્વી, પરિજન—સગાસંબંધીમાં માત્ર પોતાનો દેહ, વસ્ત્રમાં જૂની તથા સેંકડો છીંડાવાળી કંથા—ઘડકી, આટલું છતાં હા—ખેદની વાત છે કે ચિત્ત વિષયોને છોડી શકતું નથી!!!

क्षीयंते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

જગતના તમામ ભૂષણો ક્ષય પામી જવાના, કેવળ ઉત્તમ વાણી-રૂપી ભૂષણ ખરું ભૂષણ રહેવાનું.

गंगापापं शशीतापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापं च दैन्यं च हरेत्साधुसमागमः ॥

ગંગા પાપને હરે, ચંદ્રમા સંતાપને હરે અને કલ્પવૃક્ષ દીનતાને મટાડે, પણ સાધુ મહાત્મા પુરુષોનો સમાગમ તો પાપ, સંતાપ તથા દૈન્ય, એ ત્રણેને હરે—મટાડે.

नष्टेपूर्वेविकल्पे तु यावदन्यस्य नोदयः ।
निर्विकल्पकं चैतन्यं स्पष्टं तावद्विभासते ॥

પૂર્વવિકલ્પનો નાશ થઇ, જ્યાં સૂધી હૃદયમાં અન્ય વિકલ્પનો ઉદય ન થાય, એ વચ્ચેના સમયગાળામાં સ્પષ્ટરૂપે નિર્વિકલ્પ ચૈતન્ય દશા, અનુભવાય છે.

तीर्थेतीर्थे निर्मलं ब्रह्मवृंदं वृंदेवृंदे तत्त्वचिंतानुवादः ।
वादेवादे जायते तत्त्वबोधो बोधेबोधे भासते चंद्रचूडः ॥

તીર્થે તીર્થે નિર્મળ બ્રાહ્મણ સમુદાય મળે, તે તે બ્રાહ્મણ મંડળી-ઓમાં તત્ત્વચિંતનનો વાદ સાંભળવામાં આવે, એ પ્રત્યેક વાદ સાંભળતાં તત્ત્વબોધ ઉપજે અને તે બોધ બોધમાં ભગવાન્ ચંદ્રચૂડ—મહાદેવની ઝાંખી થયા કરે.

न शुक्लं न कृष्णं न रक्तं न पीतं न पीनं न कुब्जं न ह्रस्वं न दीर्घम् ।
अरूपं तथा ज्योतिराकारकत्वात्तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥

શ્વેત નહિ, કૃષ્ણ નહિ, રાતુ નહિ, પીળુ નહિ, પુષ્ટ નહિ, કુબડુ નહિ, હ્રસ્વ નહિ, દીર્ઘ નહિ, પણ જે માત્ર જ્યોતિ સ્વરૂપ હોવાથી અરૂપ-નિરાકાર છે તે એક અવશિષ્ટ કેવલ શિવ હુ છુ.

न जाग्रन्न मे स्वप्नको वा सुषुप्ति
र्न विश्वो न वा तैजसः प्राज्ञको वा ॥
अविद्यात्मकत्वात्त्रयाणां तुरीयं ।
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥

મને જાગ્રત્, સ્વપ્ન કે સુષુપ્તિ, આ ત્રણે અવસ્થાઓ નથી, તેમ હુ વિશ્વ નથી કે નથી તૈજસ્ અથવા પ્રાજ્ઞ, હુ તો એ ત્રણેનો તુરીય-ચતુર્થ, તે એક અવશિષ્ટ કેવલ શિવ છુ.

यदि गमनमधस्तात्कालपाशानुबन्धो ।
यदि च कुलविहीने जायते पक्षिकीटे ॥
क्रिमिशतमपि गत्वा जायते चांतरात्मा ।
मम भवतु हृदिस्थे केशवे भक्तिरेका ॥

યદિ કાલપાશના બધનમા મારૂ અધોગમન-નરકાદિપ્રાપ્તિ-થાય, કદાચિત હીન કુળમા જન્મ થાય અથવા પક્ષીમાં કે કીડામા જન્મ મળે, ભલેને સે કડો ક્રિમી જન્મ મારો આત્મા પામે તોપણ મારા હૃદયમા રહેલા કેશવ ભગવાનને વિષયે મારી એક-અવિચલ ભક્તિ હોજો.

कुंचितैःकुंतलैर्भ्राजमानाननं रत्नमौलिं लसत्कुंडलं गंडयोः ।
हारकेयूरकंकणप्रोज्ज्वलं किंकिणी मंजुलं श्यामलं तं भजे ॥

કુંચિત-વાંકડા વાળ વડે દીપતુ છે મુખ જેનુ એવા, રત્નો જેણે મુકુટ ધર્યો છે, જેના બે કપોલ ઉપર કુડલ લટકી રહ્યા છે,

હાર તથા બાજૂબંધ જેણે પહેર્યાં છે, હાથમાં કડાં જેને ચમકે છે, કંદોરાની ઘૂઘરીઓથી મનોહર દીસતા એવા તે શ્યામ-શ્રીકૃષ્ણને હું ભજું છું

दिवि वा भुवि वा ममास्तु वासो ।
नरके वा नरकांतके प्रवासः ॥
अवधीरितशारदारविंदौ चरणौ ते मरणे विचिंतयामि ॥

સ્વર્ગમાં કે પૃથ્વીમાં મારો વાસ હો, તેમ નરકમાં અથવા નરકાંતક-વિષ્ણુની પાસે વસવાનું મળો તથાપિ હે પ્રભો! શરદ્ ઋતુના પદ્મની અવધીરણા-તિરસ્કાર-કરે એવા તમારા ચરણોનું હું મરણ સમયે સદા ચિંતન કરું.

ॐ हरिनाममाला ॥

હરિનામ માલા-

ॐ॥ गोविंद गोकुलानंद गोपालं गोपिवल्लभम् ।
गोवर्धनोद्धरं धीरं तं वंदे गोमतीप्रियम् ॥

ગોવિંદ, ગોકુલાનંદ ગોપાલ, ગોપીવલ્લભ, ગોવર્ધનોદ્ધર, ધીર તથા ગોમતીપ્રિય તે ભગવાનને હું વંદન કરૂં છું

नारायणं निराकारं नरवीरं नरोत्तमम् ।
नृसिंहं नागनाथं च तं वंदे नरकान्तकम् ॥

નારાયણ, નિરાકાર, નરવીર, નરોત્તમ, નૃસિંહ, નાગનાથ, તથા તે નરકાંતકને હું વંદન કરૂં છું

पीताम्बरं पद्मनाभं पद्माक्षं पुरुषोत्तमम् ।
पवित्रं परमानंदं तं वंदे परमेश्वरम् ॥

પીતાંબર, પદ્મનાભ, પદ્માક્ષ, પુરૂષોત્તમ, પવિત્ર, પરમાનંદ તે પરમેશ્વરને હું વંદન કરૂં છું.

राघवं रामचंद्रं च रावणारिं रमापतिम् ।
राजीवलोचनं रामं तं वंदे रघुनन्दनम् ॥

રાઘવ, રામચંદ્ર, રાવણારિ, રમાપતિ, રાજીવલોચન તે રઘુનંદન રામને હું વંદન કરૂં છું

वामन विश्वरूपं च वासुदेवं च विठ्ठलम् ।
विश्वेश्वर विष्णुवास तं वंदे वेदवल्लभम ॥

વામન, વિશ્વરૂપ, વાસુદેવ, વિઠ્ઠલ, વિશ્વેશ્વર, વિષ્ણુવાસ તે તે વેદવલ્લભને હું વંદન કરૂં છું.

दामोदर दिव्यसिंहं दयालु दीननायकम् ।
दैत्यारिं देवदेवेश तं वंदे देवकीसुतम ॥

દામોદર, દિવ્યસિંહ, દયાળુ, દીનનાયક, દૈત્યારિ, દેવદેવેશ તે દેવકીસુતને હું વંદન કરૂં છું

मुरारिं माधव मत्स्य मुकुंद मुष्टिमर्दनम् ।
मंजुकेश महाबाहु तं वंदे मधुसूदनम् ॥

મુરારિ, માધવ, મત્સ્ય, મુકુંદ, મુષ્ટિમર્દન, મંજુકેશ, મહાબાહુ તે મધુસૂદનને હું વંદું છું

केशव कमलाकान्त कामेशं कौस्तुभप्रियम् ।
कौमोदकीधर कृष्ण तं वंदे कौरवांतकम् ॥

કેશવ, કમળાકાન્ત, કામેશ, કૌસ્તુભપ્રિય, કૌમોદકીધર, કૃષ્ણ તે કૌરવાંતકને હું વંદન કરૂં છું

भूधर भुवनानंद भूतेश भूतनायकम् ।
भावैनक भुजंगेश तं वंदे भवनाशनम् ॥

ભૂધર, ભુવનાનાનંદ, ભૂતેશ, ભૂતનાયક, ભાવૈનક, ભુજંગેશ, તે ભવનાશનને હું વંદન કરૂં છું

जनार्दन जगन्नाथ जगज्जाड्यविनाशकम ।
जमदग्नि वर ज्योतिस्तं वंदे जलशायिनम ॥

જનાર્દન, જગન્નાથ, જગજ્જાડ્યવિનાશક, જમદગ્નિ, વર, જ્યોતિ તે જલશાયીને હું વંદન કરૂં છું

चतुर्भुजं चिदानंद चाणुरमल्लमर्दनम ॥
चराचरगत देव त वदे चक्रपाणिनम् ।

ચતુર્ભુજ, ચિદાનંદ, ચાણુરમલ્લમર્દન, ચરાચરગત, દેવ, તે ચક્રપાણિને હુ વંદન કરૂ છુ

श्रीकर श्रियोनाथ श्रीधर श्रीवरप्रदम् ।
श्रीवत्सधरिण सोम्य त वदे श्रीसुरेश्वर ॥

શ્રીકર, શ્રીનાનાથ, શ્રીધર, શ્રીવરપ્રદ, શ્રીવત્સધારી, સૌમ્ય તે સુરેશ્વરને હુ વંદન કરૂ છુ

योगीश्वर यज्ञपर्ति यशोदानददायकम ।
यमुनाजलकल्लोलं त वंदे यदुनायकम् ॥

યોગીશ્વર, યજ્ઞપતિ, યશોદાનંદદાયક, યમુનાજલકલ્લોલ તે યદુનાયકને હુ વંદન કરૂ છુ

शालीग्रामशिलाशुद्ध शखचक्रोपशोभितम् ।
सुरासुरैस्सदासेव्य वदे साधुवल्लभम् ॥

શાલિગ્રામશિલાશુદ્ધ, શંખચક્રોપશોભિત, સુર તથા અસુરોને સદા-સેવ્ય, તે સાધુવલ્લભને હુ વંદન કરૂ છુ

त्रिविक्रम तपोमूर्ति त्रिविधाघौघनाशनम् ।
त्रिस्थल तीर्थराजेंद्र त वदे तुलसीप्रियम् ॥

ત્રિવિક્રમ, તપોમૂર્ત્તિ, ત્રિવિધાઘૌઘનાશન, ત્રિસ્થલ, તીર્થરાજેદ્ર તે તુલસીપ્રિયને હુ વંદન કરૂ છુ

अनतमादिपुरुषमच्युत चावरप्रियम् ।
आनद च सदानद त वदे चाघनाशम् ॥

અનંત, આદિપુરૂપ, અચ્યુત, વરપ્રદ, આનંદ, સદાનંદ તે અઘનાશનને હુ વંદન કરૂ છુ

लीलया धृतभूभार लोकसत्त्वैकवदितम्
लोकेश्वर च श्रीकांत त वदे लक्ष्मणप्रियम ॥

લીલાથીધૃત છે ભૂભાર જેણે, લોકસત્વૈકવંદિત, લોકેશ્વર, શ્રીકાંત તે લક્ષ્મણપ્રિયને હું વંદન કરું છું

हरि च हरिणाक्ष च हरिनाथ हरिप्रियम् ।
हलायुधसहाय च त वदे हनुमत्पतिम् ॥

હરિ, હરિણાક્ષ, હરિનાથ, હરિપ્રિય, હલાયુધસહાય, તે હનુમત્પતિને હું વંદન કરું છું.

योगीश योगनिष्णात योगिन योगरूपिणम् ।
ईश्वर सर्वभूतानां वदे भूतमय प्रभूम् ॥

યોગીશ, યોગનિષ્ણાત, યોગી, યોગરૂપી, સર્વભૂત-પ્રાણિમાત્રના ઈશ્વર ભૂતમય પ્રભુને હું વંદન કરું છું.

ॐ॥ वासुदेव हृषीकेश वामन जलशायिनम् ।
जनार्दनं हरिं कृष्ण श्रीवत्स गरुडध्वजम् ॥
वराहं पुण्डरीकाक्ष नृसिंह नरकान्तकम् ।
अव्यक्त शाश्वत विष्णुमनतमजमव्ययम् ॥
नारायण गदाध्यक्ष गोविद कीर्तिभाजनम् ।
गोवर्द्धनोद्धर देव भूधर भूवनेश्वरम् ॥
वेत्तार यज्ञपुरुष यज्ञेश यज्ञवाहकम् ।
चक्रपाणि गदापाणि शखपाणि नरोत्तमम् ॥
वैकुठ दुष्टदमन भूगर्भ पीतवाससम् ।
त्रिविक्रम त्रिकालज्ञ त्रिमूर्ति नदकेश्वरम् ॥
राम राम हयग्रीव भीम रौद्र भवोद्भवम् ।
श्रीपति श्रीधर श्रीश मगल मगलायुधम् ॥
दामोदर दमोपेत केशव केशिसूदनम् ।
वरेण्य वरद विष्णुमानद वसुदेवजम् ॥
हिरण्यरेतस दीप्त पुराणं पुरुषोत्तमम् ।
सकल निष्कल शुद्ध निर्गुण गुणशाश्वतम् ॥

हिरण्यतनुसंकाशं सूर्यायुतसमप्रभम् ।
मेघश्यामं चतुर्बाहुं कुशलं कमलेक्षणम् ॥
ज्योतिरूपमरूपं च स्वरूपं रूपसंस्थितम् ।
सर्वज्ञं सर्वरूपस्थं सर्वेशं सर्वतोमुखम् ॥
ज्ञानं कूटस्थमचलं ज्ञानदं परमं प्रभुम् ॥
मत्स्यं कूर्मं वराहं च वामनं च जनार्दनम् ।
गोविंदं पुंडरीकाक्षं माधवं मधुसूदनम् ॥
पद्मनाभं सहस्राक्षं वनमालिं हलायुधम् ।
गोवर्धनं हृषीकेशं वैकुंठं पुरुषोत्तमम् ॥
विश्वरूपं वासुदेवं रामं नारायणं हरिम् ।
दामोदरं श्रीधरं च वेदांगं गरुडध्वजम् ॥
अनंतं कृष्णगोपालं जपतो नास्ति पातकम् ॥

વાસુદેવ, હૃષીકેશ, વામન, જલશાયી, જનાર્દન, હરિ, કૃષ્ણ શ્રીવત્સ, ગરૂડધ્વજ, વરાહ, પુંડરીકાક્ષ, નૃસિંહ, નરકાંતક, અવ્યક્ત, શાશ્વત, વિષ્ણુ, અનંત, અજ, અવ્યય, નારાયણ, ગદાધ્યક્ષ, ગોવિંદ, કીર્તિભાજન, ગોવર્ધનોદ્ધર, દેવ, ભૂધર, ભુવનેશ્વર, વેત્તા, યજ્ઞપુરૂષ, યજ્ઞેશ, યજ્ઞવાહન, ચક્રપાણિ, ગદાપાણિ, શંખપાણિ, નરોત્તમ, વૈકુંઠ, દુષ્ટદમન, ભૂગર્ભ પીતવાસા,, ત્રિવિક્રમ, ત્રિકાલજ્ઞ, ત્રિમૂર્તિ, નંદકેશ્વર, રામ–પરશુરામ, રામ–બલરામ, હયગ્રીવ, ભીમ, રૌદ્ર, ભવોદ્‌ભવ, શ્રીપતિ, શ્રીધર, શ્રીશ, મંગલ, મંગલાયુધ, દામોદર, દમોપેત, કેશવ, કેશિસૂદન, વરેણ્ય, વરદ, વિષ્ણુ, આનંદ, વસુદેવજ, હિરણ્યરેતા, દીપ્ત, પુરાણ, પુરૂષોત્તમ, સકલ, નિષ્કલ, શુદ્ધ, નિર્ગુણ, ગુણશાશ્વત, હિરણ્યતનુસંકાશ, સૂર્યાયુતસમપ્રભ, મેઘશ્યામ, ચતુર્બાહુ, કુશલ, કમલેક્ષણ,જ્યોતિરૂપ, અરૂપ, સ્વરૂપ, રૂપસંસ્થિત, સર્વજ્ઞ, સર્વરૂપસ્થ, સર્વેશ, સર્વતોમુખ, જ્ઞાન, કૂટસ્થ, અચલ, જ્ઞાનદ, પરમ, પ્રભુ, મત્સ્ય, કૂર્મ, વરાહ, વામન, જનાર્દન, ગોવિંદ, પુંડરીકાક્ષ, માધવ,

મધુસૂદન, પદ્મનાભ, સહસ્રાક્ષ, વનમાલિ, હલાયુધ, ગોવર્ધન, હૃષીકેશ, વૈકુંઠ, પુરુષોત્તમ, વિશ્વરૂપ, વાસુદેવ, રામ–દાશરથિ, નારાયણ, હરિ, દામોદર, શ્રીધર, વેદાંગ, ગરુડધ્વજ, અનંત, કૃષ્ણગોપાલ, આ સકલ નામોના જપ કરનારને પાતક નથી

औषधे चिन्तयेद्विष्णुं भोजने च जनार्दनम् ।
शयने पद्मनाभं च विवाहे च प्रजापतिम् ॥

ઔષધ લેતીવેળા વિષ્ણુનું ચિંતન કરવું, ભોજન ટાણે જનાર્દનનું તથા સૂતા ટાણે પદ્મનાભનું અને વિવાહમાં પ્રજાપતિનું સ્મરણ કરવું

युद्धे चक्रधरं देवं प्रवासे च त्रिविक्रमम् ।
नारायणं तनुत्यागे श्रीधरं प्रियसंगमे ॥

યુદ્ધમાં ચક્રધર દેવનું, પ્રવાસ–મુસાફરીમાં ત્રિવિક્રમનું, પ્રિયજનના સમાગમ સમયે શ્રીધરનું અને દેહત્યાગ કરતી વેળાએ નારાયણનું સ્મરણ કરવું

दुःस्वप्ने स्मर गोविन्दं संकटे मधुसूदनम् ।
कानने नरसिंहं च पावके जलशायिनम् ॥

દુઃસ્વપ્ન આવે ત્યારે ગોવિંદનું સ્મરણ કરો, સંકટ સમયે મધુસૂદનને યાદ કરો, જંગલમાં નરસિંહને સ્મરો તથા અગ્નિભય પ્રાપ્ત થતાં જલશાયીને સ્મરો

पुनरपि जनन पुनरपि मरण पुनरपि जननीजठरे शयनम् ।
इह ससारे खलु दुस्तारे कृपयाऽपारे पाहि मुरारे ॥

પુનરપિ-ફરીને પણ જન્મવુ, પુનરપિ-વળી ફરીને પાછુ જનની ગર્ભમા શયન ભોગવવુ, આ દુસ્તર અપાર મસારમા-હે મુરારે કૃપા કરી મારી રક્ષા કરો

भगवद्गीता किंचिदधीता गगाजललवकणिका पीता ।
सकृदपि यस्य मुरारिसमर्चा तस्य यमः किं कुरुते चर्चाम् ॥

કઈક ભગવદ્ગીતા ભણ્યો અને ગગા જલના બિંદુલેશનુ પાન કર્યું તથા જેણે મુરારિ ભગવાનના ચરણની પૂજા કરી તેની યમ શુ ચર્ચા કરે? અર્થાત યમ શુ તેનુ નામ લઈ શકે?

अग गलित पलित मुड दशनविहीन जात तुडम् ।
वृद्धो याति गृहीत्वा दड तदपि न मुचत्याशापिंडम् ॥

અગ ગળી ગયુ, માથુ પલિત-ધોળા વાળથી વ્યાપ્ત-થઈ ગયુ તેમ મોઢુ દાતવ્હોણુ થયુ, ઘરડો ડોસો હાથમા દડ લઈ ચાલે છે તો પણ આશા પિડને છોડતો નથી

वालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।
वृद्धस्तावच्चिंतामग्नः परे ब्रह्मणि कोऽपि न लग्नः ॥
भज गोविंद भज गोविंद भज गोविंदं भज मूढमते ॥

બાળક હતો ત્યાસૂધી ક્રીડા-રમતોમા આસક્ત રહ્યો, તરુણ-જુવાન થયો ત્યારે તરુણી-સ્ત્રીમા લાગી રહ્યો અને વૃદ્ધ થયો ત્યારે અનેક ચિંતાઓમા મગ્ન થયો પણ પરબ્રહ્મમા કોઈ લાગ્યો નહિ, માટે હે મૂઢમતિ! હવે તો ગોવિંદને ભજ, ગોવિંદને ભજ, ગોવિંદને ભજ!

यदज्ञानतो भाति विश्वं समस्त विनष्ट च सद्यो यदा
त्मप्रबोधे ।
मनोवागतीत विशुद्ध विमुक्त पर ब्रह्म नित्य तदेवाहमस्मि ॥

જેના અજ્ઞાનથી આ સમસ્ત વિશ્વ ભાસે છે અને જેના આત્મ-સ્વરૂપનો બોધ થતા વિનષ્ટ થઇ જાય છે, તે મન તથા વાણીથી અતીત-પર જે વિશુદ્ધ, વિમુક્ત, નિત્ય પરબ્રહ્મ છે તેજ હુ છું.

**नाहं मनुष्यो न च देवयक्षो न ब्राह्मणक्षत्रियवैश्यशूद्राः ।**
**न ब्रह्मचारी न गृही वनस्थो भिक्षुर्न चाहं निजबोधरूपः ॥**

હુ મનુષ્ય નથી, દેવ કે યક્ષ હુ નથી તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર પણ હુ નથી, બ્રહ્મચારી ગૃહસ્થ કે વાનપ્રસ્થ પણ હુ નથી, તેમ ભિક્ષુ-સન્યાસી પણ હુ નથી કિંતુ હુ તો નિજબોધરૂપ છુ. અર્થાત્ હુ બોધરૂપ હોવાથી મનુષ્ય દેવ યક્ષાદિ જાતિધર્મ તથા બ્રાહ્મણાદિ વર્ણધર્મ તેમ બ્રહ્મચર્યાદિ આશ્રમધર્મ મારે વિષયે નથી

**कोशेषु पंचस्वधिराजमानो बुद्धिर्भवानी प्रतिदेहगेहम् ।**
**साक्षी शिवःसर्वगतोंतरात्मा सा काशिकाहं निजबोधरूपा ॥**

જેમ કાશી પચકોશમા વર્તમાન છે તેમ આ મારા સ્વરૂપભૂત કાશી પણ પચકોશ-અન્નમયાદિ પાચ કોશના મધ્યમા વિરાજમાન છે, મારી બુદ્ધિ ભવાની-અન્નપૂર્ણા છે અને આ દેહરૂપી ગેહ-મદિરમા સર્વગત, અતરાત્મા, સાક્ષીભૂત શિવ છે, તે નિજબોધરૂપા કાશી હુ પોતેજ છુ

**म्पूर्णं जगदेकनंदनवनं सर्वेऽपि कल्पद्रुमा· ।**
**गंगावारि समस्तवारिनिवहः पुण्याः समस्ताः क्रियाः ॥**
**वाचः प्राकृतसंस्कृताः श्रुतिशिरो वाराणसी मेदिनी ।**
**सर्वावस्थितिरस्य वस्तुविषया दृष्टे परब्रह्मणि ॥**

આ સમસ્ત જગત્ એક નદનવન-સ્વર્ગનુ ઉદ્યાન છે, તમામ વૃક્ષો કલ્પદ્રુમ છે, સમસ્ત જળ ગગાજલ છે અને જેટલી ક્રિયા થાય તે બધી પુણ્ય કર્મ છે, પ્રાકૃત તથા સસ્કૃત જે કઈ વાણી બોલાય તે બધી ઉપનિષદ્ છે અને આ સમગ્ર પૃથ્વી વારાણસી છે, તેમજ સર્વ અવસ્થિતિ દરેક હાલત તે જ્ઞાનીને વસ્તુવિષયા-પરમાત્મ-

ગોચરાજ છે જેને પરબ્રહ્મ દૃષ્ટ થયુ હોય તેને અર્થાત્ પરબ્રહ્મ સાક્ષાત્કારવાન્ પુરૂષને નંદનવન, કલ્પદ્રુમ, ગંગા, પુણ્યકર્મ, ઉપનિષદ્, કાશી વગેરે તમામ આત્મામા સમાવિષ્ટ સમજાય છે–અપરોક્ષ અનુભવાય છે

**शरीर सुरूप तथा वा कलत्र यशश्चारु चित्र धन मेरुतुल्यम् ।**
**मनश्चेन्न लग्न हरेरङ्घ्रिपद्मे ततः किं ततः किं ततः किं ततः किम् ॥**

સુરૂપ શરીર હોય તથા કલત્ર–ગૃહિણી પણ તેવીજ સુરૂપા હોય તેમ સુદર યશ પણ હોય અને વિવિધ પ્રકારનુ મેરૂતુલ્ય ધન પણ હોય તથાપિ જો હરિના ચરણમા મન લગ્ન ન થયુ હોય તો તે ઉપર કહેલ બધી સપત્તિ–મળવાથી શુ ? એ બધુ ન મળ્યા જેવુ

**कलत्र धन पुत्रपौत्रादि सर्व गृह बांधवाः सर्वमेतद्धि जातम् ।**
**गुरोरङ्घ્રિपद्मे मनश्चेन्न लग्न ततः किं ततः किं ततः किं ततः किम् ॥**

સ્ત્રી, ધન, પુત્ર, પૌત્ર, ઇત્યાદિ સર્વ મળ્યુ, ઘર રહેવાને, બાંધવો સહાયભૂત, એ સર્વ ભલે હોય તથાપિ જો સદ્ગુરૂના ચરણ કમલમા મન લગ્ન ન થયુ તો ઉપર વર્ણવેલ પદાર્થ મળ્યા તેથી શુ ? (ત્રણવાર કહેવાનુ તાત્પર્ય––એથી કંઇજ આત્માનુ કલ્યાણ સર્વથા નથી થવાનુ અર્થાત્ સદ્ગુરૂ શરણ વિના બધુ વ્યર્થ છે )

## જ્ઞાની ભકતના લક્ષણ (સ્વામીજીના હસ્તાક્ષરમાં) જુઓ પાનુ ૧૫૩

जेम समुद्रना बिंदू समुद्रभावकूं प्राप्त थयापछी तेने समुद्रनी कृपानी याचना न संभवे तेम भगवत्भावकूं प्राप्त थयेला भगवत्भक्तने भगवत्थी याचना न संभवे क्योंकि भगवत्साक्षात्कार के हुये भगवत भिन्न जीव जगत रेता जनथी. जो याचना करनार सेवक भगवत्थी भिन्न रहे तो द्वैतापत्ती थाय. जीव जगत्का कोई प्रकारनो सबन्ध परमात्मासाथे नथी फकत अध्यासिक संबध छे माटे भगव भिन्न पोताने और समष्टी व्यष्टी जगत्ने गौणलवो तेज सहज स्थिति तेज समाधी तेज भक्ती छे

शरीरने प्रारब्धने सोंपी देवूं. जीव एटले कर्ता भोक्ता साभास अंतःकरण और देह बन्ने कल्पित छे.

# પરિશિષ્ટ ૧.



## ચાર પુરૂષાર્થ.



માણસના જીવનમાં મુખ્ય મુશ્કેલી વ્યવહાર અને પરમાર્થની એકતા કરવામા રહેલી છે વ્યવહારમા ભેદબુદ્ધિ રાખવી પડે છે, અને મારૂ, તારૂ, કરવુ પડે છે. પરમાર્થમા અભેદ બુદ્ધિ રાખવી પડે છે અને તે દ્રષ્ટિએ આખુ જગત પોતાનુ છે આ કારણને લઇને પરમાર્થ તરફ વધતા કેટલીક વ્યવહારિક મુશ્કેલીઓ સહજ ઉત્પન્ન થાય છે તે દૂર કરવા માટે અને જીવન વ્યવસ્થિત કરવા માટે મહાત્માઓના અનુભવ માર્ગદર્શક થાય છે

માણસ જેને 'હુ' કહે છે તેમા કેટલો અર્થ સમાયલો છે? એક માણસનો "હુ" બીજાના 'હુ' જેવો હોતો નથી નાની ઉમરનો 'હુ,' મોટી ઉમરના 'હુ' જેવો હોતો નથી, અને ખરો 'હૂ' (એટલે માણસનો આત્મા) બીજી વસ્તુઓની માફક જોઇ શકાતો નથી

જ્ઞાન વગરની ક્રિયા કરનાર માણસ અહંકારી, અજ્ઞાની અને પશુ જેવો બની જાય છે અને ક્રિયા વગરનુ જ્ઞાન પોપટીયુ રહી જાય છે અને યથેચ્છ ફળ આપતુ નથી તેથી જ્ઞાન અને ક્રિયા બન્નેના તત્ત્વ જાણવાની જરૂર છે

જયાસુધી આત્મજ્ઞાન થયુ ન હોય ત્યા સુધી માણસનુ જીવન તેના સૂક્ષ્મ શરીરમા રહેલા સંસ્કાર પ્રમાણે ચાલે છે વળી એક જન્મના સંસ્કારોની અસર બીજા જન્મો ઉપર થાય છે તેથી પોતનો સ્વભાવ સુધરે અને સારા સંસ્કાર પડે એવા ઉપાય જો

રવો પડે છે અને સ ગ ધમા આવતા બધા માણસો પ્રત્યે જવાબદારી વધે છે, અને તેઓ તરફથી મળતા વખાણથી અને તેમની મદદથી કાઇક વિશેપ સુખ તેના બદલામા મળતુ લાગે છે.

આવી રીતે માણસના જીવનમા થોડુ થોડુ સુખ વધતુ જાય છે અને જવાબદારી પણ તેના પ્રમાણમા વધતી જાય છે અને થોડા વખત સુધી તો જીવન ઠીક નભે છે પણ સુખની લાલચથી અને અજ્ઞાનથી પોતાથી ઉપાડી ન શકાય એટલી ઉપાધીઓ ભેગી થવા લાગે છે કોઇ કોઈ વાર બે ત્રણ ફરજો એક વખતે ઉત્પન્ન થાય છે, અને તે વખતે શુ કરવુ તેની ખબર પડતી નથી શરીર નબળુ પડતુ જાય છે, કુટુબનુ પોપણ બરાબર થતુ નથી અથવા કુટુબના જુદા જુદા સ્વભાવના બધા માણસોના મન રાજી રાખી શકાતા નથી અને જેને ખોટુ જીવન કહીએ તેવુ ઉત્પન્ન થવા લાગે છે તે માણસ સુખથી જીવવાની મહેનત કરે છે પણ સુખથી જીવી શકતો નથી અને સુખથી મરી શકતો નથી કુટુબના લાભ અને જવાબદારી ઉપરાત રાજ્ય તરફથી મળતા લાભ માટે રાજ્ય પ્રત્યે જવાબદારી રહે છે, આત્માનુ સુખ મેળવવા માટે તેનો રસ્તો બતાવનાર ગુરુ પ્રત્યે જવાબદારી રહે છે, અને કોઇ વખતે એક ફરજ બજાવવા જતા બીજી ફરજો બજાવાતી નથી તેથી ચિતા રહે છે

આ ઉપરથી એમ સમજવાનુ નથી કે માણસનુ જીવન દુ ખરૂપ છે, પણ અજ્ઞાનથી ઘણા માણસને જીવનનો ખરો ઉપયોગ કરતા આવડતુ નથી મનુષ્ય જીવનનુ રહસ્ય જો નાની ઉમરે સમજવામા આવતુ નથી તો મોટી ઉમરે ખરા સુખનો રસ્તો જડતો નથી

પહેલુ એ સમજવાની જરૂર છે કે સ સાર તરફથી આપણે જેટલા સુખની અને સગવડની આશા રાખીએ છીએ તેટલા પ્રમાણમા આપણી સ સાર પ્રત્યે જવાબદારી અને ફરજ ઉત્પન્ન થાય છે. તેથી

પોતાનાથી જેટલી જવાબદારી ઉપડી શકે તેટલીજ ઉત્પન્ન કરવી જોઇએ સુખ જોઈએ એ માટે વિચાર વગર ગમે તે રીતે લેવુ એવી વૃત્તિ રાખવાથી જીવન બગડતું જાય છે જે માણસો સંસારના સુખમા પડયા હોય છે તે ખરેખર સુખી છે કે નહિ તેની તપાસ કરવી જોઇએ જે દેશ સ્વરાજ્ય ભોગવતો હોય તે દેશના માણસોના જીવન ખરેખર સુખી છે કે નહિ તેની તપાસ કરવી જોઈએ. બીજા માણસો અને બીજા દેશો કઈ બાબતમા આગળ વધી જાય છે અને આપણે કઈ બાબતમા પાછળ રહી જઇએ છીએ તેનો પણ વિચાર કરવો જોઇએ

હિંદુઓની સનાતન ધર્મની પ્રણાલિકા પ્રમાણે બ્રહ્મચર્ય અવસ્થામાજ આત્મજ્ઞાન આપવામા આવતુ હતું અને પરોક્ષ અનુભવ તે વખતેજ થતો હતો તેથી જે માણસ ગ્રહસ્થાશ્રમ માંડતા તે જ્ઞાનપૂર્વક જીવન ગાળતા અને જે કન્યા સાસરે જતી હતી તેનામા પણ સારા સંસ્કાર પહેલેથી નાખવામા આવતા હતા તેથી હિંદુ સંસારમા (અંગ્રેજી કેળવણી પહેલાના પહેલાના સંસ્કારની દષ્ટિએ જોતા) બે સંસ્કારી માણસો ભેગા થતા હતા અને બન્ને એક બીજાને બહુ ઉપયોગી થતા હતા

પણ આપણે અંગ્રેજી વિદ્યાના સંસ્કાર લેવા માંડયા ત્યારથી પરણ્યા પછી બે સંસ્કારી માણસોને ઘણી જગ્યાએ દેખાતા નથી અપવાદ તરીકે કોઈ જગ્યાએ ડાહ્યા જોડા જોવામા આવે છે પશ્ચિમની વિદ્યાથી આર્યોના સંસ્કારમા ઘણો ફેર પડી ગયો છે ખોટી કેળવણીના પરિણામે પોતાની પાસે જે હોય તેનાથી અસંતોષ રહે છે અને પોતે જે જગ્યાએ હોઇએ ત્યાથી બીજે જવાની વૃત્તિઓ ઉત્પન્ન થયા કરે છે પોતાના હક તરફ વધારે લક્ષ રહે છે અને પોતાની જવાબદારી તરફ લક્ષ રહેતુ નથી

માણસનો સ્વભાવ પ્રકૃતિનો બનેલો છે પ્રકૃતિમા ત્રણ ગુણ છે સત્વ રજ અને તમ અને તેનુ પચભૂત સાથે મિશ્રણ થઇને મન, પ્રાણ અને શરીર બનેલા છે, તેથી મનુષ્યના જીવનમા ચાર પ્રકારના સુખ ઉત્પન્ન થાય છે

(૧) શરીરનુ સુખ, (૨) પ્રાણનુ સુખ

(૩) મનનુ સુખ (૪) આત્માનુ સુખ

શરીરના સુખ માટે પૈસાની જરૂર પડે છે પ્રાણના સુખ માટે સ્ત્રી કુટુબ વગેરેની જરૂર પડે છે મનના સુખ માટે કીર્તિની જરૂર પડે છે આત્માના સુખ માટે આત્મજ્ઞાનની જરૂર પડે છે અને તેને માટે ગુરૂની જરૂર પડે છે પહેલા ત્રણ સુખ માટે બહારના પરિગ્રહની જરૂર રહે છે છેલ્લુ સુખ મેળવવાનુ સાધન ગુરૂ છે અને તેની જગ્યા આત્મામા છે

જ્યા સુધી શરીરની હયાતિ છે ત્યા સુધી તેને ખોરાક આપવો પડશે, પ્રાણ છે ત્યા સુધી ભૂતકાળના કર્મોના ફળથી વાસના ઉત્પન્ન થયા કરશે, તેનો ઉપાય લેવો પડશે અને મન છે ત્યા સુધી કીર્તિની આશા રહેશે પ્રકૃતિના આ ગુણો ભેગા થઈ માણસને આત્મા તરફ લક્ષ આપવાનો વખત આપતા નથી દરેક યુગના માણસોની આ મુખ્ય મુશ્કેલી છે

છતા યુગધર્મ બરાબર પળાય અને તેમાથી સનાતનધર્મનુ ફળ (આત્માનુ નિત્ય સુખ) મળે તેવુ જીવન ગાળવુ હોય તો અપણી દરેક ક્રિયા ઉપર ચોકી રાખવી જોઇએ મન, પ્રાણ અને શરીર ખોટા મોહમા ફસી જાય નહિ અને ઉપાધી વધી ન જાય એની સભાળ જીદગીની શરૂઆતથી રાખવી જોઇએ

માણસનુ જીવન એ એક પ્રકારનુ યુદ્ધ છે, તેમા હાર જીત થયા કરે છે જો એક વખત પોતાના સજોગો જીતી શકીએ તો ફરી જીતવાની શક્તિ આવે છે અને તેનાથી હારી જઇએ તો બીજી વાર બીક લાગે છે.

પિતા પુત્ર વચ્ચે, સ્ત્રી પુરૂષ વચ્ચે, રાજા પ્રજા વચ્ચે, શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે, વેપારી અને ગ્રાહક વચ્ચે, ગુરૂ અને શિષ્ય વચ્ચે, પરસ્પર હક અને જવાબદારીનુ પ્રમાણ બરાબર રહેવુ જોઇએ જે જગ્યાએથી જેટલા સુખની આશા આપણે રાખીએ ત્યા તેટલી જવાબદારી તે વખતેજ ઉત્પન્ન થાય છે માણસનુ જીવન સુધારવા માટે મુખ્ય બે સાધનની જરૂર છે —

(૧) ધર્મ. (૨) રાજ્ય

ધર્મ, નીતિનો માર્ગ બતાવી, ચિત્ત શુદ્ધિદ્વારા આત્મસાક્ષાત્કાર કરાવે છે રાજ્ય, કમાવાના સાધન કરી આપે છે અને સામાજીક સુખ માટે કેટલીક સગવડો આપે છે રાજ્ય, અર્થ અને કામ એ બે પુરૂષાર્થમા મદદ કરે છે, લોકોમા નીતિ જાળવવા ન્યાયની અદાલતો સ્થાપી સગવડ કરે છે પણ ત્યા તેના લાભનુ ક્ષેત્ર સમાપ્ત થાય છે લોકોને આત્મજ્ઞાન જોતુ હોય તો જેને તે મળ્યુ હોય છે તેની પાસેથી લેવુ જોઇએ

આગળના વખતમા રાજ્યની ચિંતા એક સારા વિદ્વાન રાજા ઉપર નાખવામા આવતી લોકોને આત્મજ્ઞાન આપવાની ફરજ એક ભાગ બ્રહ્મનિષ્ઠ મહાત્મા ઉપર રહેતી અને તેનો નિભાવ રાજા તરફથી થતો અને સમાજના સુધારા કરવાની ફરજ એક ભાગ નગરશેઠ ઉપર નખાતી હતી અને સૌ પોતપોતાની ફરજ ઓળખતા નહિ, તેથી રાજા વેપારી થતો નહિ અને વેપારી રાજા થતો નહિ

પણ હાલમા વ્યક્તિગત સદ્ગુણો ઓછા થવાથી સઘશક્તિથી રાજ્ય, ધર્મ અને સમાજમા સુધારા કરવામા આવે છે, તે હાલનો યુગધર્મ છે જ્યારે માણસોમા નીતિ અને સદ્ગુણો વધશે ત્યારે પાર્લામેન્ટના રાજ્ય કરતા એક રાજાનુ રાજ્ય સારૂં લાગશે, ધાર્મિક બાબતના પુસ્તકો અને ભાષણો કરતા અનુભવી મહાત્માઓની વાણીમા વધારે શ્રદ્ધા રહેશે અને ગામમા નાતજાતના ઝગડામા એક નગરશેઠના વચન ઉપર ન્યાય અકાશે, મોટી અદાલતોની જરૂર રહેશે નહિ

જ્યારે પ્રજામા ડહાપણ આવે છે ત્યારે હાલ છે તેવી રાજનીતિની જરૂર રહેશે નહિ ડાહ્યો માણસ પોતેજ રાજા છે તેને પોતાના બચાવ માટે લશ્કરની જરૂર નથી કારણ કે તે બધાને ચાહે છે. તેને કોઈ પાસેથી લાભ લેવાની જરૂર પડતી નથી કારણ કે તે ઓછા પરિગ્રહથી રહી શકે છે તેને અનુકુળ સજોગો જોઈતા નથી કારણ કે તેને બધા સજોગો અનુકુળ છે, તેને લાયબ્રેરીની જરૂર નથી કારણ કે તે સત્ય જાણે છે તેને મદિરની જરૂર નથી કારણ કે તે પોતેજ મહાત્મા છે, તેને કાયદાની જરૂર નથી કારણ કે તે પોતે કાયદા બનાવી શકે છે તેને પૈસાની જરૂર નથી કારણ કે તેનુ જીવનજ કિમતી છે તેને રસ્તાની જરૂર નથી, કારણ કે તે જ્યા જાય ત્યા પોતાનુ ઘર માને છે, તેને ખાસ અનુભવની જરૂર નથી કારણ કે પરમાત્માની પ્રેરણા પોતામાથી નિત્ય નીકળ્યા કરે છે તેને મિત્રોની જરૂર નથી કારણકે તેના જીવનની મીઠી સુગધથી બીજા માણસો તેના તરફ આકર્ષાઇ આવે છે

તેથી સુધરેલું જગત કેને કહેવુ? તે પહેલા સ્પષ્ટ સમજવુ જોઇએ અર્થ અને કામની દ્રષ્ટિએ જે સારૂ લાગે તે ધર્મ અને મોક્ષની દ્રષ્ટિએ સારૂ ન લાગે આત્મદ્રષ્ટિએ બધુ આત્મરૂપ લાગે છે ઝાડ, પશુ, પખી, સૂર્ય, ચદ્ર, તારા, આપણા શરીર કરતાં પણ

આપણી વધારે નજીક છે, તે જ્ઞાન માટે દૂર જવાની જરૂર નથી. તે બધામા છે. તે સનાતન ધર્મ છે

પણ કોઇ એમ પૂછે છે કે જો હિંદુસ્તાનની વિદ્યાના સંસ્કાર બીજા બધા દેશોના કરતા સારા હોય તો હિંદુસ્તાન એ પરતંત્ર દેશ કેમ રહે છે અને હિંદુસ્તાન ઉપર લાંબા કાળ સુધી પરદેશી રાજ્ય કેમ રહે છે. આ પ્રશ્નના જવાબમા પહેલુ એ સમજવાની જરૂર છે કે હિંદની વિદ્યા કળામા ધર્મ, અર્થ, કામ. અને મોક્ષ એ ચાર પુરુપાર્થ માનેલા છે પહેલા ત્રણ પુરુપાર્થનુ ફળ અનિત્ય છે. અને ચોથા પુરુપાર્થનુ ફળ નિત્ય છે યુરોપ. અમેરીકા અને પશ્ચિમના દેશોના વિદ્યાર્થીની કેળવણીમા આ ચાર પુરુપાર્થ સમજાવવામા આવતા નથી ત્યા અર્થ અને કામ એ બે પુરુપાર્થનુ પ્રધાનપણુ રહે છે અને તેની રક્ષા માટે જરૂર પડતી લશ્કરી તાલીમ પણ આપવામા આવે છે રાજનીતિમા માત્ર લશ્કરની જરૂર પડતી નથી પણ સામ, દામ, ભેદ અને દંડ એ ચાર સદ્‌ગુણો કે દુર્ગુણો જે કહીએ તે કેળવવાની જરૂર છે એ ચાર ગુણો કેળવ્યા વગર રાજ્ય નીતિ બરાબર જાણી શકાય નહિ અને જરૂર પડે તે પ્રસંગે વાપરતા આવડે નહિ હિંદુસ્તાનમા ચાર પુરુપાર્થ માનેલા હોવાથી અને મોક્ષ એ મુખ્ય પુરુષાર્થ માનેલ હોવાથી મુખ્ય ઉપદેશ તરીકે શરૂઆતની કેળવણીમાજ વિવેક, વૈરાગ્ય. ષટ્‌સંપતિ અને મુમુક્ષતા એ ચાર સાધન મેળવવાની જરૂર જણાવવામા આવતી હતી

હાલના કાળમા શરૂઆતની કેળવણીમા મનુષ્ય જીવનનુ ખરૂ ધ્યેય સમજાવવામાં આવતુ નથી આર્થિક પરિસ્થિતિને લઇને માબાપને પહેલો વિચાર એમ આવે છે કે "મારો દીકરો કમાતા કેમ શીખે? તેથી હાલના કાળમા વિદ્યાર્થીઓ કમાવા માટે ભણે છે ખાસ સંસ્કાર સારા કરવા તરફ લક્ષ આપી શકાતુ નથી.



ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર
પુરૂષાર્થ કરનારાઓની જુદી જુદી ગતિ

('કલ્યાણ'ની અનુમતિથી)

વળી પશ્ચિમના માણસો શરીરના સુખ તરફ વધારે ધ્યાન આપે છે, તેથી તેઓની સરેરાસ ઉમર ૫૦ ની લગભગ આવે છે અને હિંદુસ્તાનના વતનીઓની સરેરાસ ઉમર ૩૫ વર્ષની લગભગ આવે છે તેથી પશ્ચિમના માણસોને ૫૦ વર્ષની ઉમરમા અર્થ અને કામ એ બે પુરુષાર્થજ પુરા કરવાના રહે છે અને હિંદુસ્તાનમા ૩૫ વર્ષની ઉમરમા ચાર પુરુષાર્થ પુરા કરવાના રહે છે તેથી એવી હરિફાઈમા હિંદુસ્તાનની પ્રજા સ્વરાજને માટે જરૂર પડતી તૈયારી કરી શકે નહિ સામ, દામ, ભેદ અને દડનુ શિક્ષણ લેવા જાય તો વિવેક, વૈરાગ્ય, ષટ્સપત્તિ અને મુમુક્ષતા એ ગુણો કેળવી શકાય નહિ વળી બીજા દેશો પોતાની બધી પ્રજાને લશ્કરી તાલીમ આપે છે ત્યારે અહી તે કામ માત્ર ક્ષત્રિઓનેજ પ્રાચીનકાળથી સોપવામા આવેલ છે જેનામાં રાજ કરવાના ગુણ હોય તે તે કામ કરે જેનામા આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર હોય તે તે કામ કરે તેથી આવી હરિફાઈમાં અહીની પ્રજા વ્યાવહારિક લાભોમાં ફાવી શકતી નથી અને તે છતા અહીની પ્રજાના સસ્કાર બીજા દેશોની પ્રજાના કરતા હલકા છે એમ કોઈ રીતે કહી શકાય તેમ નથી

ઉપરાંત બીજી દ્રષ્ટિથી જોઇએ તો હિંદુસ્તાનના વિદ્વાન અને જ્ઞાની પુરુષોએ બહારના દેશો ઉપર પોતાના સસ્કારના સાધનથી એક જાતની ચડાઈ કરી છે પ્રાચીનકાળમાં બુદ્ધ ભગવાને પોતાનો ધર્મ ચીન, જાપાન અને પૂર્વ તરફના દેશોમા ફેલાવ્યો છે અને હાલની અગ્રેજી કેળવણીથી તૈયાર થએલ વિદ્વાન અને જ્ઞાની પુરુષોએ હિંદુસ્તાનના તત્વજ્ઞાનના સસ્કાર યુરોપ અને અમેરીકામા સારી રીતે ફેલાવ્યા છે તેના પરિણામે તે લોકોને હવે એમ લાગવા માડ્યુ છે કે તેમની વિદ્યાકળા એ માણસમા પશુભાવ વધારવાની વિદ્યાકળા છે હાલ બધા દેશોની પ્રજાના સસ્કારની મેળભેળ થઈ છે તેથી જેમ

હિંદુસ્તાનના કેટલાક લોકોને પશ્ચિમના જડવાદનો મોહ થયો છે તેમ પશ્ચિમના લોકોને હિંદુસ્તાનના આધ્યાત્મિક વાદનો મોહ થયો છે એટલુજ નહિ પણ અહીના પુસ્તકો ગીતા, ઉપનિષદ્ વિગેરેના ઘણી ભાષામા તરજુમા થયા છે અને તે ત્યાના વિદ્વાનો રસપૂર્વક વાચવા લાગ્યા છે તેના પરિણામે ત્યાના લોકોને એમ લાગવા માડ્યુ છે કે જેને તેઓ સુધારો કહે છે એ ખરેખર સુધારો નથી.

તેમની કેળવણીમા હવે ઘણો ફેરફાર કરવાની જરૂર ત્યાના લોકોને લાગે છે રૂશિઆના વિદ્વાનો મનુસ્મૃતિનો અભ્યાસ કરે છે, જર્મન લોકો શંકરાચાર્યના ગ્રથો વાચે છે ફ્રાન્સ, ઇટલી, અને અમેરી-કાવાળા વિવેકાનદ અને રામતીર્થના લેખો અને ગીતાનો અભ્યાસ કરે છે. એક વખત અમેરીકાનો એક પ્રખ્યાત તત્વવેત્તા એમરસન, ઇંગ્લાંડમા તેમના એક વિદ્વાન મિત્ર કાર્લાઇલને મળવા ગયા અને પહેલી મુલાકાતના સ્મરણમા કહ્યુ કે "આજે હુ તમને દુનિયામા જે સારામા સારૂં પુસ્તક છે તે ભેટ આપવા આવ્યો છુ" કાર્લાઇલે ઘણા સારા પુસ્તકોનો અભ્યાસ કરેલો હતો અને કોઈ સારૂ પુસ્તક તેની નજર બહાર ન હતુ તેથી એકદમ પૂછ્યું કે 'એવું કયું પુસ્તક છે? એટલે જવાબમાં મહાત્મા એમરસને "ગીતાજીનો અગ્રેજી તરજુમો" તેના હાથમાં મૂકયો અને કહ્યુ કે "આ પુસ્તક આખી દુનિયામા રહેલા પુસ્તકોમા સારામાં સારૂ છે".

તે ઉપરાત મેક્સ-મુલર, ન્યુમન, ડયુસન, શોપનહોર, રોમારોલાં વિગેરે ત્યાના તત્ત્વવેત્તા પુરૂષોએ આપણા સાહિત્યનો સારો અભ્યાસ કરી અહીના ચાર પુરૂષાર્થવાળી વિદ્યાકળાના સસ્કાર પશ્ચિમના દેશોમા ફેલાવ્યા છે એટલુજ નહિ પણ હવે મુસાફરીની સગવડને અગે, અને તાર, ટપાલ, રેડીયો વિગેરેની મદદથી અહીંની સસ્કૃતિ ત્યાના દેશોમા વધારે ઝડપથી દાખલ થતી જાય છે તેના પરિણામમા ત્યાના

લોકોને એમ લાગવા માડ્યુ છે કે તેઓની સસ્કૃતિમા વધારે પશુપણુ છે આ બાબતમા થીઑસૉફીકલ સોસાઇટીએ પણ ઘણુ કામ કરેલ છે અહીના સન્યાસીઓ—અગ્રેજી ભાષા ભણેલા—ત્યા ઘણી સખ્યામા જવા લાગ્યા છે અને ત્યા આપણી વિદ્યાના સસ્કારો આપવા માટે આશ્રમો ખોલ્યા છે સ્વામી વિવેકાનન્દ, સ્વામી રામતીર્થ, અને તે ઉપરાત બગાળી કવિરાજ રવીન્દ્રનાથની તે દેશોમા મુસાફરીથી અને મહાત્મા ગાધીજીના લખાણોથી તે દેશોની પ્રજા હવે નીતિના વિચારો કરતા શીખી છે

તેથી હાલમા તે દેશોમા જે નવા સસ્કાર સ્ફુરવા લાગ્યા છે તેનુ મૂળ કારણ હિદની ચાર પુરુષાર્થવાળી વિદ્યાકળા છે અને આ સસ્કારની ચડાઇ જો લાબા વખત ચાલશે તો જે પ્રજા બીજાના દેશોની પ્રજાને ગમે તેવા અન્યાયે જીતવાની અને અન્યાયથી વશ રાખવાની નીતિ અખત્યાર કરે છે તેને તે કામ કરતા શરમ આવશે

તેથી હિદુસ્થાને પોતાની વિદ્યા બરાબર સાચવવાની છે તેની કિમત કરનારા મહાપુરુષો બધા દેશોમા ઉત્પન્ન થવા લાગ્યા છે પણ છતા અહીની વિદ્યામા કેટલીક એવી ભૂલો દાખલ થઇ ગઇ છે કે જેનુ મૂળ તપાસતા જણાશે કે દરેક જ્ઞાતિના અહકારી પુરુષોએ તેના તડા વધાર્યા છે, તેને માટે શાસ્ત્રોમા કેઇ જગ્યાએ પ્રમાણ નથી

વળી ધર્મો પણ વધી પડ્યા છે ખરી રીતે એક પરમાત્માને ઓળખાવવાના અનેક સાધન છે પણ જ્યારે અહકારથી ધર્માચાર્યો એમ ગનાવવા લાગ્યા કે અમારોજ ધર્મ સાચો છે અને બીજા બધા પાખડ છે ત્યારે તેમા ખોટા કજીઆના બી રોપાયા, તેઓએ પરદેશથી આવેલી રાજકર્તા પ્રજાને રાજ કરવામા અનુકૂળતા કરી આપી માટે અહી નવા સજોગોમા નવી જાતની ઉભી થયેલી મુશ્કેલીઓમા વર્ણાશ્રમ ધર્મ ફરીથી દાખલ કેમ થઇ શકે તે બાબત અહીના વિદ્વાનોએ વિચારવાની છે

પશ્ચીમના લોકો અહીંની વિદ્યાકળાનો સારો ભાગ ત્યાં લઇ જાય છે અને આપણે તેમની વિદ્યાના ખરાબ ભાગનુ અનુકરણ કરીએ તો આપણુ જીવન બગડે અને બીજાનુ જીવન પણ સુધારી શકીએ નહિ

વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે જીવન ગાળીને, તેના ફળ રૂપે, સારા બ્રાહ્મણો, સારા ક્ષત્રિઓ, સારા વૈશ્યો, સારા સેવકો, સારા બ્રહ્મચારીઓ, અને સારા ગૃહસ્થીઓ, સારા વાનપ્રસ્થીઓ, અને સારા સન્યાસીઓ ઉત્પન્ન કરી શકીએ તો આર્યોના સસ્કારની અસર બહુ સારી થાય અને બધા દેશોની પ્રજા વર્ણાશ્રમ ધર્મ ખુશીથી સ્વીકારે જે ધર્મવાળા પોતાને બહુ સારા માને તેમણે સમાજ પાસે તેના ફળ રજુ કરવા જોઇએ તેને બદલે તેમાથી અનેક જાતની સમજણ વગરની નાતો, અનેક જાતનાં પથો અને વાડાઓ, નબળા શરીર, નબળાં મન, સસારમા કજીઆ, વેપારમા સ્વાર્થ, નોકરીમા લાચ રૂસ્વત, વિગેરે ફળો દેખાય તો હિદુ ધર્મની સસ્કૃતિમાં કાઇક મોટી ખોટ છે એમ લાગ્યા વગર રહેશે નહિ.

નાની ઉમરમા ખોટુ શિક્ષણ મળે એ મોટામા મોટો દોષ છે શિક્ષણ માત્ર નિશાળોમાજ મળતુ નથી પણ ઘરમા માબાપના જીવનની અને બહારના મિત્રોના જીવનની પણ પરસ્પર અસર થાય છે જ્યારે હક માગવાનો પવન ચાલે છે ત્યારે હકનોજ પવન ચાલવા માડે છે અને જવાબદારી તરફ ધ્યાન રહેતુ નથી

અધિકારનો વિચાર જતો રહ્યો છે અને હક અને જવાબદારીનુ પ્રમાણ ફરી ગયુ છે હાલના જુવાનોને એવા સસ્કાર મળે છે કે તેઓ પોતાનો વ્યવહાર પણ બરાબર ચલાવી શકતા નથી તો પછી પરમાર્થનો માર્ગ કેમ સમજી શકે ? છતા કોઇ બાબતમા નિરાશ થવાનુ નથી દરેક માણસના હૃદયની અદર પરમાત્મા છે તેના તરફ લક્ષ બરાબર ચોટે તો મુસ્કેલીઓ દૂર થવા લાગે છે અને

જીવન સરળ થવા લાગે છે તે માટે કેટલુક* સાધન આ પુસ્તકમાથી જીજ્ઞાસુઓને મળી શકશે અલ્પ સુખની અલ્પ વાતોમા જિંદગીનો અમુલ્ય વખત ચાલ્યો જાય છે, તેથી જીવનમા દરેક કાર્ય ઉપર અને સગ ઉપર બહુ ચોકી રાખવાની જરૂર છે વૃદ્ધાવસ્થામા સારૂ જીવન ગાળવા માટે જુવાનીમા સારા સસ્કાર ગ્રહણ કરવાની ખાસ જરૂર છે, નહિતર વૃદ્ધાવસ્થામા સસ્કારનુ દીવાળુ નીકળે છે વૃદ્ધાવસ્થા દીકરા અને દીકરીઓને રમાડવામા અને પરણાવવામા કાઢવાની નથી પણ અનન્ય ભાવે પ્રભુમા ચિત્ત રાખવા માટે છે, તેવુ ચિત્ત રાખવા માટેની તૈયારી જીદગીના શરૂઆતમા કરવી જોઇએ

પશ્ચિમના દેશોના માણસો એમ માને છે કે આપણે વાદરામાથી અથવા પશુઓમાથી ચડતા ચડતા માણસ થયા છીએ અને તેથી આપણામા પશુપણુ દેખાય છે હિંદની વિદ્યામા એમ માનવામા આવેલુ છે કે આપણે ઋષિમુનિઓના પુત્રો છીએ આપણા બાપ-દાદાઓ આપણા કરતા વધારે જ્ઞાની હતા, પણ આપણે તેમના જ્ઞાનનો વારસો લઇ ન શકયા અને પશ્ચિમની વાદરામાથી નીકળેલી પ્રજાની વિદ્યાનો વારસો લેવા ગયા તેથી અજ્ઞાન વધી ગયુ છે.

માણસોના ટુકા જીવનમા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ સિદ્ધ થાય એવી સમાજ વ્યવસ્થા, રાજ્ય વ્યવસ્થા, અને ધર્મ વ્યવસ્થા કરવી એ કામ સહેલુ નથી માણસ પોતાના પગરખા અને પાઘડી વચ્ચે સમાઇ જતો નથી તેની અદર જે જે શક્તિ, જ્ઞાન, પ્રેમ, વિગેરે રહેલા છે તે માત્ર અર્થ અને કામથી પુરા ખીલતા નથી

*આ બાબત વિષે કેટલીક વધારે હકીકત ગીતા પ્રેસ'-ગોરખપુર તરફથી પ્રસિદ્ધ થયેલ પુસ્તક 'વર્તમાન શિક્ષા' (કિંમત એક આનો) માથી મળી શકે તે નાનુ પુસ્તક વાચવા જેવુ છે

હાલની કેળવણીથી બુદ્ધિ વધે છે. પણ તે પ્રમાણે વર્તવાની શક્તિ એછી થઇ છે અને તેથી જીવનનુ ખરૂ તત્ત્વ સમજાતુ નથી અંગ્રેજી કેળવણીનો પાયો આ દેશમા નખાયો છે ત્યારે લોર્ડ મેકોલેએ એવી નોધ કરી હતી કે અંગ્રેજી કેળવણીથી એવા માણસો તૈયાર થશે કે જે રૂપ અને રંગમા દેશી રહેશે પણ આચાર વિચાર, ખાન પાન અને રહેણી કરણીમા યુરોપીઅન જેવા થશે

આ શિક્ષણનો પ્રભાવ હિંદુ ધર્મ પર પડયો છે, અને હિંદુ ધર્મની સારી પ્રણાલિકા તુટી ગઈ છે આ શિક્ષણે ઘણા કુટુબોમા અશાતિ ફેલાવી છે અને ઘણા માણસો અસત્યને સત્ય માની બેઠા છે

તેથી હવે બહુ સાવધ રહેવાનુ છે હિંદુઓની ધાર્મિક અને સામાજીક પ્રણાલિકાઓ રૂષીમુનિઓએ અને ઘણા ડાહ્યા માણસોએ સાવધાનતા પૂર્વક વિચાર કરી રચેલ છે. તેમા પેસી ગયેલી કેટલીક ખામીઓ દૂર કરીને, તે પ્રમાણે જીવનની બરાબર વ્યવસ્થા કરવામા આવે તો કુટુબોમા શાતિ ઉત્પન્ન થાય, ખોટુ ખોટા રૂપે જોવાની શક્તિ આવે અને સાચુ સાચા રૂપે જોવાની શક્તિ આવે

દેશપરદેશમા બહુ ફરવાથી કે ઘણુ જોવાથી અથવા માત્ર એમ એ. કે બી એ થવાથી અથવા ન્યુસપેપરો વાચવાથી જ્ઞાન વધતુ નથી. જે કેળવણીથી સ્વભાવ સુધરે, અને સારા સસ્કાર પડે તેનાથી જેટલુ જીવન જોવામા આવે તે બરાબર જોતા અને જાણતા આવડે છે તેને માટે મન અને હૃદયની શુદ્ધિની જરૂર છે તે શુદ્ધિ કરી, મહાત્માઓ અને શાસ્ત્રો જે બ્રહ્મસુખનુ વર્ણન આપે છે તે મેળવવુ જોઇએ.

આપણે જે કામ સવારે કરીએ છીએ તે કામ બપોરે કરતા નથી તેવીજ રીતે માણસ જે કામ બાળકપણામા કરે છે તે કામ જુવાનીમા કરતા નથી અને જે કામ જુવાનીમા કરીએ છીએ તે કામ

૪૦ વર્ષની ઉમર પછી કરવાનો વેગ રહેતો નથી તેથી મોટી ઉમરના માણસો માટે નિશાળોની જરૂર છે આપણે નાની ઉમરના માણસો માટે નિશાળો કાઢી છે, ગરીબ માણસો તરફ પણ હાલમા ધ્યાન આપીએ છીએ, લુલા લગડા માટે આશ્રમો કાઢીએ છીએ અને સુખથી કેમ જીવવુ એ સમાજને શીખવીએ છીએ પણ ૪૦ વર્ષથી વધારે ઉમરના માણસોના જીવનની પુરતી સભાળ લેવાતી નથી અને સુખથી કેમ મરવુ એ શીખવવામા આવતુ નથી તેમને માટે ખાસ જુદી કેળવણીની જરૂર છે આ ખોટ કઇક અશે ધાર્મિક સપ્રદાયો પુરી પાડે છે

હિદુસ્થાનના ધાર્મિક સપ્રદાયોમા "સનાતન ધર્મ" એ મુખ્ય ભાગ ભજવે છે સનાતન ધર્મનો સગળ અર્થ એ થાય છે કે "નિત્ય સુખ મેળવવાનો માર્ગ"

"સનાતન ધર્મ" એ શબ્દ ઘણી જગ્યાએ "વૈદિક સનાતન ધર્મ" એ અર્થમાજ વપરાય છે, કારણ કે એ હિંદુઓનો ધાર્મિક શબ્દ છે પણ બીજી પ્રજાઓમા અથવા બીજા દેશોમા "નિત્ય સુખ પ્રાપ્ત કરવાનો" માર્ગ હોય તો તેને પણ "સનાતન ધર્મ" કહેવો જોઇએ

વળી જે સાધનથી "સનાતન ધર્મ"નુ ફળ–નિત્ય સુખ–મળે છે, તે સાધન પણ પ્રાચીન કાળથી આ પ્રદેશમા એવા નક્કી થઇ ગયા છે કે તે સાધનોનો પણ સનાતન ધર્મમા સમાવેશ કરેલ છે દ્રષ્ટાત તરીકે વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ જો કે માત્ર હિંદુસ્થાનમાજ હિંદુ પ્રજામા છે અને બીજી પ્રજામા કે બીજા દેશોમા નથી, તોપણ, તે પદ્ધતિ મુખ્ય સનાતન ધર્મનુ ફળ પ્રાપ્ત કરવામા ઉપયોગી હોવાથી 'વર્ણાશ્રમ ધર્મ' ને પણ સનાતન ધર્મ કહેવામા આવે છે નવી કેળવણીવાળા કેટલાક એમ પણ કહે છે કે 'સનાતન' ધર્મનુ 'સાધન' સનાતન કહેવાય નહિ

વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે દરેક માણસે બ્રહ્મચર્ય અવસ્થામા ગુરૂને ત્યાં રહી આત્મજ્ઞાન મેળવવુ જોઇએ, તે પછી બહુ વૈરાગ્ય હોય તો તે માણસ પરબારો સન્યાસ લે અથવા ગૃહસ્થાશ્રમ સ્વીકારે તો જે જ્ઞાન બ્રહ્મચર્ય અવસ્થામા લીધુ હોય તે પ્રમાણે ગૃહસ્થાશ્રમ ભોગવે શાસ્ત્ર પ્રમાણે ગૃહસ્થાશ્રમ વિષયસુખ માટે નથી પણ માત્ર એક બે પુત્ર અથવા પુત્રી ઉત્પન્ન કરી છોડી દેવા માટે હોય છે સુખની જગ્યા તો બ્રહ્મચર્ય અવસ્થામા ગુરૂએ તેને આત્મામા બત વેલી હોય છે તેથી તે માણસ શરીરના સુખ માટે સ્ત્રી પરણતો નથી પણ માત્ર એક ફરજ પુરી કરવા માટે પરણે છે, અને પછી વાનપ્રસ્થ થઇ, સન્યાસાશ્રમ સુધી એક જીદગીમાંજ પહોચી, બ્રહ્મસુખની પ્રાપ્તિ કરી કરોડો જન્મના અતિ તીવ્ર દુખોના નિમિત્તરૂપ જન્મ મરણ રૂપી જાળમાથી છૂટી શકે છે

વર્ણાશ્રમધર્મ પ્રમાણે સમાજનુ જીવન ગોઠવવામા આ ખરો ફાયદો છે, પણ વર્તમાન કાળમા દરેક દેશની પ્રજાના સજોગો ફરી ગયા છે, તેની અસર આ દેશમા થઇ છે, ગરીબાઇ વધી છે, પોતાના પેટનુ અને કુટુબનુ ભરણપોષણ પણ પૂરૂ કેમ થશે તેની ચિતા ઘણાને રહે છે પહેલો વિચાર તે જરૂરીઆત પૂરી કરવા તરફ રહે છે અને તેથી આગળના વખતની વર્ણાશ્રમની પદ્ધતિ તુટી ગઇ છે બ્રાહ્મણો બ્રાહ્મણનું કામ કરી શકતા નથી, ક્ષત્રિય ક્ષત્રિયનુ કામ કરી શકતા નથી, વૈશ્યો અને શુદ્રો તેમનુ કામ કરી શકતા નથી. બ્રહ્મચર્ય અવસ્થામા આત્મજ્ઞાન મેળવવાને બદલે જે રીતે છોકરો કમાતા શીખે તે રીતે શરૂઆતનો અભ્યાસ થાય છે, તેથી ગૃહસ્થાશ્રમમા આત્માના સુખની ખબર ન હોવાથી વિષયમા સુખ બુદ્ધિ થાય છે અને તે આશ્રમમાજ ઘણા મરે છે જેટલુ બ્રહ્મચર્ય હિદુઓની વિધવાઓ પાળે છે તેટલુ નવી કેળવણીવાળા માણસો પાળી શકતા નથી

વાનપ્રસ્થ આશ્રમ લગભગ નાબુદ થઇ ગયો છે અને ૫૫ વર્ષે જ્યારે સરકારી નોકરો રીટાયર થાય છે ત્યારે શરૂઆતના જીવનમા સાચી કેળવણી લીધી ન હોવાથી રીટાયર થયા પછી શુ કરવુ એ તેમને સુઝતુ નથી તેથી તેઓ રીટાયર થયા પછી પણ કમાવાનો કાઇ ધધો શોધવા નીકળી પડે છે. સન્યાસાશ્રમમા પણ શાસ્ત્રમા કહ્યા પ્રમાણે નિયમો હવે પાળી શકાતા નથી. સન્યાસીઓની ભિક્ષા માટે ગૃહસ્થાશ્રમીઓની શ્રદ્ધા ઉપર આધાર રહે છે અને ગૃહસ્થાશ્રમીઓની સ્થિતિ કેવી કફોડી છે તેનુ ઉપર વર્ણન કરવામા આવ્યું છે

આ પ્રમાણે બધા વર્ણોની અને બધા આશ્રમોની જે પદ્ધતિ સમાજના જીવન માટે પહેલાના કાળમા અનુકુળ હતી તે હાલની સમાજના જીવન માટે અનુકુળ રહી નથી મશીનરી અથવા યત્રોની મદદથી બધા દેશોની આર્થિક સ્થિતિ બગડી છે આર્થિક સ્થિતિ બગડવાથી સમાજના જીવનનુ ધ્યેય ફરી ગયુ છે તેનાથી નીતિમા ફેરફાર થયા છે અને નીતિના ફેરફારથી આત્મજ્ઞાનનો રસ્તો ઘણાને બહુ મુસ્કેલ થઇ પડયો છે ઘણા કેળવાએલ વર્ગને એવી શકા થયા કરે છે કે "પ્રભુ આ દુનીયામા હશે કે નહિ? અને હોય તો સર્વત્ર દેખાતો અનાચાર પ્રભુ કેમ નભવા દે છે?" ભગવાને ગીતામા કહેલ છે કે "જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે ત્યારે ત્યારે હુ ધર્મની ફરીથી સ્થાપના કરવા માટે અવતાર લઉં છુ" તેથી એમ માની શકાય કે હજુ સમાજમા ધર્મની પુરી ગ્લાની થઇ નથી અને પુરી ધર્મ ભ્રષ્ટતા થશે ત્યારે ભગવાન અવતાર લેશે છતા આત્મજ્ઞાનનો માર્ગ લેવાની જેમની તીવ્ર ઇચ્છા હોય છે તેને માટે હમેશાં સારો વખત છે તેમને જગત સુધરે ત્યા સુધી રાહ જેવાની જરૂર નથી

એટલુ તો જેઇ શકાય તેમ છે કે સાયન્સની નવી નવી શોધોથી બધા દેશોની પ્રજાના જીવનમા એટલી બધી મેળભેળ થઇ ગઇ છે કે

હવે પહેલાંના જેવી વર્ણાશ્રમની પદ્ધતિ ફરીથી સ્થાપવી એ બહુ મુશ્કેલ છે. ઘણા વિદ્વાન પુરુષો ઘણી સભાઓ ભરી આ બાબત ઉપર વિચાર કરે છે, પણ કોઇને ખરો રસ્તો સુઝતો નથી. ઘણીવાર તો જે માણસો વર્ણાશ્રમ ધર્મ ઉપર ભાષણો આપતા હોય છે તે પોતેજ તે ધર્મ પાળતા હોતા નથી. ૫૦ વર્ષથી વધારે ઉમરના માણસો પોતે વાનપ્રસ્થ થયા વગર વર્ણાશ્રમ ધર્મ ઉપર ભાષણ આપે તો તેની અસર લોકો ઉપર થાય નહિ.

જો વર્ણાશ્રમ ધર્મના કાયદા કોઇ સભાના માણસો પાસે બરાબર સમજાવવા હોય તો ભાષણ કરનારનુ વર્તન ભાષણ પ્રમાણે જોઇએ. વળી, આવી દરેક સભામા નીચે પ્રમાણે આઠ માણસો લોકોને તે ધર્મના કાયદા સમજાવવા માટે હાજર રાખવા જોઇએ —

| | | | |
|---|---|---|---|
| ૧ | એક | સારો | બ્રાહ્મણ |
| ૨ | ,, | ,, | ક્ષત્રિય. |
| ૩ | ,, | ,, | વૈશ્ય. |
| ૪ | ,, | ,, | શૂદ્ર. |
| ૫ | ,, | ,, | બ્રહ્મચારી. |
| ૬ | ,, | ,, | ગૃહસ્થ |
| ૭ | ,, | ,, | વાનપ્રસ્થ. |
| ૮ | ;, | ,, | સન્યાસી. |

આવા આઠ માણસો મેળવીને તેમને દરેક સભામાં હાજર રાખી લોકોને પ્રત્યક્ષ પુરાવાથી વર્ણાશ્રમધર્મના ફળ બતાવી આપવા જોઇએ.

સમાજમા રહીને આત્માનું સુખ મેળવવુ હોય તો શરૂઆતમા હલકી પ્રકૃતિના માણસોના સગથી દૂર રહેવુ જોઇએ એટલે કે જેઓ હલકા સુખમા પડ્યા હોય તેમના સગથી દૂર રહેવું જોઇએ. જ્ઞાન થયા પછી બધાને હરિજન માની શકાય છે. જ્ઞાન થયા પહેલા

કુસંગથી બચવા માટે સગવડ કરવાની સમાજને જરૂર લાગી તેથી તે માટે સગવડ મળે તેવી જાતિઓ ઉત્પન્ન થઇ, પણ તે જાતિમાં રહેલા બધા માણસો હલકા વિચારના હોતા નથી તેથી અસ્પૃશ્યતાના નિવારણ માટે શુદ્ર જાતિના બધાને 'હરિજન' નામ આપ્યુ. પણ તે કહેવાતા હરિજનોમા બધા હરિના જન હોતા નથી, તેથી તેમની સામે "વર્ણાશ્રમ સ્વરાજ્ય સઘ" ઉભો થયો પણ આ સઘવાળા વર્ણાશ્રમ ધર્મના જે ફાયદા પોતાના ભાષણોમા બતાવે છે તે તેમના જીવનમા ઉતરેલા જોવામા આવતા નથી તેથી તેમના ભાષણોની અસર લોકો ઉપર થતી નથી અને હરિજનના ઉદ્ધારની ચળવળવાળા પોતે હરિજનોને નવા કુવા ગળાવીને અથવા તેમને માટે નિશાળો કાઢીને તે સુધારાના ફાયદા લોકો પાસે મૂકે છે તેથી તેમના ભાષણોની અસર લોકો ઉપર સારી થાય છે સમાજના સુધારા કરવામા એક ભૂલ કાઢતા બીજી ભૂલ પેસી જાય છે, આવી ભૂલો પહેલા પણ થતી હતી અને ભવિષ્યમા પણ થશે માણસનુ જીવન ભૂલોથી ભરેલુ છે. છતા બીજી દ્રષ્ટિથી જોઇએ તો સનાતનીઓ આપણને કુસંગથી બચવાનુ શીખવે છે અને હરિજનોનો ઉદ્ધાર કરવાવાળા સર્વને પ્રભુરૂપ જોવાનુ શીખવે છે અસગત્વ અને સર્વોત્તમત્વ બન્નેની જરૂર સમાજને છે અને જેનો જેવો અધિકાર તે પ્રમાણે તેને ઉપયોગી થાય છે આ દ્રષ્ટિએ બન્ને પ્રવૃત્તિ સમાજને ઉપકારક છે પણ તે પ્રવૃત્તિવાળાએ પોતાની સેવાની હદ બરાબર જાણવી જોઇએ જે માણસોને હલકુ સુખ જોઇતુ હોય અને જે માણસોને આત્માનુ સુખ જોઇતુ હોય તેમના ગુણ, કર્મ, હક, જવાબદારી વિગેરે સમાન હોઇ શકે નહિ, પાણી અને કચરાનો સંગમ થાય તો કચરાને કાઇ નુકશાન થતુ નથી પણ પાણી મેલુ થાય છે તેથી જો ઉંચ્ચા સસ્કારવાળા માણસ હલકા સસ્કારવાળાના સબધમા બહુ આવે તો હલકા સસ્કારવાળા માણસોની સખ્યા

બહુ હોવાથી અને હલકુ ગુણ છોડવુ સામાન્ય માણસને બહુ અઘરૂ લાગે છે તેથી તેમના સંબંધથી ઉચ્ચા સંસ્કારવાળાને નુકશાન થાય છે તેથી કા તો ઉચ્ચા સંસ્કારવાળાએ પોતે હલકા સંસ્કારવાળાથી અલગ થઇ રહેવુ જોઇએ અથવા હલકા સંસ્કારવાળાને ગામથી અલગ જગ્યાએ રાખવા જોઇએ

મહાત્મા ગાંધીજી એમ માને છે કે જે ધર્મમા ઉચ્ચા નીચનો ભેદ રહે તે ખરો ધર્મ નથી તે એમ પણ માને છે કે જેણે ઉચ્ચા સંસ્કાર પ્રાપ્ત કરેલ હોય તમણે હલકા સંસ્કારવાળા માણસોના સંબંધમા આવી હલકા સંસ્કારવાળા માણસોને સુધારવા જોઇએ, એટલુજ નહિ પણ બની શકે તો બીજો જન્મ હલકા સંસ્કારવાળા કુટુંબમા લઇને ઉચ્ચા સંસ્કારવાળાએ તેમનુ જીવન સુધારવુ જોઇએ

પણ સુધરેલુ જીવન કેને કહેવું? નીતિની દષ્ટિએ જોતા અત્યજ વર્ગને પાણીની સગવડ અથવા નિશાળોની સગવડ કરી આપવી એ બહુ જરૂરી અને ઉપયોગી કામ છે, પણ સંસારની સગવડો મળવાથીજ માણસનુ જીવન સુધરી જાય છે એ સિદ્ધાંત આગળના બીજા કોઇ મહાત્માઓએ માનેલ નથી

આગળના વખતના મહાત્માઓ એમ માનતા હતા કે દરેક માણસે એવા કર્મ કરવાં કે જેથી આવતા જન્મમા પણ સારા સંસ્કારવાળા પવિત્ર કુટુંબમા જન્મ મળે અને એવા કુટુંબોની એક જાતિ સમાજમા રાખેલ હોય તો આવતો જન્મ કયા લેવો તે આગળથી જાણવાની સગવડ પડે તે માટે ઉચ્ચા નીચાનો ભેદ માનવાની જરૂર પડે છે અને તેથી વર્ણાશ્રમધર્મની પદ્ધતિની પણ જરૂર પડે છે

હાલ ઘણા પ્રકારની સેળભેળ થયેલ છે અને વર્ણાશ્રમની પદ્ધતિ તુટી ગઇ છે. તેને કેવી રીતે ફરીથી સારા અને સાચા રૂપમા ગોઠવવી

એ માટે ઘણા વિદ્વાનો વિચાર કરે છે પણ કોઇને તે બાબતમાં સરળ માર્ગ સુઝતો નથી છતા આવી મુશ્કેલીઓમા બે રસ્તા છે—

(૧) કોઇ એવો મહાત્મા જન્મે કે જેનામા જુદી જુદી ભાષાનુ જ્ઞાન હોય, જેને બ્રહ્મસુખ પ્રાપ્ત કરેલ હોય, જેનામા ઘણા અજ્ઞાન માણસોમા શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે અને રાજ્યો ઉપર અસર થાય તેવી કેટલીક યોગસિદ્ધિઓ બતાવવાનું સામર્થ્ય હોય અને જેનામા લોક કલ્યાણની ભાવના હોય તો તે હાલના સાયન્સના સાધનોનો ઉપયોગ કરી રેડીઓ મારફત, સીનેમા મારફત, ન્યુઝપેપર વિગેરે દ્વારા "નિત્ય આત્માનુ નિત્ય સુખ" બધા દેશોને સમજાવી બધા દેશોની પ્રજાનુ લક્ષ તે ફળ મેળવવા તરફ દોરે અને તે બીમાથી કણગા ફૂટી તેના પરિણામમા સનાતન આત્માના સુખ માટે તેના સાધન રૂપ વર્ણાશ્રમ પદ્ધતિ ઉત્પન્ન થાય આ કામ કરી શકે એવા એક બે મહાત્મા જન્મી ચૂકયા છે અથવા જન્મશે એ વાત માનવા જેવી છે અને તેમની અસરથી બધા દેશોની પ્રજામા ધાર્મિક સંસ્કારના બી રોપાશે એવી કલ્પના થઇ શકે છે

(૨) કાશીના વિદ્વાન દેશભક્ત ભાગુ ભગવાનદાસે બીજી એક યોજના પ્રસિદ્ધ કરેલ છે તેમનુ માનવુ એવુ છે કે હવે બધા દેશોની પ્રજાના જીવનની સેળભેળ થઇ ગઇ છે તેથી દરેક દેશના સસ્કારોની પણ સેળભેળ થઇ ગઇ છે માટે પહેલાના જેવી વર્ણાશ્રમની પદ્ધતિ માત્ર હિંદુ કોમમા રાખી બધાની દુનિયામા સૌથી અલગ થઇ હિંદુ પ્રજાથી નભી શકાશે નહિ માટે—

(अ) બધા દેશોના ધાર્મિક પુરુષોને ભેગા કરી તેમને પ્રાચીનકાળના બ્રાહ્મણોની જગ્યાએ માનવા

(ब) બધા દેશોના ક્ષત્રિયોને ભેગા કરી તેમને પ્રાચીન-કાળના ક્ષત્રિયોની જગ્યાએ ગણી બધા દેશોની રક્ષા કરવાનુ કામ સોંપવુ

(क) બધા દેશોના વૈશ્યોને ભેગા કરી તેમને બધા દેશોની ખેતી અને વ્યાપાર વધારવાનુ કામ સોંપવુ

(ड) બધા દેશોના મજુર વર્ગને ભેગા કરી તેમને સારી પ્રમાણિક નોકરી કરતા શીખવીને મનુષ્ય જીવનના ઉત્તમ લાભો નીતિસર તેમને મળે તેવી વ્યવસ્થા કરવી

કાંઇક અંશે ઉપરની યોજના ચાલુ થઇ છે પણ હજુ શરૂઆત છે. બધા દેશોના મજુર વર્ગનુ જીવન સુધારવા માટે યુરોપમા જીનીવામા તેમને માટે કાયમની સભા સ્થાપવામા આવી છે, બધા દેશોમા કેળવણી સુધારવા માટે સને ૧૯૨૩મા અમેરીકામા સભા ભરાણી હતી પણ બધા દેશોના વૈશ્યોમા ઘણો સ્વાર્થ છે. બધા દેશોના ક્ષત્રિયોમાં ઘણો અહંકાર છે, છતા હવે "Common Security" એટલે 'સંયુક્ત રક્ષણ' ના વિચાર ફેલાવા લાગ્યા છે બધા દેશોના ધાર્મિક માણસો સ્વતંત્ર વિચારના હોય છે અમેરીકામા તેઓને એ વખત ભેગા કર્યા હતા, પણ તેનુ બહુ ફળ આવ્યુ નથી. તેથી હવે થોડા થોડા વર્ષને આંતરે જુદા જુદા દેશમા, બધા દેશોના ધાર્મીક માણસોને ભેગા કરવાની યોજના કરવામા આવેલ છે

યુરોપ અને અમેરિકાના પાદરીઓ, કરોડો રૂપીઆને ખર્ચે નિશાળો, ઇસ્પીતાલો વિગેરે કાઢી ઘણા માણસોને પોતાના ધર્મ તરફ વાળે છે, ત્યાના ક્ષત્રિઓ લડાઇને વખતે લડવા તૈયાર થઇ જાય છે, ત્યાના વૈશ્યો વેપાર વધારવા તરફ સારૂ ધ્યાન રાખે છે અને ત્યાના સેવા કરનારાઓ પણ પોતાને જે કામ કરવાનુ હોય તે વખતસર બરાબર કરી આપવા તરફ ધ્યાન રાખે છે પણ ત્યાના બ્રહ્મચારીઓ,

ગૃહસ્થો, વાનપ્રસ્થો, અને સન્યાસીઓમા અહીંની જેમ આશ્રમ પદ્ધતિ નથી વળી ત્યા સ્ત્રીઓ જાતે કમાવાનુ શીખે છે અને તેમનુ ઘરનુ સ્વભાવિક કામ છોડી દે છે તેથી તેમનુ જીવન પણ કઢંગુ થઇ ગયેલ છે

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થમાં મોક્ષ એ મુખ્ય પુરુષાર્થ તરીકે ત્યા મનાતુ નથી અને અહીં એ મુખ્ય પુરુષાર્થ મનાય છે, છતા તે પુરુષાર્થના સાધન વિષે આહી ઘણો મતભેદ ચાલ્યા કરે છે.

હિંદુસ્થાનમા ઘણા ઝગડા ધાર્મિક સાધનો વિષે થાય છે ધાર્મિક સાધનો માણસની પ્રકૃતિ પ્રમાણે જુદા જુદા હોય છે અને જુદા હોવાની જરૂર પણ છે જો સાધનને સાધન રૂપે જાણી શકાય તો ઝગડા થાય નહિ પણ જ્યારે સાધન એજ ફળ છે એમ માની બેસાય તો એક ધર્મવાળા માની લે છે કે અમારા ધર્મને રસ્તેજ મોક્ષ મળશે અને એવુ બધા ધર્મવાળા માનવા લાગે તો ઝગડા વધે છે આવા મતમતાતરને હાલના સજોગોમા અનુકૂળ કેમ બનાવવા અને સમાજમા સંપ કેમ વધારવો એ સમાજ સુધારકોની મોટી મુશ્કેલી છે છતા બધા ધર્મો એક પરમાત્માને માને છે બધા ધર્મોના સાચા ગુરુઓ એકજ પ્રકારનો અનુભવ જણાવે છે આત્મામા ખરૂ સુખ છે અને સસારમા ખરૂ સુખ નથી એ બધા ધર્મોનો સનાતન સિદ્ધાત છે. તેથી જ્યારે નવો ધર્મ ઉત્પન્ન થાય છે ત્યારે તે નવા સજોગોમા આત્માના સુખ માટે એક વધારે નવો માર્ગ બતાવે છે તે પછી વખત જતા તે ધર્મના અનુયાયીઓની ગેરસમજણથી કેટલીક ખોટી રૂઢીઓ દાખલ થઇ જાય છે અને ફરીથી નવા ધર્મની જરૂર પડે છે, એટલે સાચુ સાધન બતાવનારની ફરીથી જરૂર પડે છે

પણ માણસ એકદમ આત્મજ્ઞાની થતો નથી તેથી ધીરે ધીરે ચડવા માટે બધા ધર્મોમા ભૂમિકાઓ અથવા શ્રેણી માનેલી હોય છે ઉત્તમ ભૂમિકાવાળા મહાપુરુષો, અવતારો, ઋષિમુનિઓ, બુદ્ધો, તીર્થંકરો, વાલી, નબી, રસુલ, મેસીયા, વિગેરે નામોથી ઓળખાય છે

ઉત્તમ ભૂમિકાનુ જે ફળ મળે છે તેને જૈન ધર્મ મુક્તિ કહે છે, હિંદુઓમા બ્રહ્માનંદ કહે છે, મુસલમાનો ઇનાહીલીજ્જત કહે છે, કોઇ તેને આત્મભાવ કહે છે, કોઇ એકીભાવ કહે છે, કોઇ ભક્તિ રસ, કોઇ મહાભાવ કહે છે, અને તે ભાવની દ્રષ્ટિએ જગતના અલ્પ ભાવો મિથ્યા લાગે છે

એ દિવ્ય આનંદની પ્રાપ્તિ માટે બધા ધર્મોમા આસુરી પ્રકૃતિના દોષો છોડવાથી અને દૈવી પ્રકૃતિના ગુણો પાલન કરવાથી થતા લાભો બતાવેલા છે ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાની જરૂર અને સમતાની જરૂર બધા ધર્મોમા માનેલી છે

બધા દુ ખનુ મૂળ અહકાર અથવા ખુદી છે તેનાથી માણસ વિભુ મટી અલ્પ થાય છે તેનુ વિભુપણ તે વખતે ત્યાજ હાજર હોય છે પણ તેને તેનુ જ્ઞાન ન હોવાથી પૈસા અને કુટુબ વધારી પોતાને મોટો કરવા મથે છે, પોતાના નિત્યપણાની ખબર નથી એટલે પોતાના શરીરને નિત્ય કરવા મથે છે જેના ઉપર સસારમા પ્રીતિ હોય તેને નિત્ય રાખવા મથે છે, દીકરાને ચિરંજીવી કહે છે, પણ તેથી ભૂલો વધતી જાય છે તેના નિત્યત્વની અને વિભુત્વની ખરી દિશા ચુકાઇ જાય છે

બીજાનુ ભલુ કરવુ એ સારો સ્વભાવ છે પણ જગતનો ઉદ્ધાર કરી જગતનો ગુરુ બની જઉ એવી ઉતાવળ કરવાથી અહકાર

વધી જાય છે થોડુ જ્ઞાન હોય તેના પણ વખાણ કરનારાઓ ઘણા મળે છે અને જે સમતોલપણુ ગંદુ નથી તો જે ધર્મ પાળવાથી સમભાવ આવવો જોઇએ તેને બદલે વિષમતા ઉત્પન્ન થાય છે. તેથી પ્રેમ અને સમભાવ કેળવવાની જરૂર છે.

પરમાર્થના માર્ગમા જે જે વિઘ્નો આવે તે આત્માની શુદ્ધિ માટે જરૂરના છે, સાધુઓ દુ ખ સહન કરી બીજાને જણાવે છે કે પરમ સુખ પ્રાપ્ત કરવામાં વિઘ્નો આવશે પણ તેનાથી ડરશો નહિ જે વસ્તુની જેટલી કિંમત છે તેટલી આપ્યા વગર તે વસ્તુ મળશે નહિ. જેઓ સંસારની બધી સગવડો ગણીને આત્મજ્ઞાન લેવા ઇચ્છે છે તેમને શરીરનુ સુખ મળે છે, પણ ચિત્તમા બહુ વિક્ષેપ લાગ્યા કરે છે અને જેઓ શરીરની સગવડોની દરકાર કર્યા વગર આત્મજ્ઞાન લેવા ઇચ્છે છે તેમને શરીરના દુ.ખ ભોગવવા પડે છે તેથી આ માર્ગ તદ્દન સરળ નથી

મહમદ પેગંબર કહે છે કે ખુદાને પ્રાપ્ત કરવા માટે જેટલા માણસ છે તેટલા રસ્તા છે અને છતાં અમારો માર્ગજ સાચો છે, બીજા બધા માર્ગ ખોટા છે એવું કહેનારાની સંખ્યા ઓછી નથી માણસોની પ્રકૃતિ સત્વગુણી, રજોગુણી, તમોગુણી, અને તેના મિશ્રણથી અનેક પ્રકારની હોવાથી બધાને માટે એકજ પ્રકારની ધાર્મિક ક્રિયા બતાવી શકાય નહિ, તેથી હિંદુઓના ધર્મશાસ્ત્રમાં અધિકારનો વિચાર પહેલો કરેલો છે

જો બધા ધર્મના મુખ્ય ધર્મગુરુઓ એક વખતે જન્મ્યા હોત અને મળ્યા હોત તો તેઓ વચ્ચે એકદમ પ્રેમ જામી શકત ; પણ તેમના શિષ્યો વચ્ચે તે પ્રેમ જામી શકતો નથી તેનુ કારણ અજ્ઞાન છે, અને તેથીજ નવી જાતની ઉભી થતી મુસ્કેલીઓ દૂર કરવા માટે

અને નવા સજોગોમા નવા સાધન બતાવવા માટે વારવાર નવા સાધુઓ જન્મી કોઇવાર નવી પ્રણાલિકા ચલાવે છે.

દરેક ધર્મની ક્રિયાઓમા ઘણો ભેદ રહે છે, છતા બધા ધર્મોમા પ્રાર્થના, શુદ્ધિ, માળા, જપ, ઉપવાસ, રોઝા, દયા, સદાચાર, તીર્થો, જાત્રાઓ વિગેરેના ફાયદાઓ જણાવવામા આવેલ છે જે ધર્મમા પશુ હિંસાની છૂટ છે ત્યા પણ ખરી રીતે શાસ્ત્રોમા "પશુ જેવી માણસની વૃત્તિને મારવાનુ છે" એવો અર્થ નીકળે છે.

બધા ધર્મો પોતાનો ધર્મ જણાવવા બહાર કાઇક ચિન્હ રાખે છે અને તેની તાત્વિક અસર થાય છે એમ માને છે બધામા પગે લાગવાની રીત હોય છે સધ્યા, ઉપાસના, નમાઝ વિગેરે કરાય છે બધાને મઠ, અખાડા, દરગા, તકીઆ, આશ્રમ વિગેરે હોય છે

છતા આ બધા સાધનોનો દુરપયોગ કરનારા અને ભોળા માણસોને ફસાવનારા પણ બધા ધર્મોમા હોય છે, એટલુજ નહિ પણ કેટલાક પોતાના ધર્મમા એવા ચુસ્ત બની જાય છે કે "બસ મારો ધર્મજ એટલે મારી ક્રિયા સાચી અને બીજા બધા ખોટા" એ માન્યતામા કેટલોક ખોટો અહકાર ઉત્પન્ન થાય છે અને તેથી બીજા ધર્મો સાથે ખોટો વિરોધ થાય છે, તેથી એક ધર્મવાળા બીજાને બળજોરીથી પોતાના વાડામા લેવાનો પ્રયત્ન કરે છે તેથી જે ધાર્મિક ક્રિયાથી ભગવાન મળવા જોઇએ તેને બદલે અહકાર વધી જાય છે અને ધર્મને નામે ખોટા ઝગડા, કજીઆ, અને લડાઇઓ થાય છે, ખરી રીતે જોઇએ તો ભગવાન કરતા કોઇ મોટો નથી અને અહકાર કરતા કોઈ નાનો નથી

ખોટા શબ્દો, ખોટા અર્થો, અનધિકારીઓના હાથમા જઇ અનેક જાતના અનર્થ કરાવે છે કોઇ વાત ન સમજવી એટલે

ખોટી સમજવા બરાબર છે અને ખોટી સમજણ એ ધાર્મિક કજીઆનુ મૂળ છે તેથી ધાર્મિક સુધારાની ફરી ફરી જરૂર પડે છે તેમાથી નવુ મળતુ નથી પણ પહેલાં જે તત્ત્વ પહેલાના સાધુઓને મળ્યુ હતુ તેજ ફરીથી નવા રૂપમા મળે છે.

ખરા જ્ઞાનનુ ખરૂ મૂળ દરેકના આત્મામા છે અને ત્યાથી જ ખરૂ જ્ઞાન મળે છે. બધા ધર્મોના બધા શાસ્ત્રોમા જેટલુ રહસ્ય સમાયેલુ છે તેના કરતા વધારે જ્ઞાન દરેક માણસના હૃદયમા આત્મામા રહેલુ છે તેથી દરેકની આત્મભાવે સેવા કરવી એ ખરી સેવા છે. બધા માણસો વચ્ચે, બધા પ્રાણીઓ વચ્ચે, પ્રેમ વધે, બધા ભગવાન સાથે અને આત્મા સાથે દિવ્ય પ્રેમથી જોડાય એ બધા ધર્મોનુ મુખ્ય કર્તવ્ય છે. એજ ખરો સનાતન ધર્મ છે

આવો સનાતન ધર્મ બધાં દેશોની નિશાળોમા નાની ઉમરથી બાળકોને શીખવવો જોઇએ, નિશાળોના શિક્ષકોએ પોતાના ચારિત્રોથી બીજા ઉપર છાપ પાડવી જોઇએ હાલમા તો શિક્ષકો કહે છે કે અમારે નિશાળનુ શિક્ષણજ શીખવવાનુ એટલુ બધુ રહે છે કે ધાર્મિક શિક્ષણ માટે પુરતો વખત રહેતો નથી માટે એ કામ માબાપે કરવાનું છે અને માબાપો કહે છે કે અમને ઘરના કામમા ફુરસદ મળતી નથી માટે શિક્ષકોએ એ કામ કરવુ જોઇએ આગલા વખતમા ગુરુકુળો હતા તેવા હવે ઓછાં છે, અને તે છતા માબાપોનુ લક્ષ્ય છોકરાને કમાતો કરવા તરફ વધારે રહે છે. કોઇ શિક્ષકો એમ પણ કહે છે કે નિશાળોનુ શિક્ષણ ફેરવવુ એ રાજ્યનુ કામ છે.

રાજાઓ નકામા ખર્ચો વધારતા જાય છે પણ પ્રજામા સારા સસ્કાર કેમ વધે તેની તપાસ કરી સાચી કેળવણી પાછળ પુરતો પૈસો ખરચતા નથી દરેક રાજ્યે થોડા સારી નિષ્ઠાવાળા ધર્મ

ગુરૂઓને રાજ્ય તરફથી નભાવવા જોઇએ કે જેથી તેમનો લાભ પ્રજાને વગર ખર્ચે મળે અને પ્રજામા તેમના જીવનથી ઉત્તમ સંસ્કારના બી વવાય આવા ધર્મગુરુઓ પાસેથી નિશાળોના શિક્ષકોએ આત્મજ્ઞાન લેવુ જોઇએ અને પોતાના ચારિત્ર્યમા ઉતારવુ જોઇએ અને તે શિક્ષકોએ નિશાળના બાળકોમા સાચા સસ્કાર નાની ઉમરથી પાડવા જોઇએ

માણસ તરીકેજ જન્મ લેવો એટલે માત્ર ખાવુ, પીવુ, પહેરવુ, પરણવુ, કુટુબનુ ભરણ પોષણ કરવુ અને પછી મરી જવુ એટલામાજ કર્તવ્ય સમાપ્ત થતુ નથી. પોતાના સજોગોને વશ થવામા જીવન વ્યતીત કરવાનુ નથી સંજોગો જીતવા જોઇએ અને તેને ફેરવવા જોઇએ સસાર દુખમય નથી પણ માણસને હલકા સ્વભાવની ટેવ પડે છે તો તેને સુખમય બનાવી શકતો નથી મહાત્મા પુરુષોએ જગતને ખરાબ કહેલ નથી પણ વિષયી વૃત્તિઓને ખરાબ કહી છે

મુખ્ય બાબત એ સમજવાની છે કે બધાને સમાન હક મળે એવી સમાજ બનાવવા કરતા ગુણ કર્મ પ્રમાણે સમાજની વ્યવસ્થા થાય તો તે વધારે સારૂ સારી સમાજમા ચાર પ્રકારના માણસ જોઇએ, જ્ઞાન આપનાર, રાજ કરનાર, રાજ્ય નભાવવા માટે પૈસા આપનાર અને સેવા કરનાર હોવા જોઇએ તેને હિંદુ ધર્મમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શૂદ્ર કહે છે અને જો સમાજ સરકારી થાય તો રાજાને રાજ્ય કરવામા મુસ્કેલી પડતી નથી એવી સમાજમા લોકો પોતાનો ધર્મ સમજી પોતાનુ જીવન પોતાની મેળે સુધારતા રહે છે અને દરેક સજોગોમા સારૂ શુ, ખરૂ શુ, તે સમજી શકે છે બાળકને ડગલો પહેરાવી એમ કહેવુ કે તારે આ ડગલા કરતા મોટા થવુ નહિ એ મૂર્ખાઇ છે સમાજનીતિ અને રાજનીતિ એવી ન જોઇએ કે માણસના વિકાસને અટકાવે

બધે વખતે વ્યવહાર અને પરમાર્થની એકતા કરવાની મુશ્કેલી રહે છે. જેઓ વ્યવહારને પ્રધાનપદે મૂકે છે તેઓ પરમાર્થ સંબધમા ઘણી ગભીર ભૂલો કરે છે અને જેઓ પરમાર્થને મુખ્ય ગણે છે તેઓમાના કેટલાક જગત અને જગતના વ્યવહારની નિંદાનો વખત મળે તો ચુકતા નથી. પણ વ્યવહાર એવી રીતે ગોઠવવો જોઇએ કે તેમાંથી ધીરે ધીરે પરમાર્થનો માર્ગ નીકળતો જાય. એવી વ્યવસ્થા માટે પ્રાચીન કાળના મહાત્માઓ સાગ શાસ્ત્રો લખી ગયેલ છે, અને આત્મ સાક્ષાત્કારનો માર્ગ સરળ કરી ગયેલ છે.

તે આત્મવિદ્યા આ પુસ્તકમાં આપવામા આવેલ છે અને તે વિદ્યા પ્રાપ્ત કરવા માટે જીંદગીની શરૂઆતથી કેવી રીતે જીવન ગોઠવવુ તે માટે કેટલીક સુચનાઓ આ પરિશિષ્ટમા આપવામા આવી છે.



# પરિશિષ્ટ ૨.



## સોરાષ્ટ્રની સતભૂમિ.



સૌરાષ્ટ્રમા ગીતાના વક્તા જ્ઞાનમૌલિ શ્રીકૃષ્ણે પોતાનુ નિવાસ સ્થાન પસદ કરી ગૃહસ્થાશ્રમનુ પાલન કર્યુ છે. અહીં ગૌતમ ચ્યવનાદિના તપોભૂમિના સ્થળો છે અહી આદિ જગદ્ગુરુ શ્રીશકરાચાર્યે વિદ્યાદેવીનુ પીઠ સ્થાપેલ છે અહીના ગુફા કદરોએ ગોરખ વિગેરે સિદ્ધ જ્ઞાનીઓને એકાતવાસ પુરા પાડયા છે અહીંના વિશાળ વનને ભારત પ્રસિદ્ધ વીર ઘટોત્કચે પોતાનુ ક્રિડા સ્થાન કર્યુ છે અહીના ભીમક રાજાની કન્યા બ્રહ્મવિદ્યારૂપ રૂકિમણીએ પ્રતાપી કૃષ્ણની પટરાણીનુ નામ મેળવ્યુ છે અહીના આદિ કવિ નરસિંહ મહેતાએ પોતાના પદોથી લોકોને ભક્તિ રસમા ભીંજવી નાખ્યા છે ગિરનારની પાછળના ભીલખાના મગાળશા શેઠને ત્યા પ્રભુએ કોઢીયાના વેશમા પધારી તે શેઠની ભક્તિની અને પુત્રપણાની પરીક્ષા લીધી હતી

ગુજરાત અને કાઠીઆવાડમા પ્રસિદ્ધ થયેલ, સત શિરોમણિ જેવા પટ્રપ્રજ સ્વામી મહારાજને લગભગ ત્રણસો વર્ષ પહેલા અયોધ્યામા રામઘાટ ઉપર ભગવાન શ્રી રામચન્દ્રજીએ બટુકરૂપ ગ્રહણ કરી પોતાના વરદ હસ્તે તેમના લલાટમા ઉર્ધ્વ ત્રિપુડ્ર કર્યુ હતુ, ગળામા તુલસીની માળા પહેરાવી હતી અને આશીર્વાદ આપી અતર્ધ્યાન થયા હતા આ યોગીન્દ્રનુ સમાધિ સ્થાન દુધરેજમા છે એમના સમાધિસ્થાનની જગ્યાએ દર વર્ષે એક લાખ જેટલા યાત્રાળુઓ આજ પણ આવે છે

સૌરાષ્ટ્રમા શ્રીસહજાનદ સ્વામીએ અનેકને ભક્તિ માર્ગના ચઢાવ્યા છે ખાલી બોલે ભગત કહે કાઠી વર્ગ પોતાના સ્વરૂપથી લોકોને

ચેતવી રહ્યો છે. તેમજ મનહર સ્વામી, મીઠો, તુલસીદાસ, બ્રહ્માનદ, નિષ્કુલાનદ આદિ કવિઓ અને બીજા અનત ભક્તગણે પોતાના કાવ્યો અને ભજનોથી લોકોને સ્વરૂપમા જાગૃત કરેલ છે ખભાળીયામા ભાણ સાહેબ, રવી સાહેબ, ખીમ સાહેબ વિગેરેએ ઘણાને આત્મ-જ્ઞાનમા નવરાવ્યા છે. પુષ્ટીમાર્ગ સ્થાપક શ્રી વલ્લભાચાર્યજીએ કળભક્તિનુ રહસ્ય લોકોને સમજાવ્યુ છે અને તેમની શ્રીમદ્‌ભાગવતની પારાયણની જગ્યાઓએ "બેઠકો" સ્થાપવામા આવેલ છે

આ ભૂમિમા મેવાડના રજપુતાણી મીરાંબાઇએ પોતાની જીદગીનો છેલ્લો ભાગ પોતાના ઇષ્ટ પ્રભુ "ગીરધરનાગર" ના રસભર્યાં પદ અને ગરબી રચી પોતે તેમાં લીન થઇ બીજાને લીન કીધાં છે પીપા ભગતે સોનાની દ્વારકા જોઇ છે, બોડાણા ભક્ત દ્વારકાધીશને પ્રેમથી બાધી ડાકોરજી પધરાવી ગયા છે, વીરપુરના જલા ભક્તે સાધુના વેશમા આવેલ પ્રભુને સેવા માટે પોતાની સ્ત્રી અર્પણ કરી હતી, ગામથી થોડે દૂર ગયા પછી પ્રભુએ તેને પોતાના દડ અને ઝોળી આપ્યાં અને કહ્યુ કે 'હુ હમણા આવું છુ' એમ કહી પોતે જરા દૂર જઈ અતર્ધ્યાન થયા અને પાછા આવ્યા જ નહિ. તે દડ અને ઝોળી હજુ પણ જલા ભક્તની જગ્યામા જોવામાં આવે છે

પરમભક્ત નરસિંહ મહેતાના કાકા પરમભક્ત શ્રી પર્વતરાયને માગરોળની વાવમા ભગવાને દર્શન આપ્યાં હતા

સાયલાના શ્રી લાલજી ભગતની ભક્તિની શક્તિ લોકોમા જાહેર થઇ છે અને સાયલા એ ભગતનુ ગામ મનાય છે. તેમના જીવન ચરિત્રમા ઘણા ચમત્કારો લખેલા છે. તેમાથી થોડાક નીચે પ્રમાણે છે—

૧. ગોળના ભીલાના છાણા દેખાણા

૨ છાણનુ ઘી બની ગયુ

૩. ૬૦ કામળી સાધુઓને આપ્યા પછી, દુકાનમાં ૬૧ નો વધારો થયો.

૪. હળવદમા વિપ્ર બેચરના પૌત્ર જગજીવનને સજીવન કર્યો.

૫. ધ્રાગધ્રામા દાતણની ચીર રોપી તેમાંથી લીંમડો ઉગાડયો

૬. સિદ્ધસરમા જીવાભાઇને સજીવન કર્યા

૭ ભગવાને લાલા ભગતનુ રૂપ લઇ ત્રણસો માણ કોગી ઠાકર ડોસરીને ભરી દીધી, વિગેરે

તે ઉપરાંત પાંચાળના ભક્તો મેપો, રતો, જાદરો, તથા ગોરખો અને સોરઠના ભક્તો દાનો, વીરામણ, ગીગો, વેલો અને ચોટીલા પાસે રહેતા હકા ભગત, વિગેરેની ભક્તિના ચમત્કારો લોકોએ જોએલા છે વેલા ભક્તની સમાધિ ખડખડ ગામમા છે કે ત્યા સ્વામીશ્રી નિત્યાનન્દજી કેટલોક વખત રહ્યા હતા

મહાત્મા મૂળદાસે એક વિધવા બાઇનુ કલંક પોતાના ઉપર લઇ, તેના ગર્ભને મરતા બચાવ્યો છે

પ્રજ્ઞાચક્ષુ ગટુલાલજીએ અને બાળકવિ શંકરલાલ માહેશ્વરે કવિ તરીકે પોતાની ખ્યાતિના કિરણો માર્તંડની પેઠે ભારતમા ફેલાવ્યા છે અને નાના મોટાના પ્રિય થઇ પડેલા કવિ દલપતરામે પોતાની પ્રમાણિક કવિતાથી જનમંડળના ચિતમા બુદ્ધિ પ્રકાશ વિસ્તારવાનો સતત પ્રયાસ કર્યો છે અહીના દયાનંદ સરખા એક પુત્રના કટાક્ષ ભાષણ અને અસરકારક બોધે લગભગ આખા પંજાબને સામાજિક અને ધાર્મિક તત્ત્વથી મસ્ત કરેલ છે વવાણીઆમા જન્મેલા શ્રીમદ્ રાજચંદ્ર નામના જૈન સાધુએ સનાતન જૈન નામનો નવો સુધારો કરી. કાઠીઆવાડ અને ગુજરાતના જૈનોને કેટલીક ખોટી રૂઢીઓમાંથી છોડાવી સાચા જ્ઞાનને રસ્તે વાળ્યા છે

અહીના તીર્થ સ્થળો દ્વારકા, સોમનાથ, પ્રભાસ, ગિરનાર, સુદામાપુરી, શેત્રુંજય, જડેશ્વર વિગેરે આખા હિંદમા પ્રખ્યાત છે. લીંબડીમા શ્રી જગન્નાથ સ્વામીની સમાધિ છે, અને રાજકોટમા શ્રી રામકૃષ્ણ આશ્રમ છે.

આહીના કેટલાક રાજકર્તાઓએ પટતરમા રહી સાહિત્યને સેવ્યું છે અને અસંખ્ય રાજાઓના મહાન પરાક્રમો ભાટ ચારણોના કવનમાં અને રાસડાઓમા અમર રહ્યાં છે. કાઠીઆવાડને ગામડે ગામડે તે તે ગામડાઓના વતનીઓના શૌર્ય અને પરાક્રમના ચિન્હ આજે પણ જોવામાં આવે છે. ગામડાને પાદરે ઉભા કરેલાં પાળીઆના પત્થરો અને ચણેલી દેરીઓના ક્રોયડા જો બરાબર ઉકેલવામાં આવે તો તેમાંથી ધર્મના, વીરતાના, સ્વમાનને માટે આપેલા ભોગના કેટલાક બનાવો પ્રસિદ્ધિમાં આવે જેતપુરના મહાન વીર-સાધુ ચાપરાજવાળાએ પોતાનુ મસ્તક શંકરને અપર્ણ કરી, ધડ સહીત લડાઇ કરી, લાઠી સુધી દુશ્મનોને હરાવ્યા હતા. હિંદુસ્થાનના પ્રાચિન ગૌરવની ભૂમિ જોવી હોય તો તે કાઠીઆવાડ છે.

આખી પૃથ્વીમા વનસ્પતિનો આહાર કરનારા દેશોમા હિંદુસ્થાન એ આગળ પડતો દેશ છે અને હિંદુસ્થાનમા પણ ગુજરાત અને કચ્છ કાઠીઆવાડના પ્રાંતો આ બાબતમા આગળ પડતા છે. કાઠી-આવાડમા સાધુઓ માટે રાજકોટ, વીરપુર, પોરબંદર, જોડીયા, સાયલા, પાળીઆદ, ગારીઆધાર, પીપાવાવ, તુલસીશ્યામ, પીઠડીઆ અને બિલખામાં સદાવ્રો છે. સંન્યાસીઓ માટે મોરબી અને પોરબંદરમા સારા સન્યાશ્રમો છે, જામનગરમાં કાશી વિશ્વનાથના મંદિરમાં અને રાજકોટમાં પંચનાથના મંદિરમાં પણ સન્યાસીઓને રહેવા માટે સગવડ છે અને રાજકોટમાં રમણિક આશ્રમ પાસે દંડી સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓ માટે હમણા અન્નક્ષેત્ર પણ ખોલવામાં આવેલ

છે. ભાવનગરમાં અન્નક્ષેત્ર છે અને જામનગરમા મહંત શ્રી આણદા બાવાએ સ્થાપેલ અનાથાશ્રમનો વિસ્તાર કરી નીચેની ચાર સંસ્થાઓ વેદાંતતીર્થ શ્રી માયાપ્રસાદજી ગુરુશ્રી રામપ્રસાદજી ચલાવે છે—

૧. શ્રી રામરક્ષીત આરોગ્યભૂવન.

૨. અનાથ બાલાશ્રમ.

૩. શ્રી આનંદગુરુ અન્નક્ષેત્ર (આણદાબાવાના ચકલામાં)

૪. અદ્વૈત વેદાંત શ્રવણાલય તથા ગીતા પાઠશાળા

પીઠડીઆના હાલમાં દેવીનુ એક નવુ મંદિર ઘણા ખર્ચે નામદાર દરબાર સાહેબ તરફથી તૈયાર કરવામાં આવેલ છે તેમા ભગવાનના દશ અવતારના ચિત્રો અને તે ઉપરાંત, એકેક ફ્રેમમા, રામાયણ, મહાભારત, નરસિંહ મહેતા, મીરાંબાઈ, ભક્તપુરુષો, ભક્તસ્ત્રીઓ, રાસ લીલા, ભારતમાતા, ભગવાનની શક્તિઓ, શ્રીમદ્ભાગવત, દશાવતારની આરતિ, શિવમહિમા, વિગેરે ગોઠવવામા આવેલ છે જેઓને નવુ મંદિર બંધાવવુ હોય અથવા કોઈ જુનું મંદિર સુધારવુ હોય તેમણે આ મંદિર ખાસ જોવા જેવુ છે તે પીઠડીઆના રાજમહેલના કમ્પાઉન્ડમા આવેલ હોવાથી દરબાર સાહેબની પરવાનગી મેળવીને જોઈ શકાય તેમ છે.

ગોંડળને આગળે હજુપણ કેટલાક મહાપુરુષો ગુપ્ત પણે વિચરે છે સ્વામી શ્રી નિત્યાનંદજીએ લગભગ ૯૦ વર્ષ [illegible], ગત ફાગણ સુદિ પૂર્ણિમાએ સમાધિ લીધી તેમણે અનેક માણસોને

આ મંદિરમા દશ અવતારના ચિત્રોનુ કામ મોરબીના મોહનલાલ પેઈન્ટરે કરેલ છે અને [illegible] [illegible] અને [illegible] ચિત્રોનુ કામ રાજકોટના પેઈન્ટર [illegible] કરેલ છે

પરમાર્થને માર્ગે ચડાવ્યા છે લગભગ બે વર્ષ પહેલા જેણે સમાધિ લીધી, તે મહાત્માશ્રી નથુરામ શર્માએ ઘણા માણસોને સનાતન ધર્મ તરફ વાળ્યા છે અને વેદાંતના, યોગના, અને કર્મકાંડના ઘણા ગ્રંથ પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે. તેમના એક શિષ્યા ત્રણ વર્ષ પહેલાજ બ્રહ્મીભૂત થયેલ પરમ સાધ્વી વિમળાદેવીએ પહેલા પોતાના પતિને સંન્યાસ આપ્યો હતો, પછી પોતે સંન્યાસ ગ્રહણ કરી ઘણી બ્હેનોને ધાર્મિક બોધ આપીને, સ્ત્રીઓને માટે પણ આ કઠણ સંસારમા ઉન્નતિને માટે અવકાશ છે એમ પોતાના જીવનથી સિદ્ધ કરી આપ્યુ છે. સાધ્વીશ્રી વિમળાદેવીએ પણ સ્વામીશ્રી નિત્યાનંદજીના સત્સંગનો લાભ એકથી વધારે વખત લીધો હતો.

વર્તમાનકાળમા સ્વામી શ્રી પ્રકાશાનંદજી વૈદિક ધર્મનો બોધ જીજ્ઞાસુઓને આપી રહેલ છે. તેમના ભક્તો તેમના દર્શન માટે ચાતકની પેઠે રાહ જોઈ રહે છે. સ્વામીશ્રી નિત્યાનન્દજી કહેતા કે તેમની 'હાડી'ની ઇંદ્ર પણ ઇચ્છા કરે છે. પોતાને પણ તેમની માફક વિચરવાની લાગણી કોઇ કોઇ વખતે થતી હતી.

થોડા વર્ષ પહેલાંજ જામનગરમા ગુરુ વિશ્વનાથજી અને તેમના પુત્ર ગુરુશ્રી ભગવાનજીએ લોકોને વેદાંતનુ શ્રવણ કરાવી દેહ છોડયા છે. તેમની ગાદી એ હજુ ગુરુ ગાદી કહેવાય છે. બે ત્રણ વર્ષ પહેલા દેહ છોડી ગયેલ જુનાગઢના વ્યાસ બાપા નરસિંહ મહેતાનો અવતાર મનાતા હતા, તેમણે શ્રીમદ્ ભાગવતની કથાથી લોકોના મન બહુજ આકર્ષી લીધા હતા. નરસિંહ મહેતાના કાકાની સાતમી પેઢીએ જન્મ લીધેલ પરમ વૈષ્ણવ અનંતપ્રસાદજીએ પોતાના ભક્તિભાવવાળા આખ્યાનોથી ઘણાના જીવનમા ભક્તિરસ રેડયો છે અને ગીતા, ઉપનિષદ્ વિગેરે ઉપર ભક્તિભાવવાળી ટીકાઓ કરેલ છે તેમણે પણ થોડા વર્ષ પહેલાજ દેહ છોડયો છે મહાત્મા

ગીનશર્માએ, વેદાતના ભજનો લોકોને આપેલ છે, મહામહોપાધ્યાય શાસ્ત્રીજી હાથીભાઇએ પચદશીનુ ભાષાતર વિગેરે આપેલ છે, કલાપિએ લોકોને નવુ સાહિત્ય આપ્યુ છે, અમૃતલાલ સુદરજી પઢીઆરે સ્વર્ગના પુસ્તકો આપ્યા છે, કેશવલાલ હરિરામ ભટ્ટે "કેશવકૃતિ આપી છે અને મોરબીના નાટયકવિ વાઘજી આશારામે નીતિ અને ભક્તિના નાટકો પ્રજાને આપ્યા છે '

વઢવાણમા ગુપ્તપણે ૨૦ વર્ષ સુધી તદન નગ્ન દશામા બાપુગાવ નામના એક મગદી મહાત્મા રહેતા હતા તે બહુ ઓછું બોલતા, તેથી ઘણા લોકો તેમની સ્થિતિ જાણી શક્યા નહોતા તેમનુ તપ ઘણુ ઉગ્ર હતુ તેમણે ત્રણ વર્ષ પહેલાજ દેહ છોડ્યો છે

વળી હાલમા બહુ પ્રસિદ્ધમા નહિ આવેલ છતા બહુ સારૂ જ્ઞાન ધરાવનાર, ધ્રાગધ્રાની આસપાસના ગામોમા વસતા વાલા ભગત કેટલાક શ્રદ્ધાળુ જીજ્ઞાસુઓનુ કલ્યાણ કરી રહેલ છે જૈન ધર્મમા શ્રી કાનજીમહારાજ અને શ્રી કેશવલાલજી મહારાજ લોકોમા જ્ઞાન-દૃષ્ટિ જાગ્રત કરે છે અને ગિજુભાઇ બાળકોમા નવુ ચેતન રેડે છે

હિન્દુસ્થાનના બીજા પ્રાતોના અનેક મહાત્માઓએ પણ દ્વારકા, ગિરનાર, શેત્રુજય અને સોમનાથને નિમીત્તે આ ભૂમી પવિત્ર કરેલ છે અને આ ભૂમિથી પવિત્ર થયા છે સ્વામી શ્રી રામ અને સ્વામીશ્રી પુરોહિતને ગિરનારમા શ્રીદતાત્રેયના દર્શન થયા હતા એમ તેઓએ પોતાના પુસ્તકોમા લખેલ છે બગાળામા વૈષ્ણવ માર્ગ પ્રવર્તાવનાર શ્રી ચૈતન્યદેવ પણ દ્વારકાધીશના દર્શને આવેલ હતા

આવા આવા સાધુઓના સૌરાષ્ટ્રમા વ્યતીત થયેલા જીવન જોતા અને માધવપુર, માગરોળ, ચોરવાડ, મહુવા, વિગેરે સ્થળે દરીઆ કિનારે આવેલા ઉપવનો જોતા એમ માનવાનુ કારણ મળે છે કે રાજાઓના વખતમા આખો સૌરાષ્ટ દ્વારકાનો બેટ હોવો જોઇએ

ભૂગોળ શાસ્ત્રીઓ કહે છે કે આગળના વખતમા સૌરાષ્ટ્ર પ્રાંત એ એક બેટ હતો. તે પછી એક બાજુની નદીઓનો કાદવ એકઠો થવાથી એક બાજુ જમીન થઇ ગઇ છે.

જામનગરની શ્રી આણદા બાવાની સસ્થાના વર્તમાન વ્યવસ્થાપક વેદાતતીર્થ શ્રી માયાપ્રસાદજી વિરચીત સત્પુરુષ ચરિત્ર નામના ગ્રંથની આદિમા 'આદિ શબ્દ'માં સૌરાષ્ટ્ર દેશનુ મહત્વ દુધરેજના કામદારશ્રી ત્રિવેદી વિજયશકર ત્રિભુવનભાઇ નીચે પ્રમાણે લખે છે'—

"સૌરાષ્ટ્ર વીરોની ભૂમિ છે એથી અધિક એ દેવોની પ્રિય ભૂમિ છે. સૌરાષ્ટ્ર રૂધિર રંગ્યો લાગે એથી અધિકતર એ સન્તરગી છે. સૌરાષ્ટ્ર એના પચરત્નોમાના પ્રસિદ્ધ સરિતાઓના નીર કરતા મહાત્માઓના જ્ઞાન નીરથી વધુ પુનીત છે. સૌરાષ્ટ્રનો સ્થુલ દેહ વિવિધ રંગી છે, પણ એથી એ વધુ ઉજ્જવલ એનો દેહ આત્મ-વિભૂતિ છે

દેવાના ઉપવન જેવું સુન્દર સૌરાષ્ટ્ર માત્ર દેહના સાદર્યેજ દીપતુ હોત અને આત્મજ્યોત વિહોણુ હોત તો એ પુનીત સતીના શીલ સૌદર્ય જેવું ન રહેત પણ અપ્સરાના માદક રૂપ જેવું હોત સૈકાઓ થયા સૌરાષ્ટ્ર પુનિત અને પ્રાણવાન રહ્યુ હોય તો સતોના આત્મ પ્રભાવે.

સૌરાષ્ટ્રમાં માનવીના ભોગ માટે તલસતા એટલા મેદી કિલ્લાઓ નથી જેટલી યોગીયોની ગુફાઓ, ભોંયરા અને સંત આશ્રમો છે સૌરાષ્ટ્ર તો યોગીઓનુ પ્રિયધામ—પિયર છે એટલેજ આર્યાવર્તના ખૂણે ખાચરેથી પણ યોગીઓએ પધારી સૌરાષ્ટ્રને સતકુજ બનાવી પાવન કર્યુ છે, યોગેશ્વર કૃષ્ણચદ્રને પણ મથુરાની માયા મુકાવી સૌરાષ્ટ્રે આકર્ષ્યા ને ભગવાને સૌરાષ્ટ્રને અપનાવી દ્વારકાને જગતનુ મહાતીર્થ કરી સ્થાપ્યુ છે ભગવાનના દેહોત્સર્ગનુ પુણ્યતીર્થ પ્રભાસ પાટણ સૌરાષ્ટ્રને તીરેજ શોભે છે"

"સૌરાષ્ટ્રના શહેરે શહેર, ગામેગામ, અને ગોદે ગોદ સંતોની સ્મૃતિઓથી સભર ભર્યા છે સૌરાષ્ટ્રના પાદ પખાળતા અપાર સાગર જેવી સૌરાષ્ટ્રના સતોની નામાવલિ અપાર અને અનત છે. સૌરાષ્ટ્રને ગામેગામ ઇતિહાસની આરસીઓ સમી વીરો અને વીરાગનાઓના ભવ્ય સ્વાર્પણની યાદ આપતી ખાભીઓ ઉભી છે. પણ એથી અધિક સતોના પદપકજ પુનિત, આશ્રમો, મઠો, દેવમદિરો ને દેવડીઓ દીપી રહી છે."

"સૌરાષ્ટ્રના સરિતા નીર, ગિરિકન્દરા, ડુગરા, વનવાટ કે ઘાટ કોઇ એવા નથી કે જે સન્તોના ભવ્ય ચિહ્નોથી અકિત ન હોય સૌરાષ્ટ્રના ડુંગરે ડુંગર સંતોની દિશાઓ ગજવતા ગેબી ગાનના પડઘા હજુ સભળાય છે પુષ્પોની પરિમલ સામા પવને નથી જઈ શકતી પણ સતોની સુવાસ તો ચારે દિશ'એ પ્રસરે છે આવી સોરઠી સંતોની જીવન સુવાસ સૌરાષ્ટ્રને આવરી આર્દ્ર અને ઉન્નત બનાવી રહેલ છે. ભગવાન કૃષ્ણચદ્રનો કોલ છે કે ભારતવર્ષમા ધર્મના, સંરક્ષણાર્થે હુ યુગે યુગે અવતરૂ છુ પણ સૌરાષ્ટ્રમા તો લોક કલ્યણ માટે સમર્થ સંતો સૈકે સૈકે પાકટ્ય પામ્યા છે."

"સતને જાણે તે સંત સતને ઓળખી અન્યને અનુભવાવવું એ સંતોનો જીવન વ્યવહાર **सत्य शिव सुन्दरम्** એ સતોનુ સ્વરૂપ. શિવ સંકલ્પ સ્વરૂપ એમનુ મન હોય છે, પરિત્રાણ એમનો પરમ ધર્મ છે. સંતોની વાણી એ વેદવાણી છે કારણકે સંતો યોગની ઉચ્ચતમ કક્ષાએથી જે અનુભવે છે તેજ ઉચ્ચારે છે. સંતોની વાણી એ યોગ દર્શનની અનુભવ વાણી છે."

"સંતોની વાણીમા અમૃત સંજીવીની છે એટલેજ એ વાણીએ સૈકાઓ થયા નવા નવા રૂપે સૌરાષ્ટ્રની અનભિજ્ઞ જનતાને ધર્મનૂ ધાવણ પાઈ પ્રાણ અને પ્રેરણાવતી રાખી છે. નિરક્ષર જનતાનાં જીવનમાથી સતોની વાણી લઇ લ્યો કે બીજેજ દિવસે તે જડ અને જીવનહીન થઈ જશે. સંતોની આ વાણીએ અનેકના જીવનમા અદ્ભૂત પલટા આણ્યા છે અનેક રાહ ભૂલેલાઓને ધર્મનો રાહ બતાવ્યો છે, સંસાર સાગરમા અથડાતી અનેક જીવન નૈયા-ઓને

સંત વાણીએ દિવાદાંડીનુ કામ સારી ઉત્તીર્ણ કરી છે, સામેપાર ક્ષેમકુશળ પહોચાડી છે"

"આવા સંતોના આશ્રમો જ્ઞાન તૃષાતુર મુમુક્ષુઓ માટે જ્ઞાનની પરબો છે, ક્ષુધાર્ત અંધ અને અપંગ, દીન કે હીન માટે વિશ્રામ સ્થાન છે મૂક પશુ પક્ષીઓના એ સેવાશ્રમો છે આવા સંત આશ્રમો લોક સેવાનો ધર્મ બજાવવામા પ્રમાદ સેવે છે કે તુરતજ નિષ્પ્રાણ થઇ જાય છે અને સંતો એવા ધર્મ ચ્યુત્ પરિગ્રહ સંચય કરવો શરૂ કરે કે તુરતજ તેમનો તેજો વધ થઇ લોક સન્માનિત મટી લોક તિરસ્કૃત બને છે"

"સંતોના જીવનના માપ કાઢવા સહેલા નથી" એટલેજ કવિ કુલમણિ ભવભૂતિએ કહ્યુ છે કે —

**लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ।**

કાળધર્મ પ્રમાણે પ્રત્યેક સંતની જીવનલીલા એક ધારી નથી પણ અનેક રંગી અને વિવિધ છે છતા આ અનેક રંગી વિવિધ મણકાઓની માળામા સૂત્રરૂપે સંતોની ધર્મપ્રાણતા તો [illegible] એક અને અબાધિત વિલસે છે જેમ ઝવેરને પારખવા ઝવેરી [illegible] શીખવુ પડે છે તેમ આ ધર્મપ્રાણતાના માપ કાઢવા માટે [illegible] થવુ પડશે અને તેથીજ સંતોએ ગાયુ છે કે "[illegible] હોય તે જાણે"

વેદાંતીર્થ શ્રી માયાપ્રસાદજી [illegible] અહેતુક સ્નેહદ્વારા સંસારાર્ણવ નિમગ્ન પ્રાણીઓના [illegible] કૃત મહાત્માઓ ગંગા, યમુના [illegible] પવિત્રતીર્થોમા જેમ વિચરે છે તેમ [illegible] સૌરાષ્ટ્ર દેશમા પણ સ્વેચ્છયા વિહાર કરતા [illegible] અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત સંગ્રહણીય [illegible] સ્વામી નિત્યાનન્દજી મહારાજ છતા

— — —

## પરિશિષ્ટ ૩.

### કેવલ અદ્વૈત વેદાંત-માર્ગના સાધન તથા સાત ભૂમિકાઓ.

**જ્ઞાનની ઉત્પત્તિ માટે સાધન**—(૧) વિવેક (૨) વૈરાગ્ય, (૩) ષટ્ સંપત્તિ એટલે-શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રધ્ધા, અને સમાધાન (૪) મુમુક્ષુતા
(૫) નિષ્કામ કર્મથી મળ દૂર થાય,
(૬) ઉપાસનાથી વિક્ષેપ દૂર થાય,
(૭) આત્મજ્ઞાનથી આવરણ દૂર થાય

### ભૂમિકા

૧ **શુભેચ્છા:**—શ્રવણનો ક્રમ, સંસાર તરફ અરૂચી, આત્માના કલ્યાણનો માર્ગ શોધવાની જીજ્ઞાસા, એકાંત ગમે અથવા શાસ્ત્ર અને સત્સંગ ગમે.

૨ **વિચારણા:**—મનનનો ક્રમ, પ્રસ્થાનત્રય એટલે ગીતા, ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રનો અભ્યાસ, દૈવી પ્રકૃતિનુ પાલન અને આસુરી પ્રકૃતિનો ત્યાગ કરવાની ઈચ્છા, ગુરુનુ શરણ, આત્મ સાક્ષાત્કારની ઈચ્છા.

૩ **તનુમાનસા:**—નિદિધ્યાસન, એટલે ચિત્તવૃતિનો નિરોધ કરવાની શરૂઆત, વ્યતિરેક ભાવની ઉપાસના, મહાવાક્યનો પરોક્ષ બોધ, જ્ઞાનની શરૂઆત.

૪ **સત્વાપતિ:**—ઉપરની ત્રણ ભૂમિકાના અભ્યાસથી આત્મામા કાંઈક સુખ અને શક્તિ લાગે, માન અપમાન સમાન જાણે, મિત્ર અને શત્રુમા સમાનતા, જગત્ મૃગજળ સમાન લાગે, મન અને વાસનાનો કાંઈક ઉપશમ, આત્મા, દેહ પ્રાણ અને મનથી જુદો લાગે, બ્રહ્મવિત્

# જ્ઞાનની નિષ્ઠા માટે-જીવન્મુક્તિ માટે-ભૂમિકા.

## ગુણાતીત અવસ્થા

૫ **અસંસક્તિ:**—સમાધિના સુખની શરૂઆત, આત્મામા શક્તિ વધે મન અને વાસનાનો ઉપશમ, સુખ દુખમા સમાનવૃત્તિવાળો, સ્વસ્થ, લોઢું અને સોનુ સમાન ગણે, પર વૈરાગ્યવાળો સમાધિમાથી પોતાની મેળે વ્યુત્થાન થાય, પ્રિય અને અપ્રિયમા તુલ્ય, ધીર, બહારની વેદના થાય પણ રુદન કરે, જગત સ્વપ્ન જેવુ લાગે, બ્રહ્મવિદ્વર

૬ **પદાર્થાભાવિની:**—પ્રપચનો અભાવ એટલે પ્રપચ બ્રહ્મમય લાગે, બીજા માણસ ભેદ જણાવે ત્યારે પ્રયત્નથી ખબર પડે, મન અને વાસનાનો ક્ષય, વ્યુત્થાન દશામા કર્તવ્ય દેખતો નથી, ગુણોથી ચલાયમાન થતો નથી, સુખ દુખમા હર્ષ કે શોક થતા નથી, ઉદાસી જેવો, તટસ્થ, બીજા માણસ સમાધિમાથી ઉઠાડે ત્યારે ઉઠે, આઠ દિન એક લાગે, બ્રહ્મવિદ્ વરીયાન

૭ **તુરીયા:**—એક આત્મસ્વભાવમા નિષ્પ્રકપ સ્થિતિ પ્રકાશ સ્વરૂપ, ભાવાભાવ રહિત, સુખ દુખ થતા નથી સ્થાનસ્થન, નિત્યસમાધિસ્થ, વ્યુત્થાન પામે નહિ, બ્રહ્મવિદ્ વરિષ્ઠ



## પરિશિષ્ટ ૪

### સ્વામીજીએ પસંદ કરેલા પુસ્તકો.

૧ શંકરાનંદી ગીતા.
૨ મહાવાક્ય રત્નાવલિ.
૩. વિચારસાગર.
૪. વેદાંત રસબિન્દુ.
૫. વેદાંત છંદાવલી.
૬. ઉપનિષદો.
૭. જીવન્મુક્તિ વિવેક
૮. અનુભૂતિ પ્રકાશ.
૯. યોગ વાસિષ્ઠ
૧૦. અવધૂત ગીતા
૧૧. મધુસુદની ગીતા.
૧૨. નીલકંઠી ગીતા.
૧૩. શ્રીમદ્ ભાગવત-બાલ પ્રબોધિની ટીકા.
૧૪. અમૃતાનુભવ.
૧૫. નિગમાગમ વાક્યરત્નાવલિ.
૧૬. ભર્તૃહરિ વૈરાગ્યશતક.

### ભજનનાં પુસ્તકો.

૧. મહાત્મા રંગીન શર્માના ભજનો
૨. કવિ ગિરધરના કુંડલીઆ.
૩. અખાની વાણી.
૪. મસ્તરામના હડુલા



# પરિશિષ્ટ ૫.

# નિર્ગુણ માનસ પૂજા

અથવા

## પરા પૂજા*

શિષ્ય ઉવાચ—

अखण्डे सच्चिदानन्दे निर्विकल्पैकरूपिणि ।
स्थितेऽद्वितीयभावेऽपि कथं पूजा विधीयते ॥ १ ॥

શિષ્ય પૂછે છે—

સચ્ચિદાનંદ (ઈશ્વર) અખંડ નિર્વિકલ્પ એકરૂપ અને અદ્વિતીય હોવાથી તેની પૂજા શી રીતે થાય છે? (કેવી પ્રકારે?) (૧)

पूर्णस्यावाहनं कुत्र सर्वाधारस्य चासनम् ।
स्वच्छस्य पाद्यमर्घ्यं च शुद्धस्याचमनं कुतः ॥ २ ॥

પૂર્ણને આવાહન ક્યાંથી હોય? સર્વાધારને આસન શું હોય! અને સ્વચ્છને, પગ ધોવાનું પાણી શું હોય? તેમજ અર્ઘ્ય પણ શું હોય? અને શુદ્ધને આચમન પણ શું હોય? (૨)

निर्मलस्य कुतः स्नानं वासो विश्वोदरस्य च ।
अगोत्रस्य त्ववर्णस्य कुतस्तस्योपवीतकम् ॥ ३ ॥

निर्लेपस्य कुतो गन्धः पुष्प निर्वासिनस्य च।
निर्विशेषस्य का भूषा कोऽलङ्कारो निराकृतेः ॥ ४ ॥

નિર્લેપને ચંદન શું? વાસના વિનાને પુષ્પ શું? નિર્વિશેષને (ભેદરહિત) ને શોભા શું? અને નિરાકારને અલંકાર શું? (૪)

निरञ्जनस्य किं धूपैर्दीपैर्वा सर्वसाक्षिणः
निजानन्दैकतृप्तस्य नैवेद्यं किं भवेदिह ॥ ५ ॥

નિરંજનને ધૂપનું શું પ્રયોજન છે? સર્વના સાક્ષીને દીવાનું શું પ્રયોજન છે? અને નિજાનંદથીજ ખાસ તૃપ્ત થયેલને નૈવેદ્ય શું હોઇ શકે? (૫)

विश्वानन्दयितुस्तस्य किं ताम्बूलं प्रकल्पते।
स्वयप्रकाशचिद्रूपो योऽसावर्कादिभासकः ॥ ६ ॥

વિશ્વને આનંદ આપનારને અને જે (સ્વય) પ્રકાશ ચૈતન્યરૂપ અને સૂર્યાદિકનો પ્રકાશક છે તેને તાંબૂલ આદિ મુખવાસ કયો ધરાય? (૬)

गीयते श्रुतिभिस्तस्य नीराजनविधिः कुतः।
प्रदक्षिणमनन्तस्य प्रणामोऽद्वयवस्तुन ॥ ७ ॥

શ્રુતિઓ વડે કરીને જે ગવાય છે તેને આરતિનો વિધિ શું હોય? અનંતને પ્રદક્ષિણા શું હોય? અને અદ્વય વસ્તુને પ્રણામ શું હોઇ શકે? (૭)

वेदवाचामवेद्यस्य किं वा स्तोत्रं विधियते।
अन्तर्बहिः संस्थितस्योद्वासनविधिः कुतः ॥ ८ ॥

અવેદ્યને વેદ વાણી કે સ્તોત્ર (સ્તુતિ) શું હોઇ શકે? અને અંદર તથા બહાર વસેલાને વિસર્જન શું હોઇ શકે? (૮)

ब्रह्मानन्दाब्धिकल्लोलकणकोट्यंशलेशकम् ।
पिबन्तीन्द्रादय इति ध्यानमाचमनं मतम् ॥ १३ ॥

બ્રહ્માનંદ રૂપી સાગરના તરંગના રજકણના કરોડમાં અંશના લેશને ઇંદ્રાદિક દેવતાઓ પીએ છે, તેનું નામ ધ્યાન અને આચમન કહેવાય છે (૧૩)

ब्रह्मानन्दजलेनैव लोकाः सर्वे परिप्लुताः ।
अच्छेद्योऽयमिति ध्यानमभिषेचनमात्मनः ॥ १४ ॥

બ્રહ્માનંદ રૂપી જલવડે, બધા લોકો પરિપ્લુત (ગરકાવ) છે અને આ આત્મા અચ્છેદ્ય છે, એ સમજણ રૂપી ધ્યાન એ આત્માનો અભિષેક સમજવો (૧૪)

निरावरणचैतन्यं प्रकाशोऽस्मीति चिन्तनम् ।
आत्मलिङ्गस्य सद्वस्त्रमित्येवं चिन्तयेन्मुनिः ॥ १५ ॥

નિરાવર્ણ ચૈતન્ય તથા પ્રકાશ રૂપ હું છું, એવી રીતે જે ચિંતવન કરવું તે આત્મલિંગનું સારૂં વસ્ત્ર છે, એ પ્રમાણે મુનિ ચિંતવન કરે છે. (૧૫)

त्रिगुणात्माशेषलोकमालिकासूत्रमस्म्यहम् ।
इति निश्चयमेवात्र ह्युपवीतं परं मतम् ॥ १६ ॥

ત્રણ ગુણવાળા ત્રિગુણાત્મક, સર્વ લોકરૂપી માળાનું હું સૂત્ર છું, એવી રીતે નિશ્ચય કરવો એ શ્રેષ્ઠ જનોઈ માનેલી છે (૧૬)

अनेकवासनामिश्रप्रपञ्चोऽयं धृतो मया ।
नान्येनेत्यनुसंधानमात्मनश्चन्दनं भवेत् ॥ १७ ॥

અનેક વાસનાથી, મિશ્ર થયેલો આ પ્રપંચ મેંજ ધારણ કરી રાખ્યો છે, બીજા કોઈએ નહિ તેવી રીતે આત્માનું અનુસંધાન કરવું તેજ ચંદન છે. (૧૭)

रागादिगुणशून्यस्य शिवस्य परमात्मनः ।
सरागविषयाभ्यामत्यागस्ताम्बूलचर्वणम ॥ २३ ॥

રાગાદિ ગુણ શૂન્ય એવા શિવ–પરમાત્મારૂપ પ્રીતિ પૂર્વક વિષયના અભ્યાસનો ત્યાગ તે શિવ પરમાત્માનુ તાંબૂલ ચર્વણ છે. (૨૩)

अज्ञानध्वान्तविध्वंसप्रचण्डमतिभास्करम् ।
आत्मनो ब्रह्मताज्ञान नीराजनमिहात्मनः ॥ २४ ॥

અજ્ઞાનરૂપી અંધકારના ધ્વંસ કરવામાં પ્રચંડ અને મહાતેજસ્વી એવું આત્માનું બ્રહ્મપણાનુ જ્ઞાન તેજ આત્માની અહીં આરતિ સમજવી (૨૪)

विविधब्रह्मसंदृष्टिर्मालिकाभिरलंकृतम ।
पूर्णानन्दात्मतादृष्टिं पुष्पाञ्जलिमनुस्मरेत् ॥ २५ ॥

જુદી જુદી બ્રહ્મદૃષ્ટિની માળાએ કરીને અલંકૃત થયેલ એવા પૂર્ણ આનંદ આત્માની દૃષ્ટિ એજ પુષ્પાંજલી છે એમ સ્મરણ કરવું. (૨૫)

परिभ्रमन्ति ब्रह्माण्डसहस्राणि मयीश्वरे ।
कूटस्थाचलरूपोऽहमिति ध्यानं प्रदक्षिणम् ॥२६॥

હું પોતે ઇશ્વર સ્વરૂપ છું, એમાં હજારો બ્રહ્માંડો પરિભ્રમણ કરે છે અને હું તો કુટસ્થ (નિર્વિકાર) તથા અચળરૂપ છું, એવું ધ્યાન કરવું તે પ્રદક્ષિણા છે (૨૬)

विश्ववन्द्योऽहमेवास्मि नास्मि वन्द्यो मदन्यतः ।
इत्यलोचनमेवात्र स्वात्मलिङ्गस्य वन्दनम् ॥ २७ ॥

હું વિશ્વ વંદ્ય છું, મારા સિવાય બીજો વંદ્ય નથી, એ પ્રમાણે સર્વ ઠેકાણે જોવું તે આત્મલિંગને વંદન છે. (૨૭)

आत्मनः सत्क्रिया प्रोक्ता कर्तव्याभावभावना ।
नामरूपव्यतीतात्मचिन्तनं नामकीर्तनम् ॥ २८ ॥

આત્માની કર્તવ્યપણાના અભાવની ભાવના કરવી, એ આત્માનો સત્કાર કહેવાય છે અને નામરૂપથી પર એવું આત્માનુ ચિંતવન કરવું તે ભગવત્ નામ કીર્તન કહેવાય છે. (૨૮)

श्रवणं तस्य देवस्य श्रोतव्याभावचिन्तनम् ।
मननं त्वात्मलिङ्गस्य मन्तव्याभावचिन्तनम् ॥ २९ ॥

શ્રોતવ્યના અભાવનુ ચિંતન કરવુ, એ દેવનુ શ્રવણ કહેવાય છે અને મંતવ્યના અભાવનુ ચિંતવન કરવું એ આત્મલિંગનુ મનન કહેવાય છે (૨૯)

ध्यातव्याभावविज्ञानं निदिध्यासनमात्मनः ।
समस्तभ्रान्तिविक्षेपराहित्येनात्मनिष्ठता ॥ ३० ॥

ધ્યાતવ્યના અભાવનુ જ્ઞાન મેળવવું, એ આત્માનુ નિદિધ્યાસન કહેવાય છે અને સમસ્ત ભ્રાંતિ તથા વિક્ષેપથી રહિતપણુ એ આત્મનિષ્ઠપણુ કહેવાય છે. (૩૦)

समाधिरात्मनो नाम नान्यच्चित्तस्य विभ्रमः ।
तत्रैव ब्रह्मणि सदा चित्तविश्रान्तिरिष्यते ॥ ३१ ॥

ચિત્તને કોઇ જાતનો ભ્રમ નહિ એ આત્માની સમાધિ કહેવાય છે અને તેજ બ્રહ્મમા ચિત્તની વિશ્રાંતિ ઇચ્છાય છે. (૩૧)

एवं वेदान्तकल्पोक्तस्वात्मलिङ्गप्रपूजनम् ।
कुर्वन्ना मरणं वापि क्षणं वा सुसमाहितः ॥ ३२ ॥
सर्वदुर्वासनाजालं पदपांसुमिव त्यजेत् ।
विधूयाज्ञानदुःखौघं मोक्षानन्दं समश्नुते ॥ ३३ ॥

એવીરીતે વેદાંતકલ્પમાં કહેલું આત્મલિંગનું શ્રેષ્ઠ પૂજન મરણ પર્યંત કરતો અથવા સાવધાન થઇને ક્ષણ માત્ર પણ કરતો માણસ (મુમુક્ષુ) સર્વ દુર્વાગનાની (ઝાળ) ને પગની ધૂળની પેઠે ખખેરીને નાખી દે છે, (ફેંકી દે છે) અને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા દુઃખના સમૂહને દૂર કરી, મોક્ષના આનંદને ભોગવે છે. (૩૨–૩૩)

इति श्री निर्गुण मानस पूजा मपूर्णा ॥

## પરિશિષ્ટ ૬.

### अथ पचमाश्रमः लिख्यते

चिन्मय व्यापितब्रह्म आकाश जगदीश्वरम् ।
निराकार स्वय ब्रह्म तच्चाह पचमाश्रमः ॥ १ ॥

निराकार निराभास निरालब निरजनम् ।
नि शब्दमुच्यते ब्रह्म, तच्चाह पंचमाश्रमः ॥ २ ॥

ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतीश्वरः ।
आश्रमेभ्यश्च भिन्नोऽहं, तच्चाह पचमाश्रम ॥ ३ ॥

आश्रमाणां च सर्वेषां अस्ति नास्ति नचात्मनः ।
भिन्नाभिन्न न जानामि, तच्चाह पंचमाश्रमः ॥ ४ ॥

आब्रह्मस्तबपर्यंत सपूर्ण परमात्मनः ।
धर्माधर्म न जानामि, तच्चाह पचमाश्रमः ॥ ५ ॥

मनस्थ मनसा साध्यं मनोमाया विवर्जितम् ।
मनसा मन आलोक्य, तच्चाहं पचमाश्रमः ॥ ६ ॥

अगोचरे यदालीन पश्चदेहे विलीयते ।
निवर्तन्ते इन्द्रियाणि तच्चाहपंचमाश्रमः ॥ ७ ॥

स्वय दीक्षा स्वय भोक्ता स्वय देवो महेश्वरः ।
निर्विकल्प स्वय ब्रह्म तच्चाह पचमाश्रम. ॥ ८ ॥

क्षमारुपजित क्रोधः सत्यवादी द्रढव्रतः ।
भूमिभाव परित्यागी तच्चाह पचमाश्रमः ॥ ९ ॥

---

--આહી આપેલી પચમાશ્રમ પદ્ધતિ સ્વામીજીને બહુ પ્રિય હતી, અને એક નોધ પોથીમા પોતાના હસ્તાક્ષરે લખેલ છે

देहातीत मनोतीत देहस्थं देहवर्जितम ।
देहभाव परित्यागी तच्चाह पञ्चमाश्रम. ॥ १० ॥
यत्र यत्र कृता भिक्षा, मुक्तोऽहं सर्व कर्मणा ।
कर्माकर्म न जानामि तच्चाहं पञ्चमाश्रमः ॥ ११ ॥
लोकलज्जा विनिर्मुक्तो चोर व्याघ्रभय नहि ।
भयाभय न जानामि तच्चाहं पंचमाश्रम. ॥ १२ ॥
सुख दुःख विनिर्मुक्त शीतोष्णादि भय नहि ।
लाभालाभौ न जानामि तच्चाहं पचमाश्रमः ॥ १३ ॥
मित्रारिपक्षनिर्मुक्तो सुखः दुःख भय नहि ।
सुखात्मा सर्वभूतात्मा तच्चाह पचमाश्रमः ॥ १४ ॥
द्वद्व व्याधि विनिर्मुक्तो आशापाश विवर्जितः ।
लोकशकाभयनास्ति तच्चाह पचमाश्रमः ॥ १५ ॥
ज्ञान विज्ञान सपन्नो ब्रह्मवेत्ता मुनिश्वरः ।
न तीर्थनोपवास च तच्चाह पचमाश्रमः ॥ १६ ॥
मुमुक्षु ब्रह्मनिष्ठश्च पर शिव पदगतः ।
सर्वधर्मपरित्यागी तच्चाह पचमाश्रमः ॥ १७ ॥
अध्यात्म विद्यागोदोग्धा वेदांताम्बुजभास्करः ।
वेद मार्ग परित्यागी तच्चाह पचमाश्रमः ॥ १८ ॥
दड कमडलु त्यागी कटिसूत्राम्बर त्यजेत् ।
स्थावराज्जंगमाद्भिन्न स्तच्चाहं पंचमाश्रमः ॥ १९ ॥
जीवभाव परित्यागी शिवभावमनो द्रढः ।
स्वर्ग नर्क न जानामि तच्चाह पचमाश्रमः ॥ २० ॥
विदेही वीतरागी च षडूर्मितम सहरः ।
षड्वैरीवृंदविध्वसी तच्चाहं पचमाश्रमः ॥ २१ ॥

स्वय ब्रह्म स्वय शक्तिः स्वय विष्णुः सदाशिवः ।
सर्वेश्वरः सर्वसाक्षी तच्चाह पचमाश्रमः ॥ २२ ॥

बालोन्मत्त पिशाचाग्र शापानुग्रह समतः ।
राज रक समः द्रष्टा तच्चाह पचमाश्रम· ॥ २३ ॥

वर्णावर्ण न जानामि, दिवा रात्री न दृश्यते ।
पाप पुण्य न जानामि तच्चाह पंचमाश्रमः ॥ २४ ॥

भिक्षा चतुर्थ वर्णेषु मद्यमास न भुज्यते ।
भक्षाभक्ष न जानामि तच्चाहं पचमाश्रमः ॥ २५ ॥

सच्चिदानंद रुपोऽह शिवोऽह निर्गुणोप्यहम् ।
एव भावयते नित्य तच्चाह पचमाश्रमः ॥ २६ ॥

पचभूत प्रभिन्नोऽह मायादि गुणनाशकः ।
तत्त्ववेत्ता महात्माच तच्चाह पचमाश्रमः ॥ २७ ॥

नारीं नरकवत् द्रष्टवा सग चोरग सन्निभम् ।
हेम हलाहल द्रष्टवा तच्चाह पचमाश्रमः ॥ २८ ॥

अद्वयश्च अखडश्च प्रकाशः परमेश्वरः ।
ब्रह्म विष्णुः शिवः साक्षात्तच्चाह पचमाश्रम ॥ २९ ॥

उदासीनः सदात्माच परितृप्ति महात्मनः ।
इन्द्रियं कीटवद्द्रष्टवा तच्चाह पचमाश्रमः ॥ ३० ॥

अभि त्मात्मनोरुप यदेव सचराचरम् ।
निर्वि ल्प स्वय ब्रह्म तच्चाह पचमाश्रमः ॥ ३१ ॥

अकिंचन कदावासो रमते भुवनत्रयम ।
नग्नो दिगम्बरो दिव्य स्तच्चाह पचमाश्रमः ॥ ३२ ॥

कामःक्रोधश्चलोभश्च मोहादि सकल त्यजेत् ।
हेमलोष्टौ न जानामि तच्चाह चमाश्रमः ॥ ३३ ॥

क्वचिल्लोभी क्वचित्क्षोभी क्वचिन्सज्जन रंजकः ।
लोकालोकौ न जानासि तचाहं पचमाश्रमः ॥ ३४ ॥
हसः परमहस श्च दत्तात्रेय स्वरूप्यहम् ।
गुरुरह जगत् साक्षी तचाह पचमाश्रमः ॥ ३५ ॥
सर्वाध्यक्षो महद्भूतः सर्वस्यादि परोत्तमः ।
जीवन्मुक्तो जरातीत स्तचाह पचमाश्रमः ॥ ३६ ॥
शून्या शून्यो महाशून्यः शून्यात्मा शून्यवर्जित ।
शून्यमडलवासी च तचाह पचमाश्रमः ॥ ३७ ॥
अजोहमजरोहं च सर्वात्मा सर्व दैवतम् ।
अनादि ब्रह्मरूपोह तचाह पचमाश्रमः ॥ ३८ ॥
एव किंचित्पर ज्ञान चिनवै पचमाश्रमे ।
लक्षण हसमार्गस्य तचाह पचमाश्रमः ॥ ३९ ॥
ब्रह्मचर्य पद चादौ द्वितीय गृहस्थाश्रमम् ।
तृतीयं वानप्रस्थ च संन्यासश्च चतुर्थकम् ॥ ४० ॥
पंचम हस दीक्षाच, साक्षाच्छिव स्वरुपिणी ।
वेदमार्ग विनिर्मुक्तः कर्मा कर्म विवर्जितः ॥ ४१ ॥
चतुराश्रम बाह्योह मुक्तोह पचमाश्रमः ।
भिन्नोह वेद कर्मभ्यः केवलं ब्रह्मरूपकः ॥ ४२ ॥
माता यस्य पिता धन्यो धन्य गोत्र कुल तथा ।
कुलकोटी समुद्धर्ता यतीन्द्रोह स्वरूपतः ॥ ४३ ॥
सहस्त्र ब्रह्म भोजोहि एकेन यतिना समः ।
यतीनामयुतै भुक्त हंसेनैक सम खलु ॥ ४४ ॥
हसो यस्य गृहे भुक्ते तत् ग्रहे च शिव स्वयम् ।
यत्र भुक्ते शिवःसाक्षात् तत्र भुक्ते जगत्त्रयम् ॥ ४५ ॥

सन्यासी विष्णुरूपश्च हसश्च शिवरूपकः ।
दर्शन स्पर्श मात्रेण बधात्मुक्तो न सशयः ४६ ॥

क्रियाहीनो मतिभ्रष्टो असक्त पुण्य कर्मणि ।
परदारा गमो नित्य तरति हस पूजनात् ॥ ४७ ॥

हसो दत्त शिवः साक्षात् वामदेव शुकादयः ।
हस हसेति हसेति हसो नाम सदाशिवः ॥ ४८ ॥

सनदा हस रूपा कपिलादि महामुनिः ।
नारायण परब्रह्म हसरूप न सशयः ॥ ४९ ॥

नास्ति हसात्पर देव नास्तिहसात्पर पद ।
नास्तिहसात्पर ध्यान नास्ति हसात्परो गुरुः ॥ ५० ॥

नास्ति हसात्परो मार्गो नास्ति हसात्परो जपः ।
नास्ति हसात्परा पूजा तस्माद्धसो भवेद् बुधैः ॥ ५१ ॥

इति विद्यां पठेन्नित्यं श्रवण मननं कृतम् ।
निदिध्यासेन प्राप्नोति साक्षात्कार न सशयः ॥ ५२ ॥

य इद पठते नित्य यति र्वा यतिपूजकः ।
जीवन्मुक्तो भवेत्सद्यो सत्य सत्य न सशयः ॥ ५३ ॥

श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्रीमच्छकराचार्य
विरचित पचमाश्रम सपूर्णम् ॥

ॐ तत्सत् ॥



# પરિશિષ્ટ. ૭. *

જય સદ્‌ગુરુ સ્વામી, જય સદ્‌ગુરુ સ્વામી,
ઘટ ઘટ પૂરણ પોતે (૨) સર્વાંતરયામી...જય....ટેક.

દયા સિંધ સુખ રૂપ, અનહદ ઉપકારી, ગુરુ અનહદ ઉપકારી,
શું ઉપમા હું અરપુ (૨) જાય મતિ હારી....જય . .૧

જન્મ મરણ જલ પૂરણ, સુખ દુઃખ મચ્છ રહ્યા . ગુરુ,
એવા ભવથી તાર્યો (૨) ગુણ નવ જાય કહ્યા ..જય ..૨

હવે થયો કૃતકૃત્ય, નિમગ્ન આત્મપદે. ..ગુરુ,
સ્વપ્ન તુલ્ય જગ જાણ્યુ (૨) બ્રહ્માનંદ પદે ..જય .૩

વેદ ગુરુ ઇશ્વરને, પુનઃ પુન. પ્રણમું. ..ગુરુ,
આયુ લગી અનુચર થઇ (૨) તવ ચરણે વિરમું .. જય....૪

એ કરવું છે શકય, અન્ય અશકય ખરૂ ...ગુરુ,
આત્મજ્ઞાન તુલ્યે શું (૨) પ્રત્યુપકાર કરૂ....જય .૫

સમજી રહું છુ શાંત, આપ કૃપા બલથી....ગુરુ,
અધિકારીને ઉગાર્યો (૨) તાર્યો ભવ જલથી....જય ...૬

---

* આ સ્તુતિ સ્વામીજીના ભક્તો ગુરુપૂર્ણિમા વખતે અને બીજે પ્રસગે ગાતા અને હાલ પણ ગાય છે.

# પરિશિષ્ટ ૮

## સપ્તશ્લોકી ગુરૂ ગીતા ×

अज्ञान तिमिरांधस्य ज्ञानाञ्जन शलाकया।
चक्षुरुन्मीलित येन तस्मै श्री गुरवे नमः ॥ १ ॥

ब्रह्मानंद परमसुखद केवल ज्ञानमूर्ति
द्वद्वातीतं गगनसदृश तत्त्वमस्यादि लक्ष्यम्।
एक नित्य विमलमचल सर्वधीसाक्षिभूत
भावातीत त्रिगुणरहित सद्गुरु त्वां नमामि ॥ २ ॥

अखण्डमण्डलाकार व्याप्त येन चराचरम्।
तत्पद दर्शित येन तस्मै श्री गुरवे नमः ॥ ३ ॥

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु र्गुरु र्देवो महेश्वरः।
गुरु. साक्षात्पर ब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥ ४ ॥

न गुरोरधिक तत्त्व न गुरो रधिक तपः
तत्त्वज्ञानात्पर नास्ति तस्मै श्रीगुरवेनमः ॥ ५ ॥

मन्नाथः श्रीजगन्नाथो मद्गुरुः श्रीजगद्गुरुः।
स्वात्मैव सर्वभूतानां तस्मै श्रीगुरवे ।६॥

त्वमेव माता च पिता त्वमेव,
त्वमेव बधु च सखा त्वमेव।
त्वमेव विद्या द्रविण त्वमेव,
त्वमेव सर्व मम देव देव ॥ ७ ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

---

× આ સ્તુતિ સ્વામીજીના ભક્તો ગુરૂ પૂર્ણિમાને દિવસે અને બીજે પ્રસગે ગ'તા અને હાલ પણ ગાય છે.

## બ્રહ્મીભૂત

### સ્વામીશ્રી નિત્યાનન્દ સરસ્વતીની
### સમાધિ ઉપરનું લખાણ



બ્રહ્મનિષ્ઠ, બ્રહ્મશ્રોત્રીય, પરમહંસ પરિવ્રાજકાચાર્ય
પૂજ્યપાદ સ્વામીશ્રી નિત્યાનન્દજી મહારાજના
ચરણકમળ, સંવત્ ૧૯૯૧ ના ફાગણ
વદ ૧૪ ભોમવારે સ્થાપિત.
તા. ૨-૪-૧૯૩૫.



સ્વામીજીની પર્ણકુટીમાં આ પુસ્તકના લેખક.

# આ લેખકના બીજાં પુસ્તકો,

| | | મળવાનુ ઠેકાણું. |
|---|---|---|
| ૧. | અરવિંદ ઘોષનુ તત્વજ્ઞાન (બીજી આવૃતિ) | મેસર્સ એન એમ. ત્રિપાઠીની કુા પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ |
| ૨. | ઈશોપનિષદ . | ,, ,, |
| ૩. | પ્રેમકુસુમ ... .. | નથી |
| ૪ | સેવાકુંજ . . | નથી |
| ૫. | આર્યોના સંસ્કાર .. (પહેલી આવૃતિ) | કાગદી પુરુષોત્તમ પરમાણંદ પગ બજાર, રાજકોટ |
| ૬. | આર્યોના સંસ્કાર .. (બીજી આવૃતિ) | સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ અને મુંબઇ |
| ૭. | નારદ ભક્તિસુત્ર .. .. ... | નથી |
| ૮. | કાળની ગતિ ... .. . | ,, |
| ૯. | પ્રણાલિકા | ,, |
| ૧૦. | પ્રસાદી . .. | ,, |
| ૧૧. | શ્રી નીલકંઠી ગીતા ... | ,, |
| ૧૨ | નિગમ ગમ વાકય રત્નાવલિ | શાહ બ્રધર્સ પ્રેસ, લલ્લુભાઇ બીલ્ડીંગ, રાજકોટ. |
| ૧૩. | નિત્ય ભજન સંગ્રહ .. (કિં બે આના) | |
| ૧૪. | નિત્ય પ્રભુ દર્શન. ... (કિં ૪ આના) | |
| ૧૫ | તું કોણ? ઉકો કે ઇશ્વર? | રા જગજીવન કાશીદાસ મહેતા, મોરબી, અથવા રા. લક્ષ્મીચંદ ડોસાભાઇ, રાજકોટ. |

ઉપરના જે પુસ્તકો હાલ મળી શકતા નથી તે જો કોઇ મહાશયને ધર્માર્થે છપાવી વીના મૂલ્યે લોકોને આપવાની ઇચ્છા હોય તો લેખકની સંમતિથી તેની વ્યવસ્થા થઇ શકશે.



૬ મીરાંબાઇની ભક્તિ

| | |
|---|---|
| એફ–ટી. | ૬૪૪ |
| એન. | ૯૭૦૪ |
| એફ–ટી. | ૭૬૨ |
| એ | ૨૪૫૮૩૧ (a) |
| એફ–ટી. | ૫૦૭૪ |
| એન | ૭૩૦૦ |
| એન. | ૭૪૦૮ |
| એસ A | ૩૦૧૬ |
| એચ–ટી | ૬૬ |

૭. કૃષ્ણ ભક્તિ

| | |
|---|---|
| પી | ૧૩૪૨૮ |
| એન | ૩૪૧૧ |
| એન | ૨૫૬૬ |
| પી | ૪૭૪૪ |
| પી | ૧૩૪૬૧ |
| એન | ૩૫૭૫ |
| પી. | ૧૩૫૨૪ |
| પી. | ૧૦૪૯૨ |
| પી. | ૫૨૪૫ |
| એફ–ટી | ૨૫૫૨ |
| એચ ટી. | ૫૯ |
| એન | ૪૧૩૯ |
| એફ–ટી. | ૫૦૦૭ |
| એન. | ૫૭૦૭ |
| એચ. ટી. | ૫૯ |
| એન. | ૬૨૬૮ |

૮. જૈન ભક્તિ.

| | |
|---|---|
| એન. | ૩૫૭૩ |
| એન. | ૩૬૫૮ |
| એફ–ટી. | ૨૩૯૫ |
| એફ–ટી | ૨૬૯૪ |

૯. ગરબા.

| | |
|---|---|
| એન. | ૫૩૩૦ |
| એન. | ૪૧૦૨ |
| એન | ૫૩૩૬ |

૧૦. સુફીઓની ભક્તિ.

| | |
|---|---|
| એફ–ટી | ૫૩૯ |
| પી. | ૧૩૪૭૪ |
| પી | ૧૦૫૪૪ |
| એન | ૬૦૦૨ |
| એન | ૫૩૩૯ |
| એન | ૩૪૦૯ |
| પી. | ૧૦૨૯૪ |
| એન | ૬૧૪૫ |
| એન | ૬૧૩૩ |
| પી. | ૧૦૬૦૨ |
| એફ–ટી | ૪૦૮૫ |

| | |
|---|---|
| એચ-ટી. | ૬૦ |
| એફ્-ટી. | ૩૫૩૨ |
| પી. | ૧૦૬૬૪ |
| પી. | ૧૦૬૭૩ |
| એન. | ૬૩૭૯ |
| પી. | ૧૦૫૭૫ |
| પી. | ૧૦૬૯૫ |

૧૧. આત્મજ્ઞાન

| | |
|---|---|
| પી. | ૧૦૨૬૫ |
| પી | ૧૩૫૦૪ |
| એન. | ૩૬૪૫ |
| એન. | ૫૩૦૮ |
| એફ્-એચ. | ૧૦૯ |
| એન. | ૫૬૪૧ |
| એન | ૩૫૨૬ |
| એન | ૩૬૪૧ |
| એન. | ૫૪૭૧ |

અંગ્રેજીભજન.

H M. V No B 1501

શિવ ભક્તિ.

એફ્-ટી ૫૧૨૪

ધાર્મીક ઉપદેશ

વી. ઇ ૩૦

આરતી.

એફ્-ટી. ૨૬૮૯

એફ્-ટી ૫૨૪૬





